પ્રવચનકાર : પૂજ્ય મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવર.
અવતરણકાર : લાલચંદ કે. શાહ B. A. B. T. S. T. C.

પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ : સંઘવીની પોળ, મહેસાણા.
મૂલ્ય : ૮ રૂપિયા : બીજી આવૃત્તિ : નકલ : ૧૫૦૦ [પોસ્ટેજ ૫૦ પૈસા]
વિ. સં. ૨૦૩૪ આસો : 
મુદ્રક : હસમુખ જે. શેઠ : અજય પ્રિન્ટર્સ, સુરેન્દ્રનગર.

# પ્રકાશકીય

'હૃદય કમલમેં ધ્યાન ધરત હૂં' પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. પૂજ્ય મહારાજશ્રીએ બીજી આવૃત્તિમાં સંશોધન સંમાર્જન અને કંઈક પરિવર્ધન કરી આપવાની કૃપા કરી છે. વિશેષમાં, પાછળના ભાગમાં '**ભાવનામૃત**' વિભાગ જોડી દેવામાં આવ્યો છે નવપદોની પ્રતિદિન ભાવના ભાવવા માટે આ વિભાગ ખૂબ જ ઉપયોગી બનશે.

'**હૃદય કમલ**' ની કલ્પના માટે, હૃદય કમલમાં સિદ્ધચક્રનું-નવપદનું ધ્યાન ધરવાની કલ્પના માટે સુંદર ચિત્ર (આર્ટ પેપર ઉપર) પણ આ બીજી આવૃત્તિમાં આપવામાં આવ્યું છે.

શ્રી સિદ્ધચક્રજી અંગે, શ્રી નવપદ અંગે આ પ્રવચનોમાં તલસ્પર્શી વિવેચન આપવામાં આવ્યું છે. નવપદની આરાધનામાં પૂરક અને પ્રેરક બને તેવાં આ પ્રવચનો વાંચવા સહુના માટે આનંદપ્રદ બનશે. સરળ અને સુબોધ ભાષામાં ઘણું ઘણું જીવનસ્પર્શી જ્ઞાન આ પ્રવચનોમાં અપાયેલું છે.

પૂજ્ય મહારાજશ્રીનાં રોચક, બોધક, અને રસપૂર્ણ પ્રવચનોનાં ત્રણ સંગ્રહ પ્રકાશિત થયા છે : **૧. પાંચ પ્રવચન ૨. રામાયણમાં જીવનદૃષ્ટિ** અને **૩. હૃદય કમલમેં ધ્યાન ધરત હૂં** હવે પછી ચોથો પ્રવચન સંગ્રહ ટુંક સમયમાં નવા નામે અને નવા રૂપે પ્રગટ કરવા ધારીએ છીએ. ૨૪ પ્રવચનોનું આ સંકલન, મનુષ્યના નૈતિક અને ધાર્મિક ઉત્થાનમાં અત્યંત ઉપયોગી પુરવાર થશે. સંસ્થાના આજીવન ગ્રાહકોને તો ઘેર બેઠાં આ સાહિત્ય પ્રાપ્ત થઇ જશે ! બીજાઓએ જૈન બુકસેલરો પાસેથી મેળવી લેવા વિનંતિ છે.

આ પ્રવચનોના સંકલન-સંપાદન અને પ્રકાશનમાં અમારી કોઇ પણ ક્ષતિ દેખાય તો સુજ્ઞ વાચકો અમને ક્ષમા કરે.

૧-૧૦-૭૮ મેનેજીંગ ટ્રસ્ટીઓ,

મહેસાણા. વિ. ક. પ્ર. ટ્રસ્ટ.

# શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટની
# આજીવન–ગ્રાહકની સુંદર યોજના



માત્ર રૂા. ૨૫૧-૦ ભરીને તમે આ ટ્રસ્ટના આજીવન ગ્રાહક બની શકો છો.

તમે જ્યાં ગ્રાહક બન્યા, ત્યાં તમને લગભગ રૂા. ૧૦૦ ની કિંમતનાં પુસ્તકોનો સેટ મળી જશે.

તે પછી દર વર્ષે ૩–૪ પુસ્તકો તમને ઘેર બેઠાં મળતાં રહેશે.

પૂજ્ય ગણિવરશ્રી ભદ્રગુપ્તવિજયજી મ. સા. નું મનનીય અને રસપૂર્ણ સાહિત્ય તમારા પરિવારનું મનગમતું સાહિત્ય બની જશે. જૈન રામાયણ, તત્ત્વજ્ઞાન, વ્યાખ્યાનો અને વાર્તાઓનાં રંગબેરંગી મનમોહક પુસ્તકો તમારાં મિત્રમંડળમાં પણ હંમેશા વંચાતા થઈ જશે.

સંસ્થાને તમે ચેકથી, ડ્રાફ્ટથી કે M.O. થી પૈસા મોકલી શકશો, મુંબઈમાં અને અમદાવાદમાં પણ નીચેના સરનામે પૈસા ભરી શકશો.

મયાભાઇ મણીલાલ કાપડીયા
મસ્કતી મારકીટ,
અમદાવાદ-૨.
ફોન : ૩૮૯૧૯૪

સુગટભાઈ સી. શાહ
નોબલ કલર કાં.
૧૦૦/૧૦૪, કાજી સૈયદ સ્ટ્રીટ
પાંચમા માળે, રૂમ નં. ૫૦૮
મુંબઈ–૪૦૦૦૦૩

# વ્યાખ્યાન પહેલું



अरिहाइ-नवपयाइं झाइत्ता हियय कमलमज्झम्मि
सिरिसिद्धचक्कमाहप्प-मुत्तमं किंपि जंपेमि ॥
—सिरि-सिरिवाल कहा

અનંત ઉપકારી પરમ કૃપાનિધિ પરમાત્મા જિનેશ્વર દેવોએ સારાય વિશ્વના હિત માટે, ધર્મતીર્થની સ્થાપના કરી, વિશ્વને મોક્ષમાર્ગ બતાવ્યો. ધર્મની આરાધના, ઉપાસના જીવોના હિત માટે, કલ્યાણ માટે બતાવી.

આ વાત આપણા હૃદયમાં બરાબર ઠસી જવી જોઈએ. તે માટે હૃદયમાં પ્રબલ વિશ્વાસ સ્થાપિત થવો જોઈએ. આ વિશ્વાસ ક્યારે સ્થાપિત થાય ? જ્યારે મોક્ષમાર્ગ બતાવનારા, ધર્મની આરાધના બતાવનારા તીર્થંકર પરમાત્મા પ્રત્યે સ્નેહ પ્રગટે, રાગ થઈ જાય ત્યારે !

**પરમાત્મા સાથે સંબંધ બાંધો :**

પરમાત્મશ્રદ્ધા અનેક પ્રકારે પ્રગટ થાય છે. સૌ પ્રથમ તો સર્વજ્ઞ પરમાત્મા સાથે સંબંધ બંધાય. સંબંધ બાંધવાનું કાર્ય ધર્મઆરાધનાથી શક્ય બને. ધર્મઆરાધના કરવા પૂર્વે એક જ વિચાર કરવાનો કે 'ધર્મની આરાધના કર્યા સિવાય આત્મ-કલ્યાણ નથી. ધર્મઆરાધનાથી જ શાશ્વત્ શાંતિ મળે છે.'

પરંતુ કહેવા માત્રથી, બોલવા માત્રથી કાંઈ શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. જે જીવોએ પરમાત્માએ બતાવેલી ધર્મઆરાધના કરી છે, તે આરાધનામાં જેમને સફળતા પ્રાપ્ત થયેલી છે, તેમના તરફ જુઓ ચર્મચક્ષુથી નહીં, જ્ઞાનદૃષ્ટિથી જુઓ. એ દર્શનમાંથી સમ્યગ્દર્શન પ્રગટ થશે ! સમ્યક્શ્રદ્ધા પ્રગટશે.

કોઈ એમ સાંભળે કે 'અમુક ડોકટર સારા છે', તો સાંભળવા માત્રથી ડોકટર પર વિશ્વાસ નહીં મૂકે, પણ 'તે ડોકટરથી અમુક માણસની વ્યાધિ દૂર થઇ, તેમની ટ્રીટમેન્ટથી ખૂબ ફાયદો થયો.' પછી ? તમે બોલી ઉઠશો: 'અરે ! સરસ ! ડોકટર ખૂબ સારા છે ! આપણે પણ તેમની પાસે જઇશું. ને દવા લઈશું.' આમ ડોકટર પર શ્રદ્ધા સ્થાપિત થઈ.

વકીલ, બેરિસ્ટર કે સોલીસીટર પર વિશ્વાસ ક્યારે થાય ? જીતી ન શકાય તેવા મુશ્કેલીભર્યા કેસ તે જીતી બતાવે ત્યારે ને ? તમને થાય કે 'અરે ! આવો ન જીતાય તેવો કેસ જીતી ગયા ! કમાલ કરી !' પછી તમને તે વકીલ પર શ્રધ્ધા થાય ને ?

**પરમાત્મશ્રદ્ધા હૃદયમાં પ્રગટાવો :**

એક બીજા રસ્તે પણ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. આપત્તિમાં ફસાયેલી એક વ્યકિતને તમે સાચો માર્ગ બતાવ્યો, મુશ્કેલીમાં હોવા છતાં તે ન માને અને વધુ દુ:ખી થાય, પછી તે જ કહેશે કે 'પેલા ભાઇએ બતાવેલો માર્ગ સ્વીકાર્યો હોત તો આ પરિણામ ન આવત....' આમ ઠોકર ખાધા પછી સાચા માર્ગે વળે ! અને તમારા પર શ્રધ્ધાવાન બને.

પરમાત્માએ જે પરમ સુખ, પરમ શાન્તિનો માર્ગ બતાવ્યો છે, તેના પર શ્રધ્ધા સ્થાપિત કર્યા વિના આપણે ભાગ્યનાં બહાનાં કાઢીએ છીએ. પાપના ઉદયનું બહાનુ કાઢી ધર્મપુરુષાર્થ કરતા નથી. ધર્મ-આરાધનામાં પીછેહઠ થાય છે. શાથી આમ થાય છે ? આપણે પરમાત્માને ઓળખી શકયા નથી. પરમાત્માના અચિંત્ય પ્રભાવથી આપણે અપરિચિત છીએ. પરમાત્માની અનંતશકિતને આપણે સમજી જ શકયા નથી....આ પરિસ્થિતિમાં કોઇ મનુષ્ય મળે અને બતાવે કે 'પરમાત્માના બતાવેલા મોક્ષમાર્ગ પર ચાલવાથી પોતે કેવી રીતે શાંતિ અને સુખ મેળવ્યાં, ત્યારે આપણામાં પણ શ્રધ્ધા ઉત્પન્ન થાય.

'અમે પ્રભુના માર્ગથી દૂર રહ્યા હતા, પરમાત્માના પ્રભાવથી અજ્ઞાત હતા, તેથી જીવન ક્લેશ, અશાંતિ અને સંતાપથી રીબાઇ

રહ્યું હતું, પરંતુ પરમાત્માનો માર્ગ મળ્યો, માર્ગને સમજ્યા અને માર્ગ પર ચાલવાથી ક્લેશાદિ નાશ પામ્યા....' આ પ્રમાણે સાંભળવાથી તમને થાય ને કે 'તો હું પણ તે માર્ગે ચાલું ?'–આ છે શ્રદ્ધાનો બીજો માર્ગ.

'પરમાત્માએ બતાવેલા માર્ગે જ સુખ શાંતિ મળે, તે સિવાયના બીજા માર્ગે દુઃખ અશાંતિ જ મળે'–આ પ્રકારની શ્રદ્ધા થવી જોઈએ.

કોઈ પુરૂષ એક માર્ગે જાય છે, ત્યાં તેને સુખ અને શાંતિ મળે છે, તો એવો વિચાર આવે ને કે 'હું પણ આ રસ્તા પર ચાલું. તે માટે મારે શું કરવું જોઈએ ?'

## નિરાશ ન બનો...ચાલતા રહો.

**પ્રશ્ન :** પરમાત્માના બતાવેલા મોક્ષમાર્ગ પર ચાલવાની ભાવના તો થાય છે, પણ ચાલવાની શક્તિ નથી !

**ઉત્તર :** શા માટે કાયર બનો છો ? મોક્ષમાર્ગની કોઈ એક સાધના નથી, અનેક સાધનાઓ છે. વળી, માર્ગ એકજ હોય પરંતુ કોઈક મનુષ્ય પાંચ માઈલની ઝડપે ચાલે, કોઈ ચાર માઈલની ઝડપે, કોઈ ત્રણ....બે....એક માઈલની ઝડપે ચાલે ! એક કલાકમાં એક માઈલ ચાલવાની જેમની ઝડપ નથી, તેઓ કલાકના પાંચ માઈલ ચાલનારની સાથે ચાલવા જાય તો એમનું શું થાય ?

કલાકના પાંચ માઈલ ચાલનારાઓની ઝડપ જોઈને એમ ન વિચારો કે 'ભાઈ, આપણામાં તો ચાલવાની શક્તિ જ નથી !' એમ વિચારશો તો નિરાશ થઈને બેસી જશો ! ના, બેસો નહીં.... ચાલો ! ચાલતા રહો !

એક શ્રીમંત મનુષ્ય ચાલે છે ને એક ગરીબ મનુષ્ય ચાલે છે, બંનેના ચાલવામાં ય ફરક હોય છે. શ્રીમંત સાથે નોકર ચાકર હશે, ટીફીન હશે, ખાવાપીવાની સગવડ હશે, પણ ગરીબ સાથે ? નોકર નહીં કે ખાવાપીવાની સગવડ પણ નહીં ! તો શું ગરીબ ચાલશે જ નહીં ? મુસાફરી કરશે જ નહીં ? ગરીબ મનુષ્યે શ્રીમંત માણસનું અનુકરણ ન કરવું જોઇએ.

**ધર્મસાધનાના અનેક પ્રકાર :**

તે પ્રમાણે મોક્ષ–માર્ગ પર ચાલવામાં પણ અનુકરણ ન કરી શકાય. જે સાધના એકને માટે શક્ય હોય, તે સાધના બીજા માટે શક્ય ન પણ હોય. બધા જીવોની બાહ્ય પરિસ્થિતિ અને આંતરિક પરિસ્થિતિ સમાન ન હોઈ શકે, તેથી બધા જીવોની મોક્ષમાર્ગની આરાધના સમાન ન હોઈ શકે.

મહાપુરૂષો જે રીતે મોક્ષમાર્ગ પર ચાલ્યા, તે રીતે કદાચ આપણે ન ચાલી શકીએ, પરંતુ આપણે આપણા દેશ, કાળ, પૌરુષ, અવસ્થા સંજોગ, પરિસ્થિતિ... અનુસાર તો ચાલી શકીએ ને?

**પ્રશ્ન :** ધર્મની આરાધનામાં શું પ્રત્યેક સમયે એક સરખી જ આરાધના કરવાની કે કાળપરિવર્તન સાથે ધર્મઆરાધનામાં અંતર હોય ?

ઉત્તર : દૈનિક જીવનમાં કેટલીક ધર્મઆરાધના તો નક્કી જ હોય. જેમ પરમાત્માનું પૂજન, પ્રતિક્રમણ, સામાયિક વગેરે. પરંતુ વિશિષ્ટ કાળમાં વિશિષ્ટ ધર્મ આરાધના કરવાની પણ જ્ઞાની પુરુષોએ બતાવી છે. કોઈ કાળે વિશેષ તપશ્ચર્યા કરવાનું કહ્યું છે, તો કોઈ કાળે વિશેષ જ્ઞાનોપાસના કરવાનું દર્શાવ્યું છે. કોઈ સમયે વિશિષ્ટ ધ્યાન કરવાનું કહ્યું છે.

**ધર્મસાધનાનો કાળ સાથે સંબંધ :**

ધર્મસાધનાની સાથે કાળનો વિશેષ સંબંધ છે!

સવાર બપોર અને સાંજ (સાયં કાળ), આમ એક દિવસમાં જેમ કાળ–પરિવર્તન થાય છે, તેમ ધર્મની આરાધના પણ કાળ પ્રમાણે બદલાય છે. ભિન્ન ભિન્ન ધર્મઆરાધના ભિન્ન ભિન્ન સમયે કરવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જેમ ધ્યાન પ્રભાતમાં કરવું જોઈએ, તો પરમાત્મ-પૂજન મધ્યાહ્ને! વિશેષરૂપે તત્ત્વચિંતન રાત્રિમાં અને ધર્મશ્રવણ દિવસમાં! જ્ઞાની પુરૂષોએ નિયત કરેલા કાળમાં તે તે ધર્મ–આરાધના કરવામાં આવે તો આત્મા સાથે એનો સંબંધ બંધાય. ધર્મને આત્મસાત્ કરવા માટે ભાવ સાથે કાળનું પણ મહત્વ સમજો.

કાળના માધ્યમથી વર્ષનું વિભાજન થયેલું છે : શિયાળો, ઉનાળો અને ચોમાસુ, ત્રણે ઋતુઓના જુદાજુદા શારીરિક-માનસિક પ્રભાવ હોય છે. એ પ્રભાવોને લક્ષમાં રાખી, જ્ઞાની પુરૂષોએ વિશિષ્ટ ધર્મઆરાધનાઓ બતાવેલી છે. આપણે એનું મહત્ત્વ, એનું રહસ્ય સમજવું જોઇએ.

વર્ષાકાળમાં વરસાદ વરસતો હોય, આકાશ વાદળથી ઘેરાયેલું હોય, વન-ઉપવન અને ગામ-નગરો પાણી પાણી હોય...આની અસર જડ-ચેતન પદાર્થો પર થતી જ હોય છે. આ કાળમાં મનુષ્યની વિશેષરૂપે કામવાસના ઉત્તેજિત થતી હોય છે. એ કામવાસનાને નાથવા માટે **તપશ્ચર્યાનો** ધર્મ આવશ્યક છે. માટે આપણે જોઇએ છીએ કે આપણા દેશના તમામ ધર્મોના સ્ત્રી-પુરૂષો વર્ષાકાળમાં ઘણી તપશ્ચર્યા કરે છે. તપશ્ચર્યાથી ઇન્દ્રિયદમન થાય છે. ધર્મઆરાધનામાં ઇન્દ્રિયદમન અનિવાર્ય છે. આ રીતે તપથી ઇન્દ્રિયો શાન્ત થાય ત્યારે મન 'ધ્યાન' માં પ્રવેશી શકે અને સ્થિરતા પ્રાપ્ત કરી શકે. આસો મહિનામાં જ્યારે વરસાદ બંધ થઈ ગયો હોય છે, આકાશ સ્વચ્છ બને છે, ધરતી શસ્યશ્યામલા બની હોય છે....પશુઓ અને માનવોનાં મન પ્રસન્ન હોય છે, ત્યારે 'તપ'ની સાથે 'ધ્યાન'ની ઉપાસના જોડાય છે, તેથી આસો માસ 'ધ્યાન' માટે ખૂબ જ "પ્રોપર ટાઇમ" ઉપયુકત કાળ છે. આ કોઇ નવી કલ્પના નથી ! પ્રાચીન ધર્મગ્રંથોમાં આ વાત આપણને વાંચવા મળે છે, અને સંઘમાં એ મુજબની સુવ્યવસ્થા ચાલી આવેલી છે. બીજી એક વાત જે વૈજ્ઞાનિક છે, આ વ્યવસ્થાને પુષ્ટ કરે છે; તે વાત આ છે:

ચૈત્ર અને આસો મહિનાની સાતમથી પુનમ સુધી-આ નવ દિવસોમાં સૂર્ય અને પૃથ્વી વચ્ચે ખૂબ જ મહત્ત્વનો સંબંધ થાય છે. સૂર્ય કિરણોની જડ-ચેતન પદાર્થો પર અસર થાય છે. માટે આ દિવસોમાં વિશેષ પ્રકારની ધ્યાનમાર્ગની ઉપાસના કરવાનું કહેવામાં આવ્યું છે.

## સ્વસ્થ શરીર: ધ્યાન માટે જરૂરી :

'ધ્યાન' ધરવા માટે સશકત-નિરોગી-નિર્મળ શરીર જોઇએ.

**ધર્મસાધનાના અનેક પ્રકાર :**

તે પ્રમાણે મોક્ષ–માર્ગ પર ચાલવામાં પણ અનુકરણ ન કરી શકાય. જે સાધના એકને માટે શકય હોય, તે સાધના બીજા માટે શકય ન પણ હોય. બધા જીવોની બાહ્ય પરિસ્થિતિ અને આંતરિક પરિસ્થિતિ સમાન ન હોઇ શકે, તેથી બધા જીવોની મોક્ષમાર્ગની આરાધના સમાન ન હોઇ શકે.

મહાપુરૂષો જે રીતે મોક્ષમાર્ગ પર ચાલ્યા, તે રીતે કદાચ આપણે ન ચાલી શકીએ, પરંતુ આપણે આપણા દેશ, કાળ, પૌરુષ, અવસ્થા સંજોગ, પરિસ્થિતિ... અનુસાર તો ચાલી શકીએ ને?

**પ્રશ્ન :** ધર્મની આરાધનામાં શું પ્રત્યેક સમયે એક સરખી જ આરાધના કરવાની કે કાળપરિવર્તન સાથે ધર્મઆરાધનામાં અંતર હોય ?

**ઉત્તર :** દૈનિક જીવનમાં કેટલીક ધર્મઆરાધના તો નક્કી જ હોય. જેમ પરમાત્માનું પૂજન, પ્રતિક્રમણ, સામાયિક વગેરે. પરંતુ વિશિષ્ટ કાળમાં વિશિષ્ટ ધર્મ આરાધના કરવાની પણ જ્ઞાની પુરુષોએ બતાવી છે. કોઇ કાળે વિશેષ તપશ્ચર્યા કરવાનું કહ્યું છે, તો કોઈ કાળે વિશેષ જ્ઞાનોપાસના કરવાનું દર્શાવ્યું છે. કોઇ સમયે વિશિષ્ટ ધ્યાન કરવાનું કહ્યું છે.

**ધર્મસાધનાનો કાળ સાથે સંબંધ :**

ધર્મસાધનાની સાથે કાળનો વિશેષ સંબંધ છે!

સવાર બપોર અને સાંજ (સાયં કાળ), આમ એક દિવસમાં જેમ કાળ –પરિવર્તન થાય છે, તેમ ધર્મની આરાધના પણ કાળ પ્રમાણે બદલાય છે. ભિન્ન ભિન્ન ધર્મઆરાધના ભિન્ન ભિન્ન સમયે કરવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જેમ ધ્યાન પ્રભાતમાં કરવું જોઈએ, તો પરમાત્મ-પૂજન મધ્યાહ્ને! વિશેષરૂપે તત્ત્વચિંતન રાત્રિમાં અને ધર્મશ્રવણ દિવસમાં! જ્ઞાની પુરૂષોએ નિયત કરેલા કાળમાં તે તે ધર્મ–આરાધના કરવામાં આવે તો આત્મા સાથે એનો સંબંધ બંધાય. ધર્મને આત્મસાત્ કરવા માટે ભાવ સાથે કાળનું પણ મહત્વ સમજો.

કાળના માધ્યમથી વર્ષનું વિભાજન થયેલું છે : શિયાળો, ઉનાળો અને ચોમાસુ, ત્રણે ઋતુઓના જુદાજુદા શારીરિક-માનસિક પ્રભાવ હોય છે. એ પ્રભાવોને લક્ષમાં રાખી, જ્ઞાની પુરૂષોએ વિશિષ્ટ ધર્મઆરાધનાઓ બતાવેલી છે. આપણે એનું મહત્ત્વ, એનું રહસ્ય સમજવું જોઈએ.

વર્ષાકાળમાં વરસાદ વરસતો હોય, આકાશ વાદળથી ઘેરાયેલું હોય, વન-ઉપવન અને ગામ-નગરો પાણી પાણી હોય...આની અસર જડ-ચેતન પદાર્થો પર થતી જ હોય છે. આ કાળમાં મનુષ્યની વિશેષરૂપે કામવાસના ઉત્તેજિત થતી હોય છે. એ કામવાસનાને નાથવા માટે **તપશ્ચર્યાનો** ધર્મ આવશ્યક છે. માટે આપણે જોઈએ છીએ કે આપણા દેશના તમામ ધર્મોના સ્ત્રી-પુરૂષો વર્ષાકાળમાં ઘણી તપશ્ચર્યા કરે છે. તપશ્ચર્યાથી ઈન્દ્રિયદમન થાય છે. ધર્મઆરાધનામાં ઈન્દ્રિયદમન અનિવાર્ય છે. આ રીતે તપથી ઈન્દ્રિયો શાન્ત થાય ત્યારે મન 'ધ્યાન' માં પ્રવેશી શકે અને સ્થિરતા પ્રાપ્ત કરી શકે. આસો મહિનામાં જ્યારે વરસાદ બંધ થઈ ગયો હોય છે, આકાશ સ્વચ્છ બને છે, ધરતી શસ્યશ્યામલા બની હોય છે....પશુઓ અને માનવોનાં મન પ્રસન્ન હોય છે, ત્યારે 'તપ'ની સાથે 'ધ્યાન'ની ઉપાસના જોડાય છે, તેથી આસો માસ 'ધ્યાન' માટે ખૂબ જ "પ્રોપર ટાઈમ" ઉપયુક્ત કાળ છે. આ કોઈ નવી કલ્પના નથી ! પ્રાચીન ધર્મગ્રંથોમાં આ વાત આપણને વાંચવા મળે છે, અને સંઘમાં એ મુજબની સુવ્યવસ્થા ચાલી આવેલી છે. બીજી એક વાત જે વૈજ્ઞાનિક છે, આ વ્યવસ્થાને પુષ્ટ કરે છે; તે વાત આ છે:

ચૈત્ર અને આસો મહિનાની સાતમથી પુનમ સુધી-આ નવ દિવસોમાં સૂર્ય અને પૃથ્વી વચ્ચે ખૂબ જ મહત્ત્વનો સંબંધ થાય છે. સૂર્ય કિરણોની જડ-ચેતન પદાર્થો પર અસર થાય છે. માટે આ દિવસોમાં વિશેષ પ્રકારની ધ્યાનમાર્ગની ઉપાસના કરવાનું કહેવામાં આવ્યું છે.

**સ્વસ્થ શરીર : ધ્યાન માટે જરૂરી :**

'ધ્યાન' ધરવા માટે સશક્ત-નિરોગી-નિર્મળ શરીર જોઈએ.

શરીરમાં સાત ધાતુઓ હોય છે; તે ધાતુઓ એવી હોવી જોઈએ કે જેથી ધ્યાન માટે શરીર યોગ્ય બને!

શરીરની સાત ધાતુઓ અનુકૂળ ન હોય તો ધ્યાન ન થઇ શકે. ધાતુઓમાં વિષમતા ન જોઈએ. સમાનધાતુવાળું શરીર જોઇએ. શરીરની ધાતુઓ વિષમ બનવાથી મનમાં વિકૃતિઓ જન્મે છે. અને વિકૃત મન 'ધ્યાન' માટે સાવ નકામું છે. શરીરની સાત ધાતુઓનો સંબંધ ભોજન સાથે હોય છે. મનુષ્ય કેવું ભોજન કરે છે, એના મુજબ એની ધાતુઓ બનવાની. આયંબિલનો તપ આ માટે તો કરવાનો છે!

આયંબિલનું ભોજન એવું હોય છે કે તે સાત ધાતુઓને વધુ ગરમ કે વધુ ઠંડી નથી બનાવતું, પરંતુ ધાતુઓને સમ બનાવીને ધર્મધ્યાનમાં સહાયક બને છે. મનના વિકારોને શાન્ત કરીને આપણે ધરવાનું છે શ્રી નવપદજીનું ધ્યાન.

ધ્યાન ધરવા માટે સ્વસ્થ-નિર્મલ મન જોઈએ અને તે માટે શરીર અનુકૂળ જોઈએ. જ્ઞાની પુરૂષોએ શરીર અનુકૂળ રહે તેવી ભોજનની વ્યવસ્થા બતાવી! તે વ્યવસ્થા છે આયંબિલની.

અસ્થિર, અવ્યવસ્થિત, વિક્ષુબ્ધ અને ચંચળ મનને સ્થિર, વ્યવસ્થિત, પ્રસન્ન અને એકાગ્ર બનાવવાનો ઉપાય છે જ્ઞાન! સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરો. સમ્યગ્જ્ઞાનથી મન સ્થિર બનશે. વ્યવસ્થિત બનશે, મનમાં પ્રસન્નતા પથરાશે અને એકાગ્રતા આવશે.

આયંબિલથી શરીર સ્વસ્થ બન્યું અને જ્ઞાનથી મન સ્વચ્છ બન્યું, પછી નવપદજીના ધ્યાનમાં બેસી જાઓ! સરસ ધ્યાન થશે.

**ધ્યેયનું મહત્વ :**

'ધ્યાન' જેટલું અગત્યનું છે, તેના કરતાં ધ્યાનનો વિષય વધુ અગત્યનો છે. એક વિષય પર મન એકાગ્ર બને તેનું નામ ધ્યાન. ધ્યાન બે પ્રકારનાં છે : પ્રશસ્ત ધ્યાન અને અપ્રશસ્ત ધ્યાન. જે ધ્યાન સદ્ગતિમાં અને મોક્ષમાં લઇ જાય તે પ્રશસ્ત ધ્યાન. જે ધ્યાન દુર્ગતિમાં લઇ જાય તે અપ્રશસ્ત ધ્યાન.

'સ્વયંભૂરમણ' નામના સમુદ્રમાં 'તંદુલિયો' મત્સ્ય હોય છે, તે ખૂબ નાનો હોય છે. તે મોટા મગરમચ્છની આંખની પાંપણ પર બેસીને ધ્યાન ધરે છે! પણ કોનું? મત્સ્યના પહોળા થયેલા મોઢામાં જતી આવતી માછલીઓનું! મગરમચ્છના મુખમાં માછલીઓ જાય છે અને જીવતી બહાર નિકળે છે....

તંદુલિયો મત્સ્ય વિચારે છે કે 'આ મગરમચ્છ કેવો બેવકૂફ છે? હું હોઉં તો એકેય માછલીને જીવતી ન જવા દઉં!' તેને મળતું તો કાંઈ નથી, પણ, આમ દુર્ધ્યાન ધરતાં ધરતાં તે મરીને સાતમી નરકે જાય છે. જે વિચાર કરવામાં કંઈ જ ન મળવાનું હોય, તેવા વિચારો કેટલા બધા કરો છો? એવાં ખોટા અશુભ વિચારો મનમાં ચાલતા રહે છે ને?

## સાધુ અને ગૃહસ્થનો સંબંધ:

એક મોટી સરકારી ઓફિસમાં કામ કરનારા એક પરિચિત ભાઈએ એક વખત કહ્યું: 'શું કહું સાહેબ, આ અમારી ઓફિસના મોટા સાહેબ ભારે સિધ્ધાંતવાદી છે; વ્યવહારમાં તો કાંઈ સમજતા જ નથી, નહિ તો હંમેશની બે ત્રણ નોટો તો આસાનીથી મળી જાય! આ કાળમાં જો એટલી ઉપરની કમાણી ન હોય તો કેમ ચાલે, સાહેબ?

શું કહ્યું એણે? સમજ્યા? રૂશ્વતખોરી ઉપર અમારી 'સીગ્નેચર' (હસ્તાક્ષર) લેવા માગતો હતો એ! અમે કહીએ કે, 'હા ભાઈ, આજે મોંઘવારી કેટલી બધી.... રૂશ્વત કોણ નથી લેતું?' બસ, એક સાધુ આટલું કહી દે એટલે તમારો તો બેડો પારને? કેટલાક ભક્તો પોતાનાં પાપાચરણો ઉપર સાધુ પુરૂષોનો સિક્કો મરાવવા ચાહતા હોય છે! કોઈ સરળ ભોળા સાધુ હોય મારા જેવા તો....

**સભા**: તમે એવા ભોળા નથી....

**મહારાજશ્રી**: કેમ, તમે ભક્ત હો, સરસ ગોચરી વહોરાવતા હો, કપડાં વહોરાવતા હો, સાર-સંભાળ રાખતા હો, ને તમે કહો: 'મહારાજ સાહેબ, સરકારે તો ધંધા તોડી નાખ્યા, હવે એક કારખાનું નાંખવાની ઇચ્છા છે....આપના આશીર્વાદ જોઈએ.'

હા, સાધુના આશીર્વાદ તમને તમારા પાપમય ધંધાઓમાં જોઈએ ! ? ત્યાં જાગ્રત સાધુ કહે: અને ભલા, આવા ભયંકર આરંભ સમારંભ કરો તમે અને પાપના ભાગીદાર બનાવો અમને ? તમે ડૂબો ને અમને ડૂબાડો ? તમે મરો ને અમને મારો ?' આવું જ્યારે કોઈ પૂછવા આવે ત્યારે અમારે સ્પષ્ટ જવાબ આપવો પડે ગોળ ગોળ નહિ. 'અમારી સંમતિ ? સંસાર ચલાવવો તમારે, સંસારમાં પાપ કરવું તમારે, અને તેમાં અમારી સંમતિ ? દિમાગ ઠેકાણે છે કે નહીં ?

**નવપદનું ધ્યાન :**

આપણી વાત તો એ ચાલે છે કે અજ્ઞાની જીવ ઘણા એવા અર્થહીન વિચારો કરે છે....વ્યર્થ પાપ બાંધે છે ને દુર્ગતિમાં ફેંકાઈ જાય છે. જેમ તંદુલિયો મત્સ્ય પોતે કાંઈ ખાઈ શકતો નથી, પણ પાપ ધ્યાનથી પાપકર્મ બાંધીને નરકે જાય છે ! માટે અપ્રશસ્ત.... પાપ ધ્યાનથી બચો.

પાપ-ધ્યાનથી બચવા માટે જ્ઞાની પુરુષોએ શુભ ધ્યાન-પ્રશસ્ત ધ્યાન બતાવ્યું છે. તે છે શ્રી નવપદજીનું ધ્યાન.

આ દિવસોમાં (આસો સુદ ૭ થી ૧૫ સુધીના) વિવેકપૂર્વક અને ઉલ્લાસ-ઉમંગથી ધ્યાન ધરવું જોઇએ. બીજા દિવસોમાં ધ્યાન ધરે તે કરતાં આ દિવસોમાં કરેલા નવપદના ધ્યાનથી વિપુલ કર્મનિર્જરા થાય છે.

**ધર્મધ્યાનની સીઝન :**

વેપારી જાણે છે કે સીઝનમાં વેપાર કરવો ને સીઝન વગર વેપાર કરવો-બન્નેમાં કેટલો ફરક ? સીઝનમાં વેપાર કરીને સાલભરની કમાણી કરી લો ને ? પછી તો ઠીકાઠીક ચાલે ? તેમ આ નવપદની ઓળીના દિવસો, તે આયંબિલનો તપ અને નવપદનું ધ્યાન કરવાની સીઝન છે !

ધ્યાનની આ સીઝનમાં કોનું ધ્યાન કરવાનું છે તે ભૂલશો નહીં. શ્રી સિધ્ધચક્રનું ધ્યાન ! ધ્યાનનો શ્રેષ્ઠ વિષય છે સિદ્ધચક્ર ! આ નવ

દિવસોમાં સિદ્ધચક્રનું ધ્યાન ધરવાનું છે. કેવી રીતે ધ્યાન કરશો ? ક્યારેય ધ્યાન કર્યું છે ? જ્ઞાન વિના ધ્યાન નહિ ! માટે પહેલાં તો શ્રી સિદ્ધ-ચક્રનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. જે જ્ઞાની નહિ, તે ધ્યાની નહિ.

માટે શરૂઆતમાં કહ્યું તેમ તપશ્ચર્યાથી શરીરને નિર્મળ કરો અને જ્ઞાનથી મનને સ્વચ્છ કરો. શ્રી સિદ્ધચક્ર નવપદોનું એક સંપૂર્ણ મંડલ છે. નવપદોનું એક ચક્ર તે 'સિદ્ધચક્ર' છે

ઉંડાણમાં જઈને આપણે એક એક પદની વિચારણા કરીશું.

દરેક પદનું સ્વરૂપ, તેનું મહત્વ, તેનો પ્રભાવ, ધ્યાનની પ્રક્રિયા, વગેરે સમજવાનું છે. શ્રી સિદ્ધચક્રનું ધ્યાન ધરવાથી આપણો આત્મા પ્રસન્ન થાય છે, શાંતિ અનુભવે છે. અરે ! દુઃખના પહાડ કેમ તુટી ન પડે ? આફત કે સંકટના વરસાદ કેમ ન વરસે ? છતાંય શ્રી સિદ્ધ-ચક્રના ધ્યાનીનું કોઇ કંઈ બગાડી શકતું નથી.

### મયણા સુંદરીએ કરેલી આરાધના :

મયણા સુંદરીએ શ્રી સિદ્ધચક્રનું ધ્યાન કર્યું હતું ને ? તેની પરિસ્થિતિ જુઓ. પોતે રાજકુમારી હતી. તેના પિતાએ કાઢી મૂકી. કોઢિયા સાથે લગ્ન કર્યાં. નગરમાં મયણાની નિંદા થઇ રહી હતી. એક તરફ લોકનિંદા, બીજી તરફ કોઢિયો પતિ ! કોઢિયો વળી કેવો ? રસ્તાનો મુસાફર ! તેને નથી ઘર, નથી કોઈ ઉચ્ચકોટિનો પરિચિત વર્ગ. હા, સાથે હતા ૭૦૦ કોઢિયા ! આવી પરિસ્થિતિમાં મયણાએ શ્રી સિદ્ધચક્રનું આરાધન કર્યું હતું ને ? આ પરિસ્થિતિ કેવી હતી ? આવી દુઃખમય પરિસ્થિતિમાં મયણાએ એકાગ્રતાથી સિદ્ધચક્રનું ધ્યાન ધર્યું હતું....તે કોઈ ચમત્કાર ન હતો....પરંતુ એની પૂર્વાવસ્થામાં એણે પ્રાપ્ત કરેલા સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો પ્રભાવ હતો.

પિતા રાજા, માતા રાણી. મયણાની માતા જિનમાર્ગને અનુસ-રનારી હતી. પરમાત્મા જિનેશ્વરદેવ પ્રત્યે દઢ શ્રદ્ધા ધરાવનારી હતી. એણે મયણાસુંદરીમાં સુંદર સંસ્કારોનું સિંચન કર્યું અને જૈનધર્મના
૨ તત્ત્વોને જાણનારા વિદ્વાન પંડિત પાસે મયણાને ભણાવી. પંડિતે પરમાત્મા જિનેશ્વરનું તત્ત્વજ્ઞાન સમજાવ્યું. મયણાએ નવતત્ત્વ;

હા, સાધુના આર્શીર્વાદ તમને તમારા પાપમય ધંધાઓમાં જોઈએ ! ? ત્યાં જાગ્રત સાધુ કહે: અને ભલા, આવા ભયંકર આરંભ સમારંભ કરો તમે અને પાપના ભાગીદાર બનાવો અમને ? તમે ડૂબો ને અમને ડૂબાડો ? તમે મરો ને અમને મારો ?' આવું જ્યારે કોઈ પૂછવા આવે ત્યારે અમારે સ્પષ્ટ જવાબ આપવો પડે ગોળ ગોળ નહિ. 'અમારી સંમતિ? સંસાર ચલાવવો તમારે, સંસારમાં પાપ કરવું તમારે, અને તેમાં અમારી સંમતિ ? દિમાગ ઠેકાણે છે કે નહીં ?

**નવપદનું ધ્યાન :**

આપણી વાત તો એ ચાલે છે કે અજ્ઞાની જીવ ઘણા એવા અર્થહીન વિચારો કરે છે....વ્યર્થ પાપ બાંધે છે ને દુર્ગતિમાં ફેંકાઇ જાય છે. જેમ તંદુલિયો મત્સ્ય પોતે કાંઈ ખાઈ શકતો નથી, પણ પાપ ધ્યાનથી પાપકર્મ બાંધીને નરકે જાય છે ! માટે અપ્રશસ્ત.... પાપ ધ્યાનથી બચો.

પાપ-ધ્યાનથી બચવા માટે જ્ઞાની પુરુષોએ શુભ ધ્યાન-પ્રશસ્ત ધ્યાન બતાવ્યું છે. તે છે શ્રી નવપદજીનું ધ્યાન.

આ દિવસોમાં (આસો સુદ ૭ થી ૧૫ સુધીના) વિવેકપૂર્વક અને ઉલ્લાસ-ઉમંગથી ધ્યાન ધરવું જોઇએ. બીજા દિવસોમાં ધ્યાન ધરે તે કરતાં આ દિવસોમાં કરેલા નવપદના ધ્યાનથી વિપુલ કર્મનિર્જરા થાય છે.

**ધર્મધ્યાનની સીઝન :**

વેપારી જાણે છે કે સીઝનમાં વેપાર કરવો ને સીઝન વગર વેપાર કરવો-બન્નેમાં કેટલો ફરક ? સીઝનમાં વેપાર કરીને સાલભરની કમાણી કરી લો ને ? પછી તો ઠીકઠીક ચાલે ? તેમ આ નવપદની ઓળીના દિવસો, તે આયંબિલનો તપ અને નવપદનું ધ્યાન કરવાની સીઝન છે !

ધ્યાનની આ સીઝનમાં કોનું ધ્યાન કરવાનું છે તે ભૂલશો નહીં. શ્રી સિધ્ધચક્રનું ધ્યાન ! ધ્યાનનો શ્રેષ્ઠ વિષય છે સિદ્ધચક્ર ! આ નવ

### ધર્મનિન્દાનું દુઃખ :

નગરમાંથી જ્યારે મયણા પોતાના કોઢિયા પતિ સાથે પસાર થાય છે, ત્યારે લોકનિંદા થતી સાંભળી. 'જુઓ! આ જૈન ધર્મની આરાધનાનું ફળ! કોઢિયો પતિ મળ્યો. જિનમંદિરે જતી હતી.... નિર્ગ્રન્થ સાધુઓ પાસે જતી હતી...તેનું આ ફળ મળ્યું!' કેટલાક તો રાજાને પ્રસન્ન કરવા મયણાની નિંદા કરતા હતા' રાજાને ખૂશ કરવા મયણાની નિંદા! મને કોઈ વ્યક્તિ પ્રત્યે રોષ થયો, તેની નિંદા મારી પાસે આવીને કોઈ કરે તો હું ખૂશ થાઉં! આ પણ અનાદિ કાળની એક વાસના છે! તમને કોઈ માખણ લગાડનાર મળી જાય. તમને ખૂશ કરવા તેને તમારા શત્રુની નિંદા કરવી આવશ્યક છે! બીજી બાજુ મનુષ્યની આ નબળાઈ છે કે કોઈ આવીને તેના શત્રુની નિંદા કરે તો એને મજા આવે!

મયણાએ પોતાની–પોતાના ધર્મની નિંદા સાંભળી, પણ તે સમતામાં રહી. ધર્મની નિંદા સાંભળી તેને દુઃખ જરૂર થયું, પરંતુ ત્યાં એ નિરૂપાય હતી.

### ઉંબરરાણાની મહાનતા :

મયણા અને ઉંબરરાણા ગામ બહાર ગયા. એક ઝાડ નીચે બેઠા. ઉંબરરાણા મયણાને કહે છે: 'હજુ કાંઈ બગડી ગયું નથી. કાગડાના ગળામાં મોતીની માળા શોભતી નથી. હું કોઢિયો ક્યાં ને તું રાજકુમારી ક્યાં? તું મારા સંગમાં તારી જિંદગી શા માટે બરબાદ કરે છે? રાજાએ ભલે કહ્યું, હું તારો પતિ બની શકું તેમ નથી, તું બીજાને...'

### મયણા સુંદરીની મહાનતા :

એ આગળ બોલવા જાય ત્યાં મયણાએ તેના મુખ પર હાથ મૂકી દઈ બોલતો અટકાવ્યો. મયણાએ કહ્યું: 'હે સ્વામિન્, આર્ય દેશમાં સુશીલ આર્ય કન્યા જે પુરુષનો પતિ તરીકે સ્વીકાર કરે, તેને આજીવન પતિ તરીકે માને, તે બીજા કોઈ પતિની કલ્પના કરે નહિ, વળી તમે કહો છો કે: 'મને કોઢ રોગ છે.' રોગ તો અશાતા–

કરૂં, ગમે ત્યાં જઈ શકું. તમે નવસો હજાર કમાતા હશો તો હું પણ સર્વીસ કરીને પાંચસો કમાઉં છું....'

ભાઇ તો ફસાયા! એક વર્ષ થયું, મારી પાસે આવ્યા. મોં ઉતરેલું હતું. મેં પૂછયું: 'શું થયું છે?' તેણે કહ્યું: 'તમે કહેતા હતા તે જ થયું.'

'અરે! મારા કહેવાથી કંઈ એવું થયું? મેં તો સંસારનું સ્વરૂપ બતાવ્યું હતું!' આજનું-સ્કૂલનું-કોલેજનું શિક્ષણ મનુષ્યને અભિમાની બનાવે છે. અભિમાનથી અનેક દોષ જન્મે છે. જે ઘરમાં અભિમાની સ્ત્રી હોય, તે ઘરમાં શાંતિ ન હોય!

**ભયંકર દુઃખ: અદ્ભુત સમતા:**

મયણા તો નિરભિમાની હતી, કારણ કે તે જ્ઞાની હતી, તેની પાસે જ્ઞાન હતું. તે જ્ઞાને તેને નિરભિમાની બનાવી હતી. સાચું જ્ઞાન અભિમાનને ભગાવે. મયણામાં નમ્રતા હતી, વિવેક હતો.

પિતાએ રોષમાં કહ્યું: 'લે, આ તારો પતિ. તું જેને કર્મ કહે છે; તે કર્મ તારા માટે આ કોઢિયો પતિ લાવ્યાં છે!' આ સાંભળીને મયણા રાજસભામાં ઊભી થઇ ગઇ ને ભરસભામાં કોઢી ઉંબરરાણાનો હાથ ઝાલ્યો; ત્યારે મયણાના મુખ પર ગ્લાનિ ન હતી, શોક ન હતો. એ શું કોઇ જાદુ હતો? તેને એમ ન થયું કે 'મારો ભવ બગાડયો, બાપે મારો ભવ બગાડયો....' આંખમાં આંસુ આવ્યાં હતાં? ના, કેમ નહિ? 'અરે રે! શું કરૂં? મારા પાપનો આ કેવો ઉદય! જેવાં મારાં કર્મ' એમ કહી તે રડી કેમ નહિ?

જે મનુષ્ય સમજે છે કે 'દુઃખ પાપના ઉદયથી આવે છે,' તે મનુષ્ય દુઃખ આવે ત્યારે રડે ખરા? તમે સમજો છો ને? માનો છો ને કે 'પાપ કર્મના ઉદયથી જ દુઃખ આવે', તો પાપના ઉદય વખતે રડો નહીં ને? શોક ન કરો ને? મયણા ન રડી. તેની પાસે જ્ઞાન હતું. સાચું જ્ઞાન હતું. તેથી દુઃખમાં ઉદ્વેગ પામી નહિ, ને તેણે કોઢિયાનો હાથ પકડી લીધો!

**ધર્મનિન્દાનું દુઃખ :**

નગરમાંથી જ્યારે મયણા પોતાના કોઢિયા પતિ સાથે પસાર થાય છે, ત્યારે લોકનિંદા થતી સાંભળી. 'જુઓ! આ જૈન ધર્મની આરાધનાનું ફળ! કોઢિયો પતિ મળ્યો. જિનમંદિરે જતી હતી.... નિર્ગ્રન્થ સાધુઓ પાસે જતી હતી...તેનું આ ફળ મળ્યું!' કેટલાક તો રાજાને પ્રસન્ન કરવા મયણાની નિંદા કરતા હતા' રાજાને ખૂશ કરવા મયણાની નિંદા! મને કોઈ વ્યક્તિ પ્રત્યે રોષ થયો, તેની નિંદા મારી પાસે આવીને કોઈ કરે તો હું ખૂશ થાઉં! આ પણ અનાદિ કાળની એક વાસના છે! તમને કોઈ માખણ લગાડનાર મળી જાય. તમને ખૂશ કરવા તેને તમારા શત્રુની નિંદા કરવી આવશ્યક છે! બીજી બાજુ મનુષ્યની આ નબળાઈ છે કે કોઈ આવીને તેના શત્રુની નિંદા કરે તો એને મજા આવે!

મયણાએ પોતાની-પોતાના ધર્મની નિંદા સાંભળી, પણ તે સમતામાં રહી. ધર્મની નિંદા સાંભળી તેને દુઃખ જરૂર થયું, પરંતુ ત્યાં એ નિરૂપાય હતી.

**ઉંબરરાણાની મહાનતા :**

મયણા અને ઉંબરરાણા ગામ બહાર ગયા. એક ઝાડ નીચે બેઠા. ઉંબરરાણા મયણાને કહે છે : 'હજુ કાંઈ બગડી ગયું નથી. કાગડાના ગળામાં મોતીની માળા શોભતી નથી. હું કોઢિયો ક્યાં ને તું રાજકુમારી ક્યાં? તું મારા સંગમાં તારી જિંદગી શા માટે બરબાદ કરે છે? રાજાએ ભલે કહ્યું, હું તારો પતિ બની શકું તેમ નથી, તું બીજાને...'

**મયણા સુંદરીની મહાનતા :**

એ આગળ બોલવા જાય ત્યાં મયણાએ તેના મુખ પર હાથ મૂકી દઈ બોલતો અટકાવ્યો. મયણાએ કહ્યું: 'હે સ્વામિન્, આર્ય દેશમાં સુશીલ આર્ય કન્યા જે પુરુષનો પતિ તરીકે સ્વીકાર કરે, તેને આજીવન પતિ તરીકે માને, તે બીજા કોઈ પતિની કલ્પના કરે નહિ, વળી તમે કહો છો કે: 'મને કોઢ રોગ છે.' રોગ તો અશાતા-

વેદનીય કર્મનું ફળ છે. અશાતા વેદનીય કર્મનો ઉદય હંમેશાનો નથી હોતો. અશાતા વેદનીય પછી શાતા વેદનીય કર્મનો ઉદય આવશે ને શરીર સુંદર બની જશે.' અશાતાનો ઉદય આવે તો શાતાનો ઉદય કેમ ન આવે? અશાતા વેદનીય કર્મનો ઉદય સમતાભાવે ભોગવવો જોઇએ. એ ભોગવાઇ જશે એટલે શાતા વેદનીયનો ઉદય આવશે. આપણે બાંધેલા કર્મ આપણે જ ભોગવવાનાં છે.'

પાપ કર્મોનો નાશ ધર્મસાધનાથી કરો. રોવાથી કે રોષથી પાપ નાશ પામતું નથી. જીવ દુઃખી થાય છે, તે પોતાનાં જ પાપકર્મોથી. તમારે દુઃખ જોઈતું નથી પરંતુ પાપ નથી છોડવું! દુઃખોથી મુક્ત થવા પાપોનો ત્યાગ કરવો જ પડશે.

**મયણા સુંદરીનું દિવ્ય વ્યક્તિત્વ :**

મયણાના વ્યક્તિત્વને સમજવાની જરૂર છે. તેની પાસે જ્ઞાન હતું તો તે દુઃખમાં સમતા રાખી શકી. જ્ઞાન વગર સમતા રાખવી-સમત્વ ભાવ રાખવો શકય નથી. મયણાએ ઉંબરરાણાને (શ્રીપાલને) પણ સાચું આશ્વાસન આપ્યું. મયણાને સર્વજ્ઞનાં વચનો પર વિશ્વાસ હતો અને ઉંબરરાણાને મયણા પર વિશ્વાસ થયો! સંપૂર્ણ વિશ્વાસ કર્યો શ્રીપાળે! તે તો જંગલમાં ભટકયો હતો, તેને જ્ઞાન શું હોય? તેને જ્ઞાન આપ્યું મયણાએ. મયણાએ જે પ્રમાણે ધર્મ-આરાધના બતાવી, તે પ્રમાણે તેણે ધર્મ-આરાધના કરી. જ્ઞાની તો જ્ઞાની, પણ જ્ઞાનીના કહ્યા મુજબ ચાલે તે પણ જ્ઞાની! શું કર્યું મયણાએ?

તેણે પતિને કહ્યું : 'આપ ચિંતા ન કરો. હું ફક્ત સાંસરિક-વૈષયિક સુખ માટે નથી પરણી. હું વૈષયિક સુખોની ભિખારણ નથી. આપણા માથા પર દેવ-ગુરુ છે, પછી ચિંતા શાની?'

શ્રી સિદ્ધચક્રનું ધ્યાન કરવા મૌલિક યોગ્યતાની જરૂર હોય છે, તે યોગ્યતા મયણાના જીવનમાં આપણને જોવા મળે છે. ધ્યાનની પ્રક્રિયા, સાથે સાથે તમને નવપદનું સ્વરૂપ સમજાવવાનું છે. તો એ બધું સમજાવું કે આત્માની મૌલિક યોગ્યતા સમજાવું? નવ દિવસોમાં શું સમજાવું ને શું ન સમજાવું? સમસ્યા છે ને? શ્રી સિદ્ધચક્રનું

ધ્યાન કરવાવાળા કેવાં હોવા જોઈએ? ધ્યાની સ્ત્રી-પુરુષોનું વ્યક્તિત્વ કેવું હોવું જોઈએ?

**ધ્યાન અને ધ્યાતા :**

**ધ્યાન સાધન છે, ધ્યાતા સાધક છે. ધ્યાનનો વિષય શ્રી સિદ્ધચક્રજી છે.** ધ્યાની આત્મા કેવો જોઈએ? તે માટેના આદર્શ મયણાસુંદરી પૂરો પાડે છે. મયણાએ શ્રી સિદ્ધચક્રજીનું કેવું અદ્ભુત ધ્યાન કર્યું હતું? નવ દિવસ માત્ર આયંબિલ જ નહોતાં કર્યાં, આયંબિલ કરીને કામ કર્યું હતું શ્રી સિદ્ધચક્રજીનું ધ્યાન ધરવાનું. એ ધ્યાનની પૂર્વભૂમિકામાં હતું સમ્યગ્જ્ઞાન!

વેપાર મોટો કરવો હોય, પણ વેપારનું જ્ઞાન જ ન હોય તો? વેપારના જ્ઞાન વગર વેપાર કરવા જાય તો શું થાય? ડૉક્ટર બન્યા વિના દવા કરે તો? મારે કે જીવાડે?

મયણાએ ઉંબરરાણાને કહ્યું: 'સ્વામિન્! આપ બીજું કાંઈ ન બોલો. એક તો અમારો સ્ત્રી-જન્મ જ અશુદ્ધ....અનેક પાપોનો ઉદય....તેમાંય શીલ વિનાનું જીવન....એટલે તો નિઃસાર જીવન.... સ્ત્રી માટે શીલ જ વિભૂષા છે અને શીલ જ સર્વસ્વ છે. શીલથી વધીને કંઈ સુંદર નથી. શીલ જીવન છે! માટે હે નાથ! મારે માટે તો મૃત્યુપર્યંત આપ જ મારા સ્વામી છો; બીજું કોઈ નહીં.... જે થવું હોય તે થાઓ....આપ મારી વાત નિશ્ચયપૂર્વક માનો'....

મયણાસુંદરીની અપૂર્વ શીલદૃઢતા જોવા જાણે સૂર્ય ઉદયાચલ પર નીકળી આવ્યો! પ્રભાત થયું.

**જિનમંદિરમાં ચમત્કાર :**

મયણાની સાથે ઉંબરરાણા ભગવાન ઋષભદેવના મંદિરે ગયા. ભગવંતના દર્શન કરતાં જ પતિ-પત્નીના હૃદયમાં હર્ષ ઉભરાણો.... રોમરાજી વિકસ્વર થઈ ગઈ....બંનેએ ભાવપૂર્વક ભગવંતને નમસ્કાર કર્યાં, મયણાએ ભગવંતની સ્તુતિ આરંભી! મયણા વિદુષી હતી... એણે હૃદયના ભક્તિપૂર્ણ ભાવોને કાવ્યની ભાષામાં પ્રગટ કર્યા.... સ્તુતિ કરતાં કરતાં તે સમાધિલીન બની ગઈ!

'एवं समाहिलीणा मयणा जा थुणई...'

ધ્યાતા-ધ્યેય અને ધ્યાનની એકતા થઈ ગઈ! ઈન્દ્રિયો અને મન.... બધું જ પરમાત્મામાં લીન થઈ ગયું....અને એક દિવ્ય પ્રભાવ ત્યાં પ્રગટયો....

ભગવંતના કંઠમાં રહેલી શ્રેષ્ઠ પુષ્પમાળા ઉછળી....સાથે સાથે ભગવંતના હાથમાં રહેલું બીજોરાનું ફળ ઉછળ્યું! ઉંબરરાણાએ ફળ ગ્રહણ કર્યું અને મયણાએ પુષ્પમાળા ગ્રહણ કરી....મયણાની આંખો-માંથી હર્ષના આંસુ ટપકી રહ્યાં!

મયણાએ પોતાના પતિ ઉંબરરાણાને કહ્યું: 'હે સ્વામી, આપનો રોગ ગયો સમજો...ભગવાન ઋષભદેવે એ સૂચવવા જ આ કૃપા કરી લાગે છે!'

**પરમાત્મ અનુગ્રહ :**

પરમાત્મ-અનુગ્રહના અચિન્ત્ય પ્રભાવને સમજનારી મયણાસુંદરી શું કહે છે? 'આ ભગવાનની કૃપા છે.'

'भणियं च तीइ सामिअ! किट्ठिस्सइ एस तुम्ह तणुरोगी ।
जेण सो संजोगो जाओ, जिणवर-कय-पसाओ ॥'

પરમાત્મ-ભક્તિમાં જો હૃદય હર્ષિત-રોમાંચિત થઈ જાય તો તેને શુભ સંકેત સમજવો જોઈએ, તમે આવો અનુભવ જીવનમાં કર્યો છે ખરો? હૃદય હર્ષથી ઉભરાઈ જાય....આંખો હર્ષના આંસુઓથી છલકાઈ જાય....રોમરોમ વિકસ્વર થઈ જાય....થયું છે આવું? દેરાસરમાં કોરા જાએ ને કોરા જ નીકળો? જિન-ભક્તિનો મહિમા સમજવાની અને અનુભવવાની જરૂર છે. એ વિનાનું જીવન રસહીન, સારહીન છે.

પરમાત્મા પ્રત્યે મયણાનું કેવું સમર્પણ હશે! અચિન્ત્ય કૃપાની તે પાત્ર બની ગઇ....સાથે સાથે ઉંબરરાણા પણ પ્રભુકૃપાના પાત્ર બની ગયા!

**ગુરુદેવના ચરણે :**

ત્યાંથી મયણા ઉંબરરાણા સાથે ઉપાશ્રયે જાય છે. ત્યાં શ્રી મુનિ-ચન્દ્રસૂરિજી નામના ગુરુ ભગવંત બિરાજમાન હતા. ભક્તિપૂર્ણ હૃદયથી

બંનેએ ગુરુચરણે વંદના કરી. એ વખતે આચાર્યદેવ ધર્મનો ઉપદેશ આપી રહ્યા હતા. મયણા–ઉંબરરાણા પણ ઉપદેશ સાંભળવા બેસી ગયા. ઉપદેશ પૂર્ણ થતાં ગુરુદેવે મયણા સામે જોયું. મયણાને ગુરૂદેવ ઓળખતા હતા. આવી વિદુષી અને શ્રદ્ધાવતી શ્રાવિકાને કેમ ન ઓળખે? આજે મયણાને એક પુરૂષ સાથે આવેલી જોઇને પૂછ્યું.

'હે વત્સ, આ ધન્ય પુરૂષ....શ્રેષ્ઠ લક્ષણોથી યુક્ત પુણ્યપુરૂષ કોણ છે?'

## મયણાસુંદરી કેમ રડી?

ગુરુદેવનો પ્રશ્ન સાંભળીને મયણાનું મન ભરાઇ આવ્યું. મયણા રડી પડી. રડતાં રડતાં રાજસભામાં જે બન્યું હતું તે આજ સુધીની બધી વાત કરીને કહ્યું. 'ગુરુદેવ, કોઢરોગથી ગ્રસ્ત પતિથી મને વૈષયિક સુખ નહિ મળે તેનું મને દુઃખ નથી, પણ મિથ્યાદૃષ્ટિ જીવો મારા જિન–ધર્મની નિંદા કરે છે, તેનું મને પારાવાર દુઃખ છે.'

પ્રભુ, મારા પર કૃપા કરો, કોઈ એવો ઉપાય બતાવો કે મારા પતિનો કોઢ મટી જાય, અને નિંદક લોકોનાં મોઢાં બંધ થઇ જાય. ધર્મની નિંદા કરતાં બંધ થાય. ધર્મના પ્રભાવથી દુનિયા નિંદા કરતી બંધ થઈ જાય. મને દુઃખ છે ધર્મ–નિંદાનું. જિન–ધર્મની નિંદા મારાથી સહન થતી નથી, તેનું મને દુઃખ છે.'

पभणेइ गुरू भद्दे! साहूण न कप्पए हु सावज्जं।
कहिउं किंपि तिगिच्छं, विज्जं मंतं च तंतं च ॥

'મયણા, તું સમજદાર છે. તું જાણે છે કે સાધુ પુરૂષ ગૃહસ્થ વગેરેને કદાપિ ઔષધિ, મંત્ર, તંત્ર ન આપે કે જે પાપયુકત હોય.' આચાર્ય મહારાજે પોતાની આચારમર્યાદા સમજાવી.

મયણાએ કહ્યું: 'આપ કહો છો તે સાચી વાત છે. કોઇ ઉપાય છે કે નહિ તે તો આપ ઉચિત સમજો છો; પાપ ન લાગે તેવો નિરવદ્ય ઉપાય બતાવવાની કૃપા કરો.'

## નિરવદ્ય ઉપાય: સિદ્ધચક્રની સાધના :

અવદ્ય એટલે પાપ. સાવદ્ય એટલે પાપવાળું અને નિરવદ્ય એટલે પાપ વગરનું. કોઈ ઉપાય પાપવાળો હોય; કોઈ ઉપાય પાપ વિનાનો હોય. આચાર્ય મહારાજાએ કહ્યું: 'એક નિરવદ્ય ઉપાય બતાવું છું.'

પછી ગુરુ મહારાજાએ મયણાને નવપદની આરાધના બતાવી. 'આલોક તથા પરલોકમાં સુખ આપે તેવી શ્રી જિનેશ્વર ભગવંતે નવપદની આરાધના બતાવી છે. આ નવપદ સિવાય વિશ્વમાં કોઈ પરમ અર્થ નથી. સમગ્ર જૈનશાસનનો સાર આ નવપદ છે. ભૂતકાળમાં જે સિદ્ધ થયા, વર્તમાનકાળમાં જે થઈ રહ્યા છે ને ભવિ-ષ્યમાં જે થશે, તે બધા શ્રી સિદ્ધચક્રના પ્રભાવથી !

આ નવપદમાંથી એક એક પદની આરાધના કરી. કેટલાય આત્માઓ આ ભવસાગરને તરી ગયા છે, ને પરમ સુખ પામ્યા છે. નવપદના સંયોજનથી સિદ્ધચક્રયંત્ર બન્યો છે.'

### ત્રણ પરમ તત્ત્વ :

આ વિશ્વમાં કાર્યસાધક ત્રણ તત્ત્વ છેઃ મંત્ર, તંત્ર અને યંત્ર.

યંત્રમાં સર્વશ્રેષ્ઠ શ્રી સિદ્ધચક્ર છે.

મંત્રમાં સર્વશ્રેષ્ઠ નવકાર મંત્ર છે.

તંત્રમાં સર્વશ્રેષ્ઠ સામાયિક છે.

આમાં યંત્ર તે સિદ્ધચક્ર, મંત્ર તે નવકાર, ને તંત્ર તે સામાયિક, ત્રણે તમારી પાસે છે. આ જેની પાસે છે, તેની આગળ ત્રણે ભુવનનો વૈભવ, દેવલોકના ઈંદ્રનો વૈભવ તુચ્છ છે.

અજ્ઞાની મનુષ્ય-જંગલી ભીલને રત્ન મળ્યું. તે તેને ઓળખી ન શકયો. તેને કાચનો ટૂકડો માની બકરીના ગળે બાંધ્યું. તેના માટે તે કાચનો ટુકડો હતો, તેથી કાંઈ તે કાચનો ટુકડો ન હતો. ઉત્તમ વસ્તુ, શ્રેષ્ઠ વસ્તુ પ્રાપ્ત થઈ જાય તો કલ્યાણ થઈ જાય; પરંતુ તેની શ્રેષ્ઠતા–ઉત્તમતા સમજાઈ જવી જોઈએ.

કોઈ મહાયોગી, મહાજ્ઞાની તમારા દ્વાર પર આવે, પરંતુ તેની ઓળખાણ ન હોય તો ? તે સિદ્ધપુરૂષ ભલેને માટીનું સોનું કરી આપતા હોય, પણ ઓળખાણ ન હોય તો શું કરવાનું ? માટે શ્રી સિદ્ધચક્ર, નવકાર અને સામાયિકની ઓળખાણ જોઈએ.

મંત્ર, તંત્ર, યંત્ર–ત્રણની સાચી આરાધના જેના જીવનમાં આવી જાય, પછી શું બાકી રહે ? બેડો પાર થઈ જાયને ?

ગુરૂ મહારાજે નવપદનાં નામ બતાવ્યાં; અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ.

શ્રી સિદ્ધચક્રની રચના આ નવપદોથી થયેલી છે. તે રચના મહત્ત્વપૂર્ણ છે. આચાર્ય ભગવંતે મયણાને તથા શ્રીપાળને શ્રી સિદ્ધ-ચક્રની આરાધના–વિધિ બતાવી. જેને જેની આરાધના–વિધિ કરવી છે, તેને તેનું જ્ઞાન હોવું જ જોઈએ. આરાધનાની વિધિનું જ્ઞાન હોવું જોઈએ. આસન, મુદ્રા, કાળ અને દિશાનું પણ જ્ઞાન જોઈએ.

શ્રી સિદ્ધચક્ર–યંત્રના મધ્યમાં અષ્ટદલકમલ હોય છે. તે કમલની કર્ણિકામાં 'ૐ હ્રીં' સાથે અરિહંત પદનું ધ્યાન કરવાનું હોય છે ! ૐ એ પ્રણવબીજ છે, અર્થાત્ મોક્ષબીજ છે. 'હ્રીં' માયાબીજ છે.

પૂર્વદલમાં સિદ્ધપદ, દક્ષિણદલમાં આચાર્યપદ, પશ્ચિમદલમાં ઉપાધ્યાયપદ, ઉત્તરદલમાં સાધુપદ, અગ્નિખૂણામાં દર્શનપદ, નૈઋત્ય ખૂણામાં જ્ઞાનપદ, વાયવ્ય ખૂણામાં ચારિત્રપદ અને ઈશાન ખૂણામાં તપપદનું ધ્યાન ધરવાનું હોય છે. આ અષ્ટદલનું **પ્રથમ વલય** કહેવાય.

**બીજું વલય** ષોડશદલ ( ૧૬ પાંખડી )નું હોય છે. તેમાં એક એક દલના અંતરે અષ્ટવર્ગનું ( अ, क, च, ट, त, प. य, श. ) ધ્યાન કરવાનું. ખાલી રહેલાં આઠ દલોમાં ૐ नमो अरिहंताणं નું ધ્યાન કરવાનું.

**ત્રીજા વલય**માં આઠ દિશાઓમાં આઠ 'અનાહત'નું ધ્યાન કરવાનું. બે બે દલના અંતરે બે–બે લબ્ધિપદ સ્થાપવાનાં, એમ પ્રથમ

પંક્તિમાં ૧૬ લબ્ધિપદ આવે. એવી રીતે બીજી અને ત્રીજી પંક્તિમાં પણ ૧૬–૧૬ લબ્ધિપદ આવે. દરેક લબ્ધિપદની સાથે 'ૐ ह्रीं अर्हं नमो जिणाणं ' બોલવાનું. ત્યારપછી યંત્રપીઠથી લબ્ધિપર્યંત માયાબીજ વડે (ह्रीं) ત્રણ રેખાઓથી ચારે બાજુ વેષ્ટન કરીને, તેની પરિધિમાં આઠ ગુરૂપાદુકાની સ્થાપના કરી, તેને નમસ્કાર કરવાના. ચોથી અડધી રેખાના અંતે 'क्रौं' લખવાનું. તેની પરિધિમાં ગુરૂ–પાદુકા (પાદન્યાસ) સ્થાપવાની.

ચારે દિશાઓમાં જયાદિ ચારે દેવીઓની સ્થાપના કરવાની અને ચારે વિદિશામાં જંભાદિ દેવીઓની સ્થાપના કરવાની.

ત્યારપછી કલશાકાર યંત્રના ઉંપરના ભાગમાં શ્રી વિમલવાહનાદિ અધિષ્ઠાયક દેવો અને ચક્રેશ્વરી વગેરે દેવીઓની સ્થાપના કરીને તેમનું મંત્રપદો દ્વારા ધ્યાન કરવાનું.

૧૬ વિદ્યા દેવીઓ, ગોમુખ વગેરે ૨૪ શાસનદેવો, ચક્રેશ્વરી આદિ ૨૪ શાસનદેવીઓની સ્થાપના કરવાની. યંત્રકલશના નીચે–મૂળ ભાગમાં સૂર્યાદિ ગ્રહોની સ્થાપના કરવાની, અને ગળાના ભાગે નૈસર્પિક આદિ નવનિધિની સ્થાપના કરી, એના મંત્રાક્ષરોથી ધ્યાન કરવાનું.

તે પછી કુમુદાદિ દશ દ્વારપાલો, મણિભદ્રાદિ ચાર વીરોની સ્થાપના કરવાની.

શ્રી સિદ્ધચક્ર યંત્ર 'વિદ્યાનુવાદ' નામના દશમા પૂર્વમાંથી લીધેલું પરમ રહસ્યભૂત યંત્ર છે. તેના આરાધનથી 'અણિમા' વગેરે અનેક મહાન સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

**શ્રી સિદ્ધચક્રનું ધ્યાન અને ધ્યાતા :**

પરંતુ તેનું ધ્યાન કેવી રીતે કરવું જોઈએ ?

एयं च विमलधवलं जो झायइ सुक्कझाणजोहण ।
तवसंजमेण जुत्तो सो पावइ निज्जरं विउलं ॥

નિર્મલ અને ઉજ્જવલ ધ્યાન કરવાનું ! શુક્લધ્યાનની પ્રવૃત્તિથી એવું ધ્યાન થાય. તપ અને સંયમ પણ સાથે જોઈએ. તો વિપુલ

કર્મનિર્જરા થાય....યાવદ્ મોક્ષસુખની પ્રાપ્તિ થાય, માટે અપૂર્વ ભક્તિથી શ્રી સિદ્ધચક્રજીનું ધ્યાન કરવું જોઈએ.

આ સિદ્ધચક્રજીની આરાધના કરનાર મનુષ્ય (ધ્યાતા) કેવો હોવો જોઈએ? તેનું વર્ણન કરતાં આચાર્ય શ્રી રત્નશેખરસૂરિજી મ. કહે છે: ૧. ક્ષમાયુક્ત, ૨, જિતેન્દ્રિય, ૩. શાન્ત, ૪. નિર્મલશીલ ગુણવાળો અને ૫. વિકારરહિત ચિત્તવાળો જોઈએ.

**સિદ્ધચક્ર યંત્રને સમજો:**

શ્રી સિદ્ધચક્ર યંત્ર બનાવવા માટે પાંચ વર્ણનાં ધાન્ય હોવાં જોઈએ. ચોખા (શ્વેત), ઘઉં (લાલ), ચણાની દાળ (પીળો વર્ણ), મગ (લીલો વર્ણ) અને અડદ (કાળો વર્ણ).

આ અતિ મહત્ત્વનું પૂજન છે. તે ચૈત્રી પૂર્ણિમા તથા આસો પૂર્ણિમાના દિવસે મુખ્યરૂપે થાય છે, આજે તો આ મહાપૂજન ઘણાં થાય છે પરંતુ તમે એને સમજો છો કે કેમ, એ પ્રશ્ન છે. શ્રી સિદ્ધચક્ર મહાપૂજન માત્ર જોવાની કે સાંભળવાની વસ્તુ નથી, પણ સમજવાની જરૂર છે. આરાધના કરવાની ત્યારે જ મજા આવે કે જ્યારે બરાબર સમજાય. આચાર્ય ભગવંતે મયણાસુંદરીને શ્રી સિદ્ધચક્રનો પૂરો યંત્ર સમજાવ્યો. એ સમજ્યા પછી, તેની આરાધના કેમ થાય તે સમજાવ્યું.

**આયંબિલ તપ, બ્રહ્મચર્ય અને ધ્યાન:**

નવપદના ધ્યાન સાથે તપ અને સંયમ જોઈએ. આયંબિલનો તપ, બ્રહ્મચર્યરૂપ સંયમ અને શ્રી સિદ્ધચક્રનું ધ્યાન; આ ત્રિવેણીસંગમ માનવજીવનમાં થઈ જાય તો વિપુલ કર્મનિર્જરા થઈ શકે. અક્ષય સુખમય મોક્ષ પણ શ્રી સિદ્ધચક્રની કૃપાથી પ્રાપ્ત થાય! બીજી સિદ્ધિ, રિદ્ધિ, લબ્ધિઓ તો તેના ચરણોમાં આવી જ પડે છે.

આરાધનાનું ધ્યેય (નવપદ) અને ધ્યાન બતાવ્યાં પછી ધ્યાતા (ધ્યાન ધરવાવાળો) કેવો હોવો જોઈએ તે બતાવે છે.

## આરાધક કેવો હોય ?

આરાધક ખંતો, સંતો, દંતો જોઈએ! 'ખંતો' એટલે ક્ષમાશીલ જોઈએ. 'દંતો' એટલે ઈન્દ્રિયોનું દમન કરનાર-નિગ્રહ કરનાર જોઈએ અને 'સંતો' એટલે શાંત-પ્રસન્ન જોઈએ. નવપદના આરાધકનું વ્યક્તિત્વ આવું જોઈએ. આરાધક ક્રોધી ન જોઈએ. તેનામાં ઈન્દ્રિયોનો ઉન્માદ ન જોઈએ. તે અશાંત ન હોવો જોઈએ. નવ દિવસમાં ઓછામાં ઓછું આવું વ્યક્તિત્વ હોવું જોઈએ.

આરાધક આત્મા જે શુભ સંકલ્પ કરે તે અવશ્ય તેને ફળરૂપે પ્રાપ્ત થાય, બીજાનું ખરાબ કરવાનો વિચાર ન કરાય! એ માટે તમે આ યંત્રનો ઉપયોગ કરો તો તે બીજાને ખરાબ-બરબાદ ન કરે! આવા અધમ વિચાર કરનારનું પોતાનું જ અહિત થાય. બીજાને નુકશાન થાય તેવું કલ્પવાને બદલે 'સર્વનું કલ્યાણ થાઓ'ની ભાવના ભાવો. આવી સર્વના કલ્યાણની ભાવનામાં તમારૂં કલ્યાણ આવી જ જાય છે.

આરાધના વખતે બીજા માટેની અધમ કલ્પના આપણા મનમાં પ્રવેશવી જ ન જોઈએ. સમતા, શાંતિ અને સંયમ જીવનમાં રાખી વિધિપૂર્વક તપ અને ધ્યાન કરો.

આસો ને ચૈત્રમાં શાશ્વત્ ઓળી હોય છે. અનંતકાળથી આ દિવસોનું આધ્યાત્મિક દૃષ્ટિથી મહત્ત્વ રહેલું છે.

નવમા દિવસે શ્રી સિદ્ધચક્ર મહાપૂજનની આરાધના થાય છે. નવ વખત આ આરાધના કરવાની. તે સાડાચાર વર્ષમાં પૂર્ણ થાય.



# વ્યાખ્યાન બીજું



## શ્રી સિદ્ધચક્રના ઉપાસક બનો :

પરમ ઉપકારી પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી રત્નશેખરસૂરિજી શ્રી શ્રીપાળ-કથાના પ્રારંભમાં કહે છે: 'હૃદય કમળમાં અરિહંતાદિ નવપદોનું ધ્યાન ધરીને હું સિદ્ધચક્રનો મહિમા કહીશ.' તે મહિમા બતાવીને સંસારના જીવોને સિદ્ધચક્રના આરાધક અને ઉપાસક બનાવવા છે. આ ખૂબ જ મહત્ત્વપૂર્ણ કાર્ય છે. બીજા જીવોને નવપદના આરાધક-ઉપાસક બનાવીને, તેમને મોક્ષમાર્ગ પર ચલાવવા, એ શ્રેષ્ઠ કાર્ય છે. આ મહત્ત્વપૂર્ણ કાર્ય કરવા માટે મનુષ્યમાં આધ્યાત્મિક શક્તિ જોઈએ; તે શક્તિ વિના કાર્ય સફળતાપૂર્વક પૂર્ણ થતું નથી. સારી રીતે સંપન્ન થતું નથી. તેવી આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરવા માટે અનંત શક્તિના ભંડાર અરિહંતાદિ પરમેષ્ઠિઓ સાથે સંબંધ સ્થાપિત કરવો અનિવાર્ય છે. તેમની પાસેથી આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરી શકાય છે.

## ઉપાસનામાં ધ્યાન અનિવાર્ય :

શ્રી સિદ્ધચક્ર અનંત શક્તિનો ભંડાર છે! તેમની સાથે સંબંધ સ્થાપિત કરવાનો છે? આ સંબંધ સ્થાપિત કરવા માટે એક અદ્ભુત ઉપાય છે! તે છે નવપદનું ધ્યાન, સિદ્ધચક્રજીનું ધ્યાન.

જ્યારે જીવ સિદ્ધચક્રનું ધ્યાન ધરે છે, ત્યારે સિદ્ધચક્રની શક્તિ તેની (આરાધકની) શક્તિ બની જાય છે. શક્તિનું સંક્રમણ થાય છે! ધ્યાન ધરનારમાં શક્તિનો સંચાર થાય છે!

સિદ્ધચક્રનું ધ્યાન ધરવું સરળ નથી. તે માટે ગુણોની મૌલિકતા, વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન, વિશિષ્ટ પ્રકારની શ્રદ્ધા, વિશિષ્ટ પ્રકારની મનની શક્તિ અને સદાચારોની જરૂર હોય છે.

મયણા અને શ્રીપાળને સિદ્ધચક્રના શ્રેષ્ઠ આરાધક બતાવ્યા છે, કારણ? તેમનામાં મૌલિક ગુણોની યોગ્યતા હતી, વિશિષ્ટ જ્ઞાન અને શ્રદ્ધા હતા, સદાચાર દૃઢતા હતી...અપૂર્વ મનોબળ હતું....માટે સિદ્ધચક્રના ધ્યાન માટે તેઓ શક્તિમાન બન્યા.

## મયણાસુંદરીમાં સત્ત્વ, ધૈર્ય અને વીર્ય :

જેને સાધના કરવી છે, તેનામાં સત્ત્વ ધૈર્ય અને વીર્ય આવશ્યક છે. મયણા પાસે એ ત્રણે હતાં. તેણે જિનેશ્વર પરમાત્માના સિદ્ધાંત પર દૃઢ વિશ્વાસ સ્થાપિત કર્યો હતો. 'મારાં કર્મ મારી પાસે છે. જો હું દુઃખી થઈશ તો મારા પાપોદયથી. મારા પુણ્યનો ઉદય થશે ત્યારે કોઈ દુઃખી કરી શકવાનું નથી. જીવો તો નિમિત્ત માત્ર છે.' આ માન્યતા પ્રમાણે તેણે બેધડક પોતાના પિતાને રાજસભામાં ઉત્તર આપી દીધો હતો. સત્ત્વ વિના સિદ્ધાંત-પાલન ટકતું નથી. સિદ્ધાન્તની ચર્ચા કરવી કે સિદ્ધાંતનો ઉપદેશ આપવો સહેલો છે, પરંતુ જીવનમાં સિદ્ધાંત જીવવો મુશ્કેલ છે.

મયણાએ જ્યારે ઉત્તર આપ્યો, ત્યારે પિતાએ-રાજાએ કોઢિયાને પકડાવ્યો! તે વખતે મયણા દીનતા નથી બતાવતી કે 'મારો કોઢિયો પતિ? હાય, જીવનમાં કેવું દુઃખ? ખેર, મારૂં જેવું કર્મ!' તેના દિલમાં નથી અફસોસ કે નથી શોક. તેનામાં ધૈર્ય કેટલું હતું? એક બાજુ હતો કોઢિયો પતિ, બીજી બાજુ પોતાના પિતાનો સખત વિરોધ, તીવ્ર ક્રોધ, ત્રીજી બાજુ મહેલ, વૈભવ, સગાસ્નેહી, સ્વજનો વગેરેનો ત્યાગ! અને નીકળી પડી! શું લઈને નીકળી હતી? કપડાં બદલવા

માટે એક જોડ કપડાં પણ એની પાસે ન હતાં! પતિ પાસે-ઉંબરરાણા પાસે પણ શું હતું? તેના ખીસ્સામાં ફૂટી કોડી પણ ન હતી! છતાંય મયણા સ્વસ્થ અને શાંત હતી. અશાંત ક્યારે થઈ? જ્યારે તેણે ધર્મની નિંદા સાંભળી! દેવ અને ગુરૂની નિંદા સાંભળી! તેનાથી તે સહી ન શકાયું કારણ કે તેમાં નિમિત્ત પોતે બની હતી.

## ધર્મની નિંદાનું દુઃખ :

મયણા ઉચ્ચ આદર્શ, પવિત્ર ધ્યેય અને નિર્વાણના લક્ષથી જીવન જીવતી હતી. તેને ન જાણનાર અજ્ઞાન માણસોએ નિંદા કરવા માંડી, તે વખતે તે વિચારે છેઃ 'લોકનિંદાથી હું ડરતી નથી, પણ મારા નિમિત્તે દેવ, ગુરૂ, ધર્મની નિંદા થાય છે, એનું મને દુઃખ છે.' દેવ ગુરૂ, ધર્મની નિંદાથી બચવા તેણે આચાર્ય ભગવંતને વિનંતિ કરી

આચાર્ય ભગવંતે સિદ્ધચક્રની આરાધના બતાવી.

## મયણાએ ઉંબરરાણાને કેવી આરાધના કરાવી?

મયણા અને ઉંબરરાણા તે આરાધના કેટલી સૂક્ષ્મતાથી સમજ્યા હતા? મયણાને સંસ્કારી જૈન માતા પાસેથી શ્રેષ્ઠ સંસ્કારો મળ્યા હતા. વિદ્વાન પંડિત-અધ્યાપક પાસેથી સમ્યગ્ જ્ઞાન મળ્યું હતું. તેથી તેને કર્મસિદ્ધાંતનું, નવતત્ત્વનું, સાત નયનું, ચૌદ રાજલોકનું.... ચાર ગતિમાં જીવોના પરિભ્રમણનું....વગેરેનું સરસ જ્ઞાન મળ્યું હતું. પરંતુ ઉંબરરાણા પાસે શું હતું? એ તો કોઢિયાઓના સંગમાં રહેલો હતો! નહોતા મળ્યા માતાના સંસ્કાર કે નહોતું મળ્યું પંડિત પાસેથી જૈન ધર્મનું જ્ઞાન! છતાં તેણે મયણાની વાત કેમ માની? શ્રીપાળે તો પહેલાં ગુરૂ મહારાજને ય જોયા ન હતા! તેને માટે તો બધી વાત નવી હતી....તેણે મયણાની વાત માની....! અને સિદ્ધચક્રની આરાધના કરવા તત્પર થઈ ગયો. કારણ કે તેને મયણાની યોગ્યતાનો પરિચય થઈ ગયો હતો. શ્રીપાળનું મન મયણાએ જીતી લીધું હતું!

૪ પહેલાં બીજાનું દિલ જીતી લો. પછી એની પાસે ગમે તે કામ કરાવો! તે તૂર્ત કરશે. જ્યાં સુધી તમે બીજાનો સદ્‌ભાવ મેળવ્યો

ન હોય ત્યાં સુધી એની પાસે તમે પ્રેમપૂર્વક કામ કરાવી શકશો નહીં.

ભરસભામાં જ્યાં મયણાએ ઉંબરરાણાનો હાથ પકડયો હતો, ત્યારે જ ઉંબરરાણા સ્તબ્ધ થઈ ગયો હતો!

**આર્યદેશની સ્ત્રીને પતિ એક :**

મયણાના અપૂર્વ સત્ત્વ પર તે ઓવારી ગયો હતો! વળી, જ્યારે બંને ગામ બહાર ગયાં હતાં, ત્યારે ઉંબરરાણાએ મયણાને કહ્યું હતું ને? 'હજુ ક્યાં બગડી ગયું છે? કાગડાના ગળામાં મોતીની માળા ન શોભે. તું તારે બીજા યોગ્ય વરની પસંદગી કરી લે.'

ત્યારે મયણાએ ઉંબરરાણાના મોઢા પર હાથ મૂકી તેને બોલતો અટકાવ્યો હતો; મયણાએ કહ્યું હતું: 'આપ મારા સર્વસ્વ છો, મેં સભા-સમક્ષ તમારો હાથ પકડયો છે. અરે! આર્યકન્યા તો મનથી જેનો પતિરૂપે સ્વીકાર કરે તે હંમેશ માટે તેનો પતિ બને છે!'

ઉંબરરાણાએ ત્યારે શું કહ્યું હતું?

'નહિ, નહિ, હું તો કોઢિયો છું, તારો ભવ નથી બગાડવા માગતો.' ત્યારે મયણાએ કહ્યું હતું: 'પતિ-પત્નીનો સંબંધ કેવળ વૈષયિક સુખ માટે નથી, મને એવી કોઈ ઉત્કંઠા નથી. અશાતા વેદનીય કર્મથી દુઃખ આવ્યું, શરીર કોઢિયું બન્યું, અશાતા પછી શાતા મળશે. ધીરજ રાખો, બધું સારૂં થશે.'

**શ્રાવિકા આવી હોય :**

મયણાના આ વચનોની ઉંબરરાણા ઉપર ઉંડી અસર પડી હતી, તેથી મયણા પ્રત્યે પ્રીતિ અને શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી! કહો, આવી પત્નીનું કહ્યું પતિ માને કે ન માને?

'હું રાજકુમારી છું,' આવું અભિમાન તો એને સ્વપ્નેય ન હતું. અભિમાની સ્ત્રી પતિનો પ્રેમ સંપાદન કરી શકતી નથી.

પતિ જ્યારે દુઃખમાં હોય, અને પત્નિ જો શ્રાવિકા હોય, તો તે પતિને હેરાન કરે કે આશ્વાસન આપે? પત્નિ શ્રાવિકા છે ને? દુઃખ અને અશાંતિમાં તમને તે અપૂર્વ તત્ત્વજ્ઞાનની વાતો કરીને

આશ્વાસન આપે છે ને? પોતાની વફાદારી, કર્તવ્યનિષ્ઠા અદા કરે, તો તે શ્રાવિકા–પત્ની પોતાના પતિને શ્રાવકધર્મમાં જોડી દે અને ચારિત્રમાર્ગે પણ ચઢાવી શકે!

મયણા અને શ્રીપાળનો સંબંધ સામાન્ય કોટિનો ન હતો. તે ગૃહસ્થ જીવનના સંબંધમાં પણ જ્ઞાનદૃષ્ટિ હતી. આવો સંબંધ તમારા સંસારમાં દુર્લભ જ ને? નથી ને આવો સંબંધ? છતાં સંસારમાં ચોંટી રહ્યા છો ને? મયણાના નિર્મળ વ્યક્તિત્વની શ્રીપાળ પર ઉંડી અસર થઈ, તેના પ્રત્યે પ્રીતિ થઇ ને શ્રદ્ધા વધી.

તેને થયું કે 'આ એવી સ્ત્રી છે કે તેના કહેવા મુજબ ચાલુ, તો મને લાભ જ થશે. મારા ભલા માટે, કલ્યાણ માટે એ કહે છે, માટે હું તેના કહ્યા મુજબ કરૂં.'

**લગ્ન શા માટે?**

મયણાએ કહ્યુઃ 'આપણે સિધ્ધચક્રની આરાધના કરીએ.' તો શ્રીપાળે તરત હા કહી. આજનો શ્રાવક હોય તો શું કહે? 'તારે તો ઠીક છે, આ મારૂં શરીર જુએ છે? મને એ લુક્ખું ખાવાનું ન ભાવે, મારાથી આયંબીલ ન થાય....મારે કામ પણ કેટલું છે? તારે કરવું હોય તો કર....' આમ જ કહે ને? કારણ વિચાર્યું છે? માત્ર વૈષયિક સુખો માટે જ લગ્ન? પત્નીને સહધર્મિણી નહીં સમજતાં માત્ર વૈષયિક સુખોનું સાધન માનવા લાગ્યા છો. એટલે એકબીજાની આરાધનામાં સાથી કે સહાયક બનવાનું ભૂલાવા માંડયું છે.

ધારો કે ચૌદશના દિવસે લગ્ન હોય, છોકરી ધાર્મિક હોય અને તે કહે, 'આજે હું આયંબિલ કરીશ.' ને પતિને કહે, 'તમે પણ આયંબિલ કરો.' તો તે કરી લેને? અરે! આયંબિલ કરાવી દેવું તે પણ સરળ છે; પ્રેમ હોય તો કરી લે. પણ આયંબિલ સાથે સિદ્ધચક્રની આરાધના! પૂજન, ધ્યાન....વગેરે કરવાનું....એ કેટલું મુશ્કેલ?

**દુઃખમાં પણ એકાગ્રતાથી ધ્યાન :**

મયણાએ શ્રીપાળને પ્રતિપળ કેવું માર્ગદર્શન આપ્યું હશે? શ્રીપાળને પૂજા કરવાનું આવડતું ન હતું, આરાધનાની કંઈ ખબર

ન હતી. બન્ને આરાધનામાં મગ્ન બની ગયા! અને સિદ્ધચક્રનું ધ્યાન ધર્યું.

મયણાએ કેવી દુઃખદ ઘટના વચ્ચે આ આરાધના કરી હતી? આવી ઘટના બની ગઇ હોય તો મનમાં કાંઈ દુઃખ ન થાય? અરે! સાધુને પણ દુઃખ થાય જો જ્ઞાનદૃષ્ટિ ન હોય તો! આ તો સંસારી હતી, રાજકુમારી હતી, વૈભવમાં ઉછરી હતી, તેને કંઇ થયું નહીં હોય? છતાંય તેણે સ્થિરતા પ્રાપ્ત કરી હતી. તેને દિવ્ય સહારો હતો પરમાત્માનો, સદ્ગુરૂનો અને ધર્મતત્ત્વનો!

મયણાને દેવ-ગુરૂ અને ધર્મ પ્રત્યે કેવી અને કેટલી પ્રીતિ હતી! કેટલી અનન્ય ભક્તિ હતી! તેણે મંદિરમાં જઈ જિનેશ્વરની સ્તુતિ-ભક્તિ કરી હતી ને? કેવી ઉચ્ચ કોટિની હતી? જિનેશ્વર ભગવાનના ગળાની માળા અને હાથમાંનું ફળ ઉડીને મયણા-શ્રીપાલ પાસે આવ્યાં હતાં. શું તે જાદુ હતો? ચમત્કાર હતો? ચમત્કાર હતો તો તે શાનો? શ્રદ્ધા અને ભક્તિનો ચમત્કાર!

### પરમાત્માના શરણમાં રહો:

મયણાએ એવા રોદણાં ન રોયાં કે 'પ્રભુ, હું રોજ તમારી પૂજા કરૂં છું, દર્શન કરૂં છું અને મને આવું દુઃખ? કેટલી મુસીબત? શું કરૂં? તું સહાય કર, તું બચાવ....' ના રે ના, જે બધું જ જાણે છે, તેને કહેવાનું શા માટે? પરમાત્મા અનંતજ્ઞાની છે, તે સર્વ જાણે છે....આપણી પરિસ્થિતિ, સંકટ વગેરે શું નથી જાણતા? જે જાણે છે, તેને શા માટે કહેવું? જેને પરમાત્માની ઓળખાણ છે, તેને ખબર છે કે તેઓ અનંતજ્ઞાની છે, બધું જાણે છે, તે અનંત શક્તિના નિધાન છે અને અનંત કરૂણાના ભંડાર છે! જેની પાસે અનંત કરૂણા, અનંત જ્ઞાન અને અનંત શક્તિ છે, તેને કહેવાની જરૂર શી? પરમાત્માના અનંતજ્ઞાન પર, અનંત કરૂણા પર અને અનંત શક્તિ પર વિશ્વાસ છે? જો વિશ્વાસ હોય, અવિચલ શ્રદ્ધા હોય તો માત્ર તમે એમના શરણે રહો, તમારાં દુઃખ, તમારી અશાન્તિ...તમારો ક્લેશ... એની ફરિયાદો કરવી બંધ કરો. એ

પરમાત્માના અચિન્ત્ય પ્રભાવે યોગ્યકાળે બધું જ સારૂં થશે ધૈર્ય ધારણ કરો, અધીરા ન બનો.

## કર્મસત્તા કરતાં ધર્મસત્તા વધુ બલવાન :

મયણા તો જ્ઞાની હતી. તે કર્મના સિધ્ધાંતને જ એકાંતે વળગી રહેનારી ન હતી. જેમ એ કર્મની શકિત સમજતી હતી, તેમ પરમાત્માના અચિન્ત્ય પ્રભાવો પણ જાણતી હતી. તમારી જેમ કર્મના ઉદયનાં રોદણાં રોતી ન હતી. 'શું કરીએ, પાપ કર્મનો ઉદય છે.... દુઃખો સહન કરવાં પડશે....'

જો તમે ખરેખર કર્મના સિધ્ધાંતને માનતા હો તો તમારે કર્મનાં બંધનો તોડવાનો પુરૂષાર્થ કરવો જોઇએ.'

એ પુરૂષાર્થથી દૂર ભાગવા માટે જ જો તમે કર્મોની પ્રબળતા માનતા હો તો જુદી વાત ! ભલે તમે ભગવાન મહાવીરસ્વામીનું ઓઠું લઈને કહો 'કર્મોએ તો ભગવાનને પણ ન છોડયા....' પરંતુ તમે ભગવાન મહાવીરે કર્મોને તોડવાનો છે ભવ્ય પુરૂષાર્થ કર્યો હતો–તેનું આલંબન જો નહીં લો તો કર્મો તમને કચરી જ નાખશે ! કર્મોની શક્તિ કરતાં ધર્મની શક્તિ મહાન છે, એ સમજો. ધર્મશક્તિથી ગમે તેવાં કર્મો તોડી શકાય છે. ધર્મશક્તિનો સહારો લો.

ધર્મસાધનામાં કષ્ટ તો સહન કરવાં જ પડશે. કષ્ટભીરૂતા સાધનના ક્ષેત્રમાં ચાલી ન શકે. સાધનાના ક્ષેત્રમાં સત્વહીન ધૈર્યહીન, વીર્યહીન મનુષ્ય ચાલી શકતા નથી, સિધ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી.

## એક જ આયંબિલની ઓળીથી ચમત્કાર :

મયણાએ આયંબિલની ઓળી કરી. સિદ્ધચક્ર–પૂજન કર્યું. સ્નાત્ર-જલ ઉંબરરાણા પર છાંટયું અને કોઢ રોગ ગયો, કાયા સુંદર બની ગઈ. એક વખત એક શ્રાવક મને મળ્યા. મને કહે : સાહેબ, મયણાએ એક જ ઓળી કરી હતી. પછી સિધ્ધચક્ર પૂજન કર્યું. જિન–અભિષેકનું પાણી શ્રીપાલ પર છાંટયું અને શ્રીપાલનો કોઢ રોગ

ગયો. મેં તો નવ ઓળી પૂરી કરી....બીજી વાર ચાલે છે, અને તો એવો કોઈ અનુભવ થતો નથી !'

મેં કહ્યું: મયણામાં જે મૌલિક યોગ્યતા હતી તે તમે પ્રાપ્ત કરી છે?'

'ના.'

મયણાએ જે રીતે શ્રી સિધ્ધચક્રનું ધ્યાન કર્યું હતું તે રીતે તમે કરો છો ?'

'ના !'

મયણા પાસે જિનશાસનનું જે જ્ઞાન હતું અને શ્રધ્ધા હતી તે તમારી પાસે છે ?'

'ના !'

'તો પછી મયણા શ્રીપાલે જે દિવ્ય અનુભવો કર્યા, તે તમે કેવી રીતે કરી શકો ?'

## વિવેકી શ્રાવક કેવા હોય ?

મયણાના જીવનની એક એક ઘટના જ્ઞાનપૂર્વક જુઓ તો ખરેખર તે અદ્ભુત જીવન દેખાશે.

મયણા અને શ્રીપાલની આરાધનામાં જે પૂરક તત્ત્વો હતાં, તે પણ મહત્ત્વનાં હતાં, એ કાળના શ્રાવકો કેવા સમજદાર અને અવસરને ઓળખનારા હતા, તે જાણો છો ?

ગુરૂમહારાજ પાસે જ્યારે મયણા–શ્રીપાલ પહોંચ્યાં હતાં, ગુરૂમહારાજે તેમને સિદ્ધચક્રની આરાધના બતાવી હતી. તે વખતે નગરીના શ્રાવકો પણ ત્યાં હાજર હતા. ગુરૂમહારાજે શ્રીપાલ અને મયણાને જે આરાધના સમજાવી હતી, તે પ્રમાણે સાંભળી હતી. ગુરૂદેવે મયણા અને ઉંબરરાણાના ઉજ્જવલ ભવિષ્યને બતાવ્યું હતું, તેમાં દીર્ઘદૃષ્ટિ હતી, કેટલીક વાતો ગુરૂમહારાજ direct સીધી નથી કહેતા.

સમજનારા સમજી જાય. વિવેકી શ્રાવક ગુરૂ મહારાજના ઉપદેશનો આશય સમજી જાય છે.

એ સમયે શ્રાવકો પહોંચ્યા ઘેર, અને કોઇ લાવ્યું હાર, કોઇ લાવ્યું સોના ચાંદી, કોઇ લાવ્યું વસ્ત્રો....અને સાધર્મિક એવા મયણા તથા શ્રીપાળને પહેરામણી કરી! આ વાત બરાબર સમજાઇ? આનું નામ સાધર્મિક ભક્તિ!

## સાધર્મિક ભક્તિનો પ્રભાવ:

શ્રાવકોને ગુરૂમહારાજે શું hint સૂચના આપી હતી કે 'આ તમારા દુઃખી સાધર્મિક છે....નિરાધાર છે, એમને સહાય કરો!' આમ કહેલું ખરું? આમ કહેવાની જરૂર પણ ખરી? શ્રાવકો જો સાનમાં સમજી જનારા હોય તો કેવાં સારાં કામ થાય? કેવા વિવેકી એ શ્રાવક હશે? કેવી અદ્ભુત સાધર્મિક ભક્તિ? અને જ્યારે શ્રાવકોએ સાધર્મિકભક્તિ કરી હશે, ત્યારે શ્રીપાલના મન પર એની કેવી સુંદર અસર થઇ હશે? કારણ કે એના માટે તો આ નવી જ દુનિયા હતી ને? મયણાના મન પર પણ અસર થાય ને? શ્રાવકોની કૃતજ્ઞતાથી તે ગદ્ગદ્ થઇ ગઇ.

શ્રીપાલના મનમાં થયું: 'અરે, આવા દિવ્યગુરુ! આવો અદ્ભુત ધર્મ! આવા વિવેકી ધર્મી પુરૂષો! આટલા ઉદાર! હું આવ્યો દર્શન કરવા, ભગવંતના દર્શન કર્યાં, ગુરૂમહારાજના દર્શન કર્યાં, આ દર્શન મને ફળદાયી બન્યાં.'

## જો શ્રાવક વિવેકી ન હોત તો?

હાલ તુર્ત માટે મયણા શ્રીપાલને અર્થ-પુરુષાર્થ ધન કમાવાની પ્રવૃત્તિ કરવાની ન રહી. એ દૃષ્ટિએ તેઓ નિશ્ચિંત બની ગયાં.

વિવેકી શ્રાવકોના અવસરોચિત વિવેકે શ્રીપાલ-મયણાના ધર્મ-આરાધનાના માર્ગને સરળ બનાવી આપ્યો. જો શ્રાવકોએ સાધર્મિક ભકિત રૂપે પહેરામણી ન કરી હોત તો મયણા-શ્રીપાલને પોતાની આજીવિકાનો તુર્ત જ પુરૂષાર્થ કરવો પડત. અને જો એ જવાબદારી

આવી હોત તો તેઓ નવપદની આરાધનામાં સિધ્ધચક્રજીની ઉપાસનામાં સમય વ્યતીત કરી શકત કે કેમ એ પ્રશ્ન છે! કદાચ આરાધના કરત તો એમાં લીન થઈ શકત કે કેમ એ પ્રશ્ન છે! તેઓએ આરાધના નિર્ભયતાથી, નિશ્ચિંતતાથી અને મન પર લેશ માત્ર ભાર વિના કરી!

નિયમિત જિન–મંદિરે જવું, પૂજન, જાપ, ધ્યાન કરવાં, જીવનને સંપૂર્ણ સંયમિત રાખવું મનમાં વિકાર નહીં, વિકલ્પ નહીં!

શ્રી સિધ્ધચક્રજીની આરાધનામાં મનના વિકાર અને વિકલ્પ દૂર કરવા જ પડે. શારીરિક ભોગસુખોના વિકારો મનમાં ન આવે નવપદ સિવાય કોઈ વિચાર ન આવે.

## વિકાર અને વિકલ્પથી બચો :

ધારો કે આપણે મયણાની જગ્યાએ છીએ. આરાધના કરવા બેઠા. જીવનમાં આટલી ઘટનાઓ બની ગઈ છે. તો આરાધના કરતી વખતે તે ઘટનાઓના વિચારો–કલ્પનાઓ મનમાં આવી જાય ને? 'રાજા.... રાજસભા....કોઢિયો પતિ... લોકનિંદા....પિતાએ આમ કર્યું. માતા રડતી રહી.' આપણને આવા વિચાર આવવા શું સહજ નથી? આપણી જાતને તે સ્થિતિમાં રાખીને વિચારો તો મયણાની ઉચ્ચ સાધના, મયણાનું ઉચ્ચ વ્યકિતત્વ સમજાશે. પછી માત્ર 'મયણા પુણ્યશાળી હતી.' એમ બોલીને....હાથ જોડીને બેસી ન રહેતા.... 'મયણાને વિકાર–વિચાર કે વિકલ્પ કેમ ન નડયા? એ શોધી કાઢજો.

## દેવ–ગુરુ અને ધર્મની શક્તિને ઓળખો :

કેટલાક કહે છે–'કરો ધર્મ–આરાધના, પરંતુ પાપનો ઉદય હોય એટલે દુઃખ તો આવે. બિચારા ભગવાન શું કરે? એ તો વીતરાગ....' આપણે ત્યાં અજ્ઞાની લોકો કર્મનો સિધ્ધાંત માને તો છે પણ એનો મર્મ જાણતા નથી....તેથી ધર્મ પર અશ્રધ્ધા ઉત્પન્ન થઈ, પરમાત્મા, ગુરૂ અને ધર્મ પ્રત્યે અવિશ્વાસ અને અશ્રધ્ધા ઉત્પન્ન કર્યાં. 'ભઈ, આપણાં પાપનો ઉદય હોય ત્યાં ભગવાન શું કરે? ગુરુ મહારાજ શું કરી શકે?' આવી ભ્રમણા ઊભી થઈ ગઈ છે!

શું તીર્થંકર ભગવંતે કર્મનો સિદ્ધાંત, અશ્રદ્ધાળુ બનાવવા માટે બતાવ્યો છે? કોઈ કહે છે: 'જુઓ, રોજ મંદિર જઈએ. દર્શન કરીએ, જીવનમાં ધર્મ અપનાવ્યો. તોય દુ:ખ કેટલું આવ્યું? ભગવાન તો વીતરાગ છે....તે શું કરે? ગુરૂ મહારાજે બચાવ્યા નહીં! ધર્મ કરનારને પણ દુ:ખ આવે, આટલો ધર્મ કરે તોય દુ:ખ?

શું એવો નિયમ છે કે ધર્મ કરનારને દુ:ખ ન આવે? શું એવો નિયમ છે કે દુ:ખ ન આવે માટે ધર્મ કરવો? દુ:ખથી આકુળ-વ્યાકુળ બને તે ધર્મમાં સ્થિરતા પ્રાપ્ત કરી શકે ખરો? દેવ ગુરૂ-ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધારણ કર્યા વિના દુ:ખ ટળે ખરાં? ધર્મની અનંત શક્તિમાં વિશ્વાસ વિના ચાલે ખરૂં?'

મયણામાં જો સાચી જ્ઞાનદૃષ્ટિ ન હોત તો તેના મનમાં અનેક વિકાર અને વિકલ્પો આવત. દેવ-ગુરુ-ધર્મની અચિંત્ય શક્તિ પર વિશ્વાસ ન હોત તો તેની સિદ્ધચક્રજીની આરાધના સફળ ન બનત. દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેના દૃઢ વિશ્વાસે જ તે વિકારો અને વિકલ્પોથી બચી શકી.

## નવપદનું ધ્યાન કરો છો ખરા?

સિદ્ધચક્રજીની ફક્ત એક જ ઓળીમાં મયણા અને શ્રીપાળને સિદ્ધિ મળી. કારણ? મન નિર્વિકાર અને નિર્વિકલ્પ હતું! એક જ ધ્યાન સિદ્ધચક્રનું! નવપદ સિવાય અન્ય કોઈ વિચાર નહીં, શ્રીપાલના મનમાં પણ નહીં.

મેં પેલા શ્રાવકને કહ્યું: 'નવ ઓળી કરી, ૮૧ આયંબિલ કર્યાં, જાપ કર્યા, પરંતુ નવપદનું ધ્યાન ધર્યું!'

શ્રાવક કહે: ધ્યાન એટલે શું?'

'માળા ફેરવો ત્યારે કોનું ધ્યાન ધરો છો? ઘરનું? તિજોરીનું? અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ-એ નવપદના ધ્યાનમાં લીનતા પ્રાપ્ત કરી હતી? આનંદ પ્રાપ્ત થયો હતો? દુનિયાનો ભાર મન પર લઈને સિદ્ધ-
૫ ચક્રનું ધ્યાન કરવા બેસો તો કેવું પરિણામ આવે?'

**ભાવનિક્ષેપથી ધ્યાન કરો:**

મન ઉપરથી વિચારોનો ભાર ઉતારીને, વિકારોનો મેલ ધોઈને, નવપદના ધ્યાનમાં લીન બનો તો અભ્યંતર આત્મશક્તિને પ્રાપ્ત કરી શકો. ભાવ–નિક્ષેપે અરિહંતાદિનું ધ્યાન કરવું જોઈએ. જે પદનો જે ભાવનિક્ષેપ હોય તેનું ધ્યાન કરો. જેમ તીર્થંકર સમવસરણમાં બેસીને દેશના આપતા હોય, ત્યારે તેઓ ભાવ તીર્થંકર! એટલે અરિહંતનું ધ્યાન કરતી વખતે કલ્પનામાં સમવસરણમાં બેઠેલા તીર્થંકર પરમાત્મા લાવવાના! મનને તેમનામાં એકાગ્ર બનાવી દેવાનું.

એ રીતે સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ વગેરે પદોના ધ્યાનમાં પણ ભાવનિક્ષેપે ધ્યાન કરવાનો પુરુષાર્થ કરવો જોઈએ. તે તે પદો ઉપર મનની એકાગ્રતા થાય અને અંતરંગ આનંદ અનુભવાય, તેવી રીતે આરાધના કરવાની છે.

**શ્રીપાલને માતાનું મિલન:**

મયણા અને શ્રીપાલની નવ દિવસની આરાધના પૂર્ણ થઈ, શ્રીપાલનું શરીર નિરોગી થયું. શ્રીપાલના સાથીદાર કોઢિયાઓ પણ નિરોગી થયા. શ્રીપાલની માતા શ્રીપાલને શોધતી શોધતી તે જ નગરમાં આવી પહોંચી. માતા પોતાના પુત્રને ન ઓળખી શકી, પણ પુત્રે માતાને ઓળખી લીધી. મંદિરમાંથી બહાર નીકળતાં જ માતાને જોઈને તે હર્ષથી રોમાંચિત થઈ ગયો! બોલી ઉઠયો 'આકાશમાં કોઈ વાદળ નહીં અને વૃષ્ટિ થઈ! માતા! અચાનક જ તારાં દર્શન થયાં!' માતા આનંદથી ભરપુર બની ગઈ. પુત્ર અને પુત્ર–વધૂને જોતી જ રહી ગઈ. મયણાએ 'આ પતિની માતા છે,' તેમ જાણીને ચરણોમાં નમસ્કાર કર્યા. શ્રીપાલે કહ્યું: 'માતા, આ બધો પ્રભાવ છે આ તારી પુત્રવધુનો! 'अम्मो, एस पहावों सव्वो इमाए तुह ण्हुहाए ॥'

**મૌલિક યોગ્યતા:**

શ્રીપાલની મહાન મૌલિક યોગ્યતા સમજાય છે? મયણા પ્રત્યેનો તેનો ગુણાનુરાગ કેવો? મયણાના ઉપકારને શ્રીપાલ ભૂલતા નથી! ઉપકારીનો ઉપકાર કદી ન ભૂલવો તે કૃતજ્ઞતા ગુણ!

મયણા કોનો પ્રભાવ સમજાવે છે? મયણાએ સાસુને કહ્યું:

'આચાર્ય ભગવાને અમારા પર કરુણા કરી, કૃપાદૃષ્ટિ કરી, આરાધના બતાવી અને તે નિરોગી બન્યા!'

અને આચાર્યદેવ કોની વિશેષતા બતાવે છે?

પોતાની નહીં, પરંતુ 'આ તો સિદ્ધચક્રનો પ્રભાવ છે!'

શ્રીપાલ, મયણા અને આચાર્યદેવ-ત્રણમાંથી કોઇ પોતાની વડાઇ ગાતું નથી! કોઇ પોતાનો પ્રભાવ સમજતું નથી! આ કેવો અદ્‌ભુત ગુણ છે! ઉચ્ચકોટિના આત્માઓને મિથ્યા-ભિમાન હોય જ નહીં.

શ્રીપાલની માતા કેવી પુણ્યશાળી! એને કેવી પુત્રવધૂ મળી? કેવા ગુરૂમહારાજ મળ્યા! મયણાનો સાસુ સાથે કેવો સંબંધ હતો? સાસુ અને વહુ વચ્ચે કેટલો સરસ સંબંધ હતો, જાણો છો? મયણાની સાસુ રાજરાણી હતી. મયણા પ્રત્યે કેવો પ્રેમ અને વાત્સલ્ય રાખતી હતી?

મયણાના શાન્ત અને સૌમ્ય વ્યક્તિત્વે સાસુના મનને જીતી લીધું હતું.

**સાચા સાધક બનો :**

સિદ્ધચક્રજીનો આરાધક-આત્મા કેવો હોય? આરાધના ગમે તેવી ઉત્તમ હોય, પરંતુ આરાધકનાં ઠેકાણાં ન હોય તો સફળતા ન જ મળે. આરાધક પર આરાધનાની સિધ્ધિનો આધાર છે. સાધ્ય અને સાધન ઉત્તમ મળવા છતાં જો સાધકની યોગ્યતા ન હોય તો સિદ્ધિ પ્રાપ્ત ન થાય.

'સાધક કેવો જોઇએ?' 'તે સમજાવવા માટે મયણાના જીવનનું સર્વાંગીણ અધ્યયન જરૂરી છે. મયણાને ઓળખ્યા વિના સિદ્ધચક્રજીના આરાધકને ઓળખી શકાશે નહીં.

❀

# વ્યાખ્યાન ત્રીજું



## અરિહંત પદ

પરમ ઉપકારી આચાર્યભગવંત શ્રી રત્નશેખરસૂરિજી મહારાજે 'સિરિ સિરિવાલ કહા' નામનો ગ્રંથ રચ્યો. શ્રીપાળચરિત્ર–શ્રીપાળની કથા તેમણે લખી.

**ધ્યાન : હૃદય કમળમાં :**

ગ્રંથના પ્રારંભમાં એમણે કહ્યું : 'મારા હૃદયરૂપી કમળમાં અરિહંત આદિ નવપદોનું ધ્યાન ધરીને હું શ્રી સિદ્ધચક્રનો મહિમા કાંઇક બતાવીશ.'

આમ જોઇએ તો એમણે બહુ સરળ અને સામાન્ય વાત કહી લાગે છે. પરંતુ તેના પર વિચાર કરવમાં આવે તો તે સામાન્ય વાત નથી. હૃદયકમળમાં અરિહંત ભગવાનનું ધ્યાન ધરવાનું એમણે કહ્યું. 'ज्ञाइत्ता" કહ્યું. પરંતુ 'स्मृत्वा' ન કહ્યું. 'સ્મરીને,' 'સ્મરણ કરીને,' ન કહ્યું, પણ 'ધ્યાન ધરીને' કહ્યું! તે ધ્યાન જ્યાં ત્યાં કરવાનું નહીં, પણ હૃદય-કમળમાં! કોઈ સામાન્ય કમળ નહિ, તળાવમાં પેદા થતા કમળ નહીં, પણ હૃદયરૂપી કમળ બતાવ્યું! તે કમળમાં તેમણે નવપદનું ધ્યાન ધર્યું! તો ધ્યાન ધરવાની શી જરૂર હતી?

શ્રી સિદ્ધચક્રનો મહિમા બતાવવો છે; તે શ્રી સિદ્ધચક્રનો મહિમા-પ્રભાવ અને સ્વરૂપ બતાવવા પોતે આરાધક બન્યા. પોતાને આરાધક બનવું સરળ છે; પણ બીજાને આરાધક બનાવવા કઠીન છે. તે કઠીન

કાર્ય સરળ બનાવવા તેમણે શ્રી સિદ્ધચક્રનું શરણ સ્વીકાર્યું ! જાણે તેઓએ શ્રી સિદ્ધચક્રજીના ચરણે અંતઃકરણથી પ્રાર્થના કરી ન હોય ! 'હે સિદ્ધચક્રજી આપની આરાધના દ્વારા આપનું ધ્યાન ધરીને, એવી શક્તિ મેળવવા ઇચ્છું છું કે દુનિયાના જીવોને હું મોક્ષમાર્ગના આરાધક બનાવી શકું!'

હૃદયકમળની કલ્પના કરીને તેના મધ્ય ભાગમાં જેને 'કર્ણિકા' કહે છે, તેમાં અરિહંતની ધારણા કરી, અરિહંતનું ધ્યાન ધરવાનું છે. બે પાંચ મિનિટ નહીં; કલાક, બે કલાક ધરવાનું છે. ધ્યાનમાં શું કરવાનું ? ધ્યાન કેવી રીતે કરવાનું ?

**ધ્યાનમગ્ન થવાનો ઉપાય :**

હું તમને કહું કે 'આ ચોપડી લો, વાંચી નાખો.' તો ધ્યાનની રીત સમજાશે ખરી ? ધ્યાન ધરવું એટલે શું કરવું, શું વિચારવું ? શાનું ચિંતન કરવું ? એ માટે પહેલાં ધ્યાનની પ્રક્રિયા સમજવી જોઇએ. તે પ્રક્રિયા સમજતાં પહેલાં જેમનું—જે અરિહંત ભગવાનનું ધ્યાન કરવું છે, તેમની ઓળખ કરવી પડશે. એ ઓળખાણથી એમના પ્રત્યે આપણને એવો રાગ–અનુરાગ–સ્નેહ પેદા થાય કે આપણે તેમની સામે જોઇએ કે આપણે ધ્યાનમગ્ન થઇ જઇએ ! જેના પર ખૂબ જ રાગ હોય, તેની સામે જોતાં તેનામાં લીન બની જવાય છે.

આ છે પ્રેમની પરાકાષ્ટા ! તે પરાકાષ્ટા મૌનમાં પરિણમે છે. અરિહંતની સારી ઓળખ થાય, તેમના તરફ એટલો પ્રેમ પેદા થાય કે આપણે તેમની સામે જોતાં જ તન્મય બની જઇએ.

શું તમે દાળ રોટીનો વિચાર કરો છો ? તે તો અત્યંત પરિચિત છે. પછી તેનો વિચાર શો ? પરિચય પછી વિચાર નથી રહેતો. તેવી રીતે અરિહંતનો ગાઢ પરિચય છે ? જો છે, તો તેમના માટે વિચાર કરવાનો રહેતો નથી.

**'અરિહંત'ને ઓળખો :**

**'આવશ્યક સૂત્ર'** છે, તેના ઉપર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીએ ટીકા લખી છે, તે ટીકામાં **'નમસ્કાર નિર્યુક્તિ'** છે; તે નિર્યુક્તિમાં

અરિહંત–પરમાત્માની વિશિષ્ટ ઓળખ કરાવવામાં આવી છે. તે જો વાંચો તો અરિહંત પરમાત્માની અનેક ઉચ્ચતમ વિશેષતાઓનું જ્ઞાન થાય; જે આપણી કલ્પનામાં ભરી ન શકાય! આપણી કલ્પનાસૃષ્ટિ નાની છે. આપણી કલ્પનાનાં ૧૦-૧૨ એકરના સરોવરમાં અરિહંત ભગવંતના મહિમાનું અનંત–અગાધ પાણી ભરવા પ્રયત્ન કરીએ તો તે overflow ઉપરથી વહેવા લાગે! એવો અનંત પ્રભાવ, અનંત મહિમા પરમાત્માનો છે.

કલ્પના સીમિત છે, પરમાત્માનો મહિમા અસીમિત–અનંત–અપાર છે! સીમિત કલ્પનાથી એ કેમ સમજાવાય? પરંતુ કોઈને કોઈ દ્રષ્ટિબિંદુ લઈને અરિહંત પરમાત્માનો પરિચય કરવો જ રહ્યો.

અરિહંત પરમાત્માની ઓળખાણ કરાવતાં આચાર્ય ભગવંત કહે છે કે આ સંસાર ( ચૌદ રાજલોક ) એક ભયંકર અટવી–જંગલ છે, તેમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ; જ્યાં રોડ નહિ, સીધો રસ્તો નહિ; જે જંગલમાંથી રોડ જતો હોય, તેને અટવી કહેવાય? અટવી એટલે? જ્યાં કોઈ પુરૂષનાં પદચિહ્ન ન મળે. માર્ગ ન મળે. તેવી આ સંસારરૂપી અટવી છે. તેમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. ક્યાં જઈ રહ્યા છીએ? ચૌદ રાજલોકને અંતે સિદ્ધશિલા તરફ જઈ રહ્યા છીએને? માર્ગદર્શક વિના કેવી રીતે ત્યાં પહોંચીશું? માટે કોઈ માર્ગદર્શક તો જોઈએ ને?

## અરિહંત : મોક્ષમાર્ગદર્શક :

અરિહંત પરમાત્મા માર્ગદર્શક–મોક્ષમાર્ગ બતાવનારા છે! મોક્ષનો માર્ગ બતાવનાર એટલે અચલ....અક્ષય....અનંત....અવ્યાબાધ સ્થાનનો રાહ બતાવનાર. મોક્ષમાર્ગ બતાવનારા એટલે જ્યાં પરમ સુખ અને પરમ શાંતિ છે, ત્યાં જવાનો માર્ગ બતાવનારા! માર્ગ બતાવનારનું મહત્ત્વ કોને સમજાય? જે જંગલમાં–અટવીમાં ભૂલ્યો પડયો હોય તેને ને? રસ્તો જડતો ન હોય, વાઘ, વરૂ આદિ હિંસક પ્રાણીઓનો ડર હોય....ત્યારે કોઈ માર્ગ બતાવનાર મળી જાય તો? ત્યારે કેટલો આનંદ થાય?

### ભવવનમાં ભટકી રહ્યા છીએ :

તમે જંગલમાં ક્યારેક ભૂલા પડયા છો? માર્ગ બતાવનાર કોઈ મળ્યો હતો? તે વખતે તમને કોઈ અનુભવ થયો હતો? અમને તો ખૂબ અનુભવ થાય! કારણ કે અમારે તો જંગલો જ ખૂંદવાનાં ને? તમે પુણ્યશાળી! તમારે બંગલાઓમાં ને મહેલોમાં રહેવાનું! ભવ-વનમાં ભૂલા તો અમે પડયા છીએ ને? તમે માર્ગ પર છો કે માર્ગથી દૂર? ઠેકાણે છો કે ભૂલા પડેલા છો? જો તમને ખરેખર એમ લાગી જાય કે તમે ભૂલા પડયા છો....આ ચૌદ રાજલોકમય વિશાળતમ વિશ્વમાં ભૂલા પડયા છો, અને મોક્ષમાર્ગે ચઢવા માટે બેબાકળા બની ગયા છો, તો તમને માર્ગ બતાવનારનું મહત્ત્વ બરાબર સમ-જાશે. માર્ગ બતાવનાર કેટલા મહત્ત્વપૂર્ણ છે, તે તો ભૂલા પડયા હોય તે જ જાણે! શ્રી અરિહંત પરમાત્મા માર્ગદર્શક છે, તેમનું માહાત્મ્ય સમજાય છે? ક્યાં જવાનું હતું? ક્યાં જઈએ છીએ? અનંતકાળથી સંસારમાં ભૂલા ભટકી રહ્યા છીએ....જ્યારે કોઈ સાચા માર્ગે ચઢાવનાર ન હોય ત્યારે શ્રી અરિહંત પરમાત્મા મળી જાય ત્યારે કેવો આનંદ થાય?

### માર્ગદર્શકને ઓળખો :

માર્ગ પર ચાલતાં ભલે એક બે કે આઠ-દશ ભવ થાય; એનો વાંધો નહીં, પરંતુ માર્ગ પરથી જો ઉતરી ગયા તો ૮૪ લાખ યોનિમાં ભટકવાનું. તમારે ક્યાંસુધી ભટકવું છે? માર્ગ પર-મોક્ષ-માર્ગ પર ચઢવું છે કે નહીં? 'ક્યારે...ક્યાં રસ્તો મળશે?' આવ્યા છો ક્યારેય આવું પૂછવા? માર્ગ ભૂલેલો માર્ગદર્શકને શોધે અને પૂછે!...શ્રી અરિહંત પરમાત્માને **માર્ગદર્શક** તરીકે ઓળખ્યા છે? નિઃશ્રેયસનો માર્ગ બતાવનારા એ પરમ કરૂણાવંત છે, એ રીતે એમનાં દર્શન કર્યાં છે?

શ્રી અરિહંત પરમાત્મા મોક્ષનો માર્ગ બતાવનારા છે, એટલું જ નહિ, અર્થાત્ ધર્મનું જ્ઞાન દઈને, ઉપદેશ દઈને મોક્ષમાર્ગ બતાવી દીધો, એમ નહીં, 'આ રસ્તે સીધા જવું, ડાબી બાજુ જવું, જમણી

બાજુ જવું'-આમ બતાવીને તે ભાગી જતા નથી, પરંતુ તેઓ જીવોને સાથ પણ આપે છે! 'કંપની' આપે છે! 'લીફ્ટ' આપે છે....માટે તેઓ સાર્થવાહ છે.

**અરિહંત પરમાત્મા : સાર્થવાહ :**

કોઈ વેપારીને એક નગરે જવું છે; પરંતુ જંગલમાંથી પસાર થવાનું છે. સાથે હાથી, ઘોડા, સ્રી પુરૂષો છે, તમારે પણ એ નગરે જવું છે. એ જ્યારે તમને કહે: 'ચાલો અમારી સાથે, અમે રસ્તો બતાવીશું, અમે જઈએ છીએ.' તમે વેપારીની સાથે જાઓ, તો એ તમારી ચિંતા કરેને? તેમ તીર્થંકર ભગવાન ભવાટવીમાં જીવોને સાથ આપે છે....સથવારો આપે છે. માર્ગનું જ્ઞાન આપવા સાથે સાથ પણ આપે છે. માર્ગ છે એટલે મુશ્કેલીઓ આવે, ડાકુ લુંટારા આક્રમણ કરે, જંગલી પશુ પણ ધસી આવે....તો તે વખતે રક્ષણ કરનારા આપણું રક્ષણ કરે જ. તો!! આપણે સાથ ત્યજી દઈએ અને એકલા ભટકીએ... ત્યાં જંગલી પશુ આપણને ખતમ કરી નાખે, તેમાં સાર્થવાહ દોષિત નથી; સાથે રહીએ તો જરૂર રક્ષા કરે જ.

કુમારપાળ મહારાજાએ અરિહંત ભક્તિનું એક સ્તોત્ર બનાવેલું છે, તેમાં તેઓ કહે છે—

> भवाटवीलंघन-सार्थवाहं त्वामाश्रितो मुक्तिमहं यियासुः ।
> कषायचौरैर्जिन! लुप्यमानं रत्नत्रयं मे तदुपेक्षसे किम् ?

કુમારપાળ કહે છે કે 'હે ભવ-અટવીના સાર્થવાહરૂપ જિનેશ્વર દેવ! મુક્તિએ જવાની ઈચ્છાવાળા એવા મેં આપનું શરણ લીધેલું છે; મારા ત્રણ રત્ન-સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન ને સમ્યક્ચારિત્રકષાયરૂપી ચાર ચોર લુંટી લઇ જાય છે....છતાં આપ શા માટે ઉપેક્ષા કરો છો? આપ મને બચાવો....

સાર્થવાહની સાથે જનારા મનુષ્યો એ અપેક્ષા રાખતા હોય છે કે અમને ચોર-ડાકુઓથી અને જંગલી પશુઓથી સાર્થવાહ બચાવે; પણ સાર્થવાહને છોડી તમે બીજી બાજુ ચાલો, પછી જંગલી પશુ ખલાસ ન કરે તો શું કરે? ચોર ડાકુઓ તમને લુંટે નહીં તો શું

તમારી આરતિ ઉતારે ? આમ અરિહંત ભગવાન માર્ગદર્શક તથા સાર્થવાહ છે.

**સંસારસાગરમાં નાવિક:**

કોઈ કહે કે મારો માર્ગ 'સમુદ્ર'નો છે, તો અરિહંત ભગવાન નાવિક છે! ભવસાગરથી તારનારા છે. સમુદ્ર–માર્ગે મુસાફરી કરનારા કોના પર નિર્ભર રહે છે?

સંસાર સાગર છે....ભયંકર તોફાની સાગર છે. સંસાર સાગરની ભયાનકતા જ્યાંસુધી ન સમજાય ત્યાં સુધી એને જલ્દી તરી જવાની તમન્ના ન જાગે અને નાવિકનું મહત્ત્વ ન સમજાય.

સમુદ્રમાં તોફાન આવે, નૈયા જ્યારે ઉછળે, નૈયામાં બેસનાર ગભરાયેલા હોય. 'શું થશે?' શું થશે?' એમ પોકાર કરતા હોય, ત્યારે કપ્તાન કહે, 'ચિંતા ન કરો, તમને ડૂબવા નહીં દઉ....પણ ધ્યાન રાખો; નૈયામાંથી બહાર ન કૂદી પડતા; ગમે તેટલી આંધી આવે, ગમે તેવું તોફાન આવે તોય હું રક્ષા કરીશ!' જે નૈયામાં બેસી રહે છે, જે ગભરાતો નથી, તેનું તે રક્ષણ કરે છે.

જેમ ભવ અટવી છે. તેમ ભવ 'સાગર' છે. ભવ અટવીમાં પરમાત્મા **માર્ગદર્શક** તથા **સાર્થવાહ** છે, તેમ ભવ સાગરમાં જહાજના કપ્તાન છે! નાવિક છે!

**ભવજંગલમાં રખેવાળ અરિહંત:**

પરમાત્મા ભવ–જંગલમાં **મહાગોપ** છે. રખેવાળ છે. ગોવાળ પશુઓનું એક બાજુ ઊભો રહી, નજર ફેરવતો રક્ષણ કરે છે. જંગલી પશુઓથી બકરી, ઘેટાં, ગાય, ભેંસ વગેરેને બચાવવા પ્રયત્ન કરે છે. સંસારમાં આધિ, વ્યાધિ; ઉપાધિ જન્મ, જરા, મૃત્યુ વગેરે જંગલી પશુઓ છે. અત્યારે તમને કયા કયા પશુઓએ પકડેલા છે? માલુમ છે? આધિ, વ્યાધિ ઉપાધિ શું છે? મૃત્યુ શું છે? લાગે છે આ બધા જંગલી પશુઓ? એ પશુઓથી બચવાની ઇચ્છા છે? અરિહંત પરમાત્મા આવા જંગલી પશુઓથી જીવોનું રક્ષણ કરે છે પણ જો તેમની આજ્ઞામાં રહીએ તો!

જેમ ભરવાડને લાગે કે 'ભય છે,' થોડો અવાજ કરે, તો એકદમ બધા પશુઓ તેની પાસે દોડી આવે ! તેમ ભયથી ભરેલા સંસારમાં અરિહંત ભગવાન જ્યારે બોલાવે કે 'આ બાજુ આવો,' તો કઈ તરફ દોડી જાઓ ? પરમાત્મા તરફ કે ચાંદની ચોક તરફ ? પરમાત્મા જિનેશ્વરદેવ આપણા રક્ષક છે, એ સમજાયું છે?

એક રક્ષક બીજા જીવની રક્ષા ક્યારે કરી શકે? જ્યારે બીજો જીવ પોતાની રક્ષા ચાહતો હોય! તમે તમારી રક્ષા ચાહતા જ ન હો તો બીજો તમારી રક્ષા શા માટે કરે? તમે ઇચ્છો છો કે આધિ, વ્યાધિ, ઉપાધિ, અને જન્મ, જરા, તથા મૃત્યુમાંથી તીર્થંકર પરમાત્મા તમારી રક્ષા કરે? જો ચાહતા હો તો જરૂર રક્ષણ કરશે. અરિહંત ભગવાન રક્ષા કરે છે! પરંતુ એ જેમ કહે તેમ આપણે રહીએ, એ જેમ કહે તેમ કરીએ, તો રક્ષા કરી શકે.

બીજા રાષ્ટ્રે આપણા રાષ્ટ્ર પર આક્રમણ કર્યું. સરહદ પર સૈનિકો ઉભા છે, સૈનિકો સરહદ પરના ગામને કહે કે 'આ ગામ ખાલી કરો.' ગામવાળા કહે, 'ના, ગામ તો ખાલી નહીં કરીએ!' તો સૈનિકો રક્ષા કરી શકશે? કાંતો તમારી રક્ષા તમે પોતે કરો, કાં તો જે પ્રમાણે રક્ષક કહે તેમ ચાલો! રક્ષકની આજ્ઞા અનુસાર જે ચાલે તેની રક્ષા રક્ષક કરી શકે. રક્ષકની આજ્ઞા પ્રમાણે ન ચાલે તો તેની રક્ષા રક્ષક કરી ન શકે, પછી ભલે ભગવાન હોય!

પરમાત્મા ભવ અટવીમાં માર્ગદર્શક છે, સાર્થવાહ છે, અને મહાગોપ છે, ભવસાગરમાં નિર્યામક છે! નાવિક છે.

અરિહંતનું આ એક પ્રકારનું સ્વરૂપ છે.

ભવ-અટવીમાં જંગલી પશુઓથી રક્ષણ કરનાર ગોવાળ છે, ભવ સાગરમાં ડૂબતાને બચાવનાર નિર્યામક છે, ભૂલેલાના માર્ગદર્શક છે, તેમજ સાર્થવાહ છે. જીવો માટે આટઆટલું કરનારા એ પરમ-તારક પરમાત્માના અંતરંગ સ્વરૂપને પણ સમજવું જોઈએ.

**અરિહંતનું અંતરંગ સ્વરૂપ:**

તમારે ઘેર વિવાહ હોય ને કોઈ વ્યક્તિ તમારી મૂંઝવણ દૂર

કરે; માંદગી આવે ને તે વ્યક્તિ સારસંભાળ લે; કોઇ ઝગડો થાય તો તે વ્યક્તિ સરસ સમાધાન કરાવી આપે, તેને તમો બરાબર ઓળખતા ન હો તો એમ થાય ને કે 'આ વ્યક્તિ કોણ? જ્યારે જ્યારે મને મુશ્કેલી–મુસીબત આવે છે ત્યારે તે દૂર કરનાર કોણ મહાપુરૂષ છે?' વીતરાગ સર્વજ્ઞ પરમાત્માની યથાર્થ ઓળખાણ કર્યા વિના એમનું ધ્યાન નહીં થઈ શકે. જેમ તેમની ઉપકારિતા સમજ્યા તેમ તેમની વિશિષ્ટ ગુણમયતા પણ સમજો.

**૧. પરમાત્મા રાગ વિજેતા છે.**

રાગ બે પ્રકારના છેઃ પ્રશસ્ત રાગ અને અપ્રશસ્ત રાગ. અપ્રશસ્ત રાગ ત્રણ પ્રકારના છેઃ કામ, સ્નેહ ને દ્રષ્ટિ. કામરાગ એટલે રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ પ્રત્યેનો રાગ. સ્નેહરાગ એટલે કોઇ વ્યક્તિ પ્રત્યે રાગ થાય. પછી ભલે તેની સાથે લડે! દીકરો ખૂબજ અવિવેકી હોય; છતાંય તેના પ્રત્યે રાગ! શ્રેણિકને કોણિક પ્રત્યે રાગ હતો ને? તે સ્નેહરાગ!

દ્રષ્ટિ–રાગ એટલે પોતપોતાના દર્શન (મિથ્યા–સત) પ્રત્યે રાગ. જેમ વેદાંતીને વૈદિક દર્શન પ્રત્યે રાગ, બૌદ્ધોને બૌદ્ધ દર્શન પ્રતિ રાગ! આ ત્રણે પ્રકારના અપ્રશસ્ત રાગથી પાપ કર્મનો બંધ થાય છે. પરમાત્માએ પ્રશસ્ત અને અપ્રશસ્ત રાગ તથા દ્વેષ પર વિજય પ્રાપ્ત કર્યો છે. નથી તેમને રાગ કે નથી દ્વેષ!

પ્રશસ્ત રાગ એટલે અરિહંત પરમાત્મા પર રાગ. તેમના શાસન પર રાગ, તેમના સંઘ પર રાગ....અર્થાત્ જે રાગ કરવાથી પુણ્યકર્મ બંધાય.

જ્યાં સુધી આત્મા વીતરાગ ન બને; ત્યાં સુધી આ પ્રશસ્ત રાગ તો કરવાનો જ. અરિહંતે બન્ને પ્રકારના રાગ મીટાવ્યા, વિજય મેળવ્યો તેથી તેઓ રાગવિજેતા.

**૨. પરમાત્મા દ્વેષ વિજેતા છે.**

દ્વેષ બે પ્રકારના છેઃ પ્રશસ્ત દ્વેષ ને અપ્રશસ્ત દ્વેષ.

પ્રશસ્ત દ્વેષ એટલે કરવા જેવો અને અપ્રશસ્ત દ્વેષ એટલે ન કરવા જેવો. હા, દ્વેષ પણ કરવા જેવો હોય છે! પાપો પ્રત્યે કરવાનો....

....તે દ્વેષ....ઘૃણા કરો તો પાપ ન બંધાય.... જેમ-'આ વિષય -કષાયનાં પાપ કેવાં ભયંકર છે? ભવોભવ મને ભટકાવાનારાં એ પાપોને કચરી નાખું.... નષ્ટ કરી દઉં....' આમ દાંત કચકચાવીને બોલો જોઈએ? પણ ના, તમને પાપો તરફ દાંત કચકચાવતાં નથી આવડતા....! જીવો પ્રત્યે જ દાંત કચકચાવીને દ્વેષ કરો ને?

સમ્યક્ત્વને મલિન કરનાર અતિચારો પર અરૂચિ છે? અશ્રદ્ધા તરફ અરૂચિ છે? દુષ્ચારિત્ર પર ઘૃણા છે? હિંસા, જૂઠ, ચોરી....તરફ દ્વેષ છે? પાપો તરફ દ્વેષ, ઘૃણા, તિરસ્કાર તે પ્રશસ્ત દ્વેષ છે.

અરિહંત પરમાત્મા, પ્રશસ્ત અને અપ્રશસ્ત રાગ તથા દ્વેષના વિજેતા છે. ક્રોધ, માન, માયા કે લોભ—એમને કાંઈ પણ નહિ! ગોશાળાએ આવીને ભગવાનને ગાળો દીધી તો ભગવાનને તેના પ્રત્યે દ્વેષ ન થયો, અને સમવસરણમાં સૂર્ય-ચંદ્ર વંદનાર્થે આવ્યા તો ભગવાનને તેમના તરફ રાગ ન થયો! જ્યારે આપણી તો કેવી કંગાલ સ્થિતિ છે? ઇન્દ્ર નહીં, ઇન્દ્રનો પ્યૂન (ચપરાશી) પણ જો ભક્ત થઈ જાય તો? ખુશ ખુશ! કેમ બરાબરને? બેડો પાર થઈ જાયને? કામ હો જાય, નામ હો જાય! આપણી કેવી રાગાંધ સ્થિતિ અને તારક પરમાત્માની કેવી વીતરાગ-અવસ્થા! પરમાત્મા રાગ-વિજેતા છે, દ્વેષ -વિજેતા છે.

### ૩. પરમાત્મા પાંચે ઈન્દ્રિયોના વિજેતા છે

પાંચ ઇન્દ્રિયોમાંથી એક પણ ઇન્દ્રિય પરમાત્માની આજ્ઞાથી વિરૂદ્ધ જતી નથી, માટે ઇન્દ્રિય-વિજેતા!

જ્યારે ધ્યાનની વાત આવશે, ત્યારે કેવી રીતે અને કયા હેતુથી ધ્યાન ધરવાનું છે, તે બતાવીશ. હમણાં તો material માલ સપ્લાય કરૂં છું! એ માલને કેમ apply -કરવો, કેવી રીતે વાપરવો તે પછી સમજાવીશ. ઘર બનાવવા માટે જેમ ઇંટ, સીમેન્ટ વગેરે materials એકઠા કરવામાં આવે ને! તેમ આ તો materials આપવામાં આવે છે, તેનો ઉપયોગ ક્યાં અને કેવી રીતે કરવો, તે પછી દર્શાવવામાં આવશે.

પરમાત્મા ઇન્દ્રિય-વિજેતા છે. જેમ આપણને પાંચ ઇન્દ્રિયો છે, તેમ પરમાત્માને પણ પાંચ ઇન્દ્રિયો હતી. પરંતુ તેઓ ઇન્દ્રિયોના વિજેતા બન્યા....આપણે ઇન્દ્રિયોના ગુલામ બન્યા છીએ.

ઇન્દ્રિયોના બે પ્રકાર છે: પુદ્ગલમય જડ ઇન્દ્રિયને 'દ્રવ્યેન્દ્રિય' કહે છે, આત્મિક પરિણામરૂપ ઇન્દ્રિય 'ભાવેન્દ્રિય' કહેવાય છે.

દ્રવ્યેન્દ્રિયના પણ બે પ્રકાર છે: (૧) નિર્વૃત્તિ અને (૨) ઉપકરણ.

શરીર પર ઇન્દ્રિયોની આકૃતિ દેખાય છે ને? તે પુદ્ગલસમૂહની વિશિષ્ટ રચનાઓ છે, અને તે જ નિર્વૃત્તિ ઇન્દ્રિય! નિર્વૃત્તિ-ઇન્દ્રિયની બહાર અને અંદરની પૌદ્ગલિક શક્તિ તે ઉપકરણ-ઇન્દ્રિય!

ભાવેન્દ્રિયના બે પ્રકાર છે: (૧) લબ્ધિ-ઇન્દ્રિય અને (૨) ઉપયોગ-ઇન્દ્રિય. મતિ-જ્ઞાનાવરણ આદિ કર્મનો ક્ષયોપશમ તે લબ્ધિ ઇન્દ્રિય! આ એક પ્રકારનો આત્મિક પરિણામ જ હોય છે.

ઉપયોગ-ઇન્દ્રિય કોને કહેવાય? જાણો છો? લબ્ધિ, નિર્વૃત્તિ અને ઉપકરણ-એ ત્રણના મળવાથી શબ્દ-રૂપાદિ વિષયોનો જે બોધ થાય. તેને ઉપયોગ ઇન્દ્રિય કહેવાય છે.

શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના અસંખ્ય વિષયોનો બોધ અને ભોગ આપણે ઇન્દ્રિયોથી કરીએ છીએ. ઇન્દ્રિયોની સાથે મન જોડાયેલું છે ને? આત્મા ઇન્દ્રિયો અને મન દ્વારા પાંચ પ્રકારના વિષયોમાં ભટક્યા કરે છે....અને ઘોર પાપ કર્મ બાંધ્યા કરે છે.... ઇન્દ્રિયવિજેતારૂપે શ્રી અરિહંતપરમાત્માનું ધ્યાન કરો. પરંતુ એ તો કહો કે તમારે ઇન્દ્રિયવિજેતા બનવું છે ખરું? જો બનવું હોય તો એનો આ અમોઘ ઉપાય છે. ઇન્દ્રિય-વિજેતારૂપે પરમાત્માનું ધ્યાન ધરવું.

પરમાત્માને ચાર ઘાતી કર્મોનો ક્ષય થઇ ગયો હોવાથી સકલ વિશ્વના સર્વ પદાર્થોનું જ્ઞાન પ્રત્યક્ષ જ થતું હોય છે. આત્મા સીધો જ પદાર્થનું જ્ઞાન કરે, વચ્ચે ઇન્દ્રિયો કે મનના માધ્યમની જરૂર જ નહીં. હાં, મન હોય ખરું, પરંતુ એનો કોઇ ઉપયોગ નહીં! એવી રીતે પરમાત્માને ઇન્દ્રિયો હોય ખરી, પરંતુ ઉપયોગ કરવાની

ની જ આવશ્યકતા નહીં. ઘરમાં લાઈટ ચાલુ હોય બધે જ, પછી ફાનસ સળગાવો ખરા? શા માટે? પરમાત્માનું ઈન્દ્રિય-વિજેતારૂપે ધ્યાન ધરીને ઈન્દ્રિય-વિજેતા બનવાનું છે! બનશો ને?

**૪. પરમાત્મા પરિસહ-વિજેતા છે.**

હવે પરમાત્માનું '-પરિસહ-વિજેતા' રૂપે જ્ઞાન કરો. 'પરિસહ' એટલે શું, જાણો છો? જ્ઞાની પુરૂષોએ ૨૨ 'પરિસહ' બતાવેલા છે. મોક્ષમાર્ગની આરાધનામાં આ ૨૨ પરિસહ પર વિજય મેળવવો અનિવાર્ય છે. માટે ૨૨ પરિસહોનું સામાન્ય જ્ઞાન તો મેળવી લો! તમારે અધ્યયન તો કરવું નથી. તૈયાર માલ પર બેસી જવું છે! તો લઈ લો તૈયાર માલ!

૧-૨. ગમે તેવ ક્ષુધા અને તૃષા (ભૂખ તરસ) લાગી હોય, છતાં સ્વીકારેલી મર્યાદાથી વિરુધ્ધ ભોજન-પાણી ન લેતાં સમભાવપૂર્વક એ વેદના સહન કરવી તે ક્ષુધાપરિસહ અને તૃષાપરિસહ પર વિજય કહેવાય.

૩-૪. ગમે તેવી ટાઢ અને ગરમી લાગતી હોય છતાં એ દૂર કરવા અકલ્પ્ય વસ્તુનું ગ્રહણ ન કરવું અને સમભાવે એ વેદનાઓ સહી લેવી તે શીતપરિસહ અને ઉષ્ણપરિસહ પર વિજય.

૫. ડાંસ-મચ્છર વગેરે જંતુઓના ઉપદ્રવમાં ખિન્ન ન થતાં એ વેદના સમભાવે સહી લેવી તે 'દંશ-મશક પરિસહ' પર વિજય છે.

એક સ્થાનમાં નિયતવાસ ન કરવો તે 'ચર્યા-પરિસહ' પર વિજય છે.

૧૦. આરાધના માટે એક સ્થાને આસન બાંધીને બેસતાં, આવી પડતા ભયોને અડોલપણે જીતવા તે 'નિષદ્યા-પરિસહ' પર વિજય છે.

૧૧. કોમળ કે કઠીન, સમ કે વિષમ, જેવી સહજભાવે મળે તેવી જગામાં સમભાવપૂર્વક રહેવું તે 'શય્યા-પરિસહ' પર વિજય કહેવાય.

૧૨. કોઈ કટુ-કઠોર શબ્દ સંભળાવે, ગાળ દે, તેને સમતાભાવે સહન કરવી તે 'આક્રોશ પરિસહ' પર વિજય કહેવાય.

૧૩. કોઇ તાડન-મારણ કરે તે સહન કરવું તે 'વધ-પરિસહ' પર વિજય.

૧૪, ભિક્ષાવૃત્તિ કરતાં અપમાન કે લજ્જા ન રાખવા તે 'યાચના પરિસહ' પર વિજય.

૧૫. ભિક્ષામાં જોઇતી વસ્તુ ન મળે ત્યારે ખેદ ન કરવો તે 'અલાભ પરિસહ' પર વિજય મેળવ્યો કહેવાય.

૧૬. સમતાભાવે રોગ સહન કરવો તે 'રોગ-પરિસહ' પર વિજય છે.

૧૭. ઘાસ-તૃણ આદિની શય્યામાં પણ સમભાવ રાખવો તે 'તૃણ-સ્પર્શ પરિસહ' પર વિજય કહેવાય.

૧૮. શરીર પર મેલ જામી જાય છતાં સ્નાનાદિ ન કરવાં અને મેલ સહન કરવો તે 'મલ-પરિસહ' પર વિજય કહેવાય.

૧૯, સત્કાર મળતાં ખૂશ ન થવું તે 'સત્કારપરિસહ' પર વિજય કહેવાય.

૨૦, તીવ્ર બુધ્ધિ હોય છતાં એનું અભિમાન ન કરવું તે 'પ્રજ્ઞા-પરિસહ' પર વિજય મેળવ્યો કહેવાય.

૨૧, ગમે તેટલું શાસ્ત્રજ્ઞાન હોય, છતાં તેનો ગર્વ ન કરવો તે 'જ્ઞાન-પરિસહ' પર વિજય કહેવાય. એવી રીતે જ્ઞાનના અભાવમાં દીનતા ન કરવી તે 'અજ્ઞાન-પરિસહ' પર વિજય કહેવાય.

૨૨. સૂક્ષ્મ અને અતીન્દ્રિય પદાર્થનું જ્ઞાન ન થવાથી ધર્મ નકામો

લાગે ત્યારે વિવેકથી શ્રદ્ધા દૃઢ રાખવી તે 'અદર્શન-પરિસહ' પર વિજય કહેવાય.

આ છે ૨૨ પરિસહો ! પરમાત્માએ આ બાવીસે પરિસહો પર વિજય મેળવ્યો ! પરિસહ-વિજેતારૂપે પરમાત્માનું ધ્યાન ધરવાથી આપણે પણ વિજેતા બની શકીએ....'મારે 'પરિસહ-વિજેતા' બનવું છે.' આવું દૃઢ પ્રણિધાન-દૃઢ સંકલ્પ હોવો જોઈએ.

એવી જ રીતે પરમાત્મા ઉપસર્ગ—વિજેતા છે! ઉપસર્ગ એટલે સંકટ-આપત્તિ- ઉપદ્રવ. દેવો તરફથી, માનવો તરફથી અને પશુઓ તરફથી એમ ત્રિવિધ ઉપસર્ગો હોય છે. ગમે તેવા ઉપસર્ગો આવે છતાં પરમાત્મા મેરૂની જેમ અડોલ, નિર્ભય અને નિશ્ચલ રહે! પરમાત્મા મહાવીરસ્વામીનું જીવન જાણો છો ને? સાડાબાર વર્ષ સુધી કેટલા ઉપસર્ગ સહ્યા? 'ઉપસર્ગ-વિજેતા' રૂપે પરમાત્માનું ધ્યાન ધરવાનું છે.

## અષ્ટ પ્રાતિહાર્ય

તીર્થંકર પરમાત્માની આઠ પ્રાતિહાર્યની શોભા અદ્‌ભુત હોય છે! આપણે પ્રત્યક્ષ ન જોઈએ તો જ્ઞાનદૃષ્ટિથી તો જોઈએ !

સમવસરણમાં વિશાળ અશોકવૃક્ષની છાયા હોય છે. પરમાત્માની ઉપર ત્રણ છત્ર હોય અને મસ્તકની પાછળ દેદિપ્યમાન ભામંડલ હોય છે. પરમાત્મા મણીમય સિંહાસન પર આરૂઢ થયેલા હોય છે, અને બે બાજુ દેવો ચામર ઢાળે છે. આકાશમાં દેવો પુષ્પવૃષ્ટિ કરે છે. દુંદુભિ બજાવે છે, અને દિવ્યધ્વનિ થાય છે!

કેવું અદ્‌ભુત વાતાવરણ ! કેવા અદ્‌ભુત પ્રભાવવંતા પરમાત્મા ! અને કેવી દિવ્ય મહિમાવાળી પ્રભુની વાણી ! આવા રમણીય અને પ્રસન્ન વાતાવરણમાં બેસીને ધર્મનો ઉપદેશ સાંભળવાનો કેવો અપૂર્વ આનંદ આવે! આપણું દુર્ભાગ્ય છે કે આપણે અઢી હજાર વર્ષ મોડા જન્મ્યા આ ભારતમાં....એ પ્રભુના કાળમાં જન્મ્યા હોત પ્રભુના ચરણે જીવન સમર્પિત કર્યું હોત તો....?

અષ્ટ પ્રાતિહાર્યથી યુક્ત અરિહંત પરમાત્માનું ધ્યાન ધરવાનું છે.

**ચાર અતિશય :**

જ્ઞાનાતિશય, વચનાતિશય, પૂજાતિશય અને અપાયાપગમ-અતિશય. ભગવંતના આ ચાર વિશિષ્ટ પ્રભાવો છે.

આ ચાર અતિશયો છે. ચાર અતિશય અને આઠ પ્રાતિહાર્ય, મળીને અરિહંતના બાર ગુણો થાય છે.

**અરિહંતનું ધ્યાન કરવાની રીત :**

અરિહંતનું ધ્યાન ધરવાનું છે ને? આપણે જ્યારે વિસ્તારપૂર્વક (in detail) તેમનું સ્વરૂપ સમજતા હોઈએ તો હૃદયરૂપી કમળમાં તેમને બિરાજમાન કરીને ધ્યાન ધરી શકીએ.

પહેલાં કમળની મધ્યમાં અરિહંતને બિરાજમાન કરવા, તેમને શ્વેત વર્ણના જોવા, પછી ચિંતન કરવું કે કેટલા અતિશય? કેટલા પ્રાતિહાર્ય? આ બધું ચિંતવ્યા પછી તેઓ માર્ગદર્શક, સાર્થવાહ, નિર્યામક તેમજ ગોપાળ છે–તે ચિંતન કરવાનું. પછી તેઓ ઇંદ્રિય-વિજેતા, રાગ-દ્વેષ વિજેતા; પરિસહ વિજેતા, ઉપસર્ગ વિજેતા.... વગેરે ચિંતન કરવાનું.

એવી રીતે **'ભય-વિજેતા'**ના સ્વરૂપમાં પણ પરમાત્માનું ધ્યાન ધરી શકાય. 'नमो जिणाणं जिअभयाण' બોલો છો ને? 'નમોત્થુણં'માં 'નમો જિણાણં, જિઅભયાણં' આવે છે ને? પહેલાં તો ખૂબ જાપ કરો, જાપમાંથી ચિંતન ચાલુ થશે. પછી ગાડી દોડશે! ધ્યાનમાં લીન થશો! જાપથી ચિંતન, ચિંતનથી ધ્યાન.

'નમો અરિહંતાણં !' કેટલો સરળ ઉચ્ચાર! નાનું બાળક પણ બોલી શકે, એક પણ અક્ષર સંયુક્ત નહીં, કેટલી સરળતાથી બોલી શકાય છે!

'નમો અરિહંતાણં'–એ તો પેકીંગ છે; તેમાં ઉત્તમ માલ છુપાયો છે. કદી નવકારમંત્રનું પેકેટ ખોલ્યું છે ખરૂં? તે મહાન્ અર્થથી ભરપૂર છે. તેવા જ મહાન્ અર્થથી ભરપૂર **'લોગસ્સ સૂત્ર, નમોત્થુણં'** સૂત્ર છે; એ ઓછા મહત્ત્વના નથી. એ તો આજે કોઈ સાધના કરતા નથી, આરાધના કરતા નથી. મનુષ્ય જો આ ક્ષેત્રમાં પ્રવેશ કરે તો તેને સંસારની આળપંપાળ કરવી ન પડે.

એક છોકરો હતો. ૧૪ વર્ષનો. ભણવામાં ઠોઠ. બાપે દીક્ષા લીધી. સાથે છોકરાને પણ દીક્ષા અપાવી. દીક્ષા બાદ કાંઈ ભણ્યા નહીં, ખૂબ જ ખાય, ખૂબ જ ઉંઘે. ભણવાનું નામ નહીં. ગુરૂ મહારાજને ચિંતા થઇ કે 'આ ભણતો નથી, જ્ઞાન વગર આનું શું થશે?'

આમ એક બે વર્ષ ગયાં. 'નમોત્થુણં-કલ્પ' નામનો ગ્રંથ મળ્યો. તે ગ્રંથમાં એવી વાતો પ્રાપ્ત થઇ કે ગુરૂ મહારાજે એની સાધના કરાવી. એ મુનિએ સાધના કરી. એ મુનિ સારા વિદ્વાન બની ગયા. સાધનાનો માર્ગ ધ્યાન પર આધારિત છે.

ભિન્ન ભિન્ન દ્રષ્ટિકોણથી અરિહંતનું ધ્યાન ધરવાનું છે. ૨૦ માળા ફેરવવાની છે અરિહંત-પદની. પદ્માસન કે પછી સુખાસનમાં બેસવાનું. આસન-મુદ્રા-દિશા વગેરેનું લક્ષ રાખવાનું.

બહાર જાપ! અંદર ધ્યાન! કમળ-કર્ણિકામાં અરિહંતપરમાત્માની સ્થાપના કરી તેમની આરાધના-ઉપાસના કરવાની છે.

# વ્યાખ્યાન ચોથું



## સિદ્ધ પદ

**ધ્યાન સાથે કમળનો સંબંધ :**

પરમ ઉપકારી પૂજ્ય આચાર્યભગવાન શ્રી રત્નશેખરસૂરિજી મહારાજ શ્રી શ્રીપાળની કથાના પ્રારંભમાં એ વાત કહે છે કે 'અરિહંત આદિ નવપદોનું હૃદયકમળમાં ધ્યાન ધરીને હું સિદ્ધચક્રનો મહિમા બતાવું છું', આથી એ વાત ફલિત થાય છે કે નવપદનું ધ્યાન હૃદય-કમળમાં કરવું જોઈએ. એટલે ધ્યાન અને કમળનો કોઈ સંબંધ હોવો જોઈએ. આપણામાંથી કેટલાકે કમળ પણ જોયું નહીં હોય! તો પછી કમળની કલ્પના જ કેવી રીતે આવે, અને એમાં ધ્યાન પણ કેવી રીતે ધરે ? ધ્યાનનો કમળ સાથે કોઇ વિશિષ્ટ સંબંધ છે જ.

કવિઓએ કમળનો હૃદય સાથે સંબંધ દર્શાવ્યો છે, જ્ઞાનીઓએ તેમજ ગણધર ભગવંતોએ હૃદયને કમળ કહ્યું છે! યોગી પુરૂષોએ હૃદયને કમળ કલ્પી, તેમાં ધ્યાન ધર્યાં છે. ધ્યાન ધરીને વિશિષ્ઠ સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે! માટે હૃદયકમળની કલ્પના સ્પષ્ટ થવી જોઈએ. કમળ જોવું જોઇએ.

આજે જે વિવેચન ચિંતન કરવું છે, તે મહત્ત્વપૂર્ણ છે, તે માટે સાગોદનું આ શાંતિધામ અનુકૂલ સ્થાન છે. જેમ એકાન્ત પ્રશાન્ત સ્થાન ધ્યાન માટે અનુકૂળ હોય છે, તેમ ધ્યાનની વાતો પણ એવા જ સ્થાનમાં થાય તો તે જલ્દી હૃદયસ્પર્શી બને. આજે સિદ્ધ ભગવંતનું ધ્યાન ધરવાનું છે. ધ્યાન ધરવાનું જેમાં છે; તે કમળને સમજવું જરૂરી છે.

## હૃદયને કમળ બનાવો :

ધ્યાન ધરવાનું છે હૃદયમાં. હૃદયને જ્ઞાની પુરૂષોએ કમળ કહ્યું. હૃદયરૂપી કમળમાં! બજારમાં વેચાતાં મળતાં કમળમાં નહીં! કાગળનાં કે પ્લાસ્ટિકનાં કમળમાં નહીં. હૃદયને કમળ બનાવો! તે કમળમાં નવપદની સ્થાપના કરો, પછી તેનું ધ્યાન ધરો.

હૃદય અને કમળનો શો સંબંધ? હૃદયને ઉપમા દેવાય છે, તે કોઈકને કોઈક સામ્યતા–સમાનતાને લઈને. જો કોઈ જ સમાનતા ન હોય તો ઉપમા ન દેવાય. તો હૃદય અને કમળમાં કયી સમાનતા છે?

હૃદય કોમળ છે. તેમ કમળ પણ કોમળ છે. એક સમાનતા કોમળતાની છે. જે હૃદયમાં ધ્યાન કરવું છે, જે હૃદયથી ધ્યાન કરવાનું છે તે હૃદય કોમળ હોવું જોઈએ; કઠોર નહિ, ક્રૂર નહીં. ક્રૂર અને કઠોર હૃદય ધ્યાન નથી કરી શકતું; કારણ કે એ સ્થિર નથી બની શકતું. ક્રૂર અને કઠોર હૃદય ચંચલ, અસ્થિર અને અસ્વસ્થ હોય છે.

બીજી સમાનતા નિર્લેપતાની છે. કમળ નિર્લેપ રહે છે, કાદવ–કીચડમાં તે ઉત્પન્ન થાય છે, પાણીમાં તે મોટું થાય છે, છતાં કાદવ અને પાણી–બન્નેને છોડી અધ્ધર રહે છે! કાદવમાં પેદા થયું, પાણીમાં પોષાયું અને બન્નેને ત્યજીને અલિપ્ત રહ્યું!

આપણી ગર્ભાવસ્થા ક્યાં વીતી? કીચડમાંને? ઉછર્યા કેવી રીતે? માના દૂધથી! આ બન્ને છોડીને હૃદયની ઉપરની સ્થિતિમાં પહોંચી જવાનું! જાણે કમળ હૃદયને કહે છે: 'મારા જેવું બન–જ્યાં જન્મ્યો, તેનો વિચાર છોડી દે, જેનાથી પોષાયો, તે ખાનપાનનો વિચાર છોડી દે.'

કમળના પાન પર પાણી નાંખો, પાણી નીચે સરકી જશે! તેમ હૃદયને વિષય-વાસનાનો સ્પર્શ થતાં જ તે સરકી પડવી જોઈએ. જેના પર વાસનાનું પાણી ટકે નહિ, વિકલ્પનું પાણી ટકે નહિ, તે હૃદય કમળ કહેવાય! હૃદયકમળ નવપદનું નિવાસસ્થાન બને!

## હૃદયમાં કમળની કલ્પના :

હૃદયને અપવિત્ર કરનાર કોણ છે? વિકલ્પ અને વાસના! અસંખ્ય વિકલ્પ-વાસનાઓથી મલિન બનેલા હૃદયમાં નવપદનું ધ્યાન ન થઈ શકે. વિકલ્પ-વાસનાઓથી અલિપ્ત હૃદય જ નવપદજીનું નિવાસસ્થાન બની શકે. હૃદયમાં ધ્યાન ધરવાનું છે. હૃદય-કમળમાં ધ્યાન ધરવાનું છે. કલાકાર કમળને બનાવી શકે. હૃદય-કમળની કલ્પના કરવી તે સામાન્ય વાત નથી. તે માટે અભ્યાસ જોઈએ.

'આંખ બંધ કરો, ખીલેલું કમળ જુઓ...ધીમે ધીમે નજીક લાવો. હૃદય પાસે લાવો....પછી હૃદય અને કમળનો અભેદ થાય! બન્ને અભિન્ન થાય. આઠ પાંખડીવાળું કમળ....વચમાં કર્ણિકા....

## સિદ્ધનો લાલવર્ણ :

અરિહંતનું ધ્યાન **સફેદ રંગમાં** કરવાનું છે. સિધ્ધનું ધ્યાન **લાલ રંગમાં** કરવાનું છે. દૃષ્ટિ સિધ્ધ ભગવંત ઉપર કેન્દ્રિત કરવાની. પદ્માસનસ્થ આકૃતિ....અને લાલવર્ણ....!

લાલવર્ણ શા માટે? જાણો છો? લાલવર્ણમાં આકર્ષણ શક્તિ છે. 'रक्त आकर्षणे' કોઈને આકર્ષવા માટે જે મંત્ર જપવામાં આવે છે તેમાં લાલવર્ણથી ધ્યાન કરાય છે. પદાર્થો પણ લાલ જોઈએ. જેને આકર્ષવો હોય તેને લાલ વર્ણમાં જોવાનો. જાપની અસર એ વ્યક્તિ પર થાય છે.

સંસારમાં કોઈને આપણા તરફ આકર્ષિત કરવાના હોય છે; સિદ્ધ ભગવાનના ધ્યાનમાં આપણે પોતે આકર્ષિત થઈ જવાનું હોય છે! સિદ્ધ ભગવાન તરફ આપણે આકર્ષાઈ જઈએ!

## સિદ્ધશિલા ક્યાં?

અહીંથી ઉપર ચંદ્રલોક-સૂર્યલોક આદિ જ્યોતિષ લોક! તેનાથી ઉપર છે વૈમાનિક દેવલોક, (બાર દેવલોક) અને નવ ગ્રૈવેયક....તેનાથી ઉપર અનુત્તર દેવલોક અને તેથી ઉપર સિધ્ધશીલા!

## હૃદયને કમળ બનાવો :

ધ્યાન ધરવાનું છે હૃદયમાં. હૃદયને જ્ઞાની પુરૂષોએ કમળ કહ્યું. હૃદયરૂપી કમળમાં! બજારમાં વેચાતાં મળતાં કમળમાં નહીં! કાગળનાં કે પ્લાસ્ટિકનાં કમળમાં નહીં. હૃદયને કમળ બનાવો! તે કમળમાં નવપદની સ્થાપના કરો, પછી તેનું ધ્યાન ધરો.

હૃદય અને કમળનો શો સંબંધ? હૃદયને ઉપમા દેવાય છે, તે કોઈકને કોઈક સામ્યતા–સમાનતાને લઈને. જો કોઈ જ સમાનતા ન હોય તો ઉપમા ન દેવાય. તો હૃદય અને કમળમાં કયી સમાનતા છે?

હૃદય કોમળ છે. તેમ કમળ પણ કોમળ છે. એક સમાનતા કોમળતાની છે. જે હૃદયમાં ધ્યાન કરવું છે, જે હૃદયથી ધ્યાન કરવાનું છે તે હૃદય કોમળ હોવું જોઈએ; કઠોર નહિ, ક્રૂર નહીં. ક્રૂર અને કઠોર હૃદય ધ્યાન નથી કરી શકતું; કારણ કે એ સ્થિર નથી બની શકતું. ક્રૂર અને કઠોર હૃદય ચંચલ, અસ્થિર અને અસ્વસ્થ હોય છે.

બીજી સમાનતા નિર્લેપતાની છે. કમળ નિર્લેપ રહે છે, કાદવ–કીચડમાં તે ઉત્પન્ન થાય છે, પાણીમાં તે મોટું થાય છે, છતાં કાદવ અને પાણી–બન્નેને છોડી અધ્ધર રહે છે! કાદવમાં પેદા થયું, પાણીમાં પોષાયું અને બન્નેને ત્યજીને અલિપ્ત રહ્યું !

આપણી ગર્ભાવસ્થા ક્યાં વીતી? કીચડમાંને? ઉછર્યા કેવી રીતે? માના દૂધથી! આ બન્ને છોડીને હૃદયની ઉપરની સ્થિતિમાં પહોંચી જવાનું! જાણે કમળ હૃદયને કહે છે: 'મારા જેવું બન–જ્યાં જન્મ્યો, તેનો વિચાર છોડી દે, જેનાથી પોષાયો, તે ખાનપાનનો વિચાર છોડી દે.'

કમળના પાન પર પાણી નાંખો, પાણી નીચે સરકી જશે! તેમ હૃદયને વિષય-વાસનાનો સ્પર્શ થતાં જ તે સરકી પડવી જોઈએ. જેના પર વાસનાનું પાણી ટકે નહિ, વિકલ્પનું પાણી ટકે નહિ, તે હૃદય કમળ કહેવાય! હૃદયકમળ નવપદનું નિવાસસ્થાન બને!

## હૃદયમાં કમળની કલ્પના :

હૃદયને અપવિત્ર કરનાર કોણ છે? વિકલ્પ અને વાસના! અસંખ્ય વિકલ્પ–વાસનાઓથી મલિન બનેલા હૃદયમાં નવપદનું ધ્યાન ન થઈ શકે. વિકલ્પ–વાસનાઓથી અલિપ્ત હૃદય જ નવપદજીનું નિવાસસ્થાન બની શકે. હૃદયમાં ધ્યાન ધરવાનું છે. હૃદય–કમળમાં ધ્યાન ધરવાનું છે. કલાકાર કમળને બનાવી શકે. હૃદય–કમળની કલ્પના કરવી તે સામાન્ય વાત નથી. તે માટે અભ્યાસ જોઈએ.

'આંખ બંધ કરો, ખીલેલું કમળ જુઓ...ધીમે ધીમે નજીક લાવો. હૃદય પાસે લાવો....પછી હૃદય અને કમળનો અભેદ થાય! બન્ને અભિન્ન થાય. આઠ પાંખડીવાળું કમળ....વચમાં કર્ણિકા....

## સિદ્ધનો લાલવર્ણ :

અરિહંતનું ધ્યાન સફેદ રંગમાં કરવાનું છે. સિદ્ધનું ધ્યાન લાલ રંગમાં કરવાનું છે. દૃષ્ટિ સિદ્ધ ભગવંત ઉપર કેન્દ્રિત કરવાની. પદ્માસનસ્થ આકૃતિ....અને લાલવર્ણ....!

લાલવર્ણ શા માટે? જાણો છો? લાલવર્ણમાં આકર્ષણ શક્તિ છે. 'रक्तं आकर्षणे' કોઈને આકર્ષવા માટે જે મંત્ર જપવામાં આવે છે તેમાં લાલવર્ણથી ધ્યાન કરાય છે. પદાર્થો પણ લાલ જોઈએ. જેને આકર્ષવો હોય તેને લાલ વર્ણમાં જોવાનો. જાપની અસર એ વ્યક્તિ પર થાય છે.

સંસારમાં કોઈને આપણા તરફ આકર્ષિત કરવાના હોય છે; સિદ્ધ ભગવાનના ધ્યાનમાં આપણે પોતે આકર્ષિત થઈ જવાનું હોય છે! સિદ્ધ ભગવાન તરફ આપણે આકર્ષાઈ જઈએ!

## સિદ્ધશિલા ક્યાં?

હૃદયને કમળ બનાવો :

ધ્યાન ધરવાનું છે હૃદયમાં. હૃદયને જ્ઞાની પુરૂષોએ કમળ કહ્યું. હૃદયરૂપી કમળમાં! બજારમાં વેચાતાં મળતાં કમળમાં નહીં! કાગળનાં કે પ્લાસ્ટિકનાં કમળમાં નહીં. હૃદયને કમળ બનાવો! તે કમળમાં નવપદની સ્થાપના કરો, પછી તેનું ધ્યાન ધરો.

હૃદય અને કમળનો શો સંબંધ? હૃદયને ઉપમા દેવાય છે, તે કોઈકને કોઈક સામ્યતા–સમાનતાને લઈને. જો કોઈ જ સમાનતા ન હોય તો ઉપમા ન દેવાય. તો હૃદય અને કમળમાં કયી સમાનતા છે?

હૃદય કોમળ છે. તેમ કમળ પણ કોમળ છે. એક સમાનતા કોમળતાની છે. જે હૃદયમાં ધ્યાન કરવું છે, જે હૃદયથી ધ્યાન કરવાનું છે તે હૃદય કોમળ હોવું જોઈએ; કઠોર નહિ, ક્રૂર નહીં. ક્રૂર અને કઠોર હૃદય ધ્યાન નથી કરી શકતું; કારણ કે એ સ્થિર નથી બની શકતું. ક્રૂર અને કઠોર હૃદય ચંચલ, અસ્થિર અને અસ્વસ્થ હોય છે.

બીજી સમાનતા નિર્લેપતાની છે. કમળ નિર્લેપ રહે છે, કાદવ–કીચડમાં તે ઉત્પન્ન થાય છે, પાણીમાં તે મોટું થાય છે, છતાં કાદવ અને પાણી–બન્નેને છોડી અધ્ધર રહે છે! કાદવમાં પેદા થયું, પાણીમાં પોષાયું અને બન્નેને ત્યજીને અલિપ્ત રહ્યું!

આપણી ગર્ભાવસ્થા કયાં વીતી? કીચડમાંને? ઉછર્યા કેવી રીતે? માના દૂધથી! આ બન્ને છોડીને હૃદયની ઉપરની સ્થિતિમાં પહોંચી જવાનું! જાણે કમળ હૃદયને કહે છેઃ 'મારા જેવું બન–જયાં જન્મ્યો, તેનો વિચાર છોડી દે, જેનાથી પોષાયો, તે ખાનપાનનો વિચાર છોડી દે.'

કમળના પાન પર પાણી નાંખો, પાણી નીચે સરકી જશે! તેમ હૃદયને વિષય-વાસનાનો સ્પર્શ થતાં જ તે સરકી પડવી જોઈએ. જેના પર વાસનાનું પાણી ટકે નહિ, વિકલ્પનું પાણી ટકે નહિ, તે હૃદય કમળ કહેવાય! હૃદયકમળ નવપદનું નિવાસસ્થાન બને!

## હૃદયમાં કમળની કલ્પના :

હૃદયને અપવિત્ર કરનાર કોણ છે? વિકલ્પ અને વાસના! અસંખ્ય વિકલ્પ–વાસનાઓથી મલિન બનેલા હૃદયમાં નવપદનું ધ્યાન ન થઈ શકે. વિકલ્પ-વાસનાઓથી અલિપ્ત હૃદય જ નવપદજીનું નિવાસસ્થાન બની શકે. હૃદયમાં ધ્યાન ધરવાનું છે. હૃદય–કમળમાં ધ્યાન ધરવાનું છે. કલાકાર કમળને બનાવી શકે. હૃદય–કમળની કલ્પના કરવી તે સામાન્ય વાત નથી. તે માટે અભ્યાસ જોઈએ.

'આંખ બંધ કરો, ખીલેલું કમળ જુઓ...ધીમે ધીમે નજીક લાવો. હૃદય પાસે લાવો....પછી હૃદય અને કમળનો અભેદ થાય! બન્ને અભિન્ન થાય. આઠ પાંખડીવાળું કમળ....વચમાં કર્ણિકા....

## સિદ્ધનો લાલવર્ણ :

અરિહંતનું ધ્યાન **સફેદ રંગમાં** કરવાનું છે. સિદ્ધનું ધ્યાન **લાલ રંગમાં** કરવાનું છે. દૃષ્ટિ સિદ્ધ ભગવંત ઉપર કેન્દ્રિત કરવાની. પદ્માસનસ્થ આકૃતિ....અને લાલવર્ણ....!

લાલવર્ણ શા માટે? જાણો છો? લાલવર્ણમાં આકર્ષણ શક્તિ છે. 'रक्त आकर्षणे' કોઈને આકર્ષવા માટે જે મંત્ર જપવામાં આવે છે તેમાં લાલવર્ણથી ધ્યાન કરાય છે. પદાર્થો પણ લાલ જોઈએ. જેને આકર્ષવો હોય તેને લાલ વર્ણમાં જોવાનો. જાપની અસર એ વ્યક્તિ પર થાય છે.

સંસારમાં કોઈને આપણા તરફ આકર્ષિત કરવાના હોય છે; સિદ્ધ ભગવાનના ધ્યાનમાં આપણે પોતે આકર્ષિત થઈ જવાનું હોય છે! સિદ્ધ ભગવાન તરફ આપણે આકર્ષાઈ જઈએ!

## સિદ્ધશિલા ક્યાં?

અહીંથી ઉપર ચંદ્રલોક–સૂર્યલોક આદિ જ્યોતિષ લોક! તેનાથી ઉપર છે વૈમાનિક દેવલોક, (બાર દેવલોક) અને નવ ગ્રૈવેયક....તેનાથી ઉપર અનુત્તર દેવલોક અને તેથી ઉપર સિદ્ધશીલા!

વચલાં બધાં જ સ્ટેશનો છોડીને સિદ્ધશિલા સાથે માનસિક સંબંધ જોડવાનો છે! તે માટે સિદ્ધ ભગવંતનું લાલ રંગમાં ધ્યાન ધરો. એ ધ્યાન ધરતાં ધરતાં તમે સ્વયં આકર્ષાઇ જશો! ખેંચાવા માંડશો! ગભરાશો નહીં ને? પહેલાં તો એક લક્ષ્ય નક્કી કરો કે 'મારે સિદ્ધ પરમાત્મા સાથે સંબંધ બાંધવો છે!' બાંધવો છે ને?

**સિદ્ધના અનેક પ્રકાર :**

સંસારમાં 'સિદ્ધ' શબ્દ અનેક અર્થોમાં પ્રસિદ્ધ છે. સંસારમાં અનેક પ્રકારના સિદ્ધ બને છે. દા. ત. કોઇ કર્મ-સિદ્ધ, કોઇ મંત્ર-સિદ્ધ કોઇ યોગ-સિદ્ધ, કોઇ અર્થ-સિદ્ધ, કોઇ અભિપ્રાય-સિદ્ધ, કોઇ યાત્રા-સિદ્ધ, કોઇ તપ-સિદ્ધ અને કોઇ કર્મક્ષય-સિદ્ધ!

આમ આ સિદ્ધોની Variety જુદી જુદી જાત તમારી સામે મૂકી દીધી....કહો, તમે કેવા સિદ્ધની પસંદગી કરો છો? વિદ્યા-સિદ્ધની કે કર્મ-ક્ષયસિદ્ધની?

અનેક પ્રકારની સિદ્ધિઓ છે! કઇ સિદ્ધિ ચાહો છો? આપણું પ્રયોજન બીજા કોઇ સિદ્ધોથી નથી, આપણું પ્રયોજન છે કર્મક્ષય-સિદ્ધની સાથે! જેને સંપૂર્ણ કર્મક્ષય કરવો છે, તેણે સંપૂર્ણ તથા વિશુદ્ધ આત્માનું ધ્યાન ધરવાનું છે.

**'સિદ્ધ'નો અર્થ :**

'સિદ્ધ' શબ્દનો અર્થ જાણો છો? જેણે પોતાના જૂનાં કર્મોને બાળી નાખ્યાં છે તે સિદ્ધ! આત્મા પર લાગેલાં સર્વ કર્મોને બાળી નાખ્યાં છે, તે સિદ્ધ. જેમણે આઠ કર્મોનો ક્ષય કર્યો; આઠ કર્મો : જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચાર 'ઘાતી-કર્મ' કહેવાય અને નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય-આ ચાર 'અઘાતી-કર્મ' કહેવાય. આમ આઠ પ્રકારનાં કર્મોનો જેમણે ક્ષય કર્યો-આત્માનો કર્મ સાથેનો સંબંધ તોડી નાખ્યો, અને આત્મા સ્વગુણોથી પરિપૂર્ણ બન્યો. આઠ કર્મના ક્ષયથી આત્મામાં આઠ પ્રકારના ક્ષાયિક ગુણો પેદા થાય છે.

## આઠ કર્મના ક્ષયથી આઠ ગુણ:

(૧) જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી આત્મામાં અનંત જ્ઞાન પ્રગટ થાય છે. (જાણવું તે)

(૨) દર્શનાવરણીય કર્મના ક્ષયથી આત્મામાં અનંત દર્શન પ્રગટ થાય છે. (જોવું તે)

સીનેમા જુઓ છો ને ? જુઓ છો અને જાણો છો ! જે દેખે અને જાણે, તેને કેટલો આનંદ ? દેવલોકમાં ડ્રામા-નાટક ચાલે તે દેવ-દેવીઓ છ માસ સુધી જોયા જ કરે, તોય કંટાળો નહીં ! હવે છ કલાકના પિક્ચર ઉતરવા માંડયા છે ને ? છ કલાક વચ્ચે Interval ઇન્ટરવલ આવે ને ? પણ જેને જોવામાં જ ખૂબ રસ છે, તે શું કહેશે ? 'બધું બગાડી નાખ્યું !'

અનંતજ્ઞાન અને અનંત દર્શન પ્રાપ્ત થાય તો Inner and outer world–આંતરિક અને બાહ્ય સમગ્ર વિશ્વ જોઈ શકાય. લોક અને અલોકનું પ્રત્યક્ષ દર્શન, પ્રત્યક્ષ જ્ઞાન ! મોક્ષમાં સિદ્ધ આત્માઓ સમગ્ર વિશ્વને જુએ છે અને જાણે છે. ત્યાં મજા છે જોવાની ને જાણવાની ! વિશ્વના યથાર્થ દર્શનમાંથી અને યથાર્થ જ્ઞાનમાંથી જે આનંદ અને જે સુખ અનુભવાય છે તેનું વર્ણન શબ્દોમાં શક્ય નથી. તે તો અનુભવનો જ વિષય છે.

૧. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી અનંત જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૨. દર્શનાવરણીય કર્મના ક્ષયથી અનંત દર્શન પ્રાપ્ત થાય છે.

૩. મોહનીય કર્મના ક્ષયથી વીતરાગતા પ્રાપ્ત થાય છે.

૪. અંતરાય કર્મના ક્ષયથી અનંત વીર્ય–અનંતશક્તિ પ્રાપ્ત થાય છે.

૫. નામ કર્મના ક્ષયથી આત્મા અરૂપી બને છે.

૬. વેદનીય કર્મના ક્ષયથી અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય છે.

૭. આયુષ્ય કર્મના ક્ષયથી જન્મ–મૃત્યુ નહિ એવી અક્ષયસ્થિતિ પ્રાપ્ત થાય છે.

૯. ગોત્ર કર્મના ક્ષયથી આત્માનો અગુરૂ-લઘુ પર્યાય ગુણ ઉત્પન્ન થાય છે.

આઠ કર્મના ક્ષયથી પરમ વિશુદ્ધ આત્મામાં આઠ અક્ષય ગુણ પ્રાપ્ત થાય છે.

કોઈ પ્રશ્ન કરે કે : સિદ્ધને આટલું સુખ છે, આટલા ગુણો છે, તો તેમને સુખનું કોઇ સંવેદન-કોઈ અનુભવ છે?"

હા; ગામડાનો કોઈ માણસ નગરમાં જઈ પાછો ગામડામાં જાય તેને, જેણે શહેર જોયું જ નથી તેવો ગામડાનો કોઈ બીજો આદમી પૂછે કે 'તે નગર કેવું છે?' તો તેની સમક્ષ તે નગરનું વર્ણન કેવી રીતે કરશે? છતાંય તે સમજાવવું સરળ છે! મુંબઈથી લાવેલા ફોટાઓ બતાવશે: 'આ તાજમહાલ હોટેલ, હેંગીંગ ગાર્ડન, પાલવા બંદર' વગેરે, તે જોઇને પેલો કહેશે: 'ઓ હો હો! આવું છે તે નગર!'

## સિદ્ધશિલાથી સંદેશો કે ફોટા નથી આવતા :

પરંતુ જે સિદ્ધશિલા પર લોકાગ્રે આત્મા જાય છે, ત્યાંથી પાછા નથી આવતા! જ્યાં સંદેશો પહોંચાડવાની કોઈ વ્યવસ્થા નથી કે જ્યાંથી કોઈ ફોટો આવી શકતા નથી....તે સિદ્ધશીલા કેવી રીતે સમજાવવી !!

આજે વૈજ્ઞાનિકો કહે છે ને કે તેઓ ચંદ્રલોક પર ગયા! તેમણે ફોટાઓ મોકલ્યા, સંદેશા મોકલ્યા, છાપામાં છપાયા! કેટલાકે તે સાચા માની લીધા. તે છપાવનાર અમેરિકાની નાસા સંસ્થાને પૂછાવવામાં આવ્યું કે 'આ ખરા જ ફોટા છે?' તો તેઓએ જણાવ્યું કે 'ત્યાંથી તો નાના નાના Dots (બિંદુઓ) આવે છે પરંતુ તે વિષયના જાણીતા વિદ્વાનો તે બિંદુઓને જોડે છે; તેનો સ્કેચ બનાવે છે, ડીઝાઈન બનાવે છે, પછી છપાય છે. લોકો સમજે છે કે સાચો ફોટો આવ્યો!

ઠીક છે; તે તો જ્યાં પહોંચ્યા, ત્યાંથી Dots ટપકાં તો આવ્યા, પણ મોક્ષ તો ખૂબ ખૂબ દૂર છે! ત્યાંથી Dots બિંદુઓ પણ નથી આવતાં ! તેવા મોક્ષની કલ્પના આપણે કેવી રીતે કરીએ ? કેવળજ્ઞાની સમજી શકે ! આપણા માટે કેવળજ્ઞાન દુર્લભ છે ! આપણે જેને જોઇ શકતા નથી; જેનું પ્રત્યક્ષીકરણ કરી શકતા નથી, તેને શાસ્ત્રપ્રત્યક્ષ કરી, શાસ્ત્રોના આધારે-વિશ્વાસે માન્ય કરી, તે માટે પુરૂષાર્થ કરવો જોઇએ. જ્ઞાની પુરૂષોએ પુરૂષાર્થની પદ્ધતિ બતાવી છે.

## મોક્ષસુખની કોઈ ઉપમા નથી :

મોક્ષમાં સુખ અનન્ત છે. તે કેવું છે? એની કલ્પના નહીં કરી શકો...તમે પૂછો–'મીઠાઈ કે માખણ જેવું સુખ છે?' 'ના.' તમે કહો–'સુંદરમાં સુંદર મનગમતાં કપડાં પહેરીએ અને જે સુખ થાય તેવું છે ?' 'ના !'

ખૂબ જ મનપસંદ પત્ની મળી ગઇ...ફિલ્મ–એક્ટ્રેસ જેવી ! તેનાથી મળતા સુખ જેવું તે સુખ હશે ?' 'ના ?'

આ બધાં તો તુચ્છ સુખો છે ! મોક્ષના સુખનું એક બિંદુ પણ નહીં ! અરે, તમે જેને સુખ કહો છો તે તો સુખ જ નથી! સુખાભાસ છે! પછી મોક્ષસુખની તુલના એની સાથે થાય જ કેવી રીતે ? તે સુખ લૌકિક સુખોથી ન્યારૂં છે.

## મોક્ષસુખની ઝાંખી કેવી રીતે થાય ?

લૌકિક-ભૌતિક સુખોનો ત્યાગ કર્યા વિના લોકોત્તર સુખની સામાન્ય ઝાંખી પણ થવી સંભવ નથી! કરીયાતાવાળા કે ક્વીનાઈનવાળા મુખથી સાકરનો સ્વાદ અનુભવાય ? તે અનુભવ કરવા માટે મોઢું સાફ કરવું પડે ને ? તેમ ભૌતિક સુખોથી તન–મનને અળગા કરો...સ્વચ્છ કરો; પછી જ મોક્ષસુખના સ્વાદની વાત કરો ! મોઢામાં ક્વીનાઇનની ગોળી રાખીને પ્રશ્ન કરો : સાકરનો સ્વાદ કેવો મીઠો હોય ? તો એ પ્રશ્ન અનુચિત છે, તેમ તમારે ભૌતિક સુખોમાં
૮ મહાલવું છે અને પૂછવું છે : 'મોક્ષનું સુખ કેવું હોય ?' શું આ મૂર્ખતા નથી ?

સિદ્ધ શબ્દના પર્યાય :

'સિદ્ધ' પરમાત્માના પર્યાયવાચક બીજા નામો છે :

૧. સિદ્ધ એટલે કર્મથી સર્વથા મુક્ત.

૨. બુદ્ધ એટલે સમગ્ર વિશ્વને–ચરાચર વિશ્વને જાણનાર.

( બુધ્=જાણવું. જેમણે વિશ્વનું સમગ્ર જ્ઞાન પ્રાપ્ત કરેલું છે. )

૩. પારંગત સંસારનો પાર પામેલા. સંસારમાં હવે કોઈ પ્રયોજન નહિ! સંસારનું કોઈ કામ શેષ નહીં.

સંસારથી પાર પામી જવું છે ને? તમારે હજુ સંસારનાં કામ બાકી હશે? પણ ચિંતા ન કરશો, ત્યાં ગયા પછી પણ તમને અહીંનું બધું દેખાશે! ત્યાંથી જોયા કરજો! પણ ત્યાં ગયા પછી આ બધાની સાથે એ સંબંધ નહિ રહે કે 'આ મારૂં છે!' જેની સાથે સંબંધ ન રહ્યો, પછી એ લગ્ન કરે તોય શું? અને ન કરે તોય શું? પૈસા તેની પાસે હોય તોય શું અને ન હોય તોય શું? બધા રોગ મારાપણાના છે! મારાપણામાં જ આનંદ અને ઉદ્વેગ, હર્ષ અને શોક, સુખ અને દુ:ખ વગેરે દ્વન્દ્વ રહેલાં છે. 'પારંગત' થઇ ગયા પછી આવું કોઈ દ્વન્દ્વ નહીં!

૪. અજર-સિધ્ધ પરમાત્મા અજર કહેવાય છે. જરા એટલે વૃધ્ધાવસ્થા, ત્યાં વૃધ્ધાવસ્થા નથી, ત્યાં તરૂણાવસ્થા કે બાલ્યાવસ્થા નથી. ત્યાં આમાંની કોઇ અવસ્થા નથી! મનુષ્ય જીવનની બધી અવસ્થાઓમાં વૃધ્ધાવસ્થા વધુ દુ:ખદાયી છે! બરાબર ને? તમને દુ:ખદાયી લાગે છે ને? તેટલી દુ:ખદાયી તરૂણાવસ્થા કે બાલ્યાવસ્થા નથી લાગતી ને? જેને જરા નથી તે અજર. મોક્ષમાં આત્માને વૃધ્ધાવસ્થા જ ન ન હોય! શરીર જ નહીં, પછી શરીરની કોઈપણ અવસ્થા કેવી રીતે હોય? વૃધ્ધાવસ્થા દુ:ખદાયી લાગે ને? તો પણ સંસારના સુખો પ્રત્યે વિરક્તિ આવે છે?ઘડપણમાં પણ વૈરાગ્ય આવ્યો છે? ના રે ના...તમે તો સીત્તેર વર્ષે પણ જવાન!

**વૃદ્ધાવસ્થા દુઃખદાયી :**

એક ગામમાં એક વૃધ્ધ ગૃહસ્થ રહે. તેને એકનો એક દીકરો. શેઠ માલદાર હતા અને દિકરો એક જ. શેઠે ખૂબ શોધ કરી, એક ભણેલી ગણેલી છોકરી સાથે દીકરાનાં લગ્ન કર્યાં. સાસુ તો મરી ગઈ હતી, દીકરાની વહુ ઘરમાં આવી એટલે સસરાએ-વૃધ્ધે બધું ઘર બતાવ્યું. 'આ રસોઈ ઘર, આ દિવાનખાનું, આ ડાઇંગ રૂમ, આ બેડ રૂમ, આ તિજોરી, આ સ્ટોર રૂમ, આ કોઠાર—' બધું બતાવ્યું....

થોડા દિવસો ગયા ને ડોસાએ દરેક કામમાં ટકટક કરવી શરૂ કરી. પુત્રવધૂ લોટ કાઢે તો 'કેટલો કાઢયો ? આટલો બધો વધારે કેમ કાઢયો ?' ઓછો કાઢે તો ય ટક ટક! રસોઇઘરમાં સારી સાડી પહેરેલી હોય તોય ટોકે! બહાર જાય તો ટક ટક અને ઘરમાંય ટક ટક! ડોસાઓ જો ટક ટક કરવાની ટેવ છોડી દે તો દેવની માફક પૂજાય ને? પણ કુટેવ છૂટવી જોઇએ ને !

અહીં બેઠેલા ડોસાઓ હાથ જોડી દેશો ટક ટક નહીં કરવાના ? છે વિચાર ? શા માટે ટક ટક કરવી ? શા માટે અપ્રિય બનવું ? ટક ટક કરવાથી શું તમે પુત્રવધૂને કે પુત્રને સુધારી શકવાના છો ? તો પછી શા માટે ક્લેશ કરવો ?

વહુ બહારથી આવે તો કહે 'મોડું કેમ થયું ? '૧૫ ને બદલે ૨૦ મિનિટ કેમ થઇ? આ કોણ આવ્યું ? આ કોણ ગયું ?' આવી ટક ટકથી બાઈ તો કંટાળી ગઇ. તેણે પોતાના પતિને ટાઈટ કર્યો. 'મને તમારા પિતાની આવી ટક ટક પસંદ નથી...આવું નહિ ચાલે....દુકાન છે કે નહિ ? દુકાને બેસે, ફક્ત ભોજન કરવા ઘેર આવે !'

દિકરાએ પિતાજીને કહ્યું : 'આપ દુકાન પર બેસો તો ?'

બાપે કહ્યું : 'તું મને કહેનાર કોણ ? હું બધું સમજું છું !'

દિકરાએ કહ્યું : 'બીજું કાંઇ નહિ, પણ આ પિયર ચાલી જશે, તો રોટલા ઘડશે કોણ ?'

છેવટે નિર્ણય એવો લેવાયો કે 'દુકાન પર નહિ ને ઘરમાં પણ નહિ! પરંતુ ઘરના પાછળના વાડામાં એક ઓરડો છે, air proof! હવા જ ન આવે તેવો! તેમાં ખાટલો નાખ્યો ને આપી એક ઘંટડી. કોઈ કામ હોય તો ડોસાએ ઘંટડી વગાડવાની!

હવે દિકરાને ઘેર દિકરો થયો. ડોકરા અને છોકરાનો મેળ સારો જામે! નાના છોકરા ડોસાને વધુ પસંદ કરે! મમ્મી કરતાં દાદીને વધુ પસંદ કરે! છોકરો નાનો હતો, તે વારંવાર દાદાની ઓરડીમાં જાય છે. ડોસાને તેથી સમય પસાર થતો અને છોકરાને રમવાનું મળતું! તમને 'વ્યાજ' વધુ વહાલું લાગે ને? મુડી કરતાં વ્યાજ વધુ વહાલું લાગે ખરૂં ને?

છોકરો થોડો સમજણો થયો. એક વખત તેણે દાદાને પૂછયું: 'દાદા! 'આ ઘંટડી શા માટે રાખી છે?'

દાદાએ કહ્યું: તારા પપ્પાએ આપી છે....મારે કામ પડે ત્યારે વગાડવાની!' છોકરાંને થયું કે 'મારા પપ્પા ડોસા થશે ત્યારે મારે પણ આવી ઘંટડી આપવી પડશે!'

છોકરો પૂછે છે, 'મારા પપ્પા ડોસા થશે?'

દાદાએ કહ્યું, 'હા.'

ત્યારે છોકરાને મનમાં થયું કે 'તે વખતે મારે ઘંટડી લાવવી કયાંથી? લાવને, આ જ ઘંટડી સંતાડી દઉં!' એક દિવસ તેણે ઘંટડી લઈ લીધી અને કબાટમાં મૂકી દીધી. બાળ માનસ ઉપર કેવી અસરો પડે છે, તે સમજાય છે?

બીજો દિવસ થયો. સવારમાં ચા પાણીનું પૂછવા કોઈ ન આવ્યું. ઘંટડી ન મળી એટલે ડોસો રાડો પાડવા લાગ્યો. એટલે વહુએ કહ્યું: 'તમે જીવતાં રહેશો ત્યાં સુધી હેરાન હેરાન કરી મૂકશો, હવે શાંતિથી તો જીવવા દો.'

ડોસાએ કહ્યું: 'પણ મારી ઘંટડી જડતી નથી!'

પુત્રવધૂએ છોકરાને પૂછયું: 'બેટા, તેં ઘંટડી લીધી છે!'

છોકરો કહે: 'ના, મમ્મી,

તેના પિતાએ પૂછ્યું : સાચું, બોલ, તેં ઘંટડી લીધી છે ?,

છોકરો કહે : 'ના, પપ્પા.'

છેવટે એની મમ્મી ગુસ્સે થઈ....બે ચાર થપ્પડ લગાવી ને પૂછ્યું: 'બોલ સાચું, ઘંટડી લીધી છે ?'

છોકરાએ હા પાડી.

'ક્યાં રાખી છે ?'

'કબાટમાં.'

ઘંટડી મળી ગઈ ! પરંતુ પુત્રવધૂને ચોરીનું સાચું કારણ શોધવું હતું ! તેણે પ્રેમથી ઘંટડી ચોરવાનું કારણ પૂછ્યું.

છોકરો કહે 'સાચું કહું મમ્મી ? મારા પપ્પા પણ ઘરડા થશે ને ? મારા પપ્પાએ તેમના પપ્પાને ઘંટડી આપી, તો મારે પણ મારા પપ્પાને આપવી પડશે ને ? માટે મેં આ ઘંટડી અહીં રાખી છે !'

એ છોકરાના પિતા આ બધું સાંભળે છે ! ત્યાં ને ત્યાં એ પોતાના પિતાને ચરણે પડી ગયો.

'પિતાજી, મારી ભૂલ થઈ ગઈ, માફ કરો; આપે જન્મ દીધો, લાખોની સંપત્તિ આપી ને મેં તમને આવા અંધારા ઓરડામાં રાખ્યા ! આ નહિ બને....હવે એને ઘરમાં રહેવું હોય તો રહે, નહિતર જાય તેના પિયેર.'

'પહેલાં મારા પિતાજી ને પછી તું'–તેણે પોતાની પત્નીને કહ્યું. આ તો ડોસાનો પુણ્યોદય જાગ્યો એટલે....નહિતર વૃધ્ધાવસ્થા–જરાવસ્થા દુઃખદાયી છે. ઘડપણનાં દુઃખ ઘણાં હોય છે.

મોક્ષમાં વૃધ્ધાવસ્થા નહીં, વૃધ્ધાવસ્થાનાં દુઃખ નહીં ! ત્યાં મૃત્યુ પણ નહીં, તેથી તે **અમર** કહેવાય. જ્યાં જન્મ, ત્યાં મૃત્યુ. મોક્ષમાં જન્મ નથી, માટે મૃત્યુ પણ નથી.

## જ્યોતમાં જ્યોત મળી જશે ત્યારે !

અજર–અમર અને અસંગ. ત્યાં કોઈ પુદ્ગલનો સંગ નહીં. જડનો

છેવટે નિર્ણય એવો લેવાયો કે 'દુકાન પર નહિ ને ઘરમાં પણ નહિ! પરંતુ ઘરના પાછળના વાડામાં એક ઓરડો છે, air proof! હવા જ ન આવે તેવો! તેમાં ખાટલો નાખ્યો ને આપી એક ઘંટડી. કોઈ કામ હોય તો ડોસાએ ઘંટડી વગાડવાની!

હવે દિકરાને ઘેર દિકરો થયો. ડોકરા અને છોકરાનો મેળ સારો જામે! નાના છોકરા ડોસાને વધુ પસંદ કરે! મમ્મી કરતાં દાદીને વધુ પસંદ કરે! છોકરો નાનો હતો, તે વારંવાર દાદાની ઓરડીમાં જાય છે. ડોસાને તેથી સમય પસાર થતો અને છોકરાને રમવાનું મળતું! તમને 'વ્યાજ' વધુ વહાલું લાગે ને? મુડી કરતાં વ્યાજ વધુ વહાલું લાગે ખરૂં ને?

છોકરો થોડો સમજણો થયો. એક વખત તેણે દાદાને પૂછ્યું: 'દાદા! 'આ ઘંટડી શા માટે રાખી છે?'

દાદાએ કહ્યું : તારા પપ્પાએ આપી છે....મારે કામ પડે ત્યારે વગાડવાની!' છોકરાંને થયું કે 'મારા પપ્પા ડોસા થશે ત્યારે મારે પણ આવી ઘંટડી આપવી પડશે!'

છોકરો પૂછે છે, 'મારા પપ્પા ડોસા થશે?'

દાદાએ કહ્યું, 'હા.'

ત્યારે છોકરાને મનમાં થયું કે 'તે વખતે મારે ઘંટડી લાવવી કયાંથી? લાવને, આ જ ઘંટડી સંતાડી દઉં!' એક દિવસ તેણે ઘંટડી લઈ લીધી અને કબાટમાં મૂકી દીધી. બાળ માનસ ઉપર કેવી અસરો પડે છે, તે સમજાય છે?

બીજો દિવસ થયો. સવારમાં ચા પાણીનું પૂછવા કોઈ ન આવ્યું. ઘંટડી ન મળી એટલે ડોસો રાડો પાડવા લાગ્યો. એટલે વહુએ કહ્યું : 'તમે જીવતાં રહેશો ત્યાં સુધી હેરાન હેરાન કરી મૂકશો, હવે શાંતિથી તો જીવવા દો.'

ડોસાએ કહ્યું: 'પણ મારી ઘંટડી જડતી નથી!'

પુત્રવધૂએ છોકરાને પૂછ્યું : 'બેટા, તેં ઘંટડી લીધી છે!'

છોકરો કહે : 'ના, મમ્મી,

તેના પિતાએ પૂછ્યું : સાચું, બોલ, તેં ઘંટડી લીધી છે ?,

છોકરો કહે : 'ના, પપ્પા.'

છેવટે એની મમ્મી ગુસ્સે થઈ....બે ચાર થપ્પડ લગાવી ને પૂછ્યું : 'બોલ સાચું, ઘંટડી લીધી છે ?'

છોકરાએ હા પાડી.

'ક્યાં રાખી છે ?'

'કબાટમાં.'

ઘંટડી મળી ગઈ ! પરંતુ પુત્રવધૂને ચોરીનું સાચું કારણ શોધવું હતું ! તેણે પ્રેમથી ઘંટડી ચોરવાનું કારણ પૂછ્યું.

છોકરો કહે 'સાચું કહું મમ્મી ? મારા પપ્પા પણ ઘરડા થશે ને ? મારા પપ્પાએ તેમના પપ્પાને ઘંટડી આપી, તો મારે પણ મારા પપ્પાને આપવી પડશે ને ? માટે મેં આ ઘંટડી અહીં રાખી છે !'

એ છોકરાના પિતા આ બધું સાંભળે છે ! ત્યાં ને ત્યાં એ પોતાના પિતાને ચરણે પડી ગયો.

'પિતાજી, મારી ભૂલ થઈ ગઈ, માફ કરો; આપે જન્મ દીધો, લાખોની સંપત્તિ આપી ને મેં તમને આવા અંધારા ઓરડામાં રાખ્યા ! આ નહિ બને....હવે એને ઘરમાં રહેવું હોય તો રહે, નહિતર જાય તેના પિયેર.'

'પહેલાં મારા પિતાજી ને પછી તું'–તેણે પોતાની પત્નીને કહ્યું. આ તો ડોસાનો પુણ્યોદય જાગ્યો એટલે....નહિતર વૃદ્ધાવસ્થા–જરાવસ્થા દુઃખદાયી છે. ઘડપણનાં દુઃખ ઘણાં હોય છે.

મોક્ષમાં વૃદ્ધાવસ્થા નહીં, વૃદ્ધાવસ્થાનાં દુઃખ નહીં ! ત્યાં મૃત્યુ પણ નહીં, તેથી તે **અમર** કહેવાય. જ્યાં જન્મ, ત્યાં મૃત્યુ. મોક્ષમાં જન્મ નથી, માટે મૃત્યુ પણ નથી.

## જ્યોતમાં જ્યોત મળી જશે ત્યારે !

અજર–અમર અને અસંગ. ત્યાં કોઈ પુદ્ગલનો સંગ નહીં. જડનો

છેવટે નિર્ણય એવો લેવાયો કે 'દુકાન પર નહિ ને ઘરમાં પણ નહિ! પરંતુ ઘરના પાછળના વાડામાં એક ઓરડો છે, air proof! હવા જ ન આવે તેવો! તેમાં ખાટલો નાખ્યો ને આપી એક ઘંટડી. કોઈ કામ હોય તો ડોસાએ ઘંટડી વગાડવાની!

હવે દિકરાને ઘેર દિકરો થયો. ડોકરા અને છોકરાનો મેળ સારો જામે! નાના છોકરા ડોસાને વધુ પસંદ કરે! મમ્મી કરતાં દાદીને વધુ પસંદ કરે! છોકરો નાનો હતો, તે વારંવાર દાદાની ઓરડીમાં જાય છે. ડોસાને તેથી સમય પસાર થતો અને છોકરાને રમવાનું મળતું! તમને 'વ્યાજ' વધુ વહાલું લાગે ને? મુડી કરતાં વ્યાજ વધુ વહાલું લાગે ખરૂં ને?

છોકરો થોડો સમજણો થયો. એક વખત તેણે દાદાને પૂછ્યું: 'દાદા! 'આ ઘંટડી શા માટે રાખી છે?'

દાદાએ કહ્યું : તારા પપ્પાએ આપી છે....મારે કામ પડે ત્યારે વગાડવાની!' છોકરાંને થયું કે 'મારા પપ્પા ડોસા થશે ત્યારે મારે પણ આવી ઘંટડી આપવી પડશે!'

છોકરો પૂછે છે, 'મારા પપ્પા ડોસા થશે?'

દાદાએ કહ્યું, 'હા.'

ત્યારે છોકરાને મનમાં થયું કે 'તે વખતે મારે ઘંટડી લાવવી કયાંથી? લાવને, આ જ ઘંટડી સંતાડી દઉં!' એક દિવસ તેણે ઘંટડી લઈ લીધી અને કબાટમાં મૂકી દીધી. બાળ માનસ ઉપર કેવી અસરો પડે છે, તે સમજાય છે?

બીજો દિવસ થયો. સવારમાં ચા પાણીનું પૂછવા કોઈ ન આવ્યું. ઘંટડી ન મળી એટલે ડોસો રાડો પાડવા લાગ્યો. એટલે વહુએ કહ્યું : 'તમે જીવતાં રહેશો ત્યાં સુધી હેરાન હેરાન કરી મૂકશો, હવે શાંતિથી તો જીવવા દો.'

ડોસાએ કહ્યું: 'પણ મારી ઘંટડી જડતી નથી!'

પુત્રવધૂએ છોકરાને પૂછ્યું : 'બેટા, તેં ઘંટડી લીધી છે!'

છોકરો કહે : 'ના, મમ્મી,

તેના પિતાએ પૂછ્યું : સાચું, બોલ, તેં ઘંટડી લીધી છે ?,

છોકરો કહે : 'ના, પપ્પા.'

છેવટે એની મમ્મી ગુસ્સે થઇ....એ ચાર થપ્પડ લગાવી ને પૂછ્યું : 'બોલ સાચું, ઘંટડી લીધી છે ?'

છોકરાએ હા પાડી.

'ક્યાં રાખી છે ?'

'કબાટમાં.'

ઘંટડી મળી ગઇ ! પરંતુ પુત્રવધૂને ચોરીનું સાચું કારણ શોધવું હતું ! તેણે પ્રેમથી ઘંટડી ચોરવાનું કારણ પૂછ્યું.

છોકરો કહે 'સાચું કહું મમ્મી ? મારા પપ્પા પણ ઘરડા થશે ને ? મારા પપ્પાએ તેમના પપ્પાને ઘંટડી આપી, તો મારે પણ મારા પપ્પાને આપવી પડશે ને ? માટે મેં આ ઘંટડી અહીં રાખી છે !'

એ છોકરાના પિતા આ બધું સાંભળે છે ! ત્યાં ને ત્યાં એ પોતાના પિતાને ચરણે પડી ગયો.

'પિતાજી, મારી ભૂલ થઇ ગઇ, માફ કરો; આપે જન્મ દીધો, લાખોની સંપત્તિ આપી ને મેં તમને આવા અંધારા ઓરડામાં રાખ્યા ! આ નહિ બને....હવે એને ઘરમાં રહેવું હોય તો રહે, નહિતર જાય તેના પિયેર.'

'પહેલાં મારા પિતાજી ને પછી તું'–તેણે પોતાની પત્નીને કહ્યું. આ તો ડોસાનો પુણ્યોદય જાગ્યો એટલે....નહિતર વૃદ્ધાવસ્થા–જરાવસ્થા દુઃખદાયી છે. ઘડપણનાં દુઃખ ઘણાં હોય છે.

મોક્ષમાં વૃદ્ધાવસ્થા નહીં, વૃદ્ધાવસ્થાનાં દુઃખ નહીં ! ત્યાં મૃત્યુ પણ નહીં, તેથી તે **અમર** કહેવાય. જ્યાં જન્મ, ત્યાં મૃત્યુ. મોક્ષમાં જન્મ નથી, માટે મૃત્યુ પણ નથી.

## જ્યોતમાં જ્યોત મળી જશે ત્યારે !

અજર–અમર અને અસંગ. ત્યાં કોઈ પુદ્ગલનો સંગ નહીં. જડને

સંગ નહીં. ત્યાં તો ચેતનનો ચેતન સાથે સંગ! જ્યોતિ જ્યોતિમાં ભળી જાય! તે મીલન કેવું અદ્‌ભુત હશે? અનંત આત્મજ્યોતિમાં જ્યારે આપણી આત્મજ્યોતિ મળી જશે ત્યારે! કલ્પના તો કરો! કલ્પનામાં પણ કેટલો બધો આનંદ ભરેલો છે! ત્યાં 'અહં' તથા 'મમ'નો સંગ નથી. 'હું' ને 'મારૂં' જ્યાં આવ્યું ત્યાં જ મુશ્કેલી!

**ધ્યાન અગ્નિ છેઃ**

**અસંગ** એટલે પૌદ્‌ગલિક પદાર્થનો સંગ નહીં. સિધ્ધ ભગવંતોને કોઇ પ્રકારના મમત્વનો સંગ ન હોય. સિધ્ધ પરમાત્માનું ધ્યાન હૃદયકમળમાં ધરવાનું છે. હૃદય કમળની કલ્પના કરી, ઉપરના દલમાં લાલવર્ણના સિધ્ધ–પરમાત્માની કલ્પના કરો. સિધ્ધ, બુધ્ધ, પારંગત, અજર, અમર, અસંગ તથા અક્ષય, આઠ ગુણો....આ બધું સિધ્ધ ભગવંતોનાં ધ્યાનમાં ચિંતવવાનું છે, તમો જાણો છો–ધ્યાન અગ્નિ છે? ધ્યાનમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે! તમે એક કલ્પના કરોઃ ધ્યાનની આગમાં આપણું શરીર બળી રહ્યું છે....શરીર બળી ગયું.... શરીર સાથે આપણાં આઠ કર્મો બળી ગયાં....પછી રહી રાખ! સરોવરનું પાણી ઉછળવા લાગ્યું....આપણા પર એ પાણી આવવા લાગ્યું. રાખ બધી સાફ થઇ ગઈ....આપણો આત્મા સ્ફટિક–રત્ન જેવો નિર્મળ બની ગયો! તે નિર્મળ આત્માએ ઉર્ધ્વગમન કરવા માંડયું....ઉડતાં ઉડતાં તે અનંત જ્યોતિમાં મળી ગયો!'

**ધ્યાન માટે પ્રાકૃતિક વાતાવરણ જરૂરી :**

માત્ર પાંચ મિનિટનો આ પ્રયોગ છે. માટે વાતાવરણ ખૂબ જ શાંત જોઇએ–એવા જંગલમાં જવું જોઇએ! ધ્યાન માટે સુયોગ્ય વાતાવરણ જોઈએ. તન–મન ઉપર વાતાવરણની અસર થતી હોય છે. નૈસર્ગિક વાતાવરણ ધર્મધ્યાનમાં ખૂબ સહાયક બને છે; માટે તો આજે આપણે આ તીર્થભૂમિ પર આવ્યા છીએ!

યોગના પ્રાચીન ગ્રંથોમાં ધ્યાનની જે પ્રક્રિયાઓ બતાવેલી છે, તે મુજબ સોએ સો ટકા ન કરી શકાય, તોય થોડી તો કરી શકાય. પાંચ મિનિટનું પણ ધ્યાન અનંત કર્મોની નિર્જરા કરી આપે છે.

ધ્યાન એ અગ્નિ છે। કર્મોને બાળવા માટે અગ્નિની જરૂર છે. આ માટે યોગ્ય આસન, સમય, સ્થાન, કાળ, વાતાવરણ બધું અપેક્ષિત છે. વાતાવરણ સર્જવું પડે. દરેક મનુષ્ય ધ્યાનના 'મુડ'માં આવી જાય. ચિંતન કરતાં કરતાં ધ્યાનમગ્ન બની જાય !

**સંકટસમયે ધ્યાન :**

સિધ્ધપદનું ધ્યાન શાંતિના સમયે તો કરીએ, પણ ઉપસર્ગ આવે, વિશિષ્ટ પ્રકારનું સંકટ આવે ત્યારે, કાયોત્સર્ગ–ધ્યાનમાં ઊભા રહીને સિધ્ધનું ધ્યાન ધરવામાં આવે તો વિઘ્નોનાં વાદળો વિખરાઈ જાય, સંકટના પહાડ અદૃશ્ય થઈ જાય. અરે ! ભૂત–પિશાચ અને વ્યંતરોને દૂર ખસી જવું પડે ! જો કે આપણે તો આ આરાધનાનું લક્ષ્ય આપણા આત્માને પરમ વિશુદ્ધ કરવાનું રાખવાનું છે.

આજના દિવસે સિધ્ધ ભગવાનનું ધ્યાન ધરવાનું છે ને ? બરાબર આસન લગાવીને સિધ્ધ ભગવાનને હૃદયકમળમાં લાવો. ઉપરની પાંખડી પર લાલરંગની મૂર્તિ રચો. એકાગ્ર બની ધ્યાન ધરો. બીજા કોઈનો પ્રવેશ ન થવા દો. ફક્ત તમે ને સિધ્ધ પરમાત્મા ! બન્ને વચ્ચે કોઈ નહિ.

ૐ હ્રીઁ નમો સિધ્ધાણં"–આ મંત્રાક્ષરનો જાપ કરવાનો છે. એ જાપ સાથે 'આપ સિધ્ધ છો, બુધ્ધ છો પારંગત છો, અષ્ટકર્મના છેદનારા છો.' વગેરે જ્ઞાનનો ઉપયોગ ધ્યાનમાં કરવાનો છે. જ્ઞાન હશે તો ધ્યાનમાં અપૂર્વ આનંદ મળશે. સિધ્ધપદનું ધ્યાન ધરવાનું છે સિદ્ધપદ પ્રાપ્ત કરવા માટે !

# વ્યાખ્યાન પાંચમું



## આચાર્યપદ

પરમ ઉપકારી પૂજ્ય આચાર્યભગવંત રત્નશેખર સૂરિજી, શ્રીપાલની કથા કહેતાં, નવપદને પોતાના હૃદય કમળમાં સ્થાપીને, નવપદનું ધ્યાન ધરીને, નવપદનો મહિમા બતાવે છે. જે મનુષ્ય આવી રીતે સિદ્ધ ચક્રનું ધ્યાન ધરે છે, તે મનુષ્ય ચિત્તની અપૂર્વ પ્રસન્નતા પ્રાપ્ત કરે છે, કર્મની નિર્જરા કરે છે, અશુભ કર્મનો ક્ષય કરે છે અને શુભ પરિણામની વૃદ્ધિ અનુભવે છે. શ્રી સિદ્ધચક્રજીના અપૂર્વ પ્રસાદના અનુભવનું વર્ણન શબ્દોમાં થઈ શકતું નથી.

શ્રી અરિહંતનું ધ્યાન અને શ્રી સિદ્ધ ભગવંતનું ધ્યાન કેમ કરવું તે તો સમજી ગયાને ? આજે આપણે આચાર્યપદની ઓળખાણ તેમના પ્રભાવ અને સ્વરૂપ દ્વારા કરીને, તેમનું ધ્યાન કેમ કરાય તે વિચારીશું.

**ચાર પ્રકારના આચાર્ય**

આચાર્ય ચાર પ્રકારના બતાવવામાં આવ્યા છે : ૧. નામ આચાર્ય, ૨. સ્થાપના આચાર્ય; ૩. દ્રવ્ય આચાર્ય. અને ૪. ભાવ આચાર્ય.

**૧. નામ આચાર્ય:** જેનું નામ જ ફક્ત આચાર્ય હોય. રસ્તા પર ભટકતી વ્યક્તિનું નામ છાપી દીધું : 'આચાર્ય' ફક્ત નામ જ. ભરવાડનો છોકરો હોય ને નામ રાખ્યું ઇંદ્ર! તો તે શું ઇન્દ્ર કહેવાય? ના. ફક્ત નામ છે ઇન્દ્ર !

**૨. સ્થાપના આચાર્ય:** આચાર્યની મૂર્તિ, પ્રતિમાએ સ્થાપના આચાર્ય કહેવાય.

૩. **દ્રવ્ય આચાર્ય :** જેને સાંસારિક શાસ્ત્રોનું જ્ઞાન હોય, જેમ શિલ્પશાસ્ત્ર જ્યોતિષ શાસ્ત્ર, વગેરે શાસ્ત્રોનું આ શાસ્ત્રોનું. અધ્યયન કરાવનાર, જેમ અત્યારે સ્કૂલના આચાર્ય હોય છે ને? તે દ્રવ્ય આચાર્ય કહેવાય,

૪. **ભાવ આચાર્ય :** તેમની અનેક વિશેષતા છે. ભાવ આચાર્ય તો પોતે સ્વયં પંચાચારનું પાલન કરે અને બીજાને પાલન કરવાનો ઉપદેશ આપે. પંચચાર પાળે અને પળાવે.

**પંચાચાર :**

પાંચ પ્રકારના આચાર છે : જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર. આ પાંચે આચાર આચાર્ય પાળે અને તેનો ઉપદેશ આપી બીજાને પળાવે.

**જ્ઞાનાચાર :** પોતે જ્ઞાન મેળવે, જ્ઞાની બને અને પોતે બીજા આત્માઓને જ્ઞાનનો ઉપદેશ આપી જ્ઞાની બનાવે.

જ્ઞાન પ્રાપ્તિ માટે અને જ્ઞાન–પરિણતિ માટે આઠ આચારોનું પાલન કરવું જોઈએ. (૧) કાળનું લક્ષ, (૨) વિનય. (૩) બહુમાન. (૪) ઉપધાન. (૫) ગુરૂ સમર્પણ, (૬) સૂત્ર–શુદ્ધિ. (૭) અર્થ–શુદ્ધિ. (૮) સૂત્ર-અર્થ ઉભયનો યથાર્થ સ્વીકાર.

આચાર્ય આ આઠે આચારો પાળે અને બીજા જીવો પાસે પળાવે.

**દર્શનાચાર :** સમ્યગ્દર્શનના આચારો સ્વયં પાળે અને બીજાને ઉપદેશ આપીને પાલન કરાવે. જિનેશ્વર ભગવંતના બતાવેલાં તત્ત્વો પ્રત્યે નિઃશંક શ્રદ્ધા! અન્ય મતો તરફ આકર્ષણ નહીં, 'આ સાચું ને તે પણ સાચું'....એવી અસ્થિરતા નહીં, મૂઢતા નહીં. સત્કાર્યોની અનુમોદના કરે. ધર્મમાર્ગે ઢીલા પડેલાઓને પ્રોત્સાહિત કરે. આચાર્ય સ્વયં શ્રદ્ધામાં દઢ રહે અને શ્રદ્ધાભાવમાં શિથિલ બનેલાઓને દઢ બનાવે. તીર્થંકરના ચતુર્વિધ સંઘ પ્રત્યે હૃદયમાં અપાર વાત્સલ્ય ધારણ કરે. શરણે આવેલા જીવોને કરૂણાપૂર્વક ઊંચે ચઢાવે, તેમના આત્માઓને નિર્મળ–પવિત્ર બનાવે.

**ચારિત્રાચાર :** પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ : આ આઠ છે ચારિત્રના આચાર. આચાર્ય સ્વયં આ આચાર પાળે ને બીજા પાસે પળાવે.

પાંચ સમિતિ : ઈર્યા સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાનભંડમત્ત-નિક્ખેવણા સમિતિ ને પારિટ્ઠાપનિકા સમિતિ. ત્રણ ગુપ્તિ : મનોગુપ્તિ વચનગુપ્તિ અને કાયગુપ્તિ. આનું સ્વયં સુંદર રીતે પાલન કરે અને અન્ય પાસે પાલન કરાવે.

**તપાચાર :** તપ :–બાહ્ય છ પ્રકારે અને અભ્યંતર છ પ્રકારે છે. સ્વયં તપમાં પુરૂષાર્થશીલ બને; બીજા જીવોને પ્રેરિત કરે, પુરુષાર્થ-શીલ બનાવે. અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ. અને સંલીનતા. આ છ બાહ્યતપ, અને પ્રાયશ્ચિત, ધ્યાન, વૈયાવચ્ચ. વિનય, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય–આ છ પ્રકાર છે અભ્યંતર તપના.

**વીર્યાચાર :** જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ–આ ચારેમાં વીર્ય ફોરવે અર્થાત્ ચારેમાં પુરૂષાર્થશીલ રહે. આળસ નહિ, પ્રમાદ નહિ ! પોતે પુરુષાર્થશીલ બને અને અન્યને બનાવે. આ રીતે આચાર્ય સ્વયં પંચાચારના આરાધક છે અને પંચાચારના પ્રચારક છે.

પ્રશ્ન . આચાર્ય મોક્ષગામી જ હોય ?

ઉત્તર : ભાવ આચાર્ય તો મોક્ષગામી હોય જ. આચાર્ય ભાવ–આચાર્ય છે કે કેમ તે તો ફક્ત તેમનો આત્મા જાણી શકે અથવા વિશિષ્ટ જ્ઞાની પુરૂષ જાણી શકે.

**આચાર્યનાં બીજા લક્ષણો :**

આપણે આચાર્ય પાસે જવું છે, તેમને સમજવા છે, તો તે પંચાચાર પાળે છે કે નહિ ? બીજાને પંચાચારનું પાલન કરાવે છે કે નહિ ? તે જોવાનું ! આચાર્યોનાં બીજાં લક્ષણો પણ શાસ્ત્રમાં બતાવેલાં છે :

**પહેલું લક્ષણ :** પંચાચાર પાળે ને પળાવે.

**બીજું લક્ષણ:** તીર્થંકરની અનુપસ્થિતિમાં–તેમના સ્થાન પર આચાર્ય તીર્થંકર સમાન છે. 'तित्थयरसमो सूरी' ! જ્યારે તીર્થંકર પરમાત્માનો સંયોગ ન હોય ત્યારે ચતુર્વિધ સંઘ માટે આધારભૂત આચાર્ય હોય છે. આચાર્યનું સ્થાન કેટલું મહાન છે ? આચાર્યપદ મેળવવું સરળ છે પણ ભાવ–આચાર્ય બની રહેવું કઠીન છે!

સાંભળવા મુજબ, એ જતિ હતા. આચાર્યપદ લેવા માટે નક્કી કર્યું. તેઓ પહોંચ્યા મારવાડમાં. એક ગામ પકડ્યું. દોરાધાગા કરી બે ચાર ભક્તો બનાવ્યા. ગામના લોકો પાસે વાત મુકી. 'સંઘ આચાર્યપદ આપી શકે.' ગામ લોકો પાસે નિર્ણય કરાવ્યો. સંઘ એકઠો થયો. પત્રિકા છપાઈ. અને એક-બીજાએ એક-બીજાને આચાર્યપદ આપ્યું!

કોઇ પૂછે: 'આચાર્યપદ કોણે આપ્યું ?'

તો કહે : 'સંઘે.'

પાંચ પચાસ ગૃહસ્થ મળી ગયા એટલે સંઘ ?

સંઘ કોને કહેવાય ? જાણો છો ? કેવો સંઘ અને કેવા સંયોગોમાં, કોને આચાર્યપદ આપી શકે ? કેવી અને કેટલી યોગ્યતાવાળા મુનિ આચાર્ય બની શકે તે જાણો છો ? શાસ્ત્રોમાંથી એ જાણકારી મેળવી છે ? પરમાત્મા જિનેશ્વરદેવના શાસનમાં આચાર્યનું મહત્ત્વ કેટલું ઊંચું છે ? આ બધું આજે ભૂલવા જેવું નથી !

આચાર્યપદનું ધ્યાન ધરવું છે. તે માટે આચાર્યનું સ્વરૂપ સમજવું જરૂરી છે. આચાર્ય સમગ્ર જિનશાસનના સુકાની હોય છે. સંઘના આધારસ્થંભ હોય છે. મકાનનો સ્તંભ કેવો હોવો જોઇએ ? મજબૂતને ? પોલો નહિ ! ઢીલો નહિ ! સડેલો નહિ ! તીર્થંકર જેવું તેમનું સ્થાન છે. તેમનો પ્રભાવ અદ્‌ભુત હોય, તેમનું જ્ઞાન વિશાળ હોય; ક્ષમાદિ ગુણો, ઇન્દ્રિયવિજય, પ્રભાવકતા વગેરે અનેક ગુણોના ભંડાર હોય.

## આચાર્યને માથે સંઘરક્ષાની જવાબદારી :

**ત્રીજું લક્ષણ :** આચાર્ય ચતુર્વિધ સંઘને કુશળ રાખે. સંઘની કુશળતાની જવાબદારી સરાજે. દુષ્કાળ વખતે વજ્રસ્વામીએ સંઘને આકાશમાર્ગે ઉઠાવ્યો હતોને ? જ્યાં સુકાળ હતો ત્યાં મૂકી દીધો હતો. 'વરાહમિહિરે' મરીને વ્યંતર બનીને સંઘને ખૂબ જ ઉપદ્રવ કર્યો ત્યારે શાંતિ અર્થે શ્રી ભદ્રબાહુસ્વામીએ 'ઉવસગ્ગહર' સ્તોત્ર રચ્યું હતું અને સંઘને ઉપદ્રવથી મુક્ત કર્યો હતો. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજના સમયમાં સંઘ કેટલો નિર્ભય અને નિશ્ચિંત હતો !

એક વખત એવી ઘટના બની કે હતી અમાસ અને આચાર્યદેવના મોંમાંથી નીકળી પડી 'પૂર્ણિમા'! વચન નીકળી ગયું, હવે શું કરવું? આચાર્યદેવે થાળીને અભિમંત્રિત કરી, આકાશમાં ઘુમાવી. પાટણની આસપાસ બાર બાર કોશ સુધી ચંદ્ર જ દેખાય! એ વખતે રાજાશાહી હતી. રાજા ઈચ્છે તેમ થાય. ભિન્નભિન્ન ધર્મ અને દર્શનોના વાદવિવાદનો યુગ હતો! કોઈક ખોટું પડ્યું કે ઓર્ડર થાય, 'જૈનો નીકળી જાય નગરમાંથી!' તો શું થાય? માટે ચતુર્વિધ સંઘના યોગક્ષેમ માટે આચાર્ય જાગ્રત રહેતા હતા. વિશિષ્ટ શક્તિનો પ્રયોગ પણ કરતા હતા....છતાંય આત્મભાવમાં જાગ્રત રહેતા! જેવી રીતે સકલસંઘની રક્ષા માટે આચાર્ય જાગ્રત રહેતા, તેમ વિશિષ્ટ વ્યક્તિના યોગક્ષેમ માટે પણ શક્તિ–પ્રયોગ કરતા. હા, જરૂર પડે તો વ્યક્તિ માટે કરવું પડે! જો એ વ્યક્તિમાં સમષ્ટિનું હિત સમાયેલું હોય, જિનશાસનની પ્રભાવકતા સમાયેલી હોય. જેમ કુમારપાળ માટે શ્રી હેમચન્દ્રસૂરિજીએ શક્તિપ્રયોગ કર્યો હતો. કુમારપાળ એવા શ્રાવક હતા, એ કાળે સમગ્ર સંઘના આધારભૂત હતા. શ્રી કાલિકસૂરિજીનો પ્રસંગ જાણો છો ને?

સરસ્વતી સાધ્વી પર ગર્દભિલ્લ રાજા આસક્ત બન્યો હતો. સાધ્વીને પકડી મંગાવીને મહેલમાં રાખી હતી....કાલિકસૂરિએ રાજાને ખૂબ સમજાવ્યો. રાજા ન માન્યો...તો વેશપલટો કરીને....વિશાળ સૈન્ય સાથે રાજા પર આક્રમણ કર્યું હતું અને સરસ્વતી સાધ્વીને બચાવી લીધી હતી. આચાર્ય આ રીતે ચતુર્વિધ સંઘને કુશળ રાખનારા હોય.

### આચાર્ય જ્ઞાની, કરુણાવંત અને ધર્મદેશક હોય :

**ચોથું લક્ષણ :** આચાર્ય શ્રુતજ્ઞાનના પારંગત હોય. જે કાળમાં જેટલું શ્રુતજ્ઞાન હોય, તેમાં પારંગત હોય. જ્ઞાનબળથી જૈનશાસનની શાન વધારે. કોઈ પણ વાદી–પ્રવાદી આવે તો વાદવિવાદ કરવામાં આચાર્ય પીછેહઠ ન કરે! જૈન શાસનનો વિજયધ્વજ ફરકતો રાખે. પૂર્વે આચાર્યોને વાદ–વિવાદ માટે તૈયારી રાખવી જ પડતી હતી.

**પાંચમું લક્ષણ** : પથ્થરમાં પંકજ પેદા કરે ! શિષ્ય મૂર્ખ હોય, જડ–બુદ્ધિ હોય, છતાંય આચાર્ય તેવા મુનિને જ્ઞાની બનાવે ! પોતાના જ્ઞાનના બળથી, વાત્સલ્યથી અને કરૂણાથી કંટાળે નહિ; જડ-બુદ્ધિનો શિષ્ય છે, એકવાર, બે વાર, ત્રણ વાર શિખવવા છતાં ન સમજે, ન શીખે તો કંટાળે નહિ, અજ્ઞાનીને જ્ઞાની અને મૂર્ખને સમજદાર બનાવે.

**છટ્ઠું લક્ષણ** : આચાર્ય નિરંતર ધર્મનો ઉપદેશ આપે, થાક્યા વિના. જીવોના ઉપકાર માટે !

તે જાણતા હોય છે કે કોણ જીવ કેવી રીતે ધર્મ પામે, કોને કેવો ઉપદેશ આપવો ? ઉપદેશ દેવામાં તેઓ કુશળ હોય છે. તેવી રીતે જેને ઉપદેશ આપવાનો હોય, તેને તેની યોગ્યતાને પણ તેઓ પરખનારા હોય છે. તેમની વેધક જ્ઞાનદૃષ્ટિ મનુષ્યની આંતર-યોગ્યતા માપી લેતી હોય છે.

**આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી** :

જ્યારે કુમારપાળ સિદ્ધરાજના ભયથી ભટકતા હતા, સિદ્ધરાજે નક્કી કર્યું હતું કે 'કુમારપાળને ખતમ કરી દેવો.' કુમારપાળ ભટકતા ભટકતા ખંભાતની બહાર આવેલા. એ વખતે ભવિતવ્યતાના યોગે શ્રી હેમચંદ્રસૂરિજી મ. પણ નગરની બહાર પધારેલા. ત્યાં એક અદ્‌ભુત દૃશ્ય જોયું, એક અદ્‌ભુત શુકન થતાં જોયા. એક મોટો લાંબો સર્પ ! અને એના માથે કાચંડો નાચી રહ્યો હતો ! કુમારપાળે હેમચંદ્રાચાર્યની ભવ્ય આકૃતિ જોઈને વંદના કરી. ગુરૂમહારાજાએ કહ્યું : 'વત્સ, તું હાલ દુઃખી છે, પણ થોડા સમય પછી તું રાજા થઈશ. વિ. સં. ૧૧૯૯ ના મહા વદી ચોથ, રવિવારે પુષ્ય નક્ષત્રમાં તારો રાજ્યાભિષેક થશે.'

મહાજ્ઞાની આચાર્ય ભગવંતની વેધક જ્ઞાનદૃષ્ટિએ કુમારપાળના ભવિષ્યને જોઈ લીધું....કુમારપાળમાં તેમણે મહાન્ યોગ્યતા જોઈ. તેને ઉપાશ્રયમાં રાખ્યો હતો. જ્યારે સિદ્ધરાજના સૈનિકો આવી

પહોંચ્યા ત્યારે આચાર્યદેવે કુમારપાલને જ્ઞાનભંડારમાં સંતાડયો ! સિદ્ધરાજના સૈનિકો આવ્યા તેવા પાછા ગયા ! કુમારપાળ રાજા થયા. પરંતુ માથે એમણે આ. શ્રી હેમચંદ્રસૂરિને રાખ્યા હતા.

## રાજા કુમારપાળ :

કુમારપાળનું જીવન કેવું હતું જાણો છો ? *કુમારપાળ પરમ શ્રાવક, દૃઢ શ્રદ્ધાવાન, પરમ આર્હત્ હતા, પ્રજાને અહિંસક બનાવી, જીવન વ્રતમય-સંયમમય બનાવ્યું, સાધર્મિકોના ઉદ્ધાર કર્યા; જ્ઞાનભંડારોના નિર્માણ કર્યાં, હજારો જિનમંદિર અને લાખો જિનપ્રતિમાઓ બનાવી. આ બધા સત્કાર્યોની પાછળ આચાર્યદેવ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજાની પ્રેરણા, માર્ગદર્શન અને પ્રોત્સાહન હતાં. આચાર્યદેવે જ્ઞાનક્ષેત્રમાં કેવું ઉજ્જવળ અને અદ્ભુત કાર્ય કર્યું ! સાડા ત્રણ કરોડ શ્લોકની રચના કરી ! ૭૦૦ લહિયા લખતા હતાં ! કુમારપાળ અને તે પછી વસ્તુપાલ-તેજપાલ વગેરેએ કરોડો રૂપિયાનો સદ્વ્યય કરીને સમૃદ્ધ જ્ઞાનભંડારો બનાવ્યા. પાટણ, ખંભાત આદિ નગરોમાં તે ભંડારો હતા. કહેવાય છે કે મુસલમાનોએ તે ગ્રંથ ભંડારના પુસ્તકો બાળી બાળીને ત્રણ દિવસ સૈનિકો માટે ભોજન તૈયાર કરાવ્યું હતું !

## તારંગાના પહાડ પર ભવ્ય જિનમંદિર :

પૂજ્ય આચાર્યદેવની પ્રેરણા પામીને કુમારપાલે અનેક મંદિરોનાં નિર્માણ કર્યા હતાં. તેમાનું એક છે તારંગાના પહાડ પરનું ભવ્ય મંદિર ! ૩૨ માળનું એ મંદિર છે ! એ જગ્યાએ ઉંદરની ૩૨ સોના મહોરો કુમારપાળે લઇ લીધી હતી. જ્યારે કુમારપાલ સિદ્ધરાજથી બચવા માટે જંગલમાં ભટકતા હતા, તેમની પાસે એક કોડી પણ નહતી. તારંગાના પહાડ પર તેમણે એક દૃશ્ય જોયું : એક ઉંદર એક સોનામહોર લઇને દરની બહાર આવે છે અને વળી અંદર દરમાં જાય છે....બીજી સોનામહોર લાવે છે....એમ કરીને તે ૩૨ સોનામહોરો બહાર લાવ્યો ! કુમારપાલને થયું કે : 'ઉંદરને સોનામહોરની શી

જરૂર ?' તેમણે સોનામહોરો લઈ લીધી. ઉંદર બહાર આવ્યો.... આજુબાજુ જોયું....તપાસ કરી, સોનામહોરો ન મળી, માથું પટકી પટકીને મરણ પામ્યો. ઉંદરને મરેલો જોઈને કુમારપાલને ખૂબ દુઃખ થયું....રાજા બન્યા બાદ આ દુર્ઘટનાની વાત શ્રી હેમચંદ્રાચાર્યને તેમણે કરી. ગુરૂદેવે કહ્યું : 'પ્રાયશ્ચિત્તરૂપે, જ્યાં ઉંદર મરી ગયો ત્યાં મંદિર બનાવવું.' કુમારપાલે અતિ ભવ્ય અને વિશાળકાય મંદિરનું નિર્માણ કર્યું ! આજ જુઓ તેની ભવ્યતા અને સુંદર કારીગરી !

દેરાસરમાં વપરાયેલું લાકડું કેવું છે ? દિવાસળીથી સળગાવો તો સળગે નહિ, પણ લાકડામાંથી પાણી ઝરે ! આજે એ મંદિર ઊભું છે.... કુમારપાલનો મહેલ ઊભો નથી કે હવેલી ઊભી નથી !

શ્રી હેમચંદ્રાચાર્ય કલિકાલસર્વજ્ઞ મહાન આચાર્ય હતા. તેમણે જૈનશાસનની શાન વધારી, હજારો, લાખો શ્રાવકોને ધર્મમાર્ગમાં સ્થિર કર્યા.

પરમાત્મા જિનેશ્વરદેવના શાસનમાં '**આચાર્ય**' નું સ્થાન કેટલું ગૌરવપૂર્ણ હોય છે, કેટલું જવાબદારીભર્યું હોય છે અને કેટલું અગત્યનું હોય છે....તે સમજવા માટે શ્રી હેમચંદ્રસૂરિ મહારાજા અને કુમારપાલના જીવન-પ્રસંગોનું ધ્યાનથી અધ્યયન કરવું જરૂરી છે. જો આજે એ અધ્યયન થાય તો કેટલીક એકાંત માન્યતાઓ જે ઘર કરી ગઈ છે, તે દૂર થઈ શકે અને જિનશાસનની આરાધના-પ્રભાવનાના બંધ થઈ ગયેલાં દ્વારો પુનઃ ખૂલી જાય. આચાર્ય જિન-શાસનનો ઉત્કર્ષ કરનારા હોય.

**સાતમું લક્ષણ :** આચાર્ય દેશની સર્વ ભાષાઓના જાણકાર હોવા જોઈએ. દેશના જે જે પ્રદેશમાં જાય તે તે પ્રદેશની ભાષાના જાણકાર હોય. તે પ્રદેશની ભાષામાં ઉપદેશ આપે. શિષ્યોને પણ તેમની ભાષામાં અધ્યયન કરાવે. જે દેશની જે ભાષા હોય, તે દેશમાં તે ભાષામાં ઉપદેશ અપાય તો ઉપદેશ વધુ અસરકારક બને છે.

આઠમું લક્ષણ : આચાર્ય સુંદર ભવ્ય આકૃતિવાળા હોવા જોઈએ; હા! બાહ્યરૂપ પણ અપેક્ષિત છે! આચાર્ય કુરૂપ ન જોઈએ. આચાર્ય રૂપવાન જોઈએ! યોગ્ય વ્યક્તિની પસંદગી કરવાની હોય ત્યારે કેટલીક બાબતો જોવી જ પડે. કુલવાન જોઈએ, સુલક્ષણ જોઈએ વગેરે.

**આચાર્યપદનું ગૌરવ જાળવીએ :**

પરંપરા એ છે કે આચાર્યની પસંદગી આચાર્ય કરે. આજકાલની વાત છોડો. આજની પરિસ્થિતિ વિકટ છે. આજની વાત કરાય એવી નથી!

કેવા હતા એ ગૌરવવંતા ભૂતકાળના મહાન આચાર્ય ભગવંતો! અકબરના સમયમાં પણ એવા એક મહાન આચાર્ય થઈ ગયા.

અકબરબાદશાહ પ્રતિબોધક શ્રીહીરવિજયસૂરિજી મહાન પ્રભાવક અને ભવ્ય પ્રતિભાશાળી! ૨૦૦૦ સાધુ-સાધ્વી તેમની આજ્ઞામાં હતા. પ્રત્યેક કાળે જિનશાસનના એક નાયક આચાર્ય હોવા જોઈએ. તેમની આજ્ઞામાં ભલે બીજા આચાર્ય હોય, પરંતુ બધા નેતા બની જાય તો શાસનની દુર્દશા સમજવી. શાસન ઉપર જ્યારે અનેક બાહ્ય આક્રમણો થઈ રહ્યાં છે, અને આંતરકલહો ફેલાઈ રહ્યા છે તેવા સમયે જો એક પ્રભાવશાળી અને શક્તિસંપન્ન આચાર્યને નેતા તરીકે સ્વીકારવામાં આવે તો વિનાશમાંથી બચી શકાય અને શાસનને સમૃદ્ધ બનાવી શકાય.

જ્યારે મુંબઈ રાજ્યની વિધાનસભામાં બાલદીક્ષાપ્રતિબંધક વિધેયક આવેલો ત્યારે મુંબઈ રાજ્યના મુખ્યમંત્રીએ કહેલું : 'એક આચાર્ય કહે છે કે : બાલદીક્ષા ન જોઈએ. તમે કહો છો કે જોઈએ, મને પોતાનો જૈન ધર્મ પ્રતિ આકર્ષણ છે. મેં જોયું છે કે જૈન ધર્મ જીવંત છે. જૈન કુટુંબોમાં મેં જોયું છે કે ખાવાપીવામાં નિયમ શ્રાવક અભક્ષ્ય ન લે, બાળક કંદમૂળ ન ખાય, સ્ત્રી પુરૂષ રાત્રિ ભોજન ન કરે. આમ જૈન ધર્મ practical છે, તેઓ કહે : 'મને જૈનધર્મ પ્રત્યે ઘણો આદર છે. તમને સહાયક થવા તૈયાર છું., પરંતુ તમે સહુ એક થઈને આવો...' પછી તો તેમણે એસેમ્બ્લીમાં,

બે ભાષણો એવાં આપ્યાં કે જે સખ્ત કાયદો લાવવાની હિમાયત કરતા હતા, તેમનાં પણ મન બદલાઇ ગયા. બીલ public opinion આમ જનતાના અભિપ્રાય પર છોડી દેવામાં આવ્યું અને અંતે એ બીલ ઊડી ગયું.

આચાર્ય એવા હોવા જોઇએ કે જેઓ જિનશાસનને પૂર્ણ વફાદાર હોય. તેમની પાસે બહુમુખી પ્રતિભા હોવી જોઇએ. આજે આચાર્યપદનું ધ્યાન ધરવાનું છે, તે પીળા વર્ણમાં કરવાનું છે, તે સમયે આચાર્યના ૩૬ ગુણોને લક્ષ્યમાં રાખીને ધ્યાન કરવાનું છે.

# વ્યાખ્યાન છઠ્ઠું



## ઉપાધ્યાય પદ

પરમ ઉપકારી પૂજ્ય આચાર્યદેવ શ્રી રત્નશેખરસૂરિજી મહારાજ શ્રી શ્રીપાલ-ચરિત્રના ગ્રંથનો પ્રારંભ કરતાં કહે છે: 'હું હૃદય કમલમાં અરિહંતાદિ નવપદોનું ધ્યાન કરીને, શ્રી સિદ્ધચક્રજીનો કંઈક મહિમા કહું છું.'

**નવપદમાં મનને સ્થિર કરો:**

શ્રી નવપદનું ધ્યાન હૃદય-કમલમાં કરવાનું છે....માટે બહારમાંથી અંદર આવો. હૃદયમાં....તમારા હૃદયમાં તમારું મન લઈ જાઓ.... 'હૃદય કેવું ?' એની કલ્પના આપી-હૃદય કમલ જેવું છે! કમલરૂપે જ હૃદયને જુઓ! મનની આંખોએ જોવાનું છે. એ હૃદય કમલમાં નવપદ જોવાનાં અને એક એક પદની આકૃતિ ઉપર અને એક એક પદના અક્ષરો પર મન સ્થિર કરવાનું.

પરંતુ એક નિયમ જાણો છો મનનો ? જેના પર....જે વસ્તુ પર કે જે વ્યક્તિ પર એને પ્રીતિ હોય છે, એના પર એ સ્થિર રહે છે. વારંવાર એના તરફ એ દોડે છે. શું નવપદ ઉપર પ્રીતિ જાગી છે ? વારંવાર મન નવપદ ઉપર જાય છે ખરું ? નવપદ પર પ્રીતિ કેવી રીતે જાગે ? એ માટે નવપદનું ભવ્ય વ્યાપક સ્વરૂપ સમજવું જોઈએ. એક એક પદનુ સ્વરૂપ અને એનો પ્રભાવ સમજવો જોઈએ, તો નવપદ પ્રત્યે પ્રીતિ જાગશે અને એનું આરાધન કરવાની શક્તિ પ્રગટ થશે.

### ઉપાધ્યાયના ૨૫ ગુણ :

જેમ અરિહંતના ૧૨ ગુણ તમે જાણ્યા, જેમ સિદ્ધના ૮ ગુણ જાણ્યા, જેમ આચાર્યના ૩૬ ગુણો તમે સાંભળ્યા, તેમ ઉપાધ્યાયના ૨૫ ગુણ બતાવવામાં આવ્યા છે. જાણો છો ૨૫ ગુણ? ઉપાધ્યાય ૧૧ અંગ અને ૧૨ ઉપાંગનું જ્ઞાન ધરાવતા હોય અને સુયોગ્ય આત્માઓને એ જ્ઞાન આપતા હોય. ૧૧ અંગ અને ૧૨ ઉપાંગનાં નામ જાણો છો? તમારા શરીરનાં અંગ–ઉપાંગની આ વાત નથી! આ તો શાસ્ત્રોની વાત છે! ઉપાધ્યાય એ શાસ્ત્રોને જાણે અને સુપાત્ર આત્માઓને એનું જ્ઞાન આપે. ૧૧ અંગનાં નામ આ પ્રમાણે છે : (૧) આચારાંગ. (૨) સૂત્રકૃતાંગ. (૩) સ્થાનાંગ(૪) સમવાયાંગ. (૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતાધર્મકથા (૭) ઉપાસક-દશાંગ. (૮) અન્તકૃદ્દશા (૯) અનુત્તરોપપાતિકદશા. (૧૦) પ્રશ્નવ્યાકરણ (૧૧) વિપાકસૂત્ર.

બાર ઉપાંગનાં નામ આ પ્રમાણે છે : (૧) ઔપપાતિક (૨) રાજપ્રશ્નીય (૩) જિવાભિગમ (૪) પ્રજ્ઞાપના (૫) સૂર્યપ્રજ્ઞપ્તિ (૬) જંબૂદ્વીપ–પ્રજ્ઞપ્તિ (૭) ચન્દ્રપ્રજ્ઞપ્તિ (૮) કલ્પિકા (૯) કલ્પાવતંસિકા (૧૦) પુષ્પિકા (૧૧) પુષ્પચૂલિકા (૧૨) વૃષ્ણિદશા.

૧૧ અંગ + ૧૨ ઉપાંગ=૨૩ + ૧ કરણસીત્તરી=૨૪ + ૧ ચરણસીત્તરી=૨૫

'ચરણસીત્તરી'માં ૭૦ વાતો છે અને કરણસીત્તરીમાં ૭૦ વાતો છે. ઉપાધ્યાયનું જીવન આ ચરણ–કરણની આરાધના ઉપાસનાથી મઘમઘાયમાન હોય છે. અપ્રમત્તભાવે સુયોગ્ય આત્માઓને જ્ઞાનદાન કરતા રહે!

શ્રમણોના સમુદાયમાં ઉપાધ્યાયનું સ્થાન મહત્વપૂર્ણ હોય છે. આચાર્યને જો રાજાના સ્થાને સમજીએ તો ઉપાધ્યાયને યુવરાજના સ્થાને સમજવા જોઇએ!

### જ્ઞાનોપાસનાનું મહત્વ :

શ્રમણ સંસ્કૃતિમાં અને શ્રમણસંઘમાં ઉપાધ્યાય ભગવંતનું સ્થાન

અતિ મહત્ત્વનું છે; કારણ કે પરમાત્મા શ્રી મહાવીરસ્વામીના શ્રમણ-સંઘમાં સમ્યગ્જ્ઞાનની આરાધનાને શ્રેષ્ઠ સ્થાન આપવામાં આવેલું છે. દિન-રાતના ૨૪ કલાકમાં ૧૫ કલાક જ્ઞાનોપાસના માટે રાખવામાં આવેલા છે। ૬ કલાક નિદ્રા માટે અને ૩ કલાક આહાર, વિહાર અને નિહાર માટે રાખવામાં આવેલા છે....સમજ પડે છે? તમારે તો પંદર કલાક અર્થોપાસના કરવાની ને? જ્ઞાનોપાસનાનું તમારા માટે કર્તવ્ય ખરું કે નહીં?

સભા : કર્તવ્ય તો છે, પણ કર્તવ્યનું પાલન નથી કરતા!

**પ્રવચનકારશ્રી :** સંસારનાં કર્તવ્યનાં પાલનમાંથી ઊંચા આવો તો આ કર્તવ્યનું પાલન કરોને! શ્રાવક-શ્રાવિકા વર્ગે પોતાની જીવન ચર્યામાંથી જ્ઞાનોપાસના કાઢી નાંખી, એનું પરિણામ સારું નથીઆવ્યું. જ્ઞાનોપાસનાનું મહત્ત્વ ભૂલાઇ ગયું એટલે 'ઉપાધ્યાયપદ'નું મહત્ત્વ પણ ભૂલાઈ ગયું છે! તમો આ પદનું મહત્ત્વ ભૂલી ગયા છો, પરન્તુ આજે ઉપાધ્યાય-પદની વિશેષ જવાબદારી અદા થાય તો? આપણા શ્રમણ સંઘની ખેરવિખેર વ્યવસ્થા ઠીક થઈ જાય. પાંચ પ્રહરની જ્ઞાનોપાસના માત્ર 'શાસ્ત્ર-વચન' જ ન રહેતાં એનું પાલન સુલભ બની જાય.

## ઉપાધ્યાયનું આદર્શવ્યક્તિત્વ :

શ્રમણ સમુદાયને નિર્મલ સમ્યગ્જ્ઞાનની આરાધના કરાવવાનું મહાન્ કર્તવ્ય જે મહાપુરૂષના શિરે છે તે ઉપાધ્યાય ભગવંતના ઉત્તમ વ્યક્તિત્વનું દર્શન 'નમસ્કાર-નિર્યુક્તિ' નામના ગ્રંથમાં થાય છે.

(૧) દ્વાદશાંગ-સ્વાધ્યાયકરણમાં ઉપયુક્ત.

(૨) પાપપરિવર્જક.

(૩) ધ્યાનમાં લીન.

(૪) કર્મનાશ કરવામાં ઉદ્યમી.

(૫) આચાર્યપદને યોગ્ય.

૧૧ અંગ એને ૧૨ ઉપાંગ... ઈત્યાદિ આગમગ્રન્થોનું અધ્યયન તો

એ મહાપુરૂષે કરેલું જ હોય. વર્તમાનમાં ઉપલબ્ધ ૪૫ આગમોનું તલસ્પર્શી અધ્યયન કર્યા પછી તો તેઓને ઉપાધ્યાયપદ મળેલું હોય છે.

## ઉપાધ્યાયને ૪૫ આગમોનું જ્ઞાન હોવું અનિવાર્ય :

સભા : ઉપાધ્યાયપદ માટે ૪૫ આગમોનું અધ્યયન જોઈએ જ?

મહારાજશ્રી : એમાં પૂછવાનું શું છે? અધ્યયન કર્યા વિના તેઓ અધ્યાપન કેવી રીતે કરાવે? શિષ્યોને ૪૫ આગમોનું જ્ઞાન કેવી રીતે આપી શકે? એટલે ઉપાધ્યાય પાસે ૪૫ આગમોનું જ્ઞાન હોવું જ જોઈએ, એ વાત સમજાઈ ગઈ? અરે, માત્ર અધ્યયન જ નહીં, પરન્તુ ચિંતન–મનન પણ જોઈએ. અનુપ્રેક્ષા-સ્વાધ્યાય જોઈએ, તો જ બીજા જીવોને આગમગ્રંથોનું અધ્યાપન કરાવી શકાય. અનુપ્રેક્ષા વિના જિનોક્ત તત્વોની યથાર્થ પ્રરૂપણા કરી શકાય નહીં. ઉપાધ્યાયનો અનુપ્રેક્ષા–સ્વાધ્યાય તો નિરંતર ચાલતો હોય.

બીજા જીવોને જિનોક્ત તત્ત્વોનું જ્ઞાન આપવું-એ સામાન્ય કાર્ય નથી. સ્વયં જ્ઞાન પ્રાપ્ત કરવું એ હજુ સરળ કામ છે પરંતુ બીજા જીવોને જ્ઞાન આપીને તેમના સંવેગ–વૈરાગ્યની વૃદ્ધિ કરવી, એ કાર્ય વિશિષ્ટ યોગ્યતા માગી લે છે. ઉપાધ્યાય ભગવંત એ રીતે શિષ્યોને જ્ઞાન આપે કે એમનું સમ્યગ્દર્શન નિર્મલ બનતું જાય, સમ્યગ્‌ચારિત્રમાં પુરૂષાર્થ વધતો જાય અને સંવેગ–વૈરાગ્યમાં પ્રતિદિન વૃદ્ધિ થતી જાય.

## ઉપાધ્યાય સદૈવ જ્ઞાનદાતા :

બીજી વાત એ છે કે તેઓ જ્ઞાનદાન આપતાં જરાય કંટાળતા નથી, કે જરાય થાકતા નથી. તેઓનું જીવન અપ્રમત્ત હોય છે, ભાવકરુણાને ધારણ કરનારા એ મહાપુરૂષ સદૈવ સુયોગ્ય શિષ્યોને જ્ઞાનામૃત પીવડાવતા રહે છે. ભલેને જિજ્ઞાસુ આત્મા રાત્રે બાર–એ વાગે જઈને એમને પ્રશ્ન પૂછે! પ્રેમ અને વાત્સલ્યથી તુર્ત જ જવાબ આપે! આવા ઉપાધ્યાય ભગવંતનું ધ્યાન કરવાનું છે, કરશો ને?

આવા ઉપાધ્યાય સ્વયં તો પાપમુક્ત હોય જ, પરન્તુ એમનાં

ચરણે-શરણે રહેનારા જીવાત્માઓ પણ પાપમુક્ત બની રહે છે. પાપોનું પરિમાર્જન કરીને શિષ્યોને નિર્મલ અને વિમલ બનાવે છે.

## જ્ઞાન વિના ધ્યાન નહીં :

જ્ઞાની પુરૂષ ધ્યાની બની શકે. જ્ઞાન વિના ધ્યાન નહીં ! હા, આર્તધ્યાન અને રૌદ્રધ્યાન હોઇ શકે. ધર્મધ્યાન કે શુક્લધ્યાન ન હોઇ શકે. નહીંતર તો તમે વિના જ્ઞાને મહાધ્યાની છો ! કેવું ઉચ્ચકોટિનું આર્તધ્યાન કરો છો ! કરો છો ને? ઉપાધ્યાય ધર્મધ્યાનની સાથે સાથે વિશિષ્ટ કોટિનું ધ્યાન પણ કરતા હોય છે; એ ધ્યાનમાં તેઓ જિનોક્ત તત્ત્વોનું રહસ્ય પામતા હોય છે.

ધ્યાનને અગ્નિ કહેવામાં આવ્યો છે. ધ્યાનાગ્નિમાં કર્મકાષ્ટ બળીને ભસ્મ થઇ જાય છે. ઉપાધ્યાય ભગવંત આ રીતે વિપુલ કર્મક્ષય કરી આત્મભાવને નિર્મળ બનાવે છે. ધ્યાનની આરાધના એક વિશિષ્ટ કોટિની આરાધના છે આવા ઉપાધ્યાય આચાર્યપદને યોગ્ય બને છે, માટે તેઓને યુવરાજ કહેવામાં આવે છે. આચાર્યપદ માટે જેવી તેવી યોગ્યતા ન ચાલે. જિનશાસનમાં આચાર્યનું સ્થાન સર્વોપરિ છે. **'તિત્થયર સમો સૂરિ'** આચાર્યને તીર્થંકર સમાન કહ્યા છે. તીર્થંકર ભગવંતના અભાવમાંઆચાર્ય તીર્થંકરસમાન હોય છે, હવે વિચારો આચાર્યપદની કેવી ઉચ્ચતમ મહત્તા છે ! પણ તે ભાવ આચાર્ય માટે છે! ૩૬ ગુણોથી શોભાયમાન આચાર્ય તીર્થંકરસમાન સમજવાના છે....જેને તેને નહીં !

## ત્રણ પ્રકારના સ્થવિર :

ઉપાધ્યાયને 'સ્થવિર' પણ કહેવામાં આવ્યા છે. જિનશાસનમાં ત્રણ પ્રકારના સ્થવિર હોય છે. (૧) વયસ્થવિર (૨) પર્યાયસ્થવિર અને (૩) જ્ઞાનસ્થવિર.

જેઓ ઉંમરમાં મોટા હોય, વૃદ્ધ હોય તેઓ વયસ્થવિર કહેવાય. જેઓ દીક્ષાપર્યાયમાં મોટા હોય તે પર્યાયસ્થવિર કહેવાય અને જેઓ શ્રુતજ્ઞાનમાં પારંગત હોય, વિશિષ્ટ જ્ઞાની હોય, તેઓ જ્ઞાનસ્થવિર

કહેવાય. વયસ્થવિર પર્યાયસ્થવિરને અને જ્ઞાનસ્થવિરને વંદના કરે. જો જ્ઞાનસ્થવિર પર્યાયસ્થવિર પણ હોય તો ! જ્ઞાનસ્થવિર દીક્ષાપર્યાયમાં નાના હોય છતાંય પર્યાયમાં મોટા મુનિ એમને વંદના કરે ! ક્યારે ? જાણો છો ? જ્યારે જ્ઞાનસ્થવિર પાસેથી જ્ઞાન લેવાનું હોય ત્યારે ! જ્ઞાનસ્થવિરનું જિનશાસનમાં અદ્વિતીય સ્થાન છે.

## ઉપાધ્યાય શ્રી યશોવિજયજી:

ઉપાધ્યાયનું એક નામ 'શ્રુતવૃદ્ધ' પણ છે. શ્રુતવૃદ્ધ એટલે જ્ઞાન-વૃદ્ધ. અહીં વૃદ્ધ એટલે 'ઘરડા' નહીં સમજવાના. આઠ વર્ષની ઉંમરના જ્ઞાનવૃદ્ધ હોઈ શકે. પૂર્વજન્મના વિશિષ્ટકોટિના ક્ષયોપશમથી અહીં આઠ વર્ષની ઉંમરમાં અગિયાર અંગના જાણકાર બની શકે....અરે, ત્રણ વર્ષની ઉંમરમાં વજ્રસ્વામીએ પારણામાં પડયા પડયા ૧૧ અંગ યાદ નહોતા કરી લીધા ? એવી કિંવદન્તી છે કે ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે બાલ્યવયમાં ગુરુ મહારાજના મુખે 'નવસ્મરણ' સાંભળીને યાદ કરી લીધાં હતાં. એમની માતાએ એવો સંકલ્પ કરેલો કે ગુરુ મહારાજના મુખે નવસ્મરણનું શ્રવણ કર્યા પછી જ મોંઢામાં પાણી નાંખવું. એવામાં અચાનક વરસાદ ધોધમાર ચાલુ થઈ ગયો. દિવસને રાત.... વરસાદ ચાલુ ને ચાલુ. બંધ જ ન થાય. ગામમાં ઠેર ઠેર પાણી ભરાઈ ગયાં. દેરાસરે કે ઉપાશ્રયે જઈ શકાય નહીં–એવી પરિસ્થિતિ ઉભી થઈ ગઈ. જ્યારે માતાએ મોંઢામાં પાણી પણ ન નાંખ્યું ત્યારે નાનકડા જસવંતે [ શ્રી યશોવિજયજી મ. ] માતાને કારણ પૂછ્યું. માતાએ કારણ બતાવ્યું. જસવંતે કહ્યું :

'મા, હું તને નવસ્મરણ સંભળાવું !'

'તને નવસ્મરણ કેવી રીતે આવડી ગયાં ?'

'ગુરુ મહારાજના મુખે સાંભળવાથી !' અને જસવંતે પોતાની માતાને નવસ્મરણ સંભળાવ્યાં....ને માતાનો સંકલ્પ પૂર્ણ કર્યો. આ જસવંત જ ઉપાધ્યાયશ્રી યશોવિજયજી બન્યા ! કલિકાલના કેવળી એ મહાપુરુષ વાસ્તવમાં શ્રુતવૃદ્ધ, શ્રુતસ્થવિર....આદિ તમામ નામોને

શોભાવનારા હતા. એમના અગાધ જ્ઞાનથી અને અપૂર્વ તર્કશક્તિથી પ્રેરાઈને કાશીના બ્રાહ્મણ પંડિતોએ એમને 'ન્યાય વિશારદ'ની પદવી આપી હતી. તેઓના સમકાલીન વિદ્વાન શ્રમણોએ એમને 'કલિકાલ-કેવલિ'નું બિરુદ આપ્યું હતું.

## જ્ઞાની પુરૂષ અકળાય નહીં, ક્રોધ ન કરે :

કેવો એમનો અપ્રમત્તભાવ હશે! સેંકડો ઉત્તમગ્રંથોની રચના કરી છે એમણે! કંટાળો નહીં, વિષાદ નહીં, એશ-આરામ નહીં! ઉપાધ્યાય ભગવંતની આ જ વિશેષતા હોય છે. એ આખો દિવસ અધ્યાપન કરીને સુતા હોય અને કોઈ જિજ્ઞાસુ વિનીત શિષ્ય જઈને કોઈ પ્રશ્ન પૂછે, તો તૂર્ત જ એનો જવાબ આપે...કંટાળી ન જાય કે 'આ આપણે ભણ્યા એટલે આ લોકો દિવસને રાત હેરાન કરે છે ને? આના કરતાં ન ભણ્યા હોઈએ તો કેવું સારૂં! કોઈ હેરાન જ ન કરે...ને મજેથી ઊંઘી શકાય,...આ તો રાત્રેય સુવા **નથી** દેતા. મને કેવી મીઠી નિદ્રા આવી હતી....ને આ મુનિએ આવીને મારી નિદ્રા બગાડી નાંખી....' આવા વિકલ્પ ન આવવા જોઈએ. ગુસ્સો ન આવે.

જેમ જ્ઞાની પાસે જ્ઞાન લેવા કોઈ આવે, વારંવાર આવે છતાં એમને ગુસ્સો ન આવે, તેમ તમે શ્રીમંત છો, તમારી પાસે વારંવાર લોકો દાન લેવા આવે તો ગુસ્સે ન થાઓ ને? રાજી થાઓ ને?

સભા : ખુબ ગુસ્સો આવે!

મહારાજશ્રી : તમારી શ્રીમંતાઈ પર ગુસ્સો આવે ને? 'અરે, ક્યાં શ્રીમંત બન્યા....આ શ્રીમંત બન્યા, માટે જ લોકો હેરાન કરે છે...દેરાસર માટે ટીપ...ઉપાશ્રય માટે ટીપ...પાંજરાપોળ માટે.... ટીપ...બસ, આખો દિવસ ટીપ ટીપ ને ટીપ....'એમ મનમાં થાય ને? શ્રીમંત બન્યા પછી, દાન લેનારાઓ પ્રત્યે જો ગુસ્સો આવ્યો, તો સમજી રાખજો કે શ્રીમંતાઈ જવાની! ફરી શ્રીમંતાઈ મળવી

દુર્લભ ! એવા શ્રીમંત પણ જોયા છે કે જેઓને સતત દાન આપવા છતાં હૃદયમાં ક્યારેય બળાપો નથી થયો....હા, આજના વિષમકાળમાં પણ એવા દાનવીર મહાપુરૂષો છે એવી જ રીતે આજના આ ભયંકર કાળમાં એવા જ્ઞાની મહાપુરૂષો છે જેઓ દિવસને રાત બસ જ્ઞાનદાન કરતા જ રહે છે. ગમે ત્યારે એમની પાસે જઈને જ્ઞાન મેળવો ! એમને કંટાળો નહીં, ઉદ્વેગ નહી કે આળસ નહીં ! લેનાર થાકે પરંતુ આપનાર ન થાકે ! તમે જોયા છે એવા મહાપુરૂષો ? કદર છે એવા મહાપુરૂષોની ? જ્ઞાની મહાપુરૂષોનું મૂલ્યાંકન કરવાની ક્ષમતા જોઈએ. બુદ્ધિ જોઈએ. એ ત્યારે જ બની શકે કે જ્યારે તમે સમ્યગ્જ્ઞાનના અભિલાષી હો.

### ઉપાધ્યાયપદનું ધ્યાન :

આવા ઉપાધ્યાય ભગવંતનું આજે ધ્યાન કરવાનું છે. અષ્ટદલ-કમલની કલ્પના કરો. કર્ણિકાની નીચેની પાંખડીમાં ઉપાધ્યાય ભગવંતને જુઓ. લીલાછમ વર્ણમાં એમને જુઓ, नमो उवज्झायाणं પદથી એમનો જાપ કરો. ઉપાધ્યાયભગવંતનું ભાવનિક્ષેપથી ધ્યાન કરવા માટે એવી કલ્પના કરો કે ઉપાધ્યાય અનેક સુવિનીત શિષ્યોને જ્ઞાનદાન આપી રહ્યા છે....એમના મુખ પર અદ્‌ભુત વાત્સલ્ય....અપૂર્વ કરૂણા અને પરમ પ્રસન્નતા છવાયેલી છે. શિષ્યો અપ્રમત્તભાવે, અંજલિ જોડીને....સંભ્રમાદિભાવો સાથે જ્ઞાનપ્રાપ્તિ કરી રહ્યા છે....ક્યારેક તેઓના મુખ પર અદ્‌ભુત-રસની રેખાઓ ઉપસી આવે છે. ક્યારેક તેઓના મુખ પર વૈરાગ્યરસની ગંભીરતા છવાઈ જાય છે, તો ક્યારેક ભયાનકરસની અસર એમના પર તરવરે છે....

બસ, આ દૃશ્ય જોયા જ કરો અને જાપ કરતા રહો....જાપ કરતાં કરતાં ધ્યાનમાં લીન બની જાઓ.

શ્રી ઉપાધ્યાયના જાપ અને ધ્યાનનો એક પ્રભાવ એ પણ છે કે એમનું ધ્યાન કરનાર આત્મા નિરોગિતા પ્રાપ્ત કરે છે; પરંતુ એમાં લીલા રંગનું મહત્ત્વ ઘણું છે. ભાવ-આરોગ્યની પ્રાપ્તિ માટે આ ધ્યાન અતિ આવશ્યક છે....જેમ તેમ બેસીને ગમે તેમ નવકારવાળી

ગણવાથી ધ્યાન નથી થતું. ધ્યાન માટે આસન અને મુદ્રા સિદ્ધ કરવાં જોઈએ. કરશોને ધ્યાન? ચિત્તશુદ્ધિ માટે ધ્યાનને જીવનમાં સ્થાન આપો.

આજે આયંબિલ પણ લીલા રંગના વર્ણનું કરવાનું હોય છે. રંગનું ધ્યાનમાં મહત્ત્વ રહેલું છે; એ મહત્ત્વ જો તમે સમજો તો વાત છે! રંગના આંતર બાહ્ય પ્રભાવો છે. એ પ્રભાવોનો અનુભવ ધ્યાન દ્વારા થશે.

અરિહંતાદિ નવપદનું ધ્યાન હૃદય-કમળમાં ધરવા માટે મયણા અને શ્રીપાલ તરફ જુઓ; તમને માર્ગદર્શન મળશે. જે રીતે તેમણે ધ્યાન ધર્યું, તે રીતે આપણે પણ ધ્યાન કરવાનું છે.

**મનને હળવું બનાવો :**

ધ્યાન મનથી ધરવાનું ને? ધ્યાન ધરનારૂં મન હલકું હોવું જોઈએ. મન પર જે તે વિચારોનો ભાર ન હોવો જોઈએ. ધ્યાન ધરનારૂં મન નિર્મળ જોઇએ, તેના પર મેલ જામેલો ન જોઇએ.

મયણાનું મન હલકું હતું. એના પર વિકલ્પોનો ભાર ન હતો. એનું મન નિર્મળ હતું. વાસનાઓનો મેલ જામેલો ન હતો.

ચિંતાનો ભાર અને સુખોની વાસના મનને એટલું ક્ષુબ્ધ બનાવે છે કે ક્ષુબ્ધ મન ધ્યાનમાં લીન થતું નથી. મયણાની આસપાસ એવી ઘટનાઓ અને એવા પ્રસંગો બનેલા હતા કે ચિંતાઓ થઇ જવી સ્વાભાવિક હતી; પરંતુ તેને ચિંતાઓ કેમ ન થઈ? કારણ? તેની પાસે જ્ઞાનદ્રષ્ટિ હતી. સંસારનાં સુખોની ઇચ્છાઓનો એના પર ભાર ન હતો.

આપણી નિર્બળતા કેટલી છે? થોડું પણ સુખ ન મળે તો બેચેન થઈ જઈએ! સુખની કેવી ઘોર વાસના! એકાદવાર સમયસર ચા ન મળી તો? ઊંચાનીચા થઈ જાઓને? તો સમજવું કે મનપર સુખની વાસનાનો ભાર છે. જમવાના સમયે જમવા ન મળ્યું તો ઊંચા નીચા થઇ જાઓ ને? તેનું reaction–પ્રત્યાઘાત ક્રોધ, ગુસ્સો, રીસ? તો સમજવું કે મન પર સુખની વાસનાનો ભાર છે. ટ્રેઇનમાં સીગારેટ પીતા હો....પેકેટ ખાલી થઇ ગયું....ટ્રેઇન હવે બે કલાક સુધી ઉભી રહેવાની નથી, સીગારેટ માટે ઊંચા નીચા થઇ જાઓ ખરા?

મનમાં ને મનમાં રેલ્વેવાળાને ગાળો દેવા માંડોને ? મન ઉપર સુખની વાસનાનો કેટલો ભાર છે ? આ નબળાઇ દૂર કરવી જ રહી. એ દૂર કર્યા વિના મન ધ્યાનમાં એકાગ્ર બની શકશે નહીં. મયણાને સુખની એવી વાસનાઓ હોત તો તે પણ ધ્યાનમાં મગ્ન ન બની શકત.

**ઇચ્છા અને વાસના :**

**પ્રશ્ન :** તો શું મયણાને સંસારના સુખોની ઇચ્છા જ ન હતી ? તો પછી એણે દીક્ષા કેમ ન લીધી ?

**ઉત્તર :** જ્યારે મયણાને તેના પિતાએ ઉંબરરાણા સામે આંગળી ચીંધીને કહ્યું. 'આ તારો પતિ!' આ વખતે, જો મયણામાં વૈષયિક સુખની વાસના હોત તો ઉંબરરાણાનો હાથ ન પકડત, અથવા જરૂર મયણા કહી દેત, 'મારા ભાગ્યમાં જે હશે તે પતિ મળશે....તમારે આપવાની જરૂર નથી....' એમ કહીને તે ત્યાંથી નીકળી પડત.

ઇચ્છા અને વાસનામાં ઘણું અંતર છે. જો ઇચ્છા જ ન હોત સુખોની, તો તો પછી પરણવાની વાત જ ન રહેત. ઇચ્છા હતી. વાસનામાંથી ફરિયાદો ઉત્પન્ન થાય છે. વાસનામાંથી ક્લેશ, સંતાપ અને દુઃખ જન્મે છે.

**ઉચ્ચજીવનનું ઘડતર કેવી રીતે થાય ?**

મયણાએ ફરિયાદ ન કરી. કારણ ? મન નિર્મળ હતું, વાસનાથી મુક્ત હતું. ભોગ–સુખની વાસનાથી રહિત હતું. તે માટે જ નવપદના ધ્યાનમાં તે લીન બની. મયણાના આવા વ્યક્તિત્વની પાછળ એના આત્માની યોગ્યતા અને કર્મોનો ક્ષયોપશમ તો કારણ ખરો જ, પરંતુ તેમાં નિમિત્ત કારણોએ પણ અસર કરી હતી. તે નિમિત્તોનો વિચાર કરો છો ? મયણાનું નામ લેવાથી પાપ ધોવાય ને ? મયણાનું જીવન ઉચ્ચ આદર્શ ગણાય છે ને ? એવી મયણા બની કેવી રીતે ? એની પાછળ બે મહાન્ નિમિત્તોએ કામ કર્યું હતું : એક હતી માતા **રૂપસુંદરી** અને બીજા હતા વિદ્યાગુરુ **સુબુદ્ધિ.**

સુબુધ્ધિ હતા ગૃહસ્થ, પરંતુ જિનમતના જ્ઞાતા અને શ્રદ્ધાવાન

હતા. મયણાને અધ્યયન કરાવનારા એ સુબુદ્ધિ જિનેશ્વર પરમાત્માના ધર્મશાસનને ઓળખનારા હતા.

માતા રૂપસુંદરી પણ જિનધર્મપરાયણ શ્રાવિકા હતી, ઉચ્ચ સંસ્કારોથી અલંકૃત હતી, મોક્ષમાર્ગની આરાધક હતી. મયણાના જીવનને સંસ્કારોથી તેણે ઘડ્યું હતું. સંસ્કારદાતા તરીકે પ્રથમ ગુરૂ એ માતા હતી! જેના ઘરમાં માતા ગુરૂ હોય તે ઘરના બાળકો સંસ્કારી બને છે. જેના ઘરમાં માતા ગુરૂ ન હોય તે ઘરનાં બાળકોમાં સંસ્કાર આવતા નથી, ટકતા નથી ને વૃદ્ધિ પામતા નથી.

રૂપસુંદરીએ મયણાને સુંદર સંસ્કાર આપ્યા હતા. સંસ્કારોનું સિંચન માત્ર ઉપદેશથી નથી થતું, માત્ર ટોક–ટોક કરવાથી નથી થતું; જે જે પ્રસંગ–ઘટના બનતી હોય ઘરમાં, તેની આલોચના એવી કરવી જોઇએ કે તેનો સારો પ્રભાવ બાળકો પર પડે.

**પ્રસંગોચિત જ્ઞાનદૃષ્ટિ આપો :**

ઘટના, પ્રસંગ કે પરિસ્થિતિ લઇને જ્ઞાન કેવી રીતે અપાય? જાણો છો? ધારો કે બાળકની તબિયત બગડી. તે અસ્વસ્થ બન્યું; માએ તેની દવા કરી. પૂરતી કાળજી લીધી. બચ્ચું સારૂં થયું. સારૂં થયા પછી મા બાળકને પૂછે : 'તને તાવ કેમ આવ્યો? ખબર છે તને?'

બાળક કહે : ના

માતા કહે : આત્માને 'અશાતા વેદનીય' નામનું કર્મ લાગેલું હોય છે, તે કર્મ ઉદયમાં આવે, એટલે માંદગી આવે.

બાળક કહે : આવું કર્મ કેવી રીતે લાગ્યું?

માતા કહે : આપણે કોઇને મારીએ, કોઇને દુઃખ આપીએ તો તેવું કર્મ લાગે. તેં પૂર્વભવમાં કોઇને માર્યો હશે, કોઇને દુઃખ દીધું હશે! તેથી આવું કર્મ બંધાયું. અને તે કર્મ ઉદયમાં આવ્યું એટલે તાવ આવ્યો.

બાળક કહે : તો હું કોઇને હવે નહિ મારૂં, કોઇને દુઃખ નહિ દઉ....

માતા કહે : તો એવું ખરાબ કર્મ નહીં બંધાય!

જ્ઞાન આવી રીતે અપાય. સંસ્કારો આવી રીતે અપાય. ધારો કે

તમારી પાસે લાખો રૂપિયા હતા, ચાલ્યા ગયા. ગરીબી આવી.

છોકરા છોકરી રડવા લાગ્યા—'આપણે ગરીબ થઈ ગયા...' ત્યારે મા કહે: 'જુઓ, આ ધન આવ્યું હતું તે ચાલ્યું ગયું. આવ્યું ત્યારે તમે પૂછ્યું હતું કે આપણી પાસે ધન કેવી રીતે આવ્યું?' ના. ચાલ્યું ગયું ત્યારે હાય હાય શા માટે કરો છો? પુણ્યના ઉદયથી ધન આવ્યું હતું, તે પુણ્ય ખલાસ થતાં ચાલ્યું ગયું! પુણ્યનો ઉદય ક્યારે આવે અને પાપનો ઉદય ક્યારે આવે, તેની આપણને ખબર ન પડે!

છોકરો પૂછે : આવું કેમ બને, મા?

માતા કહે : 'આપણે ધર્મ કરીએ છીએ, સાથે પાપ પણ કરીએ છીએ! વળી ધર્મ કરીએ છીએ.... પછી પાપ કરીએ છીએ....તો જે ક્રમથી આપણે ધર્મ અને પાપ કરીએ છીએ, એ ક્રમથી સુખ અને દુઃખ આવે! સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ!'

તમે એક લાઈન ગોઠવી : એક રૂપિયો, એક કાંકરો, એક રૂપિયો, એક કાંકરો એમ ક્રમશઃ એક એક વસ્તુ મૂકી, પછી ક્રમશઃ ઉપાડો. શું ઉપાડશો? પહેલાં રૂપિયો, પછી કાંકરો પછી રૂપિયો ને પછી કાંકરો.... તમે જે રીતે મૂક્યા હોય, તે રીતે મળે જાય!

થોડો ધર્મ, વળી પાપ, વળી ધર્મ અને પછી પાપ! પુણ્યનો ઉદય આવે એટલે સુખ, વળી પાપનો ઉદય આવે એટલે દુઃખ! સતત પુણ્યોદય જોઈએ તો સતત ધર્મ કરો!

## ચારગતિમાં સુખ-દુઃખ :

સાધુ મરીને દેવલોકમાં જાય એવું શાસ્ત્રમાં કહેલું છે. શા માટે? તદ્દન લોજીકલ છે! સાધુ એટલે સતત ધર્મ કરવાવાળા. એટલે તેમને એવું સ્થાન મળે કે જ્યાં સતત સુખ મળે, સતત દૈહિક સુખ મળવાનું સ્થાન છે દેવલોક!

જ્યાં સુખ ઓછું અને દુઃખ વધારે ભોગવવું પડે તે મનુષ્ય જીવન. ધર્મ ઓછો ને પાપ વધારે કરનારને મનુષ્યજીવન મળે! પરંતુ એક મિનિટ ધર્મ અને ૫૯ મિનિટ પાપ, ૧ મહિનો ધર્મ અને ૬૦ મહિના પાપ! ૧ વર્ષ ધર્મ ને ૬૦ વર્ષ પાપ કરનારને તિર્યંચ

**યોનિમાં** જન્મ મળે! જ્યાં અતિ અલ્પ સમય સુખ અને ખૂબ વધુ સમય દુઃખ.

પશુપક્ષીના જીવનમાં આપણે જોઇએ છીએ કે તેઓને સુખ કેટલું અલ્પ હોય છે અને દુઃખ કેટલું ભયંકર હોય છે! જીવનમાં સદૈવ ઘોર પાપ! જેણે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર ઈત્યાદિ પાપો જ કર્યાં હોય તે મરે તો **નરકગતિમાં** જાય. જ્યાં નિરંતર દુઃખ જ ભોગવવાનું! આનો અર્થ એ છે કે નિરંતર સુખ જોઈએ તો નિરંતર ધર્મ કરો! કર્મક્ષય કરી શાશ્વતસુખ અનુભવો.

**માતાઓ ગુરુ બનશે ?**

જ્યારે ધન જાય અને છોકરા–છોકરીઓ હાય હાય કરે તે વખતે માતા ગુરૂ બની જાય! બાળકોને પુણ્ય–પાપનું તત્ત્વજ્ઞાન સમજાવે! એ તત્ત્વજ્ઞાનનો સંસ્કાર જો દૃઢ હશે તો ગરીબી આવવા છતાં હાય હાય નહિ કરે ગરીબી આવતાં તેમને માતાનાં વચન યાદ આવશે. તે વિચારશે કે 'મા કહેતી હતી કે પુણ્યથી સુખ ને પાપથી દુઃખ આવે છે.'

ગમે તેવા દિવસો આવે, પરંતુ સ્ત્રી જો જ્ઞાની હોય તો પરિવારમાં શાન્તિ! બાપ થોડો અજ્ઞાની હોય તો ચાલે ને? પરંતુ મા જો અજ્ઞાની, તો મામલો ખલાસ! કારણ કે બાળકને પાંચ સાત વર્ષ સુધી માનો ઘનિષ્ઠ સંબંધ રહે છે. પહેલાં માના ખોળામાં! પછી માની નજરમાં! પછી ધીમે ધીમે બાળક દૂર જાય છે....જ્યાં સુધી બાળકને માનો પ્રેમ, તેનું વાત્સલ્ય મળતાં હોય છે, ત્યાં સુધી જો આ જ્ઞાન બાળકને મળી જાય તો તેનું જીવન ઉત્તમ બની જાય. મયણામાં આવી જ્ઞાનદૃષ્ટિ ક્યાંથી આવી? માતાનો ઉપકાર! ઉપાધ્યાયનો ઉપકાર!

'મયણાએ પૂર્વ ભવમાં ધર્મ–આરાધના કરી હતી.' તે વાત જવા દો. પ્રત્યક્ષ માતાને જુઓ. કેવું સુંદર જ્ઞાન આપ્યું! તમારે તમારાં બાળકોને સમ્યગ્જ્ઞાન આપવું છે? તત્ત્વજ્ઞાનનું ટ્યુશન રાખવું છે?

અરે! તમે લોકો તો એવા બેપરવાહ બની ગયા છો કે નથી તમને તમારા બાળકોની પરવા કે નથી સંઘના બાળકોની પરવા! માત્ર પેટ ભરવા માટે ધન કમાવાનું ને? શિક્ષણ આપવાનું તમે

સમજ્યા છો....? ઢંગધડા વિનાનું ને....? નહીંતર લાખો શિક્ષિત બેકારો કેવી રીતે હોત? તમને તમારા કે તમારા સંતાનોના આત્માની ચિંતા છે ખરી? જ્યાં સુધી સમ્યગ્‌જ્ઞાન આપનારી પરબ નહીં ખોલો; ત્યાં સુધી સાચું જ્ઞાન મળવાનું નથી અને જીવન સુધરવાનાં નથી. પાપોથી અળગા થવાના નથી.

તમારા કુટુંબનાં બાળકો સંસ્કારી છે? જ્ઞાની છે? સુવ્યવસ્થિત જીવન જીવે છે? નહીં ને? તમે માબાપ જ બેદરકાર careless બની ગયા છો! સારાં કપડાં; સારૂં ભોજન, સારૂં મકાન વગેરે માટે તમે ધ્યાન આપો છો પણ સમ્યગ્ જ્ઞાન મળે તેનું ધ્યાન રાખો છો? જરાય નહીં. બાળકોને જો સમ્યગ્‌જ્ઞાન આપવામાં નહિ આવે તો તેમનું જીવન બરબાદ થઈ જશે. અસંખ્ય પાપોથી જીવન ભરાઇ જશે. આ ભવ ને પરભવ બગડી જશે.

### મયણા દિવ્યકૃપાનું પાત્ર કેવી રીતે બની?

મયણા ઉપર દેવગુરૂની કૃપા ઉતરી હતી. તે તેની યોગ્યતા હતી. જે યોગ્યતા પ્રાપ્ત કરે છે, તે પાત્ર બની જાય છે. યોગ્યતા જ્ઞાન વગર, સમજણ વગર આવતી નથી.

મયણા ભગવાનની કૃપાપાત્ર અને નિર્ગ્રન્થ આચાર્યદેવની કૃપાપાત્ર બની ગઇ હતી ને? પરમાત્માની કૃપાપાત્ર ન બની હોત તો માળા અને બીજોરૂં ઉછળીને તેમની પાસે આવત ખરાં?

ગુરૂમહારાજની કૃપાપાત્ર ન બની હોત તો ગુરૂમહારાજ સિદ્ધચક્રની આરાધના તેને બતાવત ખરા? માટે દેવગુરૂની કૃપાના પાત્ર બનવા માટે યોગ્યતા બનાવો. તે માટે જે જીવન પરિવર્તન કરવું પડે તે કરો. પરંતુ મનુષ્ય પોતાના જીવનમાં સત્ પરિવર્તન કરવા માટે કમજોર બની ગયો છે.

### જીવનપરિવર્તન કરવું નથી :

અન્યાય....અનીતિ કરીને લાખો રૂપિયા તમે કમાયા હો, ને તમને કહેવામાં આવે કે ૨૫ હજાર ધર્મમાર્ગે ખર્ચો, તો હજુ કદાચ ખર્ચ કરી દો. પણ એમ કહેવામાં આવે કે 'હવેથી અન્યાય, અનીતિથી

ધન કમાવાનું બંધ કરો...' તો તમે માનો ખરા? ન માનો ને ? કારણ? તેમાં પરિવર્તન કરવું પડે! તે તમને કઠીન લાગે છે!

એક દિવસ 'પૌષધ' કરવાનું દબાણ કરીએ તો કરી દો, પણ 'એક દિવસ ગુસ્સો ન કરવો, જૂઠું ન બોલવું,' એમ કહું તો? 'હું....' કરોને? પૌષધ કરશો, પણ ગુસ્સો કરવાનું નહિ છોડે! જ્યાં આંતરિક-જીવનનું પરિવર્તન કરવાની વાત આવે છે ત્યાં પીછેહઠ કરો છો; કારણ કે જ્ઞાન નથી....તત્વની સાચી સમજણ નથી.

**પશુમાતા અને માનવમાતા :**

આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી કહે છે કે પ્રથમ ગુરૂ તે માતા. તમને માતા ગુરૂ મળી? માએ ગુરૂ બની તમને ઉચ્ચ સંસ્કાર દીધા? તત્વજ્ઞાનનું અમૃત પીવડાવ્યું? મારૂં તો દુર્ભાગ્ય કે ત્રણ વર્ષનો હતો અને મા ચાલી ગઈ! એટલે માતા તરફથી સંસ્કાર ન મળ્યા! પરંતુ માતાના દૂધમાં જરૂર સંસ્કાર મળ્યા હશે જ! માતા પોતાના દૂધની સાથે ત્યાગની ભાવના પીવડાવે! કાનમાં કહે કે 'બેટા ચારિત્ર લેવાનું હોં!' પશુમાતા પણ જન્મ તો આપે, દૂધ પણ પીવડાવે. નાનાં નાનાં ગલુડિયાને તેની મા દૂધ નથી પીવડાવતી? તેમને નથી ખવડાવતી? તો મનુષ્યમાતાની શી વિશેષતા? જો એ પોતાનાં સંતાનોને શીલ-સદાચાર, ત્યાગ-વૈરાગ્ય, વિનય-વિવેક, પરમાર્થ-પરોપકાર, ધીરતા-વીરતા આદિના સંસ્કાર ન આપે તો પશુમાતા અને માનવમાતા-એનામાં શું અંતર?

આધુનિક માતાએ તો પોતાના સંતાનને દૂધ પીવડાવવાનું પણ છોડી દીધું છે! બોટલનું દૂધ પીવડાવે છે! એ દૂધ કોનું હોય છે? જન્મતાંની સાથે જ ગાય કે બકરાનું દૂધ પીનાર બાળક પશુ બનશે કે મનુષ્ય? માતામાં શા માટે દૂધ પેદા થાય છે?

દેશમાં જ્યાં સુધી માતા 'ગુરૂ' બની રહેશે ત્યાં સુધી ભારતીય સંસ્કૃતિ સચવાશે, માતા-ગુરૂ મટી કે સંસ્કૃતિ મરી! તમને ચિંતા થાય છે આ બાળકોની? અમારી આ પ્રજાને, પરમાત્માના શાસનની આ પ્રજાને જો આત્મજ્ઞાન નહિ મળે, તો એ પ્રજાનું શું થશે? મોક્ષ-માર્ગનું જ્ઞાન નહિ મળે તો શું થશે?' આ ચિંતા થાય છે?

આત્મજ્ઞાની, મોક્ષમાર્ગના જ્ઞાની સ્ત્રી-પુરુષો સંઘમાં નહિ હોય તો સંઘની શી દશા ? શું સંઘ એટલે માત્ર હાડકાંઓનો ઢગલો ? અજ્ઞાની સ્ત્રી-પુરૂષોનો શંભુમેળો ?

**સમ્યગ્ જ્ઞાન વિના વિનાશ :**

મા ગુરુ નહિ ! બાપ ગુરુ નહિ ! પછી ધર્મગુરુઓ શું કરી શકે ? બધું સંસ્કરણ ધર્મગુરુઓ ન કરી શકે. તમે તમારી જવાબદારી સમજો તો અમારું કાર્ય સરળ થાય. તમે તમારા કર્તવ્યથી વિમુખ થાઓ તે નહિ ચાલે.

સ્ત્રી રસોઈ ન કરે તો ઝગડો કરો કે નહિ ? હા ! બાળકને એની માતા સમ્યગ્ જ્ઞાન ન દે તો ઝગડો કરો કે નહિ ? ના !

કેમ ? સ્ત્રી એટલે નોકરાણી ? ઘરનું કામ કરનારી નોકરાણી જોઈતી હતી તે મળી ગઈ ! ખરૂં ને ? પહેલાં મા ગુરુ બને, પછી બાપ ગુરુ બને, પછી કળાચાર્ય ગુરૂ બને અને બાળકોને સંસ્કાર આપે....

આજની શાળાઓમાં કોઈ સંસ્કાર મળતા નથી, અધ્યાપકો શું વિદ્યાર્થીઓમાં સંસ્કારસિંચન કરે છે ? અને વિદ્યાર્થીઓને સંસ્કારો મેળવવાનું ગમે છે ? આજે સમાજવ્યવસ્થા અને શિક્ષણવ્યવસ્થા બગડી ગઈ છે. બાળકો ભણવા માંગતા નથી, સંસ્કારી બનવા ઈચ્છતા નથી તો અધ્યાપકો-શિક્ષકો શું કરે ? શિક્ષણ પણ વ્યવસાય બની ગયો છે....ધંધો થઇ ગયો છે.

**ધર્મગુરુઓ પણ શું કરે ?**

માતા પોતાનું કર્તવ્ય ન સમજે; બાપ પોતાનું કર્તવ્ય ન બજાવે...શિક્ષક પોતાની ફરજોનું પાલન ન કરે... પછી એવું અજ્ઞાની જડ ટોળું કદાચ અમારી પાસે આવે તો અમે શું ભણાવીએ ? કેટલાકો કહે છે : સાહેબ, આ સ્કૂલ કોલેજના છોકરાઓને કંઈ સુધારો....' કેવી રીતે સુધારવા ? આ મોટી સમસ્યા છે.



સૌથી મોટી ચિંતા એ થાય છે કે સંઘની કેવી ઘોર ઉપેક્ષા થઈ

રહી છે? તમારા પેટનું પાણી હાલે છે? 'ખાટલે મોટી ખોડ !' માતા પિતાને જ જ્ઞાન નહીં, પછી તે સંતાનોને શું જ્ઞાન આપે? પરંતુ જો બાળકોને જ્ઞાન આપવાની સુવ્યવસ્થા ન કરી, તો શું થશે તેની ચિંતા થાય છે?

ઉપાધ્યાયપદનું મહત્ત્વ તેને સમજાશે, જે જ્ઞાનનું મહત્ત્વ સમજશે. પાવરહાઉસનું મહત્ત્વ તે સમજશે જે પ્રકાશનું મહત્ત્વ સમજે છે. ટાંકીનું મહત્ત્વ તેને સમજાશે, જે પાણીનું મહત્ત્વ સમજે છે. ડોકટરનું મહત્ત્વ તે સમજશે, જે આરોગ્યનું મહત્ત્વ સમજે છે.

ઉપાધ્યાયપદનું મહત્ત્વ સમજવા માટે સમ્યગ્જ્ઞાનનું મહત્ત્વ સમજાઈ જવું જોઈએ. મયણા અને શ્રીપાલ સમ્યગ્જ્ઞાનનું મહત્ત્વ સમજેલાં હતાં માટે ઉપાધ્યાયપદના ધ્યાનમાં લીન બની શક્યાં.



# વ્યાખ્યાન : સાતમું



## સાધુ પદ

પરમ ઉપકારી પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી રત્નશેખરસૂરીશ્વરજી મહારાજા શ્રીપાળની કથાના આરંભમાં અરિહંતાદિ નવપદની આરાધના કરવાનો ગર્ભિત નિર્દેશ કરે છે. પોતાના હૃદય કમળમાં નવપદનું ધ્યાન કરી, સિદ્ધચક્રનો મહિમા દર્શાવે છે.

'સિદ્ધચક્રનો મહિમા સંસારના જીવોને જો બરાબર સમજાઈ જાય તો સંસારના જીવોનું હિત થાય–કલ્યાણ થાય,' એ પવિત્ર કામનાથી ગ્રંથકાર આચાર્યદેવે સિદ્ધચક્રની આરાધના બતાવી અને શ્રીપાળનું ચરિત્ર કહ્યું.

**તન–મન નિર્મલ અને નિરોગી જોઇએ :**

શ્રી સિદ્ધચક્રનું ધ્યાન ધરવા માટે **મન** સ્વસ્થ અને નિર્મળ જોઈએ, **તન** સ્વસ્થ અને નિર્મળ જોઈએ. મન વિકલ્પોથી અને વિકારોથી રહિત હોય તો તે ધ્યાન ધરવામાં ઉપયુક્ત બને છે. તન વિષયભોગથી વિરક્ત હોય, પાંચે ઇંદ્રિયોના વિષયોના ઉપભોગથી મુક્ત હોય તો તે ધ્યાન ધરવામાં ઉપયોગી બને.

ધ્યાન ધરવા માટે માત્ર મન જ નહીં, તનની પણ તંદુરસ્તી અર્થાત્ સ્વસ્થતા અને નિર્મળતા જોઇએ. સ્વસ્થતા અને નિર્મળતા ત્યારેજ પ્રાપ્ત થાય કે જ્યારે પાંચ ઇદ્રિયોના વિષયો–શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના ઉપભોગથી ઇંદ્રિયો મુકત બની જાય. દા. ત.

તમે શ્રી નવપદનું ધ્યાન ધરવા બેઠા. એટલામાં રેડિયો પર સંગીત રેલાયું....પ્રિય શબ્દ કાને પડયો....જો એ તમે સાંભળ્યો તો ધ્યાન ભંગ! અથવા તો ઘરમાં કોઈએ અપ્રિય શબ્દ ઉચ્ચાર્યા અને તમે તે સાંભળ્યા તો ધ્યાન ભંગ! માટે પ્રિય-અપ્રિય શબ્દનો ઉપભોગ જ નહીં કરવાનો! તમારી શ્રવણેન્દ્રિય એ વખતે (ધ્યાન વખતે) સ્વસ્થ રહેવી જોઈએ...'સ્વસ્થ' એટલે ધ્યાનમાં જ લીન! ઇંદ્રિયોને પણ નવપદના ધ્યાનમાં જોડી દેવાની! એ ધ્યાનમાં જોડાયેલી રહે તો જ નિર્મળ રહે....નહિંતર વિષયોની વિષ્ટા ચુંથતી રહેશે અને મલીન બની જશે! ધ્યાન વખતે કોઈ બહારનો શબ્દ સાંભળવાનો નહીં!

એવી રીતે-એ વખતે ગમે તેવું રૂપ સામે આવે, સ્ત્રીનું, પુરૂષનું કે જડ પદાર્થોનું....દૃષ્ટિ એના પર જવી જ ન જોઈએ. જો દૃષ્ટિએ રૂપ જોઈ લીધું તો ખલાસ! જ્યાં આંખોએ રૂપનો ઉપભોગ કર્યો કે મલીનતા આવી સમજો! એની સાથે જ મન પણ વિકારી બની જશે અને વિકલ્પનાં જાળાં ગુંથવા માંડશે! માટે ધ્યાન વખતે દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર સ્થિર રાખો અથવા નવપદના ચિત્ર પર દૃષ્ટિ કેન્દ્રિત કરો. દૃષ્ટિને આડી અવળી લઈ ન જાઓ....રૂપ સાથે દૃષ્ટિનો સંબંધ ન જ થવા દો.

એવી જ રીતે સુગંધ અને દુર્ગંધ. તમે ધ્યાન માટે બેઠા, આજુ બાજુના બગીચામાંથી પુષ્પોની સુવાસ આવવા લાગી અથવા ધૂપની સુગંધ આવવા માંડી, એ વખતે ઘ્રાણેન્દ્રિયનો એ સુગંધ સાથે સંપર્ક ન થવો જોઈએ. એ રીતે જ માનો કે કોઈ દુર્ગંધ આવી. તોપણ ઘ્રાણેન્દ્રિય એમાં જોડાવી ન જોઈએ. એ ખ્યાલ જ ન આવે કે અંહીં સુગંધ કે દુર્ગંધ છે!

રસ અને સ્પર્શનો ધ્યાન-સમયે પ્રશ્ન જ નથી. અર્થાત્ ધ્યાન સમયે કોઈ ખાટા-મીઠા રસનો આસ્વાદ કરવાનો હોતો જ નથી. એવી રીતે સુંવાળા કે ખરબચડા સ્પર્શનો પણ એ વખતે સંબંધ નથી. હા, મન એ વિષયોમાં જવું ન જોઈએ! ખાવાના-રસાસ્વાદના વિચારો કે ભોગસુખના વિચારો ન આવવા જોઈએ.

તનની સ્વસ્થતા અને નિર્મળતા માટે આ રીતે પાંચ ઇન્દ્રિયોને એના વિષયોથી નિર્લેપ રાખવી પડે. જે રીતે ધ્યાન સમયે નિર્લેપ રાખવાની તેવી રીતે ધ્યાન સિવાયના સમયે પણ વિષયોથી ઇન્દ્રિયોને જેમ બને તેમ વધુ અલિપ્ત રાખવાનો પ્રયત્ન કરવાનો.

**આસન અને મુદ્રા :**

બીજી દૃષ્ટિએ પણ શરીરની સ્વસ્થતા—તંદુરસ્તી આવશ્યક છે. ધ્યાન ધરવા માટે 'આસન'ની સ્થિરતા જોઈએ ! એટલે કે **સુખાસન** અથવા **પદ્માસન** રહેવું જોઈએ. જરાય હલવાનું નહીં કે ઊંચાનીચા થવાનું નહીં ! આ ક્યારે બને ? શરીર રોગી, અશક્ત અને કમજોર હોય તો નિશ્ચલતાથી બેસી નહીં શકો. માટે ભોગસુખો ભોગવી ભોગવીને શરીર અશક્ત ન કરી દો. ધ્યાન માટે આસનસિદ્ધિ હોવી જ જોઈએ. શરીરની ચંચળતા મનની ચંચળતા પેદા કરે છે. મનની સ્થિરતા માટે શરીરની સ્થિરતા કેળવવી જ પડે.

જાપ—ધ્યાન કરો છો ને ? શરીર સ્થિર રહે છે ? ઘડીકમાં ટટાર તો ઘડીકમાં ઘરડા ડોસાની જેમ બળી જાઓ ! ખરું ને ? કેમ આમ ? શરીરની દુર્બલતા ! જે તે ખાઈને, જે તે પીને, જ્યાં ત્યાં ભટકીને અને વૈષયિક સુખોમાં આળોટીને શરીર કમજોર....વીર્યહીન કરી દીધું ! આવા શરીરથી ધ્યાન ન ધરી શકાય.

આસનના લક્ષ સાથે 'મુદ્રા'નું પણ લક્ષ જોઈએ. 'મુદ્રા'માં **મસ્તક, દૃષ્ટિ અને હાથ** કેવી રીતે રાખવા ધ્યાન ધરતી વખતે, એ વિચારવાનું છે. હાથમાં માળા કેમ પકડવાની તે આવડે છે ? ગમે તેમ ? ચાર આંગળી પર માળા રાખવાની અને અંગુઠાથી માળાના મણકા ફેરવવાના. જમણા હાથમાં માળા રહેવી જોઈએ. બીજી પદ્ધતિ પણ છે—અંગુઠા પર માળા રાખવાની અને તર્જની આંગળીથી મણકા ફેરવવાના. ડાબો હાથ ઢીંચણ પર રહેવો જોઈએ.

માળા વગર જાપ કરવો હોય તો પણ કરી શકાય. ઊભા ઊભા જાપ કરી શકાય અને બેઠા બેઠા પણ કરી શકાય.

ઊભા ઊભા ધ્યાન ધરવું હોય તો બરાબર બે પગ સીધા રાખો, વાંકાચૂકા નહીં. બે પગના આગળના ભાગ વચ્ચે ચાર આંગળનું અંતર રાખવું, પાછળ ચાર આંગળ કરતા ઓછું અંતર રાખવું. ઘુંટણ સુધી બન્ને હાથ ઢીલા લટકતા રાખવા. દૃષ્ટિ-નજર નાકના ટેરવા પર રાખવી. એકદમ ટટ્ટાર ઊભા રહેવાનું. આગળ પાછળ વળી પણ જવાનું નહિ, પાછળ પણ ઝુકવાનું નહીં. કાઉસ્સગ્ગ કરો છો ને પ્રતિક્રમણમાં ? એક પગ ટટ્ટાર અને બીજો ઢીલો ! એક પગ આગળ અને બીજો પાછળ ! કોઈનું માથું નીચું તો કોઈનું આકાશ તરફ ! છે ઢંગધડા ? ધ્યાન ધરવાની વાત તો પછી. ધ્યાન માટે ઊભા રહેતાં તો શીખો ! આસન અને મુદ્રાનું જ્ઞાન જોઈએ જ. આ તો થઈ આસન અને મુદ્રાની વાત.

હવે મનથી તમારે શું કરવાનું છે, તે સમજો.

હૃદયને કમળ બનાવો. સરસ ખીલેલું કમળ ! આઠ પાંખડીઓ-વાળું ! વચમાં કર્ણિકામાં અરિહંતની સ્થાપના કરો. આઠ પાંખડીઓ પર બીજાં આઠ પદોની સ્થાપના કરો, પછી જે પદનું ધ્યાન ધરવું હોય તે પદ પર દૃષ્ટિ સ્થિર કરો.

આસન, મુદ્રા વ્યવસ્થિત હોય, તન અને મન સ્વસ્થ હોય, તો સુંદર ખીલેલા કમળની કલ્પના કરી શકાશે. મન ઉપર વાસના અને વિકલ્પના ભાર હશે તો સુંદર કલ્પના થઈ શકાશે નહિ. ઉત્તમમાં ઉત્તમ કલ્પના કરનારૂં મન ઉત્તમ જોઈએ ! મનને કમળ પર એકાગ્ર કરવું. પછી જે પદનું ધ્યાન ધરવાનું હોય તે પદ પર દૃષ્ટિ એકાગ્ર કરવી.

**સાધુના ૨૭ ગુણ :**

આજે સાધુ પદનું ધ્યાન ધરવાનું છે ને ? જેનું ધ્યાન ધરવું હોય, એની કલ્પના સ્પષ્ટ હોવી જોઈએ. સાધુનું કલ્પનાચિત્ર સાધુના ૨૭ ગુણોથી બનાવવાનું ! જાણો છો સાધુના સત્યાવીસ ગુણ ?

૫ (પાંચ) મહાવ્રતનું પાલન કરે, ૬ (છ) કાયના જીવોની રક્ષા કરે. ૫ (પાંચ) ઇન્દ્રિયોનો નિગ્રહ કરે. રાત્રિ-ભોજનનો ત્યાગ કરે,

લોભ રાખે નહીં, ક્ષમાને ધારણ કરે. ચિત્ત નિર્મલ રાખે. વિશુદ્ધ રીતે વસ્ત્રની પ્રતિલેખના કરે. સંયમ યોગોમાં પ્રવૃત રહે. મન-વચન-કાયાના અશુભ યોગોનો ત્યાગ કરે, બાવીસ પરિસહોને સહન કરે... અને મરણ-આદિ ઉપસર્ગ સહન કરે. સાધુ જીવનની આરાધનાનું આ વિશાળ ક્ષેત્ર છે. આ વ્યાપક આરાધના દ્વારા સાધુ ભગવંતો પોતાના આત્માને નિર્મળ બનાવતા રહે.

**૧૭ પ્રકારનો સંયમ :**

જે સત્તર પ્રકારના સંયમની સાધના કરે તે સાધુ ! પાંચ આશ્રવોથી વિરામ. પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ. ચાર કષાયો પર વિજય, અને મન-વચન-કાયાના દંડથી વિરતિ. શ્રમણ જીવનની સાધનાનું આ ક્ષેત્ર છે. સાધુ એવો ઉગ્ર તપ કરે કે તેમના શરીરનો રંગ બદલાઈ જાય ! અંદરના કર્મોનો કાળો રંગ જાણે બહાર આવ્યો ન હોય ! તેથી શરીરનો રંગ કાળો બની ગયો ! એટલો તપ-ત્યાગ કરે કે શરીર કાળું પડી જાય ! માટે સાધુનો વર્ણ કાળો બતાવવામાં આવ્યો છે !

**ઉત્તમ સાધક : ધન્ના અણગાર :**

ધન્ના અણગારે કેવો ઘોર તપ કર્યો ? છટ્ઠ તપના પારણે આયંબિલ. આમ આઠ મહિના સુધી તપની સાધના કરી અને છેલ્લે એક મહિનાનું અનશન કર્યું ! 'અનુત્તરોપપાતિક' સૂત્રમાં તેમનું વર્ણન શ્રમણ ભગવાન મહાવીરસ્વામીએ કરેલું છે.

પૂર્વે તેઓ કાકંદી નગરીના સાર્થવાહપુત્ર હતા. અખૂટ વૈભવ વિલાસ હતા. ૩૨ ક્રોડ સોનૈયાના માલિક હતા. ૩૨ કન્યાઓ સાથે લગ્ન કર્યા હતા. વૈભવ વિલાસમાં મગ્ન હતા. તે નગરીમાં ભગવાન મહાવીર પધાર્યા. તેમણે ઉપદેશ આપ્યો. તેમની અસરથી ધન્યકુમાર 'ધન્ના અણગાર' બન્યા. વૈભારગીરી પર સાધના કરતા હતા. આઠ મહિનામાં તેમનું શરીર કેવું થયું, તેનું વર્ણન ભગવાને શ્રેણિક સામે કરેલું; તે વર્ણન સાંભળીને શ્રેણિકને ભાવના થઈ કે 'અહીંથી તે મહામુનિના દર્શન-વંદન માટે વૈભારગીરી જઈશ, પછી મહેલે જઈશ.' જ્યારે

વૈભારગીરી પરથી ધન્ના અણગાર ઉતરતા, ત્યારે તેમનાં શરીરનાં હાડકાં ખખડતાં હતાં!

શ્રેણિકે ભગવાનને પૂછ્યું : 'આપના ૧૪ હજાર શિષ્યોમાં નિરંતર ચઢતા વિશુદ્ધ અધ્યવસાયવાળા શ્રેષ્ઠ શિષ્ય કોણ છે?'

ભગવાને કહ્યું 'શ્રેણિક, સાંભળ, ચૌદ હજાર સાધુઓમાં નિરંતર ચઢતા અધ્યવસાયવાળા એક મુનિ છે.',

શ્રેણિકે પૂછ્યું : 'કોણ ભગવંત?'

ભગવાને કહ્યું : 'ધન્નો અણગાર! ચારિત્રની વિશુદ્ધિમાં આગળ અને આગળ વધી રહેલા છે,'

તે ધન્ના અણગાર છટ્ઠના પારણે આયંબિલ કરતા હતા! આયંબિલ કેવું? અત્યારના તમારા આયંબિલખાતાના આયંબિલ જેવું નહીં! તે મુનિરાજના આહાર પર તો માંખી પણ બેસવાનું પસંદ નહોતી કરતી! તેવો આહાર લેતા! ખીચડી દાઝી ગઈ હોય, નીચે કોલસો બની ગઈ હોય....રોટલી દાઝી ગઈ હોય..ધુમાડો લાગ્યો હોય, બે ચાર દિવસની સૂકી કડક હોય, વાંકી ચૂંકી બની ગઈ હોય....'આ રોટલી છે,' તે ઓળખાય પણ નહીં, લાકડા જેવી થઈ ગઈ હોય....તેવી નિઃરસ ગોચરી વહોરતા! આવા એ ધન્ના અણગાર હતા!

**મહામુનિનું ધ્યાન કરો :**

સાધુપદના ધ્યાન માટે તમારી કલ્પનામાં આ મહામુનિને લાવો. વૈભારગીરી પર ધ્યાનસ્થ દશામાં એ મહામુનિ ઊભા છે. ઘોર તપશ્ચર્યાથી શરીર કૃશ થઈ ગયું છે. બીજી બાજુ રાજગૃહીમાં, સમવસરણમાં શ્રમણ ભગવાન મહાવીર, મગધ સમ્રાટ શ્રેણિક સામે મહામુનિની પ્રશંસા કરે છે....કલ્પનાથી આ દૃશ્ય જુઓ. જોઈને એકાગ્ર બનો. મહાવીર ભગવાન સમવસરણમાં બેઠા છે! શ્રેણિકના પ્રશ્નનો જવાબ છે....ધ્યાનમાં, ધન્ના અણગાર સાધનામાં મગ્ન બનેલા દેખાય, હાડકાના માળા જેવા દેખાય!

સમ્રાટ શ્રેણિક ત્યાં ગયા. વૈભારગીરી પર મુનિને શોધે છે.... ધન્ના અણગાર વૃક્ષોની ઘટા વચ્ચે ઉભા છે....બાવળના રંગ જેવો

રંગ તેમના શરીરનો થઇ ગયો છે....શ્રેણિક પહેલાં તો ઓળખી શકતા નથી....તેમને તો મુનિનું શરીર વૃક્ષ જેવું લાગે છે....જ્યારે મુનિનાં દર્શન થયાં ત્યારે તેમને 'આ તે ઝાડ કે શરીર ?' ખરેખર! ભગવાને જેવું વર્ણન કર્યું તેવું જ શરીર છે....' ભાવપૂર્વક ત્રણ પ્રદક્ષિણા દીધી. શ્રેણિકે ખૂબ ખૂબ સ્તુતિ-અનુમોદના કરી.

શ્રેણિકને સાધુ-સાધ્વી પર ખૂબ ભક્તિ-રાગ હતો, કેમ? જાણો છો? એને ભગવાન મહાવીર પર ખૂબ રાગ હતો! ભગવાન પર રાગ હતો, માટે ભગવાનના શાસનના સાધુ-સાધ્વી પર પણ રાગ હતો! શ્રાવક-શ્રાવિકા પર પણ સ્નેહ-વાત્સલ્ય હતું. તમને જિનેશ્વર ભગવાન પર રાગ છે ખરો? જો હોય તો ભગવાનના ચતુર્વિધ સંઘ પર પણ અવિહડ રાગ હોવો જોઈએ! છે? અરે! તમારી તો વાત જ કરવા જેવી નથી! આચાર્ય પર રાગ, પણ આચાર્યના શિષ્યો પર? વિરાગ ને? એ તમારો રાગ જ નથી. યા તો સ્વાર્થ છે, યા તો ઢોંગ છે! યા તો વ્યક્તિરાગ છે!

'મારા પ્રભુના શાસનના સાધુ! મારા પ્રભુના શાસનની સાધ્વી! મારા પ્રભુના શાસનનાં શ્રાવક-શ્રાવિકા!' એમ ઉમળકો આવે છે?

સાધના-મગ્ન સાધુનું ધ્યાન ધરો. કાયોત્સર્ગમાં મગ્ન સાધુનું ધ્યાન ધરો. સ્વાધ્યાયમાં લીન સાધુનું ધ્યાન ધરો. સાધુની સુશ્રુષામાં લીન સાધુનું ધ્યાન ધરો. એમ ભિન્ન ભિન્ન આરાધનાઓમાં લીન સાધક-સાધુ પુરુષનું ધ્યાન ધરવું જોઈએ. એક સાધુ ૪૨ દોષ ટાળીને ગોચરી લાવે તે પણ આરાધના છે. એક સાધુ બીજા સાધુની આરાધનામાં સહાયક બને એ પણ આરાધના છે. સાધુ પુરૂષનું ધ્યાન આ રીતે ધરવાનું.

હું કયા સાધુપુરુષનું વિશેષ રૂપે ધ્યાન ધરૂં છું, એમ પૂછો છો?

**સિંહ અણગાર :**

હું ધ્યાન ધરૂં છું સિંહ અણગારનું! કોઈ વખત ધન્ના અણ-
 ગારનું. સિંહ અણગાર શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના શિષ્ય હતા.

સિંહ અણગાર જંગલમાં જઈને ધ્યાન ધરતા હતા. મોટે ભાગે તપશ્ચર્યા કરતા. પારણાના દિવસે જ ગામમાં આવવાનું ! સિંહ અણગાર ખરેખર સિંહ જેવા જ સત્ત્વશીલ હતા. આ સાધનાની પૂર્વે ભગવાનના ચરણે રહીને ૧૧ અંગનું જ્ઞાન મેળવ્યું હતું. પરમાત્માની પરમકૃપાને પાત્ર બનેલા હતા. જ્ઞાન વગર સાધના ન થાય. ભગવત્કૃપા વિના સાધના ન થાય. જંગલમાં રહેતા હતા, છતાં કોઈ ચંચળતા નહીં !

એક વખત એવું બન્યું કે જ્યારે તેઓ ધ્યાન ધરતા હતા, ત્યારે બે-ચાર વટેમાર્ગુ ત્યાંથી પસાર થયા. ગંભીર વાતો કરતા જતા હતા. વટેમાર્ગુઓ બેચેન હતા. એ બોલતા હતા : 'આ ગોશાળે શું કર્યું ? તેણે તેજોલેશ્યા ભગવાન પર છોડી....તેજોલેશ્યા ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દઈને ગોશાળાના જ શરીરમાં પ્રવેશી ગઈ....પણ તેજોલેશ્યાના તાપથી ભગવાનનું શરીર કાળું પડી ગયું....લેશ્યાની ગરમીથી લોહીના ઝાડા થવા લાગ્યા....જુઓ, ત્રણ ભુવનના આધાર, જેમના પ્રભાવથી બીજા જીવોના ઉપદ્રવ શાંત થઈ જાય....એવા પ્રભુને અશાતાનો ઉદય !'

આ શબ્દો સિંહ અણગારના કાને પડયા....ધ્યાન પૂર્ણ થયા બાદ તે દોડયા પેલા વટેમાર્ગુ પાસે, ને પૂછ્યું :

'શું થયું ? ફરીથી કહો....'

મુસાફરે કહ્યું : 'આપ તો જંગલમાં રહો એટલે શું ખબર પડે કે ભગવાન પર કેવો ઉપસર્ગ થયો ? અરે, શરીરની ચામડી કાળી થઈ ગઈ, લોહીના ઝાડા થાય છે....' આટલું બોલતાં વટેમાર્ગુની આંખમાં આંસુ ઉભરાયાં....આંખો છલકાઈ ગઈ....ત્યાં બેસી પડયા અને રડવા લાગ્યા.

'મારા પ્રભુને આટલું બધું કષ્ટ ?' આમ બોલીને સિંહ અણગાર જંગલમાં ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યા. આ બાજુ ભગવાને ગૌતમને બોલાવ્યા અને કહ્યું : 'હે ગૌતમ, બે સાધુઓને જંગલમાં મોકલો, સિંહ અણગાર રડી રહ્યા છે, તેમને અહીં લઈ આવે.'

બે સાધુઓ જંગલમાં પહોંચ્યા, સિંહ અણગાર ચોધાર આંસુએ રડી રહ્યા હતા; સાધુઓએ તેમને ભગવાનનો સંદેશો આપ્યો.

સિંહ અણગાર ભગવાન પાસે આવ્યા. ભગવાનના શ્યામ પડી ગયેલા શરીરને જોઈ રડી પડ્યા. તેમનું હૃદય ભરાઈ આવ્યું, આંખો રડી રડીને સૂઝી ગઈ હતી.

ભગવાને કહ્યું : 'આ કષ્ટ શરીરને છે, આત્માને નથી. 'શરીર પરનું કષ્ટ વીતરાગના આત્મા પર અસર કરી શકતું નથી. વીતરાગને રાગ ન હોય કે દ્વેષ ન હોય, તે તો રાગ–દ્વેષવિરહિત હોય.'

છતાંય સિંહ અણગારના મનની શાંતિ માટે કહ્યુ : 'રેવતી શ્રાવિકાને ત્યાં જાઓ, તેણે કોળાપાક બનાવ્યો છે, તે વહોરીને લઈ આવો, પણ એના પોતાના માટે જે બનાવેલો કોળાપાક છે, તે લાવજો.'

સિંહ અણગારનું મન પ્રસન્ન થયું. તેમણે પૂછ્યું : 'તો પ્રભુ આ કષ્ટ દૂર થશે ? લોહીના ઝાડા બંધ થશે ? ભગવાને કહ્યું : 'હા, મારા માટે તે ઔષધ છે.'

સિંહ અણગારને એટલો આનંદ થયો કે તૂર્ત ત્યાંથી પાત્રાં લઈને રવાના થયા ! કેવી ત્વરાથી અને ઉલટથી ચાલ્યા હશે ? પહોંચ્યા રેવતી શ્રાવિકાને ઘેર !

રેવતી તો ઉંબરમાં ઊભી હતી. તેણે સિંહ અણગાર વિશે સાંભળ્યું હતું, તેણે જ્યાં ખૂદ સિંહ અણગારને પોતાને દ્વારે જોયા, તે બોલી ઉઠી : 'પ્રભુ આપ ! મારા પર કૃપા કરી ! મારા ધન્ય ભાગ્ય !' તેને તો થયું કે મારે ત્યાં કલ્પવૃક્ષ, કામધેનુ પ્રગટ થયાં !

સિંહ અણગાર બોલ્યા : 'રેવતી, કોળાપાકનો ખપ છે. પરંતુ જે તેં તારા માટે બનાવેલો છે, તેનો ખપ છે.' રેવતીએ બે પ્રકારનો કોળાપાક બનાવ્યો હતો. એક ભક્તિ માટે અને બીજો પોતાને માટે. તેને થયું : 'મહારાજને કેવી રીતે ખબર પડી ગઈ ?' 'ભગવાન, આપને કેવી રીતે ખબર પડી ?'

સિંહ અણગારે કહ્યું : 'ત્રિકાળ જ્ઞાની, ત્રણ ભુવનના નાથને શું અજાણ્યું છે ? તેમની આજ્ઞાથી હું આવ્યો છું.'

રેવતી : 'પ્રભુએ આપને મોકલ્યા છે ?'

સિંહ અણગારે કહ્યું; 'હા, પ્રભુએ તારે ત્યાં મને મોકલ્યો છે.'

બસ, આ સાંભળીને રેવતી આનંદમાં એવી તો ગરકાવ થઈ ગઈ, કે તે આનંદ શબ્દોમાં વ્યક્ત થઈ ન શકે! તેની આંખમાં હર્ષનાં આંસુ ઉભરાયાં, કોળાપાક વહોરાવ્યો. જેવો વહોરાવ્યો, તેવા જ સિંહ અણગાર ત્યાંથી રવાના થયા. ભગવાનની પાસે પહોંચ્યા અને કોળાપાક પ્રભુને વપરાવ્યો.

કોળાપાક વપરાવતી વખતે સિંહ અણગારના દિલમાં કેવી સંવેદના થઈ હશે?

સિંહ અણગારને પ્રભુ પ્રત્યે અસીમ બહુમાન હતું. અપાર ભક્તિ હતી. સિંહ અણગારનું હૃદય ગદ્‌ગદ્ થઇ ગયું! તીર્થંકર ગોચરી કરે તે બીજા જોઈ ન શકે. તીર્થંકરના આહાર-નિહાર ચર્મચક્ષુવાળા જીવો ન જોઇ શકે. કોળાપાકના પ્રયોગથી શરીર નીરોગી બન્યું. લોહીના ઝાડા બંધ થયા. જેમ જેમ શરીર સ્વસ્થ બનતું ગયું, તેમ તેમ સિંહઅણગાર પ્રસન્ન થતા ગયા.

આવા સિંહ અણગારનું ધ્યાન ધરો!

સિંહ અણગારની સાધના–વટેમાર્ગુઓની વાતચીત–મુનિનું સાંભળવું....રૂદન....સાધુઓનું આગમન–ભગવાન પાસે–ભગવાને બતાવેલા ઉપાય–રેવતીના ઘરે જવું–રેવતીનો આનંદ–કોળાપાક વહોરવો.... ભગવાન પાસે આવવું....ભગવાનને વપરાવવાનો આનંદ....નિરોગી બનતું શરીર....

કેવા સાધુ! પ્રભુ પ્રત્યે કેવી અપાર ભક્તિ! કેટલો સ્નેહ! આ બધું ક્યારે થાય? હૃદયમાંથી સંસારનો પ્રેમ દૂર થયો હોય, હૃદયમાં પરમાત્મા સિવાય કોઈનું સ્થાન ન હોય ત્યારે!

હૃદયમાં એવા ખાનાં નથી કે એક ખાનામાં સ્ત્રી રાખો અને બીજા ખાનામાં ગુરુ! એક ખાનામાં મીઠાઈનો થાળ અને બીજા ખાનામાં ભગવાન! આવું ન બની શકે. હૃદય સંપૂર્ણ મંદિર બને, તે હૃદયરૂપી મંદિરમાં સિદ્ધચક્રની સ્થાપના કરો, પછી સાધુ પદનું ધ્યાન ધરો, પછી જુઓ પ્રભાવ!

### હૃદયમાં કોણ?

પણ આપણાં રંગઢંગ ન્યારા છે! હૃદયને 'રીઝર્વ' રાખ્યું છે! તેમાં કોને બેસાડવા છે? કોનું ઉત્થાપન કરવું છે? કામ-ક્રોધાદિને અનાદિ કાળથી બેસાડયા છે ને? હવે કોને બેસાડવા છે? અનાદિકાળથી બેસાડયા છે, તેમનું ઉત્થાપન કરવું છે? તે માટે મુહૂર્ત જોઈએ છે? તો આજે સારૂં મુહૂર્ત છે!

હૃદયમાં સિદ્ધચક્ર હોય, ઘરમાં ભલે બીજું બધું હોય! શ્રીપાળના હૃદયમાં સિદ્ધચક્રજી હતા, ને ઘરમાં મયણા હતી! મયણાના હૃદયમાં સિદ્ધચક્રજી હતા ને ઘરમાં શ્રીપાલ હતા!

### શ્રીપાલ અને ધવલ શેઠ :

શ્રીપાલ ધવલ શેઠના હાથમાં પડયા. ધવલ શેઠ સાથે મુસાફરી કરી, ધવલ શેઠ પ્રત્યે શ્રીપાલનો દૃષ્ટિકોણ કેવો હતો? શ્રીપાલનો દૃષ્ટિકોણ નિર્મલ હતો. 'મારા ઉપકારી ધવલ શેઠ! મને જહાજમાં લીધો; સાથે બેસાડયો, પરદેશ લાવ્યા.'

પણ ધવલ શેઠની બુદ્ધિ બગડી અને શ્રીપાલને અન્યાય કર્યો. કષ્ટ દીધું, સમુદ્રમાં ધક્કો પણ માર્યો! છતાં શ્રીપાલે ધવલ શેઠ પ્રત્યે જરાય અયોગ્ય વર્તાવ ન કર્યો.

પરદેશમાં શ્રીપાલે અન્ય રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં. શ્રીપાલની પત્નીઓ તરફ ધવલની કુદૃષ્ટિ થઈ. 'જ્યાં સુધી શ્રીપાલ છે, ત્યાં સુધી એનું ધન અને એની સ્ત્રીઓ નહિ મળે.' માટે શ્રીપાલનું કાસળ કાઢવા શ્રીપાલને સમુદ્રમાં ધક્કો માર્યો. પણ તે વખતે શ્રીપાલના હૃદયમાં સિધ્ધચક્ર સિવાય કોઈ ન હતું! સંકટ સમયે તેજ યાદ આવે છે કે જેને હૃદયમાં બેસાડેલ હોય!

માનો કે ઘરમાં આગ લાગી, તમે બીજે કે ત્રીજે માળે છો. બહાર નીકળવું છે. તો કોને યાદ કરશો? તે સમયે જે પ્રિય હશે તેને બોલાવશોને? દીકરો પ્રિય હશે તો દીકરાને બોલાવશો! અને સ્ત્રી પ્રિય હશે તો સ્ત્રીને બોલાવશો! નીચેના માળ પર હોય તો એને લીધા

વિના બહાર નિકળો ખરા?

એ સમયે એ યાદ આવશે જેને હૃદયમાં બેસાડેલ હશે! શ્રીપાલને ધવલ શેઠે સમુદ્રમાં ધક્કો માર્યો, ત્યારે શ્રીપાલને મયણા યાદ ન આવી! બીજી કોઈ સ્ત્રી યાદ ન આવી....યાદ આવ્યા સિધ્ધચક્રજી! સમુદ્રમાં પડતાં જ સિધ્ધચક્રજીનું સ્મરણ થઇ આવ્યું! આપો આપ! જે હૃદયમાં બિરાજમાન હોય તેનું સ્મરણ કરવું પડે ખરૂં?

યાદ કરવા પડે તો સમજવું કે હૃદયમાં સ્થાપના થઇ નથી! સહજ રૂપે યાદ આવી જાય તો સમજવું કે હૃદયમાં સ્થાપના થઇ ગયેલી છે. શ્રીપાલને સિધ્ધચક્રજીનું સ્મરણ સહજ રીતે થઇ ગયું. સિધ્ધચક્રજીના દિવ્ય પ્રભાવથી શ્રીપાલનું રક્ષણ થયું. શ્રીપાલને ધવલ શેઠે સમુદ્રમાં ધક્કો માર્યો, તો તે પડયા કયાં? સમુદ્રમાં ને? પરંતુ પડયા મગરમચ્છની પીઠ પર! છેલ્લે છેલ્લે શ્રીપાલને મારવા માટે ધવલ શેઠ ખુલ્લી કટારી સાથે સીડી પર ચઢતો હતો ને? જે તલવારથી ધવલશેઠ શ્રીપાલના ટુકડા કરવાનો હતો, તે જ તલવાર ધવલશેઠના શરીરમાં ઘૂસી ગઈ હતી ને? સમુદ્રમાં શ્રીપાલ બચી ગયા, કિનારે શ્રીપાલને ધવલશેઠ મળ્યા. તો શ્રીપાલે શું કહ્યું? શું કર્યું? શું શ્રીપાલે ધવલશેઠની કાનપટ્ટી પકડી હતી? 'ઠીક હાથમાં આવ્યો છે, હવે તને સજા ચખાડું....'આમ કહેલું?

**શ્રીપાલનું ભવ્ય વ્યક્તિત્વ :**

માનો કે તમને કોઇએ ધક્કો માર્યો હોય, પરંતુ તમે બચી ગયા, પછી ધક્કો મારનાર તમને મળી જાય, તો તમે શું કરો? છોડો ખરા?

**સભા:** હવે તો છોડીએ!

**મહારાજશ્રી :** કેમ? શ્રીપાલનો પરિચય થયો માટે!

'શત્રુ પ્રતિ પણ શત્રુતા નહીં.' 'અહિત કરનારનું પણ અહિત કરવાનું નહીં'! શ્રીપાલના આ ભવ્ય વ્યક્તિત્વને ઓળખવાની જરૂર છે. આવા ઉચ્ચતમ વ્યક્તિત્વવાળા શ્રીપાલને માનસમિત્ર બનાવો.

એમાંથી ભવ્ય પ્રેરણાઓ પ્રાપ્ત થશે. જીવન જીવવાની દૃષ્ટિ પ્રાપ્ત થશે.

અહિત કરનારનું અહિત નહીં કરવાનું એટલું જ નહીં, શ્રીપાલ તો એથીય આગળ વધ્યા હતા! અહિત કરનારનું પણ હિત કર્યું! ધવલશેઠ મુશ્કેલીમાં હતો, શ્રીપાલે તેને છોડાવ્યો. સિદ્ધચક્રના આરાધક શ્રીપાલમાં મૌલિક યોગ્યતા કેવી હતી!

'શત્રુનું પણ અહિત ન કરવું, શત્રુ સંકટમાં હોય, અને તેને બચાવી શકાય એમ હોય તો બચાવવો. શત્રુને શત્રુ ન સમજવો.'

બીજી વાત: શ્રીપાલ, એક વખતના ઉપકારીના ઉપકારને કેવો યાદ રાખે છે! એ ઉપકારી જ્યારે શત્રુ બની ગયો છે, શત્રુતાપૂર્ણ વ્યવહાર કરે છે, ત્યારે પણ શ્રીપાલ એના અપરાધો જોતા નથી! ઉપરથી 'આ ઉપકારી છે' એ યાદ રાખી એના પ્રત્યે મિત્રતાભર્યું જ વર્તન રાખે છે! તમે ઉપકારીને હંમેશાં ઉપકારી સમજોને? કદાચ તે અપકાર કરે તો? એના અપકાર યાદ ન રાખતાં ઉપકાર જ યાદ રાખો ને?

ઉપકારી કોણ?

૧. દુઃખ દૂર કરે તે ઉપકારી.

૨. સુખ આપે તે ઉપકારી.

એક વાર એક માણસે ઉપકાર કર્યો, પછી પ્રસંગવશ એણે તમારો અપકાર કર્યો....તો બેમાં શું યાદ રાખશો? ઉપકાર કે અપકાર?

**યાદ શું આવે?:**

મા પુત્ર-પુત્રી પર ઉપકાર કરે છે ને? પછી દીકરો મોટો થાય, લગ્ન કરે, વહુ ઘરમાં આવે....પછી તમારી મા અને તમારી પત્ની વચ્ચે મેળ ન જામ્યો, માએ બે શબ્દો તમને સંભળાવ્યા: 'તું પત્નીઘેલો છે; પત્નીને જુએ છે, તેનું સાંભળે છે!' માએ કડવા શબ્દો સંભળાવ્યા...હવે માનો ઉપકાર યાદ આવે કે માના કડવા શબ્દો જ યાદ આવે? જો માતાનો ઉપકાર યાદ ન રહે તો સિધ્ધચક્રજીની આરાધના કેવી રીતે સફળતા આપે?

ધવલ શેઠના ઉપકારનો બદલો શ્રીપાલે કેવી રીતે વાળ્યો હતો, જાણો છો? રાજાના સૈનિકોએ ધવલને પકડીને મુશ્કેટાટ બાંધી દીધો હતો....શ્રીપાલે એ સૈનિકો સાથે યુદ્ધ કરીને ધવલને છોડાવ્યો હતો.

ધવલ શેઠ ભલે શ્રીપાલને પોતાના વહાણમાં બેસાડી એને પરદેશ લઈ ગયા હતા, અને એ રીતે ઉપકારી હતા, પરંતુ એ શ્રીપાલની પત્ની પર કુદૃષ્ટિ કરે, શ્રીપાલને સમુદ્રમાં ફેંકી દે, આ શું નાનો સુનો અપરાધ કહેવાય? તે છતાં શ્રીપાલના હૃદયમાં ધવલ પ્રત્યે કોઈ રોષ નહીં....કોઈ દુર્ભાવના નહીં! શ્રીપાલનું હૃદય કેવું હશે? મયણાની જેમ શ્રીપાલનો પણ પરિચય કરવો પડશે!

**શ્રીપાલને મયણાસુંદરી પાસેથી જ્ઞાન મળ્યું હતું :**

શ્રીપાલના હૃદયમાં ન હતી કષાયોની મલીનતા કે ન હતી વૈરની વાસના. શ્રીપાલને મયણા તરફથી જ્ઞાન મળ્યું હતું ને? સિદ્ધચક્રની આરાધના કર્યા પછી, શ્રીપાલ અને મયણાસુંદરી વચ્ચે તત્ત્વ-ચર્ચા થતી હતી! મયણા જાણતી હતી કે શ્રીપાલ પરદેશ જશે તો તેની પાસે શ્રદ્ધા, જ્ઞાન અને સંયમ હોવા જ જોઈએ.

મયણાએ શ્રીપાલને જિનશાસનનું કેવું અનુપમ તત્ત્વામૃત કરાવ્યું હશે, એની કલ્પના તો તમે કરો. આત્મા, કર્મ, પુણ્ય-પાપ, આશ્રવ-સંવર....નિર્જરા-બંધ-મોક્ષ....ઇત્યાદિ તત્ત્વો કેવા સમજાવ્યાં હશે અને કેવા સ્નેહથી સમજાવ્યાં હશે!

શ્રીપાલ પરદેશ ગયા ત્યારે મયણાએ અંતિમ કયાં વચનો કહેલાં તે જાણો છો?

**સભા :** ખબર નથી.

**મહારાજશ્રી :** તો સાંભળ્યું શું?

**સભા :** સાહેબ, ભૂલી ગયા....

**મહારાજશ્રી :** આ વાત ભૂલવા જેવી છે? મયણાએ કહ્યું હતું કે 'સ્વામીનાથ, આપ પરદેશ જઈ રહ્યા છો. સાથે હું નથી, પણ આપની પાસે એક દિવ્ય તત્ત્વ છે! એ છે સિદ્ધચક્રજી! શ્રી સિદ્ધચક્રજીને ક્યારેય ભૂલશો નહીં સુખમાં કે દુઃખમાં, બેસતાં ને ઉઠતાં સિદ્ધચક્રજીને કદી ન ભૂલશો.'

અને બીજી વાત શી કહેલી ?

'સ્વામીનાથ, આપ પરદેશ જાઓ છો, પરંતુ આપની આ સેવિકાને ન ભૂલશો !'

ત્યારે શ્રીપાલે શો જવાબ આપ્યો હતો ?

'ભદ્રે, હું દુનિયાને હજુ ભૂલી શકું, પરમ ઉપકારી સિદ્ધચક્રજીને નહિ ભૂલું. સિધ્ધચક્રજીની આરાધના જેની સાથે કરી તે તને ભૂલું ખરો ? વળી સિધ્ધચક્રજીની આરાધના આપણને જે મહાપુરુષે બતાવી, તે પરમકૃપાળુ ગુરુ ભગવંતને કદાપિ ભૂલાય ખરા ?

'હું કોણ હતો ? કોઢિયો....ગામે ગામ રખડતો....તેં મારો હાથ પકડયો....મને નીરોગી બનાવ્યો...શરીરને નિરોગી બનાવ્યું, આત્માને નિર્મલ બનાવ્યો ! હે પ્રિયે ! તને યાવજ્જીવ ભૂલી શકું તેમ નથી, ભલે હું પરદેશ જાઉં છું, પરંતુ મારૂં મન તારી પાસે જ રહેશે.'

**પત્ની પતિ માટે શુભ કામના કરે !**

જ્યાં સુધી શ્રીપાલ પરદેશ રહ્યા, ત્યાં સુધી મયણા હંમેશાં પોતાના પતિની શુભ કામના કરતી હતી. શ્રીપાલ જ્યાં હોય ત્યાં સુખી રહે, એવી શુભ ભાવના ભાવતી હતી.

તમે પણ બહારગામ તો જતા હશો ને ? પાછા આવીને શ્રીમતીજીને ક્યારેક પૂછ્યું હતું કે 'આજકાલ અકસ્માત બહુ થાય છે.... હું જ્યાં હોઉં ત્યાં કુશળ રહુ.' એવી શુભ કામના કરો છો કે કેમ ? પૂછો તો ખરા ! શ્રાવિકા હોય તો જરૂર શુભ કામના કરે.

મયણાનું હૃદય કેવું નિર્મળ હતું ! શ્રીપાલ તરફ અવિશ્વાસ નહિ, આશંકા નહિ ! સિદ્ધચક્રજીના આરાધક શ્રદ્ધાવાન હોય, નિશ્ચિંત અને નિઃશંક હોય.

શ્રી સિદ્ધચક્રજીના આરાધક શ્રીપાલની આ મહાન સિદ્ધિ હતી, કે તેમણે ધવલ શેઠનું ક્યારેય અશુભ ન ઇચ્છ્યું. ધવલ શેઠે શ્રીપાલને ખતમ કરવા પ્રયત્ન કર્યો, શ્રીપાલનું ધન લેવા ધમપછાડા કર્યા
૪ અને શ્રીપાલની સ્ત્રી મેળવવા પણ વલખા માર્યા....આવા દુષ્ટ વૃત્તિવાળા ધવલ શેઠ પ્રત્યે પણ શ્રીપાલે દ્વેષ ન કર્યો, એનું અહિત ન

કર્યુ....એનું કારણ હતું શ્રીપાલનું નિરભિમાનીપણું! જો શ્રીપાલમાં અહંકાર–અભિમાન હોત તો તેને ધવલ શેઠ ઉપર દ્વેષ થયા વિના ન રહેત! શું તેના જીવનમાં સુખ-વૈભવ ન હતા? શું તેણે અનેક કળાઓ મેળવી ન હતી? શું પોતાની વિદ્યાથી રાજાઓને ખુશ કર્યા ન હતા? રાજસભામાં પોતાની શક્તિથી વિજય મેળવ્યો ન હતો? રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં ન હતાં? છતાં શ્રીપાલને ક્યારેય અભિમાન થયું નહીં! એનું કારણ જાણો છો?

સિદ્ધચક્રજીની આરાધના કરનાર શ્રીપાલના હૃદયમાં સિધ્ધચક્રજી પ્રતિષ્ઠિત હતા! એનામાં 'કૃતજ્ઞતા' નામનો શ્રેષ્ઠ ગુણ હતો.

## કૃતજ્ઞતા ગુણ છે ખરો?

ધર્મની આરાધના કરનાર જીવાત્મામાં 'કૃતજ્ઞતા'નો ગુણ હોવો જ જોઇએ. નાનામાં નાના બાળકના પણ ઉપકારને કૃતજ્ઞ પુરૂષ ભૂલે નહીં. ઉપકાર એક કર્યો હોય અને અપકાર દશ કરે છતાં ધર્માત્મા ઉપકાર જ યાદ રાખે. તે એમ ક્યારેય નહીં કહે કે 'કર્યો મોટો ઉપકાર, એક ઉપકાર કર્યો, ને કેટલો હેરાન કર્યો?' ઉપકારીનો ઉપકાર ભુલી જાય તે વ્યક્તિ ધર્મક્ષેત્રમાં પ્રવેશવા માટે યોગ્ય નથી. ધવલ શેઠે શ્રીપાલને ખૂબ હેરાન કર્યા, પણ શ્રીપાલ તેના ઉપકારને ભુલ્યા નહીં!

આ કૃતજ્ઞતાનો મહાન ગુણ શ્રીપાલના જીવનમાં હતો. આથી તેની મહાનતા વધી અને સિદ્ધચક્રજીની આરાધનાની પણ મહાનતા વધારી. ગુણવાન આત્મા સ્વયંની ઉન્નતિ કરે છે, અને બીજાની પણ ઉન્નતિ કરે છે.

## ધર્મ કરનારના બે પ્રકાર:

ધર્માત્મા બે પ્રકારના હોય છે:

(૧) ગુણહીન ધર્માત્મા, (૨) ગુણવાન ધર્માત્મા.

(૧) ધર્મની ક્રિયા ઘણી કરે પણ ગુણ ન હોય તો તે ગુણહીન ધર્માત્મા કહેવાય. મંદિરમાં પૂજા કરે અને ઘરમાં જઈ ગાળો બોલે! ઉપાશ્રયમાં સામાયિક કરે અને ઘેર બીજાને ત્રાસ દે! અહીં આવે-પ્રતિક્રમણ-ધર્મક્રિયા કરે અને બજારમાં ગરીબ પર દયા ન

બતાવે. 'પૈસા દેતો નથી ? તારા ઘરનું લિલામ કરાવીશ !' ઘર લઈ લે, સ્ત્રી બાળકોને રસ્તા પર રઝળતા કરી દે પછી કહે : 'સાહેબ, શું કરીએ ? પૈસાના મામલામાં બધું ય કરવું પડે !' પૈસાના મામલામાં બધુ ય કરે તે શ્રાવક નહિ; તે જૈન નહિ, દયા-કરૂણા વિનાનો શ્રાવક નહીં, જૈન જૈન નહીં. ગુણહીન ધર્માત્મા પોતાની ઉન્નતિ તો નથી કરતો પણ બીજા જીવોને ધર્મથી વિમુખ કરે છે.

લોકો આવા ધર્મ કરનારાઓ માટે શું બોલે છે, જાણો છો ? 'આ ધર્માત્મા ? ફલાણાના બાળ બચ્ચાંને રખડતાં કર્યાં ! આવો આનો ધર્મ ? જુઓ, ધર્મ કરનારા મોટા જોયા ન હોય તો ! નિષ્ઠુર છે.... ક્રૂર છે....દિલમાં દયાનો છાંટો નથી.' આમ ધર્મ પ્રત્યે ઘૃણા ઉત્પન્ન કરે. તે ગુણહીન-કરૂણાહીન, ક્ષમાહીન, નમ્રતાહીન માણસો ધર્મને લાંછન લગાડે છે.

સિદ્ધચક્રજીના આરાધક ગુણવાન ધર્માત્મા જોઈએ. ગુણહીન સ્વયં આરાધક બનતા નથી, બીજા જીવોને ધર્મસન્મુખ બનાવી શકતા નથી.

શ્રીપાલ ગુણવાન ધર્માત્મા હતા. તેમના જીવનચરિત્રમાં તેમણે કેટલાં સામાયિક-પ્રતિક્રમણ કર્યાં, કેટલી ધર્મક્રિયાઓ કરી તે વાંચવા નથી મળતું; પરંતુ તેઓ સિદ્ધચક્રજીના આરાધક હતા અને ગુણોથી સુવાસિત તેમનું જીવન હતું, તે પ્રસંગે પ્રસંગે જાણવા મળે છે.

જેનામાં શક્તિ અને ગુણ બન્ને હોય તેવી વ્યક્તિઓ દુનિયામાં વિરલ હોય છે. જેની પાસે ધન છે, તેઓ સમજે છે કે 'ધનથી બધું મેળવી શકાય છે !' એટલે ગુણો તરફ દુર્લક્ષ્ય ! પણ દુનિયા એટલી બેવકૂફ નથી: પહેલાં તો લોકો બોલતા ન હતા, પણ આજે તો મોઢે કહી દે છે ! ગુણ નહી હોય તો શ્રીમંતોની દુર્દશા થઈ જશે. આજે ધનવાનોના વિદ્વેષી પેદા થયા છે. સામ્યવાદ ધનવાનોનો શત્રુ છે. આજે દેશમાં ૫૦ ટકા લોકો સામ્યવાદી વિચારધારાવાળા થઈ ગયા છે. બંગાળ જુઓ, કેરળ જુઓ. જ્યાં ગરીબી વધુ ત્યાં સામ્યવાદનો પ્રચાર વધારે. ગરીબોના હૃદયમાં ધનવાનો તરફ દ્વેષ પેદા

કરવો સરળ છે. જે ધનિકો ગુણહીન છે, તેમના પ્રત્યે દ્વેષ થશે. ગુણવાન ધનવાન પ્રત્યે દ્વેષ નહીં થાય.

### ગુણોથી જ મનુષ્ય અમર બને છે :

તમે ગુણવાન હશો, તમારામાં કરૂણા હશે, ગરીબનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરતા હશો તો ગરીબો તમને ગાળો નહીં દે.

શ્રીપાલ સાધુ તો ન હતા ને ? શ્રાવક હતા ને ? આજે શ્રીપાલને શા માટે યાદ કરો છો ? તેમના ધનથી ? તેમના ચમત્કારથી ? ના. તેમના ગુણોથી ! ગુણથી જ મનુષ્ય અમર બને છે. ધનવાન શ્રીપાલ ભૂલાઈ જશે, ગુણવાન શ્રીપાલ નહીં ભૂલાય.

મયણા યાદ રહેશે, તેમના ગુણોથી !
શ્રીપાલ યાદ રહેશે, તેમના ગુણોથી !

ગુણોની સુવાસ કાયમ રહી જાય છે, બીજું બધું ભૂલાઈ જાય છે. જો તમારી સુવાસ દુનિયા પર મૂકી જવી છે, તો ગુણવાન બનો !

ધવલ શેઠે ઉપકાર કર્યો એક અને અપકાર કર્યા અનેક, પણ શ્રીપાલને યાદ રહ્યા ઉપકાર જ ! સમજાય છે શ્રીપાલની આ યોગ્યતા ? શ્રીપાલના સ્થાને તમે હો તો ? શું બોલો ? 'બહુ મોટો ઉપકાર કર્યો.... એક વખત જહાજમાં લઈ ગયો....એટલે શું થઈ ગયું ? જોયો મોટો ઉપકારી !' આમ જ કહોને ?

### કલિયુગના ધર્માત્મા !

એક વ્યક્તિ છે. સમેતશિખર જવું છે, આર્થિક સ્થિતિ સારી નથી, કોઈ શેઠની કાર જાય છે સમેતશિખર. તેને સાથે લઈ ગયા, જાત્રા કરાવી પાછા ફરે છે. ત્યાં રસ્તામાં કાંઈક એને વાંકું પડ્યું. તો તેને શો વિચાર આવશે ?—'એક જાત્રા કરાવી તેથી શું ? મને કેટલો હેરાન કર્યો ? ઓહો....બહુ મોટી યાત્રા કરાવી....' એક મિનિટમાં ઉપકાર ભુલી જાય ને ? આજે કૃતજ્ઞતા ગુણનો દુકાળ પડી ગયો લાગે છે. નવ્વાણુ ઉપકાર કર્યા હોય અને એક અપકાર કર્યો હોય તો નવ્વાણુ ઉપકાર ભુલી જાઓ અને એક અપકાર યાદ રાખો ! છતાં તમે ધર્માત્મા કહેવાઓ ! કળીયુગના ધર્માત્મા ! બરાબર ને !

સ્વાર્થાંધ મનુષ્ય ક્યારેય કૃતજ્ઞી બની શકતો નથી !

પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે ઉપકારીનો ઉપકાર ક્ષણવારમાં ભૂલી જાય ! કોઈ પર થોડો ઉપકાર કર્યો, તો તેનાં ગાણાં ગાયા કરો ને ? દિવસમાં ત્રણ વાર તો યાદ આવી જાય ને ? વહુએ સાસુનાં કપડાં મહિનામાં એક વાર ધોયાં હોય, તો આખો મહિનો યાદ કરાવ્યા કરે ને ?

દશ વર્ષ પહેલાં કોઈને એક પાન ખવડાવ્યું હશે, તો દસ વર્ષ પછી પણ યાદ દેવડાવશે ! પૈસાના બે પાન જ્યારે મળતાં હતાં ! કહેશે : 'યાદ કર, યાદ કર, મેં તને પેલા દિવસે પાન ખવડાવ્યું હતું ને ?' ભલે પછી સામાએ તેને પાંચ વખત જમાડયો હોય, તે યાદ નહીં કરે !

## મૌલિક યોગ્યતાનો વિકાસ :

આજે મનુષ્યમાંથી મૌલિક યોગ્યતા નષ્ટ થઇ ગઇ છે, માટે ધર્મનો મહેલ હલી ગયો છે. પોલી પોચી ધરતી પર મહેલ ટકે ખરો ? મનુષ્યમાંથી મૌલિક ગુણભૂમિકા ચાલી ગઈ, મનુષ્ય ગુણહીન બની ગયો. થોડા ઘણા વળી ધર્મક્રિયા કરે છે, પણ ગુણવાન ન બન્યા !

એક વ્યક્તિ ધર્મક્રિયાઓ કરે છે, પણ ગુણવાન નથી.
બીજી વ્યક્તિ ધર્મક્રિયાઓ વધુ કરતી નથી, પણ ગુણવાન છે.
આ બેમાંથી કોના પ્રત્યે વધુ પ્રેમ થશે ? બોલો ?

**સભા :** ગુણવાન પ્રત્યે !

ગુણવાન હોય, શીલવાન હોય, તેના પ્રત્યે સ્વાભાવિક પ્રેમ થાય છે. ભલે ધર્મક્રિયા ઓછી કરતો હોય, પણ જો ગુણવાન છે, ગુણોથી જીવન સુવાસિત છે, તો તે ધર્મપ્રભાવક બનશે અને પોતાના આત્માને ઉજ્જવલ કરશે.

શ્રીપાલનું આરાધકજીવન જુઓ, કૌટુંબિક જીવન જુઓ, સામાજિક વ્યવહાર જુઓ, રાજ્ય સાથેના સંબંધ જુઓ. કેવું ઉન્નત જીવન હશે ? જ્યાં જ્યાં શ્રીપાલ ગયા, ત્યાં ત્યાં ગુણોની સુવાસ

મૂકતા ગયા. એક પણ એવો પ્રસંગ નથી, કે જ્યાં તેમણે દોષની દુર્ગંધ પ્રસારી હોય !

સાધુપદનું ધ્યાન કરવા માટે ધ્યાતામાં મૌલિક યોગ્યતા જોઈએ. સાધના કરે તે સાધુ ! નિર્વાણ-સાધક-મોક્ષ સાધક ધર્મ-આરાધના કરે તે સાધુ. સાધુની ભાવના 'आत्मवत् सर्वभूतेषु' હોય. તેમના હૃદયમાં ઊંચ-નીચનો ભેદ નહિ, રાય-રંકનો ભેદ નહીં. સર્વ જીવોના હિતની કામના હોય અને કલ્યાણની ભાવના હોય.

## સાધુ કેવા હોય ?

૧. સાધુમાં વિષય-સુખોની વિરક્તિ હોય.

૨. સાધુ સ્વયં સાધક બને અને બીજાને આરાધનામાં સહાયક બને.

૩. સાધુ લોકસંજ્ઞા ત્યાગી હોય. 'દુનિયા શું કહે છે ? જમાનો કેવો છે ?' તેની ચિંતા કર્યા વગર, જમાનાને અનુસરવાને બદલે પ્રભુના માર્ગને અનુસરે.

૪. સાધુ દશ પ્રકારના યતિધર્મનું પાલન કરનારા હોય. કોઈ માન આપે કે અપમાન કરે, તેની ચિંતા ન કરે. તેમને મન કંચન અને પથ્થર સમાન હોય. માન અપમાન બન્નેને સમાન ગણે. ગાળ આપનાર હોય કે સન્માન કરનાર હોય, સાધુને મન બન્ને સમાન.... !

૫. સાધુ ગુરુ-આજ્ઞાનું પાલન કરવામાં તત્પર હોય. ગુરુ પ્રત્યે હૃદયમાં બહુમાન ધારણ કરે.

૬. સાધુ જીવનના પ્રાણભૂત સંયમની સાધનામાં લીન હોય.

૭. ભ્રમરની જેમ સાધુ ગોચરી વહોરનારા હોય. ભ્રમરની માફક જુદે જુદે સ્થળેથી ગોચરી લે. ભ્રમર એક એક ફૂલમાંથી થોડો રસ ચૂસે તેમ સાધુ એક એક ઘરથી થોડી થોડી ગોચરી લે. ભ્રમરો જેમ પુષ્પને પીડા ઉપજાવ્યા વિના રસ ચૂસે, તેમ સાધુ ગૃહસ્થોને પીડા ઉપજાવ્યા વિના ગોચરી લે. એક જ ઘરેથી બધું ન વહોરે. 'ભર દે મૈયા ઝોલી !' આખું તપેલું સાફ ન કરે.

ગો=ગાય; થોડું થોડું ચરે ને ? ગાય અને ગધેડાના ચરવામાં ફરક છે ? ગાય ઉપર ઉપરથી ચરે, ગધેડા મૂળમાંથી ઉખેડી નાખે !

સાધુ ગાયની માફક-ભ્રમરની માફક થોડું થોડું લે. તમારા ઘરમાં દશ જણા જમનારા હોય તો એક સાધુની ગોચરી વહોરી શકાય. સાધુને ૪૨ દોષ ટાળીને ગોચરી વહોરવાની હોય છે. દા. ત. રસોઈ ચાલુ ચૂલા પર હોય તો ન વહોરે. વહોરાવનારનો હાથ કંપતો હોય તો ન વહોરે. અંધારામાં પડેલું ન વહોરે. સાધુના પ્રવેશ વખતે લાઈટ કરો અથવા આવે પછી બંધ કરો તો પણ સાધુ ગોચરી ન વહોરે. આવા આવા ૪૨ દોષ ટાળીને ગોચરી લે.

**સાધુ : જંગમતીર્થ :**

આજે સાધુપદની આરાધના કરવાની છે ને ? સાધુ એટલે જંગમ-તીર્થ ! તીર્થ બે પ્રકારના : જંગમ તીર્થ અને સ્થાવર તીર્થ.

સ્થાવર તીર્થ-એક સ્થાન પર સ્થિર હોય તે. જેમ પાલીતાણા. તમારે ત્યાં યાત્રા માટે જવું પડે !

જંગમ તીર્થ એટલે હરતું ફરતું તીર્થ ! સાધુ તે જંગમ તીર્થ. તે તીર્થ તો તમારા ઘેર આવે !

તીર્થસ્વરૂપ સાધુ ભગવંતોની મન-વચન-કાયાથી આરાધના કરી, આત્મા પર લાગેલાં કર્મોનો ક્ષય કરવાનો છે.

સાધુ-પદની આરાધના સાધુ બનવાના સંકલ્પથી કરજો. સાધુતાથી જ સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. સિદ્ધિ પ્રાપ્ત કરવી છે ને ? તો સાધુતામય જીવન જીવ્યા વિના નહીં જ ચાલે.

# વ્યાખ્યાન : આઠમું



## સમ્યગ્ દર્શનપદ

પરમ ઉપકારી પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી રત્નશેખરસૂરિજી મહારાજ શ્રીપાલ કથામાં અરિહંતાદિ નવપદનું હૃદયકમળમાં ધ્યાન ધરીને સિદ્ધચક્રજીનો મહિમા બતાવે છે.

આમ તો મહાપુરુષોના હૃદયમાં સિદ્ધચક્રજીનું ધ્યાન નિરંતર ચાલ્યા જ કરતું હોય છે પરંતુ જ્યારે કોઈ વિશિષ્ટ પ્રયોજન આવે, કે કોઈ મહાન પરોપકારનું કાર્ય હોય, ત્યારે વિશિષ્ટ રીતે સિદ્ધચક્રજીનું ધ્યાન ધરવામાં આવે છે. કારણ શું ?

ધ્યાનથી આત્મ-શક્તિ જાગ્રત થાય છે. શક્તિ વિના પરોપકારનું કાર્ય સંપૂર્ણ થતું નથી. આપણા પોતાના હિત-કલ્યાણ માટે જેટલી શક્તિ અપેક્ષિત હોય છે, તેથી વધુ શક્તિ પરોપકારના કાર્ય માટે અપેક્ષિત હોય છે. પરોપકારનું કાર્ય એક જિંદગી નહીં પણ અનેક જિંદગી સુધી ચાલુ રહે, છતાં તેનો અંત નથી આવતો.

### શ્રીપાલચરિત્રની રચના શા માટે ?

આચાર્ય રત્નશેખરસૂરિ મહારાજને મહાન કાર્ય કરવું છે ! મહાન કાર્ય સંપન્ન કરવા માટે સિદ્ધચક્રજીની આરાધના છે. શ્રીપાલ કથાની રચના માત્ર મનોરંજન માટે આચાર્યને નથી કરવી. તેમને જનહૃદયમાં સિદ્ધચક્રની સ્થાપના કરી, જીવોનું હિત કરવું છે ! આ નાનું કે મામુલી કાર્ય નથી...મોટું કાર્ય છે. બીજી બાજુ કુદરતનો એવો

નિયમ છે કે 'શ્રેયાંસિ બહુવિઘ્નાનિ' સારા કામમાં હજાર વિઘ્ન આવે ! વિઘ્નવિજય કરવા માટે પરમ તત્ત્વોનો સહારો લેવો જોઈએ.

સિદ્ધચક્રજીની આરાધના વિઘ્નો અને આપત્તિઓ દૂર કરે છે; દુઃખ દૂર કરે છે, મોક્ષમાર્ગમાં સહાયક બને છે. સુખથી ભરપુર મોક્ષ તરફ નિર્મળ આત્માઓને લઈ જાય છે. આ માટે સિદ્ધચક્રજીનું ધ્યાન ધરવાનું છે? આપણી આત્મશક્તિ જાગ્રત કરવા સિદ્ધચક્રજીનું જેમ તેમ ધ્યાન ધરવાનું નથી, પરંતુ હૃદયકમળમાં ધ્યાન ધરવાનું છે. તેનો અર્થ એ છે કે બહારની દુનિયામાં ભટકતા મનને ખેંચીને, બહારની દુનિયાના સંબંધ તોડીને, તે સંબંધ સિદ્ધચક્રજી સાથે જોડવાનો છે.

## નવપદનું ધ્યાન કેવી રીતે કરવાનું ?

જે હૃદયકમળમાં આપણે ધ્યાન ધરવાનું છે. ત્યાં ચર્મચક્ષુ પહોંચતી નથી, ચર્મચક્ષુ વડે તો ભીતરમાં કાંઇ જોઈ શકાતું નથી, પણ મનઃચક્ષુ ત્યાં પહોંચી શકે છે.

દુનિયાભરના વિચારો અને વિકલ્પો જો મનમાં ચાલતા હોય તો મન હૃદયકમળને ન જોઈ શકે. હૃદય–કમળને ન જુએ તો કમળમાં રહેલા નવપદને કેવી રીતે જુએ ? નવપદ ન દેખાય તો મન સ્થિર ન થાય અને મન સ્થિર ન થાય તો ધ્યાનસ્થ ન રહેવાય.

જ્યાં સુધી મન સંસારની ગલીઓમાં ભટકતું હોય ત્યાં સુધી એ હૃદયકમળને જોઈ ન શકે. અને હૃદયકમળને ન જુઓ તો સિદ્ધચક્રજી પર મન સ્થિર કેમ થાય ? માટે મનને હૃદય તરફ વાળો ! હા ! પણ એ સરળ અને સહજ નથી !

સામાન્ય માનવી માટે બાહ્ય ધર્મક્રિયા કરવી સરળ છે. સિદ્ધચક્રજીનાં ગટ્ટાનો અભિષેક કરવો કે તેનું પૂજન કરવું સરળ છે, નવપદનાં નામો ગણવા–યાદ રાખવાં પણ સરળ છે....નવપદની પૂજા ભણાવવી સરળ છે, ગીત ગાવાં સરળ છે, પણ તે નવપદના ધ્યાનમાં સ્થિર બનવું સામાન્ય માનવી માટે સરળ નથી ! છતાં અશક્ય નથી !

## યોગીને માટે ધ્યાન સરલ છે :

કોઇ કામ અસંભવિત હોતું નથી. હા, તે મુશ્કેલ હોઈ શકે. એટલે વિશેષ પુરૂષાર્થ કરવો પડે. જેમ સંસારમાં પૈસા કમાવવા માટે એક વ્યક્તિ ટેલીફોન પર સોદા કરે છે અને હજારો રૂપિયા કમાઇ લે છે. નહિ દોડવાનું, નહિ માંગવાનું; સરળતાથી કમાણી થઈ જાય છે.

બીજી વ્યક્તિ છે, દશ રૂપિયા રોજ કમાય છે, પણ તે માટે બાર બાર કલાક સખત મજુરી કરે છે, પરસેવો પાડે છે, તે કમાય છે ખરો, પણ મુશ્કેલીથી !

ત્રીજો છે ભિખારી. તેને માટે કમાવવું અસંભવિત છે !

એક વર્ગને પૈસા સરળતાથી મળે છે.

બીજા વર્ગને પૈસા મહેનતથી મળે છે.

ત્રીજા વર્ગ માટે પૈસા કમાવવા અસંભવિત છે.

તેમ યોગી પુરૂષો માટે સિદ્ધચક્રજીનું ધ્યાન સરળ છે ! પદ્માસન લગાવીને બેસી ગયા, આંખો બંધ કરી... દૃષ્ટિ હૃદય–કમળ પર.... નવપદ પર મન સ્થિર ! યોગીપુરૂષો સરળતાથી ધ્યાન કરી શકે છે.

## શ્રાવક : અડધો યોગી, અડધો ભોગી !

બીજો વર્ગ છે શ્રાવકનો. શ્રાવક અડધા યોગી અને અડધા ભોગી ! શ્રાવક પૂર્ણ યોગી ન હોય અને પૂર્ણ ભોગી ન હોય ! દા. ત. શ્રાવક સાંભળે છે જરૂર, પણ નિંદા નહિ, બિભત્સ શબ્દો નહિ, સ્વપ્રશંસા નહીં ! આમ સાંભળવાનું અડધું છોડી દે છે. શ્રાવક પરનિંદા અને સ્વપ્રશંસા સાંભળે નહીં. શ્રાવક રેડિયો પરના ગીતો સાંભળે નહીં. શ્રાવક રૂપ જુએ ખરા પણ કોનું ? પોતાની સ્ત્રીનું રૂપ જુએ, પરસ્ત્રીનું નહીં; પરમાત્માનું રૂપ જુએ, પોતાનું નહિ ! બરાબર ને ? રૂપ જુએ ખરા, પરંતુ જ્યાં તેનો અધિકાર છે ત્યાં ! પૌદ્ગલિક-ભૌતિક રૂપ જોવું છે, તો તે ઘરમાં જુએ ! આધ્યાત્મિક રૂપ જોવું છે તો તે પરમાત્માનું રૂપ જુએ ! કદાપિ પરસ્ત્રીનું કે પોતાનું રૂપ ન જુએ. જેને શરીરનું મમત્વ છોડવું છે, તેણે વારંવાર પોતાનું રૂપ આરીસામાં ન જોવું જોઇએ. શરીરનું મમત્વ રાખવું છે કે તોડવું

છે? તો દિવસમાં વારંવાર આરીસામાં તમારું રૂપ જોવાની ટેવ છોડી દો. શ્રાવકની ઘ્રાણેંદ્રિય વિષયનો ઉપભોગ કરે, પરંતુ જેટલું આવ્યું તેટલું ન સુંઘે! તેવી રીતે મામુલી દુર્ગંધમાં નાકનું ટેરવું ન ચઢાવે! શ્રાવકની જીભ વિષય-ભોગ કરે પણ જે અભક્ષ્ય છે, જે અનંતકાય છે, જે અપેય છે, તેના સ્વાદ નહીં કરે, ત્યાગ કરશે. જીભનાં બે કામ છે: સ્વાદ અનુભવવાનું અને બોલવાનું. શ્રાવક કદી કટુ શબ્દ ન બોલે; અપશબ્દ ન બોલે, અહિતકારી શબ્દ ન બોલે. શ્રાવક સ્પર્શેન્દ્રિયનાં સુખ ભોગવે, પરંતુ સ્વસ્ત્રી સાથે જ. પરસ્ત્રીનો ત્યાગ કરશે. સ્વસ્ત્રીમાં તૃપ્ત રહેશે. પરંતુ તેમાંય આસક્ત નહીં બને. 'વિષય વાસના ઓછી થાય, તો બ્રહ્મચર્ય પાળું,' આવી ભાવના રાખે. આમ પાંચે ઇંદ્રિયોનાં વિષયસુખ ત્યાગવા તરફ તેની વૃત્તિ હોય. શ્રાવકનું જીવન ભોગી હોય, પણ સંપૂર્ણ ભોગી નહીં. એવી રીતે શ્રાવક સંપૂર્ણ યોગી પણ નહીં.

**સાંભળે તે શ્રાવક :**

'શ્રાવક' શબ્દનો અર્થ જાણો છો? 'શૃણોતિ इति श्रावक:' સાંભળે તે શ્રાવક!

શું સાંભળે?

૧. જિનવાણીને સાંભળે, ચોથે ગુણસ્થાનકે રહેલા મનુષ્યને જિનવાણી સાંભળવાનું ખૂબ ગમે.

૨. જિનવાણી સાંભળે અને આંશિક રીતે જીવનમાં ઊતારે, તે પાંચમે ગુણસ્થાનકે હોય.

જિનવાણી સાંભળી જીવ આનંદ અનુભવે, પ્રસન્નતા પામે, તેને સમ્યક્ત્વનો સ્પર્શ થયો કહેવાય. શ્રાવકને જિનવાણી સાંભળતાં એટલો આનંદ આવે કે કદાચ કોઇ આવી અને કહે કે 'દેવલોકની અપ્સરા આવી છે, નૃત્ય કરે છે, ગાય છે....તો ચાલ,' તો તે કહેશે કે 'આ જિનવાણી સાંભળવામાં મને જે આનંદ આવે છે, તેની આગળ તે અપ્સરાનાં નૃત્ય અને ગીત ફૂચા છે! જિનવાણીની સરખામણીમાં તે નૃત્યગીત ઝેર છે.'

**સમ્યગ્ દર્શન :**

સમકિત કહો, સમ્યક્ત્વ કહો કે સમ્યદર્શન કહો, સમાન અર્થ છે. સમ્યગ્ દર્શન એટલે દેવ-ગુરુ-ધર્મની શ્રદ્ધા. પરમાત્મા અરિહંત દેવ, ગુરુ નિર્ગ્રન્થ અને ધર્મ કેવલીપરમાત્માએ બતાવેલો ! આ ત્રણ તત્ત્વો પરની શ્રદ્ધા તે સમ્યગ્દર્શન.

अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो ।
जिण-पन्नतं तत्तं, इअ सम्मत्तं मए गहियं ॥

'અરિહંત મારા દેવ, સુસાધુ મારા ગુરુ અને કેવળજ્ઞાનીએ બતાવેલાં તત્ત્વ-મારો ધર્મ '-આ છે સમ્યગ્દર્શનની પ્રથમ ભૂમિકા:

**પ્રશ્ન :** શ્રદ્ધા-સમ્યગ્દર્શનની પ્રથમ ભૂમિકા શા માટે ?

**ઉત્તર :** સંસારમાં મોટા ભાગે એવા જીવો હોય છે, જે જીવોની બુદ્ધિનો વિશેષ વિકાસ થયેલો હોતો નથી, જેઓ તત્ત્વનું ચિંતન કરી શકતા નથી, ઊંડાણમાં જેઓ જઈ શકતા નથી, તેમને તો ફક્ત પરમાત્મા અરિહંતનું, સુસાધુઓનું અને કેવળી ભગવાનના ધર્મનું જ્ઞાન છે ! તે જ્ઞાન પણ માત્ર અસ્તિત્વનું જ્ઞાન ! એમનું સ્વરૂપ શું છે, તેની ખબર નહીં ! તેઓ તો એટલું જ કહે કે : 'પરમાત્મા અરિહંત અમારા દેવ. સુસાધુ અમારા ગુરૂ અને કેવળજ્ઞાની ભગવંતે બતાવેલાં તત્ત્વો-અમારો ધર્મ ! આ ત્રણ પર અમારી શ્રધ્ધા પૂરી છે.

આ છે પ્રથમ ભૂમિકાનું સમ્યગ્દર્શન.

મોટા ભાગે લોકો આવી શ્રદ્ધા કરી શકે. તેઓ આ ત્રણ તત્ત્વોનું સ્વરૂપ જાણતા હોતા નથી, જાણી પણ શકતા નથી. હા, આનું મહત્ત્વ ઓછું નથી. આવો અચળ શ્રદ્ધાભાવ આત્માનું ઉત્થાન કરવાવાળો છે.

આવો શ્રધ્ધા ભાવ કોઈ મનુષ્યને જન્મથી હોય તો કોઈ મનુષ્યને પ્રયત્ન સાધ્ય હોય.

**સમ્યગ્દર્શન : નિસર્ગથી અને અધિગમથી :**

૧. પૂર્વજન્મોમાં શ્રદ્ધાભાવ કેળવ્યો હોય તો અહીં શ્રદ્ધાવાન માતાને પેટે જન્મ્યા હોય એટલે સમ્યગ્દર્શન જન્મથી હોય. પરમાત્મા

પર, સુસાધુ પર અને ધર્મ પર સ્વાભાવિક જ શ્રદ્ધા થાય. તે માટે કોઈ પ્રયત્ન ન કરવો પડે.

૨. કોઈને આ શ્રદ્ધાભાવ જન્મથી ન હોય પરંતુ સદ્ગુરુનો સંપર્ક થાય, પરિચય થાય, શ્રદ્ધાવાન સાધર્મિકોનો પરિચય થાય; તેમના પરિચયથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય.

૩. જન્મથી નહીં, સદ્ગુરૂના પરિચયથી નહીં, પણ કેટલીક વખત જાતિસ્મરણ-જ્ઞાનથી શ્રદ્ધાભાવ જન્મે. કોઈ વખત પૂર્વભવ યાદ આવી જાય છે. પૂર્વભવમાં આરાધેલા પરમાત્માની, સુગુરૂની, ધર્મની સ્મૃતિ થાય છે. જેમ સમ્રાટ સંપ્રતિને આર્ય સુહસ્તિ મહારાજના દર્શનથી પૂર્વ જન્મ યાદ આવેલો! પૂર્વ ભવમાં ભિખારી હતો.... માત્ર ખાવા માટે સાધુ બનેલો....પણ, દેવ-ગુરુ-ધર્મ પર પ્રીતિ થઈ ગયેલી....મરીને તે સમ્રાટ અશોકના પુત્ર કુણાલને ત્યાં જન્મ્યો હતો. આર્ય સુહસ્તિ મહારાજને જોતાં એને પોતાનો પૂર્વ જન્મ યાદ આવી ગયો હતો અને સમ્યગ્દર્શન પ્રગટ્યું હતું.

એવી રીતે આર્દ્રકુમારને અભયકુમારે પરમાત્મા જિનેશ્વરની મૂર્તિ મોકલી હતી. તેના દર્શનથી આર્દ્રકુમારને સમ્યગ્દર્શન પ્રગટ્યું હતું.

આ સમ્યગ્દર્શન પાંચ પ્રકારનું હોય છે, ત્રણ પ્રકારનું હોય છે અને બીજા પણ એના પ્રકારો છે.

૧. જિનોક્ત તત્ત્વોમાં અભિરુચિ-એ સમ્યક્ત્વ નો પ્રથમ પ્રકાર છે.

**સમ્યગ્દર્શનના છ પ્રકાર :**

૨. બીજી રીતે સમ્યક્ત્વના ૬ પ્રકારો પણ બતાવવામાં આવ્યા છે.

[૧] **દ્રવ્ય સમ્યક્ત્વ :** પરમાર્થને ન જાણતો હોય, પરંતુ જિનવચનમાં અભિરૂચિ હોય.

[૨] **ભાવ સમ્યક્ત્વ :** પરમાર્થને જાણતો, હોય અને જિનવચન પર શ્રધ્ધાભાવ ધારણ કરે.

[૩] **નિશ્ચય સમ્યક્ત્વ :** રત્નત્રયી (જ્ઞાન-દર્શન-ચારિત્ર) મય આત્માનો શુભ પરિણામ.

[૪] **વ્યવહાર સમ્યક્ત્વ :** સમ્યગ્દર્શનના બાહ્ય આચારોને પાળે

ન શ્રધ્ધાભાવ ધારણ કરે.

[૫] નિસર્ગ સમ્યક્ત્વ : સ્વાભાવિક રીતે જ જિનોક્ત તત્વોમાં અભિરૂચિ હોય.

[૬] ઉપદેશજન્ય સમ્યક્ત્વ : સુગુરૂ આદિનો ઉપદેશ સાંભળીને જિનવચનમાં રૂચિ પ્રગટે.

**સમ્યક્ત્વના ત્રણ પ્રકાર :**

૩. ત્રીજી રીતે સમ્યક્ત્વના ત્રણ પ્રકાર છે :

(અ) ક્ષાયોપશમિક સમ્યક્ત્વ.

(બ) ઔપશમિક સમ્યક્ત્વ.

(ક) ક્ષાયિક સમ્યક્ત્વ.

આ ત્રણે સમ્યક્ત્વને સમજવા માટે એક ઉદાહરણ આપું છું.

(અ) એક માણસને તરસ લાગી છે, એને પાણી પીવું છે. એની પાસે પાણી છે, પરંતુ કચરાવાળું છે. તેણે એ પાણીને બીજા ગ્લાસમાં ગળી નાખ્યું. ગરણામાં જે કચરો રહ્યો, તે તો એણે ફેંકી દીધો, પણ ગળેલા પાણીમાં પણ સૂક્ષ્મ કચરો રહી ગયો હતો, તેણે પાણીના ગ્લાસને સ્થિર મૂકી રાખ્યો, કચરો પાણીની નીચે બેસી ગયો ! આ થયો કચરાનો ક્ષય+ઉપશમ=ક્ષયોપશમ. ગરણામાં જે રહી ગયો તે ક્ષય અને પાણી નીચે બેસી ગયો તે ઉપશમ !

આજ રીતે 'મિથ્યાત્વમોહનીય' કર્મનો ક્ષયોપશમ થાય છે. મિથ્યાત્વમોહનીયકર્મનો કેટલોક ક્ષય (નાશ) થઈ જાય અને કેટલુંક કર્મ શમી જાય તેને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કહેવાય.

(બ) કોઈ માણસ કચરાવાળા પાણીને ગાળી શકતો નથી. ગળવા માટે ગરણું જ નથી ! એ તો પાણીના ગ્લાસને સ્થિર મૂકી રાખે છે. કચરો પાણીની નીચે ઠરી જાય છે ! આ થયો કચરાનો ઉપશમ !

એમ મિથ્યાત્વમોહનીયનો ઉપશમ જીવ કરે, તો ઉપશમ સમકિત કહેવાય.

પણ જેમ ગ્લાસ હલે એટલે કચરો ઉપર આવે અને પાણી કચરા-

વાળું થઈ જાય, તેમ આત્મા પણ ચંચળ બને, મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને અશુભયોગ આદિથી અસ્થિર બને એટલે મિથ્યાત્વ મોહનીયનો કચરો ઉપર આવી જાય! સમકિત ચાલ્યું જાય!

(૬) ત્રીજો માણસ તો કચરાવાળા પાણીને એવી રીતે ગાળીને, ઉકાળીને સાફ કરે છે કે એમાં જરાય કચરો રહે નહીં....'ડિસ્ટીલ્ડ વોટર' હોય છે ને? ડોકટર ઈન્જેક્શન આપવામાં આ પાણીનો ઉપયોગ કરે છે! તેવી રીતે આત્મા મિથ્યાત્વ મોહનીયનો સર્વથા ક્ષય કરી નાંખે....જરાય....લેશમાત્ર પણ મિથ્યાત્વ ન રહે....તેને ક્ષાયિક સમ્યક્ત્વ કહે છે.

'સાસ્વાદન' અને 'વેદક' :

(૪) ચોથા પ્રકારનું સમ્યક્ત્વ છે સાસ્વાદન. આ અતિ અલ્પકાળનું સમ્યક્ત્વ છે. અગિયારમા ગુણસ્થાનકેથી પડીને નીચે આવે....બીજા ગુણસ્થાનકે થોડી ક્ષણ રોકાય....ત્યાં સમ્યક્ત્વનો સામાન્ય સ્વાદ અનુભવે! જેમ ગોળ ખાધા પછી ઉલ્ટી થાય....તો ઉલ્ટી પછી થોડી ક્ષણ ગોળનો સ્વાદ અનુભવાય ને? તેવી રીતે સમ્યક્ત્વનો ક્ષણિક સ્વાદ માત્ર અનુભવે.

(૫) પાંચમા પ્રકારનું સમ્યક્ત્વ છે વેદક સમ્યક્ત્વ. તે તો માત્ર એક સમયનું જ હોય છે! મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય કર્મનો ક્ષય કર્યા પછી, સમ્યક્ત્વ મોહનીયના પુંજનો ક્ષય કરે, તેના અંતિમ સમયે શુદ્ધ પરમાણુનું વેદન કરે, તે વેદક સમ્યક્ત્વ!

આ બધો વિષય અધ્યયનનો છે. અત્યારે જ તમને બધું નહીં સમજાય. ભણ્યા નથી ને? તાત્ત્વિક અધ્યયન કરવું જોઈએ.

આ પાંચે પ્રકારનાં સમ્યક્ત્વ સંસારમાં પરિભ્રમણ કરતો જીવ કેટલીક વાર પ્રાપ્ત કરે છે, તે પણ સમજવું જોઈએ.

'સાસ્વાદન' અને 'ઉપશમ' સમ્યક્ત્વ પાંચ વાર પ્રાપ્ત કરી શકે.

'વેદક' અને 'ક્ષાયિક' સમ્યક્ત્વ એક-એક વાર જ પ્રાપ્ત કરે.

જ્યારે 'ક્ષયોપશમિક' સમ્યક્ત્વ જીવ અસંખ્યવાર પ્રાપ્ત કરી શકે છે.

**કારક : રોચક : દીપક :**

બીજી રીતે પણ સમ્યક્ત્વના ત્રણ પ્રકારો શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યા છે.

(૧) **કારક સમ્યક્ત્વ :** આ સમ્યક્ત્વવાળો જીવ એમ માને કે જે જિન-કથિત તત્ત્વ છે; તે તે પ્રમાણે જ છે.

(૨) **રોચક સમ્યક્ત્વ :** જિનધર્મમાં માત્ર અભિરૂચિ હોય.

(૩) **દીપક સમ્યક્ત્વ :** 'દીવા નીચે અંધારૂં' આ ઉક્તિને ચરિતાર્થ કરે ! સ્વયં મિથ્યાદૃષ્ટિ હોય, પરંતુ ધર્મો ઉપદેશ દ્વારા બીજા જીવોને ધર્મનો બોધ પમાડે ! 'અભવી' અને 'દુર્ભવી' આત્મા-ઓને આ સમ્યક્ત્વ હોય.

**પ્રશ્ન :** સમ્યગ્દર્શન આપણને પ્રાપ્ત થયું છે, તે આપણે કેવી રીતે જાણી શકીએ ? સ્વયં નિર્ણય કેવી રીતે થાય ?

**ઉત્તર :** તમે મને પૂછો કે 'મારામાં સમ્યગ્ દર્શન છે કે નહીં ? હું ન કહી શકું. હા, વિશિષ્ટ શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની વગેરે કહી શકે. સમ્યગ્ દર્શનનો નિર્ણય કરવા માટે શાસ્ત્રોમાં પાંચ લક્ષણ બતાવ્યાં છે. આ પાંચ લક્ષણોના આધારે તમે સ્વયં નિર્ણય કરી શકો કે 'મારામાં સમ્યગ્ દર્શન છે કે નહીં ?'

**સમકિતના પાંચ લક્ષણ :**

(૧) સર્વ પ્રથમ-**આસ્તિકતા :** આસ્તિકતા એટલે શ્રદ્ધા. દેવ-ગુરૂ-ધર્મ પર શ્રદ્ધાનો ભાવ. અરિહંત પરમાત્મા, નિર્ગ્રન્થ ગુરૂ, તથા કેવળીભાષિત ધર્મ પર શ્રદ્ધા. એમ થવું જોઇએ કે 'જો મારે મોક્ષ-માર્ગની આરાધના કરવી છે તો આ ત્રણેના સહારે જ કરી શકું !'

'દેવ-ગુરૂ-ધર્મનું શરણ અક્ષયપદ આપે છે, તે સિવાય કોઇ અક્ષય પદ આપી શકે નહીં. જે મંગલકારી છે, જે ઉત્તમ છે, જે શ્રેષ્ઠ છે, તેનું જ શરણું હો !

चत्तारि मंगलं ।
अरिहंता मंगलं, सिद्धा, मंगलं ।
साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मो मंगलं ॥
चत्तारि लोगुत्तमा ।
अरिहंता लोगुत्तमा सिद्धा लोगुत्तमा ।
साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो ॥
चत्तारि सरणं पवज्जामि ।
अरिहंते सरणं पवज़्जामि ।
सिद्धे सरणं पवज़्जामि ।
साहू सरणं पवज्जामि ।
केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ।

આ ક્રમમાં રહસ્ય રહેલું છે. જાણો છો? પહેલો નિર્ણય કે અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ જ મંગલકારી છે. કલ્યાણકારી છે!

**મંગલકારી, ઉત્તમ અને શરણભૂત :**

જે મંગલકારી હોય તેજ ઉત્તમ હોય. ત્રણે લોકમાં અરિહંતાદિ ઉત્તમ છે. એવા મંગલકારી, કલ્યાણકારી અને હિતકારી ઉત્તમ અરિહંતાદિનું હું શરણ સ્વીકારૂં છું. જે ઉત્તમ હોય તેજ શરણ્ય બને!

આપણે અરિહંત વગેરે ચાર તત્વોને મંગલકારી સમજીએ. આ સમજીને તેમને સમગ્ર જગતમાં શ્રેષ્ઠ-ઉત્તમ માનીએ. તે માન્યા પછી આપણે તેમના શરણે જઈએ.

આપણો મનુષ્યસ્વભાવ એવો છે કે જેને મંગલકારી માને તેને શ્રેષ્ઠ માને. કોઇને પૌદ્ગલિક કે ભૌતિક સ્વાર્થ હોય છે, તો કોઇને આધ્યાત્મિક સ્વાર્થ હોય છે! સ્વાર્થ જ્યાં સધાય ત્યાં જાય; તેવી પ્રેરણા થાય કે 'હું આમના શરણે જાઉં,' પછી તેને ત્યાં જતાં કોઈ બંધન રોકી શકે નહીં.

શ્રદ્ધાનું-આસ્તિકતાનું આ સ્વરૂપ છે. જેના પ્રત્યે તમને શ્રદ્ધા હશે, તમે તેને શ્રેષ્ઠ સમજવાના અને તેમના શરણમાં તમારી જાતને સુરક્ષિત માનવાના. જેવા તેમના શરણમાં ગયા કે આત્મામાં એક વિશિષ્ટ પ્રક્રિયા શરૂ થવાની.

તે પ્રક્રિયા છે વૈરાગ્યની. આ પ્રક્રિયાથી સંસારના જડ પદાર્થો, ભૌતિક સુખ, અને પાંચે ઇંદ્રિયોના વિષયો તરફ મન વૈરાગ્યમય થશે. જેમ જેમ શરણાગતિનો ભાવ વધતો જશે તેમ તેમ સંસાર તરફ વૈરાગ્ય વધુ ને વધુ દૃઢ થતો જશે. સંસાર તરફ વૈરાગ્ય થશે, તો જ મોક્ષસુખની અભિલાષા જાગ્રત થશે!

એક સુખ પસંદ ન આવે, તો બીજું સુખ પસંદ પડે! એક કાપડ પસંદ ન આવે, તો બીજું કાપડ પસંદ આવે! એક મકાન ન ગમે, તો બીજું મકાન ગમે! ભલે મકાન મળે કે ન મળે પણ ગમે જરૂર! તેમ સંસાર ન ગમે તો મોક્ષ ગમે!

**સંસાર અસાર છે.** એ વાત સમજો તો **મોક્ષ** સરસ છે, સારભૂત છે, એમ લાગે. ક્ષણિક સુખ પ્રત્યે વૈરાગ્ય આવે તો શાશ્વત સુખ પ્રત્યે રાગ જાગે. સંસારસુખોમાં અનાસક્ત બની જાઓ તો મોક્ષ સુખમાં આસકિત જાગશે.

આત્મામાં સમ્યગ્ દર્શન પ્રગટે એટલે જેમ શ્રદ્ધા, વૈરાગ્ય અને સંવેગ પ્રગટે, તેમ અનુકંપાનો ભાવ પણ પ્રગટે અને વૃદ્ધિ પામે.

**અનુકંપાનું બીજું નામ છે દયા.** જ્યારે સંસારના સુખોની ઇચ્છા જ ન રહે, પછી આત્મામાં ક્રૂરતા રહે જ ક્યાંથી? સંસારના સુખોની અભિલાષામાંથી ક્રૂરતા જન્મે છે. ઘરમાં દર હોય તો સંભવ છે કે સાપ નીકળે! દર જ ન હોય તો સાપ નીકળે ક્યાંથી? તે પ્રમાણે સંસારના સુખોની ઇચ્છા-કામના તે દર છે, ક્રૂરતા એ સાપ છે.

માનો કે મને પૈસાનો રાગ છે, હું તમારી પાસે પૈસા માગું છું. પૈસા એટલે સંસારનાં સુખોનું સાધન. મારો સ્વાર્થ છે. હું માગું છું, છતાં તમે નથી આપતા, માગવાનો મારો અધિકાર છે; તેમાંથી જન્મે છે ક્રૂરતા!

કોણિક શા માટે શ્રેણિક પ્રત્યે ક્રૂર બન્યો? કોણિકને રાજ્યનો લોભ હતો, સ્વાર્થ હતો, શ્રેણિક રાજ્ય આપતા નથી; આથી કોણિકના હૃદયમાં ક્રૂરતા પ્રગટી! શ્રેણિકને જેલમાં નાખ્યા. એટલું જ નહિ. જેલમાં શું કર્યું? શ્રેણિકને કોરડાનો માર પડતો હતો ને? શ્રેણિક ભગવાન મહાવીરના અનન્ય-પરમ ભક્ત હતા. ભગવાનને પોતાના

હૃદયમાં બેસાડયા હતા. ભગવાનના શાસનને બેસાડયું હતું; તેને આવું અસહ્ય દુઃખ શાથી આવ્યું ? જો શ્રેણિક સમજી ગયા હોત અને રાજ્ય કોણિકને સોંપી દીધું હોત તો આ પરિસ્થિતિ ન સર્જાણી હોત. પરંતુ રાજ્ય સુખના રાગે રાજ્ય છોડવા ન દીધું ! કોણિકના હૃદયમાં ક્રૂરતા આવી. જયાં સંસારનાં સુખોમાં તીવ્ર રાગ, ત્યાં ક્રૂરતા આવે જ.

સમકિત દૃષ્ટિવાળો આત્મા સંસારના સ્વરૂપને સમજતો હોય છે. તે માનતો હોય છે કે "આ મારાં જ કર્મોનું ફળ છે." તેથી શ્રેણિક દુઃખ સમતાથી સહન કરી શકયા. તેમણે વિચાર્યું કે 'મેં રાજગાદી ન છોડી, પુત્રને તે ન આપી, રાજ્યના રાગે પુત્રમાં ક્રૂરતા પેદા કરી ! 'મેં જે કર્યું, તેની સજા મારે ભોગવવી જ જોઈએ." પોતાના પ્રશ્નનું સમાધાન પોતે કરી લીધું !

શ્રેણિકને કોણિક પ્રત્યે ક્રૂરતા ન આવી. દયાનો ભાવ બન્યો રહ્યો. અનુકંપા એટલે દુઃખી જીવો પ્રત્યે દયા. બીજાનું દુઃખ જોઈને આત્મા કંપી ઉઠે, અનુકંપાથી ભરેલા આત્મામાં સમતાભાવ પ્રગટે છે.

પાંચમું લક્ષણ **પ્રશમનું** છે. 'શ્રેણિકે ભગવાન મહાવીર પાસેથી સાચી સમજ-સમ્યગ્જ્ઞાન મેળવ્યું હતું: અપરાધી પ્રત્યે પણ કરુણા રાખો.

'તીર્થંકર પણ સંસારની ગતિને ન રોકી શકયા, તો પછી હું કોણ માત્ર ? I am nothing ! મારૂં શું વ્યક્તિત્વ છે ? હું કાંઈ નથી.' અપરાધી જીવો પ્રત્યે પણ રોષ નહીં, ક્રોધ નહીં, અણગમો નહીં ! ઉપશમભાવ-પ્રશમભાવ સમકિતદ્રષ્ટિ આત્માનું લક્ષણ છે.

એક કવિએ કહ્યું છે :

**'ઉપશમ આણો, ઉપશમ આણો ઉપશમ રસમાં નાણો રે,**
**વિણ ઉપશમ જિનધર્મ ન સોહે, જિમ જગ નરવર કાણો રે.'**

**ઉપશમ : જિનશાસનનો સાર :**

ઉપશમભાવ પ્રગટ કરો આત્મામાં. ઉપશમરસમાં સર્વાંગીણ સ્નાન કરો ! ઉપશમભાવ વિના જૈનધર્મ શોભતો નથી. જગતમાં રાજા કાણો હોય તો શોભે ? તેમ જૈન ઉપશમ વિનાનો શોભે ખરો ?

શમ-ઉપશમ-પ્રશમ સમાન શબ્દો છે. પરમાત્મા જિનેશ્વર દેવ

શાસનમાં, આ 'પ્રશમભાવ'થી અનેક આત્માઓએ 'કેવળજ્ઞાન' મેળવ્યાનાં દ્રષ્ટાંતો નોંધાયેલાં છે!

સમ્યગ્દર્શન ગુણ આત્મામાં પ્રગટયો છે કે કેમ, એનો નિર્ણય આ પાંચ લક્ષણોના આધારે કરી શકાય.

આસ્તિકય, વૈરાગ્ય, સંવેગ, અનુકંપા અને પ્રશમભાવ, આ પાંચ તત્વો આંતરિક છે. તે આત્માના ભાવ છે, જેની ચોકસાઈ જીવ પોતે કરી શકે અથવા વિશિષ્ટ જ્ઞાની પુરુષ કરી શકે. તમારે અંગે હું કાંઇ કહી નહી શકું. મારામાં અવધિજ્ઞાન નથી!

એક ભિખારી બીજા ભિખારીને શું ન્યાલ કરી શકે? આપણી પાસે કોઈ વિશિષ્ટ જ્ઞાનનો વૈભવ નથી! શ્રુતસાગરને જોયો છે? શ્રુતસાગરનું એક બિંદુ પણ આપણી પાસે છે ખરૂં? એટલું મતિજ્ઞાન પણ નથી કે મહાપુરૂષોએ લખેલા ગ્રંથ સારી રીતે સમજી શકીએ. કયાં ચૌદ પૂર્વનું જ્ઞાન! એક પૂર્વ તો નહીં, તેના અસંખ્યાતમા ભાગ જેટલું પણ જ્ઞાન નથી! ૪૫ આગમોનું જ્ઞાન નથી! સૂત્રો યાદ નથી, અર્થની ખબર નથી, પછી અનુપ્રેક્ષા તો હોય જ કયાંથી?

ગુજરાતીમાં કહેવત છે કે 'સૂંઠને ગાંગડે ગાંધી!' પાસે સૂંઠનો કકડો માત્ર હોય અને માને પોતાને મોટો વેપારી! આવી અમારી સ્થિતિ છે! કોઈ વિશિષ્ટ જ્ઞાન નથી! માત્ર આપણું આત્મનિરીક્ષણ કરતા રહીએ તો પણ જિંદગી સફળ થઈ જાય!

તમારામાં સમ્યગ્દર્શન છે કે કેમ, તેનો નિર્ણય કરવા માટે થર્મોમીટર જ્ઞાનીપુરૂષોએ આપેલું છે. હા, થર્મોમીટર જોતા આવડવું જોઇએ! એ ન આવડતું હોય તો અમને બતાવી શકો! જોઇ આપીશું!

સમ્યગ્દષ્ટિ આત્માને પણ નરકમાં કયારેક જવું પડે! તો ત્યાં પણ તે આત્મા ઉપશમભાવનો અનુભવ કરે! તે જાણે કે 'મેં બાંધેલા કર્મોનું ફળ મારે ભોગવવું જ રહ્યું!'

**કાર્ય-કારણભાવનું જ્ઞાન :**

જે કાર્યકારણ-ભાવ સમજે છે, તેનું દુઃખ અડધું ઓછું થઈ જાય છે. દુઃખનું કારણ જાણો છો? દુઃખ શાથી આવે?

પાપથી જ દુઃખ આવે. આ કાર્યકારણ-ભાવનું જ્ઞાન છે ને? તો

જ્યારે દુઃખ આવે ત્યારે એમ જ વિચારો ને કે 'મારા પાપોનું આ ફળ છે, માટે મારે ભોગવવાનું....સમતા ભાવથી!' સમ્યગ્દર્શનનાં પ્રકાશમાં આ જ્ઞાન થઈ જાય કે "આ મારાં બાંધેલા કર્મોથી જ હું દુઃખી છું" તો તમને વધુ દુઃખ નહીં લાગે, શાંતિથી દુઃખો સહન કરી શકશો.

અશાતા વેદનીય કર્મનો ઉદય થાય એટલે શારીરિક દુઃખ આવે જ. સમતાથી તે ભોગવી લેવાનું!

**અર્હન્નક શ્રાવક :**

એક શ્રાવક હતા, ભગવાન મલ્લિનાથના સમયમાં. પરમ શ્રદ્ધાળુ અને નિર્મલ સમ્યગ્દર્શનવાળા! એમનું નામ અર્હન્નક. અર્હન્નક શ્રાવકના હૃદયમાં દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે અપાર-અખૂટ શ્રદ્ધાભાવ હતો! આ શ્રદ્ધાભાવ નવ તત્ત્વની સાચી સમજમાંથી પ્રગટેલો હતો.

કયાં નવ તત્ત્વ? તમને ખબર છે? તમારા નવ તત્ત્વો જુદાં છે ને? બતાવું? પહેલું તત્ત્વ પૈસો! બીજું તત્ત્વ બંગલો! ત્રીજું તત્ત્વ પત્ની! હવે આગળ ગમે તે ગણાવો! આ તત્ત્વો પાછળ પાગલ જ ને?

નવ તત્ત્વના નામ યાદ નથી? આટલા દિવસ સુધી નવતત્ત્વનો પટ નીચે રાખ્યો હતો ને? દરરોજ એકવાર પણ વાંચતા હોત તો પણ નવતત્ત્વ યાદ કરી ગયાં હોત! હવે સાંભળી લો તે નવ તત્ત્વનાં નામ છે : (૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આશ્રવ, (૬) સંવર, (૭) બંધ, (૮) નિર્જરા, અને (૯) મોક્ષ.

આ નવ તત્ત્વનું જ્ઞાન જેને થાય તેનું સમ્યગ્દર્શન એવું નિર્મળ સુદૃઢ અને ઉચ્ચ કોટિનું હોય કે ઉપરના દેવલોકના દેવ પણ તેને શ્રદ્ધાથી ભ્રષ્ટ ન કરી શકે. આવું સમ્યગ્દર્શન આ શ્રાવકમાં હતું.

એક વખત આ શ્રાવકના સમ્યગ્દર્શનની પ્રશંસા દેવલોકમાં ઇન્દ્રે કરી! આ સાંભળી એક મિથ્યાત્વી દેવને થયું કે 'એક મનુષ્યમાં આટલી શ્રદ્ધા? અને દેવોની સમક્ષ એક મનુષ્યની આટલી પ્રશંસા? ઇન્દ્ર પણ કેવા છે કે બસ, પ્રશંસા કરવા બેઠા એટલે પ્રશંસા જ કર્યા કરે! પરંતુ દેવો સામે મનુષ્યની પ્રશંસા?'

આ એટલા માટે તમને કહેવાય છે કે દેવલોકના દેવ મનુષ્યને કેવી રીતે જુએ છે! તે તમે સમજો. દેવોની દૃષ્ટિમાં મનુષ્યો ગંદકીમાં રખડતાં ભૂંડ જેવા લાગે! મનુષ્યલોકની ગંદકી એટલી ઊંચી ઉડે છે કે દેવલોકના દેવ અહીં આવવા રાજી નહીં.

મિથ્યાદૃષ્ટિ દેવ શ્રાવક અર્હન્નકની પ્રશંસા સહન કરી શકયો નહીં, તે તો આવ્યો નીચે.

અર્હન્નક શ્રાવક તે વખતે વેપાર અર્થે વહાણો લઈને સમુદ્ર માર્ગે મુસાફરીમાં હતા. પેલો દેવ અર્હન્નક શ્રાવકના વહાણમાં આવ્યો. તે વખતે અર્હન્નક પરમાત્માની પૂજામાં લીન હતા. પહેલાંના જમાનામાં લાંબી મુસાફરીએ શ્રાવક જતા ત્યારે સાથે પરમાત્માની મૂર્તિ લઈ જતા! અર્હન્નક પૂજા કરે છે. દેવે કહ્યું : "અરે, આ તું શું કરે છે? આરાધના કરવી હોય તો મારી કર. શા માટે આ વીતરાગની આરાધના? તે કરવાથી તને શું મળવાનું છે?"

અર્હન્નકે કહ્યું : 'તું મને શું દેશે?'

દેવે કહ્યું : "તું ઈચ્છીશ તે ધન, સંપત્તિ વગેરે આપીશ!"

અર્હન્નક : હું ઈચ્છું તે તું નહીં દઈ શકે! કહે, આપી શકીશ? મારે મોક્ષ–નિર્વાણ જોઈએ છે, તે તું આપી શકશે? સંપત્તિની મને અભિલાષા નથી..........મારી પાસે જે ધન–સંપત્તિ છે, તે પણ છોડવાની ઈચ્છા રાખું છું!'

સમજાય છે અર્હન્નકની વાત? સમ્યગ્દૃષ્ટિ આત્મા 'હેય' ના ત્યાગની ભાવનામાં રમે! હેયને છોડવાની ઈચ્છા કામના કરે! વાત સમજાઈ ગઈ? તો નિર્ણય તમારો થઈ ગયો ને? સમ્યગ્દૃષ્ટિ આત્મા 'સંસારને કયારે છોડું?' એવું વિચારે ને?

દેવે કહ્યું : 'આટલું સુંદર શરીર છે, યુવાન વય છે, ધન છે, તે શા માટે છોડવા માગે છે? અરે, જોઈએ તો વધુ આપું. દેવલોકનું સુખ આપું. છોડી દે પૂજા પાઠ. ફેંકી દે વીતરાગની મૂર્તિ દરીયામાં.' દેવે શેઠને લલચાવવા ખૂબ પ્રયત્ન કર્યા; પરંતુ અર્હન્નક શ્રાવક ડગ્યા નહીં.

દેવે જાણ્યું હશે કે 'વેપારી છે, ધનની લાલચથી ડગી જશે! પરંતુ અર્હન્નક લાલચ આગળ ઝુકતા નથી! દેવે લલચાવવાનું છોડી દીધું અને ડરાવવાનું શરૂ કર્યું!

ફરકતું નથી. તે દેવ વિભંગજ્ઞાનથી જુએ છે કે 'શ્રાવકના ભાવ કાંઇ બદલાયા છે કે નહીં ?'

તમને મનમાં શું થાય છે? 'આવી જીદ ન રાખવી જોઇએ. સંસારમાં જીદ રાખે કેમ ચાલે? ધર્મની બાબતમાં તો છૂટછાટ ચાલે.' એમ ને? બટાટાવડા બહુ ટેસ્ટફુલ છે...કોઇ મફત ખવડાવે છે ને બહુ આગ્રહ કરે છે તો જીદ ન રાખો ને?

આવા ઢચુપચુ દિમાગવાળા અને કમજોર હૃદયવાળા માણસોમાં સમ્યગ્દર્શન કયાંથી ટકે ? દેવ કયાંથી આવે ? પાકા સમ્યગ્દર્શનવાળા બનો, દેવ તો આવે કસોટી કરવા !

હવે જોયું કે 'આ શ્રાવક ઢીલો થાય તેમ નથી....શ્રદ્ધાથી વિચલિત થાય એમ નથી.' તે અર્હન્નકના ચરણે ઝુકી ગયો અને ચાલ્યો ગયો.

## સમ્યગ્દર્શન : મોક્ષનું બીજ :

સમ્યગ્દર્શન મોક્ષનું બીજ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'કોઇ આત્મા ચારિત્રથી પડે, તો તે ફરીથી ચારિત્ર ધર્મ પ્રાપ્ત કરી શકે છે, પણ જો સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ થાય તો તેને અનંતકાળ સંસારમાં ભટકવું પડે છે.'

માટે પહેલું કામ શ્રદ્ધા નિર્મળ કરવાનું, અવિચળ બનાવવાનું કરવાનું છે. મોક્ષનો આધાર સમ્યગ્દર્શન છે. જ્ઞાન અને ચારિત્ર ઉત્તમ હોય, પરંતુ સમ્યગ્દર્શન ન હોય તો નિર્વાણ ન મળે. સમ્યગ્દર્શન વિનાનાં જ્ઞાન અને ચારિત્ર તો અભવી જીવને પણ હોય ! અભવી એટલે કયારેય મોક્ષમાં ન જનારા. આવા અભવી જીવનું જ્ઞાન સાડા નવ પૂર્વનું હોઇ શકે અને ચારિત્ર એવું પાળે કે માખીની પાંખ પણ ન દુભાય ! એટલું નિર્મળ, એટલું સ્વચ્છ પાળે ! નિર્મળ ચારિત્ર પાળીને, મરીને દેવલોકમાં પણ જાય. ત્યાં અસંખ્ય વર્ષ સુધી સુખ ભોગવે !

એ ચારિત્ર એટલા માટે પાળે કે ચારિત્રના પાલનથી દેવલોકના દિવ્યસુખ મળે! પણ મોક્ષ ન મળે ! 'એક જિંદગી સંયમનું થોડું કષ્ટ સહન કરીએ તો હજારો વર્ષનું દેવલોકનું સુખ મળે !' ચારિત્રનું લક્ષ સંસારનાં સુખ ! મોક્ષ નહીં ! સમ્યગ્દર્શન વિના મોક્ષ મળે નહીં.

એવા કોઈ બાવા જોગી મળી જાય અને કહે : 'શું નવકારમંત્રની માળા ફેરવે છે ? ભેરુજીની માળા ફેરવ, દીકરો મળશે... અને દીકરો મળી જાય....તો જિંદગીભર કોની માળા ફેરવો ? હૃદયમાં શું ભર્યું છે ? સંસારના સુખોની જ એક માત્ર કામનાને ? પુત્ર-સુખ, ધન-સુખ અને શરીર-સુખની કામનાઓ લઈને તીર્થોમાં પણ જાઓ છો ને ? હા, જિનમંદિરોમાં જિનેશ્વરની ઉપાસના તો કોરાણે રહી જાય ! જિનેશ્વર પરમાત્માને એક બાજુ રાખી સંસારનાં સુખ આપનારા દેવ-દેવીઓની ઉપાસના કરનારાઓની ભીડ જામે છે....જિનેશ્વરની આંગી માટે સવા રૂપિયો અને ઘંટાકર્ણ દેવની આંગી માટે સવાસો રૂપિયા ! એ દેવની સામે એક પગ પર ઊભા રહી માળા ફેરવે ! સમકિતદૃષ્ટિ જીવનાં આવાં લક્ષણ ન હોય ! પૌદ્ગલિક સુખોની કામનાથી એ મિથ્યા-દેવોને ન ભજે. પુણ્ય-પાપના સિદ્ધાંત પર શ્રદ્ધા ધરાવનાર આત્માનું તેજ અપૂર્વ હોય.

અર્હન્નક શ્રાવકે દેવને સાવ સાફ સંભળાવી દીધું ને ? દેવે કહ્યું : 'ભલે, તો હું જોઈ લઈશ, વહાણને ઊંચું કરી અને નીચે પટકીશ.... આંધી લાવીશ, પછી તું જો જે !'

અર્હન્નકે કહ્યું : 'આપ દેવ છો, ધારો તે કરી શકો છો. પરંતુ મારે તો અરિહંત જ શરણ છે અને શરણ રહેશે.'

તેણે ચાર શરણાં અંગીકાર કરી લીધાં.

અરિહંતે સરણં પવજ્જામિ
સિદ્ધે સરણં પવજ્જામિ
સાહૂ સરણં પવજ્જામિ
કેવલીપન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ

આમ ચાર શરણાં અંગીકાર કરી લીધાં અને સાગારી અનશન સ્વીકારી લીધું; 'अप्पाणं वोसिरामि ।' કરી કાર્યોત્સર્ગ-ધ્યાન લગાવી લીધું.

દેવે જહાજને સાત તાડ જેટલું ઊંચું ઉછાળ્યું ! ત્યાંથી નીચે પટક્યું; પાછું ઉછાળ્યું....પાછું પટક્યું....પરંતુ અર્હન્નકનું એક રૂંવાડુંય

ફરકતું નથી. તે દેવ વિભંગજ્ઞાનથી જુએ છે કે 'શ્રાવકના ભાવ કાંઇ બદલાયા છે કે નહીં ?'

તમને મનમાં શું થાય છે? 'આવી જીદ ન રાખવી જોઇએ. સંસારમાં જીદ રાખે કેમ ચાલે? ધર્મની બાબતમાં તો છૂટછાટ ચાલે.' એમ ને? બટાટાવડા બહુ ટેસ્ટફુલ છે...કોઇ મફત ખવડાવે છે ને બહુ આગ્રહ કરે છે તો જીદ ન રાખો ને?

આવા ઢચુપચુ દિમાગવાળા અને કમજોર હૃદયવાળા માણસોમાં સમ્યગ્દર્શન ક્યાંથી ટકે? દેવ ક્યાંથી આવે? પાકા સમ્યગ્દર્શનવાળા બનો, દેવ તો આવે કસોટી કરવા!

દેવે જોયું કે 'આ શ્રાવક ઢીલો થાય તેમ નથી....શ્રદ્ધાથી વિચલિત થાય એમ નથી.' તે અર્હન્નકના ચરણે ઝુકી ગયો અને ચાલ્યો ગયો.

## સમ્યગ્દર્શન : મોક્ષનું બીજ :

સમ્યગ્દર્શન મોક્ષનું બીજ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'કોઇ આત્મા ચારિત્રથી પડે, તો તે ફરીથી ચારિત્ર ધર્મ પ્રાપ્ત કરી શકે છે, પણ જો સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ થાય તો તેને અનંતકાળ સંસારમાં ભટકવું પડે છે.'

માટે પહેલું કામ શ્રદ્ધા નિર્મળ કરવાનું, અવિચળ બનાવવાનું કરવાનું છે. મોક્ષનો આધાર સમ્યગ્દર્શન છે. જ્ઞાન અને ચારિત્ર ઉત્તમ હોય, પરંતુ સમ્યગ્દર્શન ન હોય તો નિર્વાણ ન મળે. સમ્યગ્દર્શન વિનાનાં જ્ઞાન અને ચારિત્ર તો અભવી જીવને પણ હોય! અભવી એટલે ક્યારેય મોક્ષમાં ન જનારા. આવા અભવી જીવનું જ્ઞાન સાડા નવ પૂર્વનું હોઇ શકે અને ચારિત્ર એવું પાળે કે માખીની પાંખ પણ ન દુભાય! એટલું નિર્મળ, એટલું સ્વચ્છ પાળે! નિર્મળ ચારિત્ર પાળીને, મરીને દેવલોકમાં પણ જાય. ત્યાં અસંખ્ય વર્ષ સુધી સુખ ભોગવે!

એ ચારિત્ર એટલા માટે પાળે કે ચારિત્રના પાલનથી દેવલોકના દિવ્યસુખ મળે! પણ મોક્ષ ન મળે! 'એક જિંદગી સંયમનું થોડું કષ્ટ સહન કરીએ તો હજારો વર્ષનું દેવલોકનું સુખ મળે!' ચારિત્રનું લક્ષ સંસારનાં સુખ! મોક્ષ નહીં! સમ્યગ્દર્શન વિના મોક્ષ મળે નહીં.

કોઇ શેઠ કહે: 'વર્ષમાં એક મહીનો નોકરી કરવાની. પણ ૧૮ કલાક કામ કરવાનું. વચમાં જમવા માટે થોડો સમય મળશે, મામુલી આરામ લેવાનો, રજા નહીં. કામ એક મહીનાનું, પગાર બાર માસનો આપવાનો! ૧૧ મહીના દુકાન પર આવવાનું નહીં' બોલો, કેવી સરસ સર્વિસ કહેવાય? કોને કરવી છે? હાથ ઊંચા કરો!

**સભા :** એક મહિનાની તો તકલીફ ખરીને?

**મહારાજશ્રી :** તકલીફ? એક મહિનાની તકલીફ સામે જુઓ છો, ૧૧ મહિનાના આરામ તરફ તો જુઓ! આવી સર્વિસ અહીં તમારા નગરમાં આપનાર કોઈ નહીં મળે! આ ઓફર સારી નથી? 'હા કે ના' તે તો કહો, ૧૧ માસ આરામ, ૧ માસ નોકરી! અમે આવી નોકરી આપવા તૈયાર છીએ! શું કષ્ટ છે સાધુ જીવનમાં? શું સાધુ દુઃખી છે અને તમે સુખી છો એમ માનો છો?

**સંસારથી મુક્ત થવું છે?**

**સભા :** દુઃખી અમે, આપ તો સુખી!

**મહારાજશ્રી :** 'તો દુઃખી જ રહેવું છે? સુખી નથી થવું? ઝગડો થયો હોય તો જાઓ છો ને વકીલની પાસે? પ્લાન કરવો હોય તો શોધો છો ને આર્કીટેકને? ખાડો ખોદવો છે, તો બોલાવો છો ને મજૂર ને? લાઇટફીટીંગ કરવું છે, તો બોલાવો છો ને વાયર-મેનને? તમે સંસારથી ઉખડી ન શકતા હો તો બોલાવોને અમને? આપો આમંત્રણ! ઉખાડી દઈશું! ઉખડવું છે આ સંસારમાંથી? કે ચોંટી રહેવું છે?

'તમે કહો કે 'સંસારમાંથી અમને ઉખેડી નાખો!' જો નથી કહેતા તો એનો અર્થ એ થયો કે તમારે સંસારમાંથી નીકળવું નથી, સંસારમાં રહેવું છે! જેને પોતાના ઘરમાં લાઇટફીટીંગ કરાવવાનું જ ન હોય ત્યાં વાયરમેન જઈને ઉભો રહે તો? તમે શું કરો? કાઢી મૂકો ને?

તમારે ટ્રીટમેન્ટ નથી કરાવવી અને ડોકટર ટ્રીટમેન્ટ કરવા તમારે ત્યાં આવે તો? તમે શું કહેશો? 'ડોકટર સાહેબ, મગજ ઠેકાણે છે

કે નહીં ?' એમ તમને પૂછયા વગર અમે આવી જઈએ તો તમે શું કહો ?

'સાહેબ, ગોચરી લેવી હોય તો લો બીજી વાત ન કરો !' બરાબર ને ?

મોક્ષમાર્ગની આરાધના માટે સમ્યગ્દર્શન સર્વ પ્રથમ જરૂરી છે....સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી જીવને સંસારમાં અર્ધ પુદ્ગલ પરાવર્ત કાળથી વધુ કાળ નહીં ભટકવાનું.

**બોધિબીજ વાવી દો :**

સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય એટલે જીવન વ્યવહાર બદલાઈ જાય. તમારો જીવનવ્યવહાર વિશુદ્ધ બને; નિર્મળ બને; જિનાજ્ઞાને સાપેક્ષ જીવન બને.

અષ્ટદળ કમળમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય, સાધુનું ધ્યાન ધર્યા પછી સિદ્ધપદ અને આચાર્યપદ વચ્ચે સમ્યગ્દર્શન-પદની સ્થાપના કરવી અને એનું ધ્યાન કરવાનું.

સમ્યગ્દર્શન ગુણ છે. ગુણનું ધ્યાન ગુણી વિના ન થઈ શકે; માટે સમ્યગ્દર્શન ગુણવાળા ઉત્તમ આત્માઓનું ધ્યાન કરવાનું.

શ્રેણિક, અર્હન્નક, સુલસા, કૃષ્ણ મહારાજા....વગેરે મહાપુરૂષોનું ધ્યાન કરવાનું.

વીતરાગ સર્વજ્ઞ પરમાત્માની આજ્ઞા મુજબ જીવન જીવતા સાધુ-પુરૂષો ઉપર અને કેવળજ્ઞાનીએ બતાવેલા ધર્મ પર શ્રદ્ધાવાન બની આત્મભૂમિમાં બોધિ-બીજ વાવી દો, એજ શુભ ભાવના.

# વ્યાખ્યાન નવમું



## સમ્યગ્જ્ઞાન-પદ

પરમ ઉપકારી પૂજ્ય આચાર્ય ભગવાન શ્રી રત્નશેખરસૂરિજી મહારાજા, શ્રીપાલકથાના પ્રારંભમાં અરિહંતાદિ નવ પદોનું હૃદય-કમળમાં ધ્યાન ધરીને સિદ્ધચક્રજીનો મહિમા બતાવે છે.

**કર્મચક્ર અને સિદ્ધચક્ર :**

સિદ્ધચક્ર એક એવું અદ્ભુત ચક્ર છે, કે જે ચક્ર દ્વારા મનુષ્ય પોતાના કર્મચક્રનું ભેદન કરી શકે છે. કર્મચક્રના આરા આઠ હોય છે. સિદ્ધચક્રના આરા નવ હોય છે! કર્મચક્ર આઠ કર્મનું છે, સિદ્ધચક્ર નવપદનું છે.

અનંત અનંત કાળથી કર્મચક્ર આપણા આત્મા પર ફરતું રહ્યું છે, ફરતા રહેલા કર્મચક્રે આપણને બરબાદ કર્યા છે, આપણા ભાવ-પ્રાણનો નાશ કર્યો છે, હવે તે કર્મચક્રનો નાશ કરવો છે? તો એક જ ઉપાય છે, અને તે સિદ્ધચક્ર !

કોઈ અપૂર્વ, અદ્ભુત અને ગમે તેટલું સારું ચક્ર હોય, પણ તેને ફેરવતાં ન આવડે, નિશાન લેતાં ન આવડે, તો ચક્ર કંઈ કામ કરી ન શકે, માત્ર શસ્ત્ર સારું હોય તેટલાથી શત્રુ ન જીતાય, શસ્ત્રને ચલાવતાં પણ આવડવું જોઈએ.

**કર્મચક્રને નષ્ટ કરો :**

સિધ્ધચક્રને ઘુમાવતાં આવડવું જોઈએ! બરોબર ઘુમાવીને,

નિશાન લઈને ફેંકવામાં આવે તો તે કર્મચક્રના ચૂરેચૂરા કરી નાખે! સિધ્ધચક્રને ઘુમાવવું એટલે સિધ્ધચક્રનું હૃદયકમળમાં ધ્યાન ધરવું! સિધ્ધચક્રનું ધ્યાન ધરતાં આવડી જવું જોઇએ! ધ્યાન કરતાં શીખી જાઓ. કર્મચક્રના ચૂરા થઇ જશે.

કોઇ કહો 'અરે રે! હું શું કરૂં? મારા પર કર્મોનો ભાર ઘણો છે!' આ પોકાર છે નિર્બળ આત્માનો. જેની પાસે સિદ્ધચક્ર ન હોય તે મનુષ્ય કર્મચક્રથી ભયભીત બનીને રડવા બેસી જાય.

ડાકુએ ઘેરી લીધા છે, સમજાવટ ચાલે તેમ નથી, તો શું કરો? પણ જો હાથમાં શસ્ત્ર હોય, રાયફલ હોય, અને હૃદયમાં શૌર્ય, વીરતા હોય તો તમે શું કરો? એક ડાકુ નહીં પાંચ-દશ હોય તો પણ પહોંચી વળો ને? શત્રુના સંહારનું સાધન ન હોય કે દ્રઢ મનોબળ ન હોય તો તો હાય હાય જ! જેની પાસે મનોબળ છે, સામનો કરવાનું સાધન છે, તે કપાળે હાથ દઈને નીચી મુંડીએ બેસી ન રહે, તે તો વિચારે કે 'શું હું માંયકાંગલો છું? ડાકુ ભલે ને ગમે તેવો હોય! સામનો કરીશ.' કર્મચક્રને ખતમ કરવા સાધન તો સિદ્ધચક્રજી છે જ, પરંતુ દ્રઢ મનોબળ જોઈએ. તે ન હોય તો ન ચાલે. મનોબળની ખાસ આવશ્યકતા છે. માનો કે શત્રુથી ઘેરાઇ ગયા છો, હતાશ, નિરાશ થઇ ગયા છો, ત્યાં ખ્યાલ આવે કે 'ઘરમાં ટેલીફોન છે! લાઈન કપાઇ નથી!' તરત જ પોલિસને નંબર જોડશો ને? પોલિસ ઇન્સ્પેક્ટર કહે કે: 'અચ્છા, પોલીસ પાર્ટી તુરત આવે છે!' અને પોલીસવાનને આવતી તમે જુઓ, તો હિંમત વધી જાય ને? તમારી સહાયતામાં એવી શક્તિ આવી છે, જે ડાકુઓથી વિશેષ છે! 'શત્રુથી અમારી શકિત વધુ છે,' આ ખ્યાલથી મનોબળ મજબૂત બને છે.

**સિદ્ધચક્રના સહારે નિર્ભય બનો :**

'કર્મ ગમે તેટલાં હોય, ગમે તેવાં હોય પણ મારી પાસે સિધ્ધચક્ર છે! હું કર્મચક્રથી ડરતો નથી! આ વિચાર કરો તો હિંમત આવી જશે. શ્રીપાલે કયારેય કર્મનો દોષ કાઢયો નથી. તેમને સિધ્ધ-

ચક્ર પર એટલો બધો વિશ્વાસ હતો કે ગમે તેવા કષ્ટોમાં પણ તે હિંમત હાર્યા નહીં.

મયણા ઘેર હતી. શ્રીપાલ પરદેશ હતા, પણ મયણાના હૃદયમાં શંકા, આશંકા, ભય કાંઇ ન હતું, તેની પાસે સિધ્ધચક્ર હતું ! મનોબળ હતું. એટલું જ નહીં પણ તે સિધ્ધચક્રને ઘુમાવી રહી હતી અને નિશાન લઈ રહી હતી ! તે હંમેશા સિધ્ધચક્રની પૂજા કરતી, તેનું ધ્યાન કરતી હતી. ધ્યાન એટલે સિદ્ધચક્રને ઘુમાવવું અને પ્રાર્થના કરવી એટલે નિશાન તાકવું !

પ્રાર્થના કરનાર વ્યકિત જે વ્યકિતને માટે પ્રાર્થના કરતી હોય તે વ્યકિત પર તે પ્રાર્થના-બળની, આધ્યાત્મિક શકિતની અસર થાય છે ! મયણાની આરાધના શ્રીપાળની કુશળતામાં ને સફળતામાં નિમિત્ત હતી. સુદર્શન શેઠ સંકટમાં હતા. ત્યારે મનોરમા ઘરમાં રહીને નવપદનું, પંચ પરમેષ્ઠીનું નિશ્ચિંત મને, નિર્ભયતાપૂર્વક, નિર્મળ હૃદયથી ધ્યાન ધરતી હતી. તેને સુદર્શન શેઠમાં લેશ માત્ર શંકા ન હતી. શંકાનો કીડો મનોબળ કોલી ખાય છે ! શંકાના કીટાણુઓ ભયંકર હોય છે, શ્રધ્ધાને પોલી કરી નાખે છે. શ્રધ્ધાના મર્મને, તેના ગર્ભને ખાઇ જાય છે. તેને પોકળ બનાવી મૂકે છે. શ્રી સિધ્ધચક્રની અચિંત્ય શકિત પ્રત્યે શંકાશીલ મનુષ્ય શું કહેશે ? 'સિધ્ધચક્ર મહાન છે એ ખરું, પણ અમારાં કર્મ ભારે હોય તો સિધ્ધચક્ર શું કરી શકે ?' બસ, આ શંકા !

જેની મદદ લેવાની હોય તેની શકિતમાં શંકા આવી જાય તો નિશ્ચિંતતા ન મળે, સફળતા ન મળે. સહાયકની શક્તિમાં શંકા આવી એટલે મામલો ખતમ ! આવી શંકા જન્મે છે સહાયકની શક્તિના અજ્ઞાનમાંથી ! જેટલું આવશ્યક જ્ઞાન હોવું જોઇએ તે નથી; તે ન હોય એટલે ડગલે ને પગલે શંકા થાય ! ઉપર-ચોટિયું જ્ઞાન ન ચાલે. તત્ત્વના ઉંડાણમાં જવું જોઇએ. અનુપ્રેક્ષા-જ્ઞાન શ્રધ્ધા-ભાવને પુષ્ટ કરે છે. તેવો શ્રધ્ધા-ભાવ દ્રઢ હોય તો પછી ભલે ને દેવ દાનવ કે રાક્ષસ-વ્યંતર આવે ! ભયંકર સર્પ કેમ ન આવે ? તેનો શ્રધ્ધા-ભાવ અખંડ....નિઃશંક બન્યો રહેશે. જોઇએ જ્ઞાનમૂલક શ્રધ્ધા !

## સિદ્ધચક્રની શક્તિ માટે નિઃશંક બનો :

ગારૂડીને પોતાની મંત્રશક્તિ પર શ્રધ્ધા હોય છે, તેથી સામે ગમે તેવો ભયંકર સર્પ આવે, છતાં તે ડરતો નથી! તેને પોતાની મંત્રશક્તિ પર સંપૂર્ણ વિશ્વાસ હોય છે; પરંતુ જે ક્ષણે તે વિશ્વાસ ડગે તે ક્ષણે સર્પ તેને મારે!

સર્વ તત્ત્વોમાં કોઈપણ રહસ્યભૂત તત્ત્વ હોય તો તે સિધ્ધચક્ર છે! નવપદ છે! આ તત્ત્વ પર આપણી શ્રધ્ધા નિઃશંક હોવી જોઈએ. નિઃશંકતા માટે જ્ઞાન હોવું જોઈએ, તે માટે જ્ઞાનપદની આરાધના કરવી જોઈએ. એ આરાધનામાં મુખ્ય છે ધ્યાન! જ્ઞાન પૂર્વકધ્યાન ધરવાનું! જ્ઞાનપદનું ધ્યાન એટલે જ્ઞાની પુરૂષોનું ધ્યાન ધરવાનું. જ્ઞાનીપુરુષોનો જ્ઞાન પ્રકાશ જોવાનો, નિર્મળ સમ્યગ્દષ્ટિ ચારિત્રવંત જ્ઞાની પુરૂષોનું ધ્યાન ધરવાથી આપણા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય તો જ્ઞાન પ્રગટ થાય....પ્રગટેલી તે જ્ઞાનની જ્યોતને જલતી રાખવા માટે હંમેશાં જ્ઞાની પુરૂષનું ધ્યાન ધરતા રહો. દીપક બુઝાઈ ન જાય, તેનું ધ્યાન રાખવું પડે! ઈલેક્ટ્રીક લાઈટમાં પણ ફ્યુઝ ઉડી ન જાય તેનું ધ્યાન રાખવું પડે ને? ધ્યાન રાખવું એટલે વિશેષ ખ્યાલ રાખવો! જગતની પ્રત્યેક ક્રિયામાં ધ્યાન આવશ્યક છે. રસોઈ ચૂલા પર બનતી હોય તો ચૂલો ઓલવાઇ ન જાય તેનું ધ્યાન રાખવું પડે ને? રસોઇ દાઝી ન જાય તેનું ધ્યાન પણ રાખવું પડે! મા પોતાના બાળકને કહે છે, 'કપડાં પહેરવામાં ધ્યાન રાખો.' પિતા પોતાના પુત્રને કહે છે, 'બેટા પૈસા ખર્ચવામાં ધ્યાન રાખો.' શિક્ષક વિદ્યાર્થીને કહે છે, 'ભણવામાં બરાબર ધ્યાન રાખો.' એવી રીતે 'તબિયતનું ધ્યાન રાખો, દુકાનનું ધ્યાન રાખો, ઘરનું ધ્યાન રાખો, મહેમાનોનું ધ્યાન રાખો....' એમ કેટલાં બધાં ધ્યાન રાખો છો? પણ સિધ્ધચક્રનું ધ્યાન રાખો છો? માતા, પિતા, શિક્ષક, વડીલ બધા શા માટે ધ્યાન રાખવાનું કહે છે? કામ બગડી ન જાય માટે ને? સિધ્ધચક્રમાં ધ્યાન નહીં રાખો તો આખી જિંદગી બગડી જશે એ જાણો છો? એ પણ સમજો કે જેનું ધ્યાન સિધ્ધચક્રમાં લાગી ગયું તેનું જગતમાં કોઇ કંઇ બગાડી શકતું નથી!

### શ્રીપાળ અને મયણાનું ધ્યાન :

મયણાએ સિદ્ધચક્રમાં ધ્યાન લગાવ્યું. કેવી હતી તેની મનની નિર્મળતા ? મનની પવિત્રતાએ શરીરને નીરોગી બનાવ્યું હતું; પરંતુ લોકો શું કહેતા હતા ? 'જુઓ, આ શરીર કોઢ રોગથી ઘેરાયેલું હતું, તે કેવું નીરોગી બની ગયું ? કેવું સુંદર ! શરીર પહેલાં તો મન સુંદર નીરોગી બન્યું હતું ! પરંતુ લોકોનું ધ્યાન શરીર પર ગયું, મન પર નહીં ! આ બહારની વાત યાદ રાખીને તમે આરાધના કરો છો ને ? તમે બધાએ સ્ત્રી, ધન, શરીરસૌંદર્ય યાદ રાખ્યાં, અંદરના પરિવર્તનને ભૂલી ગયા ! શ્રીપાળ–મયણાના મન પર, હૃદય પર, આત્મા પર સિદ્ધચક્રજીની કેવી અસર પડી હતી, મન કેવું નિર્મળ બન્યું હતું ? હૃદય કેવી પ્રસન્નતા અનુભવતું હતું ! આત્માનો ઉલ્લાસ કેવો હતો ? આ બધું ભૂલી ગયા ને ? ધ્યાન ધરવાથી શ્રીપાળને જે બાહ્ય સુખો મળ્યાં તે તમારે જોઈએ છે, પરંતુ અંદરની ચીજ મેળવવા ઇચ્છો છો ? આંતરિક પરિવર્તન ચાહો છો ? પહેલા સિધ્ધચક્રની આરાધના કરીને આંતરિક શુધ્ધિ પ્રાપ્ત કરો, પછી બહારની સિધ્ધિ તો ઓટોમેટિક મળી જશે !

ખેડૂત ખેતરમાં બીજ વાવે, ઘઉં વાવે, તે શાના પાકની આશા રાખશે ? ઘઉંની ને કે ઘાસની ? ઘાસની ઈચ્છા ન રાખે તો પણ ઘાસ મળે કે નહીં ? વલોણું શા માટે કરો ? ઘી અને માખણ માટે ને ? છતાં છાશ તો મળે જ ને ? વચલી વચલી વાત તો આપોઆપ મળે છે ! તો સિધ્ધચક્રની આરાધના મનની નિર્મળતા માટે કરો. આત્માના સૌંદર્ય માટે કરો, બાહ્ય ધન, રૂપ વગેરે તો વગરમાંગે મળશે !

### વર્તમાન ક્રિયામાં લીન બનો :

'મારો પતિ નિરોગી–બને' આ વાત નવપદની આરાધના વખતે મયણા ભૂલી ગઇ હતી. તેણે આવી કોઇ ઇચ્છા કરી ન હતી, ઇચ્છા–રહિત બની હતી. પતિના વિચારો જો એણે કર્યા હોત તો તેની આરાધના ડહોળાઇ જાત. આરાધનામાં એકાગ્ર ન બની શકત. ફક્ત સિધ્ધચક્રજી ! માત્ર નવપદ ! એ સિવાય એને બીજું કોઈ ધ્યાન ન હતું.

કોઈપણ એક ધર્માનુષ્ઠાનની આરાધના વખતે બીજા ધર્માનુષ્ઠાનનો વિચાર ન કરવો જોઈએ.

બાળકનું ધ્યાન જમતી વખતે રમતમાં હોય તો તે સરખી રીતે ખાઈ શકે નહીં અને રમતમાં પણ કાંઈ ઉકાળી શકે નહીં ! એક ધર્મની ક્રિયા કરતી વખતે બીજી ધર્મક્રિયાનું ધ્યાન ન રાખવું જોઈએ. તમારી ધર્મક્રિયાઓનાં છે ઠેકાણાં ? ચિત્ત કેટલું ચંચળ ? પ્રતિક્રમણ ચાલતું હોય ત્યારે પડિલેહણના વિચાર ! પડિલહેણ કરે ત્યારે 'જલ્દી કરો, દેવવંદન કરવાનું છે !' દેવવંદનની ક્રિયા ચાલતી હોય ત્યારે મંદિરે જવાનો વિચાર ! મંદિરમાં ગયા તો ત્યાં વ્યાખ્યાનશ્રવણ માટે ઉતાવળ ! વ્યાખ્યાન સાંભળતાં માળા ફેરવવાનો વિચાર ! માળા ફેરવતા હોય ત્યારે બજારમાં જવાનો વિચાર ! વ્યાખ્યાનમાં આવે ત્યારે વિચારે કે 'ક્યારે જલ્દી પૂરું થાય !' કારણ ? પેટ ભરવું છે !

આ રીતે મનની ચંચળતા ધર્મક્રિયાઓને ચૂંથી નાંખે છે. માટે આપણે જે ધર્મક્રિયા કરીએ, તે ધર્મક્રિયા સિવાય આગળ-પાછળની કોઈપણ ક્રિયાનો ખ્યાલ રાખવો ન જોઈએ, ધર્મક્રિયાના ભાવમાં ડૂબી જવું જોઈએ, તો જ ક્રિયામાં આનંદ આવે.

### વ્યવહારિક ક્રિયાઓમાં ચંચળતા :

સંસારની ક્રિયાઓમાં પણ મનની ચંચળતા સતાવે છે ને ? હજુ પથારીમાંથી ઉઠયા, ત્યાં ચા પીવાનો વિચાર ! ચા પીતાં પીતાં 'અરે ! નાહવાનું પાણી કાઢયું કે ?' જલ્દી નાવું છે ! નાહતાં નાહતાં રાડ પાડે 'કપડાં કાઢયાં છે ને ?'

આમ નાહતી વખતે ધ્યાન કપરામાં ! કપડાં પહેરતાં પહેરતાં લક્ષ જાય બજારમાં, શાકભાજી લેવામાં...! આમ એકે ચાલુ ક્રિયામાં ધ્યાન ન રહે એટલે ચા પીતાં પીતાં ઢોળાય ! નાહતી વખતે શરીર પર પાણી નાંખવાને બદલે જમીન પર જ ઢોળતો જાય ! કપડાં પહેરતી વખતે બુશશર્ટને બદલે કોટ પહેરી લે ! જે ક્રિયા કરવાના હો તે ક્રિયામાં ધ્યાન ન રાખો તો ચાલુ ક્રિયા બગડે જ.

**નકામા વિચારોથી મુક્ત બનો :**

માતા, પિતા, કલાચાર્ય, વડીલ, ધર્મગુરુ—બધા કહે કે 'કોઈ કામ કરો તો ધ્યાનથી કરો' ધ્યાન એટલે જે ક્રિયા કરતા હો તેનો જ વિચાર કરવાનો, અન્ય કોઈ વિચાર કરવો નહીં. પરંતુ વિચારોમાંથી છુટકારો પામવો અશક્ય લાગે છે ને ?

ભોજનની ક્રિયામાંથી છુટકારો પામવો સરળ, પણ ભોજનના વિચારમાંથી છુટકારો પામવો મુશ્કેલ ! એવી રીતે પાણી પીવાની ક્રિયા છોડવી સરળ, પણ પાણી પીવાના વિચારો ? એમ કહેવામાં આવે કે 'આજે રાત્રે ન ઉંઘો.' તો ઉંઘવાનું છોડી આખી રાત જાગશો ! પણ એમ કહેવામાં આવે કે 'વિચાર ન કરો !' તો પૂછશો : 'સાહેબ, વિચાર ન કરું તો શું કરું ?'

**ગંદા વિચારોથી મુક્ત બનો :**

સામાન્ય કક્ષાનો મનુષ્ય એમ જ સમજે છે કે 'વિચારો તો આવે જ, તે કેમ છોડાય ?' પણ તેને ખ્યાલ નથી હોતો કે વિચારો પણ છોડી શકાય છે ! અપવિત્ર ગંદા વિચાર ન કરો. આત્માને મલીન કરે તેવા ક્રોધ, માન, માયા, લોભ, ચોરી, જૂઠ, પરિગ્રહ વગેરેના વિચારો છોડો. આવા અપવિત્ર, ગંદા વિચારોને મનોમંદિરમાં પ્રવેશવા જ ન દો.

મનમંદિર પર બોર્ડ લગાવો : 'બેડ થોટ્સ, નો એડમીશન.' 'ખરાબ વિચારોને પ્રવેશ નથી !'

જ્યાં પાવરહાઉસ હોય છે ત્યાં લખેલું હોય છે ને કે 'હાઈ-વોલ્ટેજ, ડેન્જર' સ્પર્શ ન કરો, ભય ! તેમ આપણે આપણા મનમંદિરના દરવાજે બોર્ડ લગાવવાનું. 'Evil Thoughts, Danger' ગંદા વિચારો, ભય !'

શહેરમાં જ્યાં ગંદા પાણીનો નિકાલ કરવામાં આવે છે, ત્યાં બોર્ડ હોય છે : *Dirty water, Danger,'* અહીં ગંદુ પાણી છે. ગંદા પાણીમાંથી રોગોના અસંખ્ય જીવજંતુ ઉઠે છે, અહીં ન આવો....ભય છે.

'ગંદા વિચાર ન કરો'—આવું બોર્ડ કોણ લગાવી શકે ? જ્ઞાની. જ્ઞાની પુરુષોને દરેક વખતે અશુભ વિચારોને પ્રવેશ ન કરવા દેવા માટે પોતાને સ્વયં રોકવા નથી પડતા. દરવાજા પર ચોકીદાર હોય

છે....તે જ કામ કરે છે. જ્ઞાની પુરૂષ પોતાના ધ્યાનમાં મસ્ત રહે છે... 'કોઈ ખરાબ વિચાર પેસી ન જાય' એનું વારંવાર ધ્યાન જ્ઞાની ને રાખે. અશુભ વિચારોને રોકવાનું કામ ચોકીદારનું છે. ચોકીદાર કોના ઘરે હોય ? શ્રીમંતને ત્યાં ને ? રાજા મહારાજાને ત્યાં ને ? મિનિસ્ટરને ત્યાં ને ? જ્ઞાની પણ શ્રીમંત છે ! રાજા છે !

તમે જ્ઞાનધનથી શ્રીમંત નહીં બનો તો ચોકીદાર નહીં રાખી શકો, અને ચોકીદાર નહીં હોય તો કોઈ પણ ઘુસી આવશે ! માટે જ્ઞાન–શ્રીમંત બનવા જ્ઞાનથી રાજા, જ્ઞાનથી શ્રીમંત...ધનવાન બનેલા એવા જ્ઞાની–પુરૂષોનું ધ્યાન ધરો. જેવાઓનું ધ્યાન ધરશો, તેવા બનશો !

કોનું ધ્યાન ધરશો ? જ્ઞાની–પુરૂષનું ધ્યાન ધરો. તેવા એક જ્ઞાની–પુરૂષ છે જંબૂસ્વામી. તેમનું ધ્યાન ધરી શકીએ.

### જંબૂસ્વામી :

ગૃહસ્થાશ્રમમાં પણ જંબૂસ્વામી કેવા જ્ઞાની હતા ? તેમના મનમાં એક પણ વિકારી વિચારનો પ્રવેશ ન થયો. સામે આઠ આઠ રૂપવતી સ્ત્રીઓ બેઠી હતી, જંબૂકુમારને રાગી બનાવવા માટે વિવાદ કરે છે. તેઓ નિર્ણય કરીને આવી છે. પછી બોલવા, ચાલવામાં કે વાદ–વિવાદ કરવામાં કાંઈ કસર રાખે ? છતાંય જંબૂકુમારના મનમાં એક પણ ખરાબ વિચાર આવતો નથી ! જંબૂકુમાર પર કોઈ અસર નહીં ! કારણ ? તેઓ જ્ઞાની હતા, તેઓ નિર્વિકારી રહ્યા. કેવી તેમની આત્મ-ધ્યાનની મસ્તી ! જરાય વિકાર નહીં, જ્ઞાની નિર્વિકારી રહી શકે !

### સિંહગુફાવાસી મુનિ :

જ્ઞાન વિનાનો મનુષ્ય ભલે ચાર ચાર માસના ઉપવાસ કરે, છતાં કોઈ ગેરંટી નહીં કે તે નિર્વિકારી રહી શકે ! પેલા સિંહ-ગુફાવાસી મુનિને જાણો છો ને ? સ્થૂલભદ્રજીનું અનુકરણ કરવા કોશ્યાને ઘેર પહોંચ્યા. પરંતુ કોશ્યાનું મુખ જોતાં જ મોહિત થઈ ગયા, વિચલિત થઈ ગયા. ઉભા ઉભા કોશ્યાને પહેલી વખત જ જોઈ. માત્ર કેટલા શબ્દો સાંભળ્યા ? 'મહારાજ મારે ઘેર કેમ પધાર્યા ?'

રૂપ જોયું, શબ્દ સાંભળ્યાં અને ખતમ, વિકેટ ડાઉન! કોશ્યાએ કોઇ ફાસ્ટ બોલિંગ કરી ન હતી, હલકો બોલ ફેંક્યો હતો! છતાં સિંહ ગુફાવાસી મુનિની વિકેટ પડી ગઈ! તપ હતું, ચારિત્ર હતું,–બધું હતું....પણ જ્ઞાન ન હતું. ત્યાં ને ત્યાં મનોબળ તૂટી ગયું. કોશ્યા સામે લાચાર બની ગયા.

**સ્થૂલભદ્રજી :**

સ્થૂલભદ્રજીએ એક ચોમાસું કોશ્યાને ઘેર કર્યું હતું. કોશ્યાએ કોઈ કસર રાખી ન હતી. નૃત્ય કર્યાં. વિગઇઓથી ભરપુર ભોજન તૈયાર કર્યાં, પરંતુ સ્થૂલભદ્રજી પર કોઈ અસર ન થઈ. કારણ? તેમનામાં જ્ઞાન હતું! જ્ઞાની તેનું નામ, જેના મનમાં વિકારો પ્રવેશી ન શકે. જ્ઞાની વિકારોને મનમાં પેસતાં રોકી શકે છે. તેવા જ્ઞાની શ્રી સ્થૂલભદ્રજીના નામની માળા ફેરવો.

જ્ઞાની પુરૂષનું ધ્યાન ધરવાથી તેમના જ્ઞાનની જ્યોત આપણામાં પ્રકાશ પાથરે છે. જીવને નિર્વિકારી બનાવે, અક્રોધી, અલોભી, અમાની, અમાયી બનાવે. વિષય-વિકારોને ખતમ કરે તેવું જ્ઞાન જોઇએ.

**માષતુષ મુનિ :**

એક આચાર્ય ભગવાને એક વૃધ્ધ માણસને દીક્ષા આપી. વૃદ્ધને કાંઈ આવડતું ન હતું. એટલું જ આવડે કે 'ગુરુ-મહારાજ જે કહે તે કરવું' આટલું જ્ઞાન તેમનામાં હતું. આ પણ જ્ઞાન છે! જ્ઞાનની ચાવી છે સમર્પણભાવ! ચારિત્ર લીધું પણ એક શબ્દય યાદ ન રહે. તમને થાય : 'આવાને દીક્ષા અપાય?' હા, અપાય. સમર્પણભાવ હોય તો અપાય. મુંબઈમાં એક સ્ટુડિયો છે, ત્યાં લખેલું છે: 'તમે મોઢું હસતું રાખો, બાકીનું અમે સંભાળી લઈશું!'

ગુરુ-સમર્પણ અગત્યનું છે. એકવાર ગુરુ કહે, 'આ કૂવો છે, કૂદી પડો.' તો કૂદી પડવાનું! પછી 'શા માટે? કેવી રીતે?' પ્રશ્નો પૂછવાના નહીં. ગુરુ-સમર્પણ મોટી વાત છે. દીક્ષા લીધા પછી કાંઇ યાદ રહે નહીં, કાંઇ આવડે નહીં, ત્યારે ગુરુએ કહ્યું : 'બે વાત

ધ્યાન રાખો. એ પદનું જ્ઞાન આપ્યું : 'રોષ ન કરવો, રાગ ન કરવો ! ' मा रुष मा तुष.' વૃદ્ધ તો માંડયા બોલવા. मा रुष, मा तुष, मा रुष मा तुष, माषतुष...माष तुष...' ગુરુએ કહ્યું : ' બરાબર નથી !' વૃદ્ધ શ્રમણ બોલ્યા : मिच्छामि दुक्कडं ' ફરીથી ગોખવા માંડયા.... પાછી ભૂલ થઈ....તો ફરીથી मिच्छामि दुक्कडं આમ કેટલાંય વર્ષ ચાલ્યું. પણ તે ભૂલ ન સુધરી શકી તે ન જ સુધરી શકી. ગુરૂ મહારાજે ખૂબ પ્રયત્ન કર્યો....૧૨ વર્ષ વીતી ગયાં....ન તો ગુરૂને કંટાળો આવ્યો, ન તો શિષ્યને કંટાળો આવ્યો. પરિણામ શું આવ્યું ? ભલે એમને જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ ન થયો, ક્ષય જ થઈ ગયો ! કેવળજ્ઞાન પ્રગટ થઈ ગયું !

## જ્ઞાનોપાસના :

હા, જ્ઞાનોપાસનામાં કંટાળો, નિરાશા, ઉદાસીનતા–આ બધાં તત્ત્વો બાધક તત્ત્વો છે. ભગવંતની આજ્ઞા એવી નથી કે 'આ બધું જ ભણી લો,' પણ ભગવંતની આજ્ઞા એવી છે કે 'અધ્યયનનો પ્રયત્ન ચાલુ રાખો.'

જ્ઞાનાભ્યાસની મહેનત પૂરી જોઈએ. એમાં પ્રમાદ–આળસ ન ચાલે. જેમ સંસારીને શીઘ્ર ધન ન મળે છતાં મેળવવાની મહેનત કરવામાં કચાશ રાખતો નથી તેમ સમ્યગ્જ્ઞાન માટે યોગ્ય કાલ, વિનય, બહુમાન, ઉપધાનતપ, ગુરૂનો અનપલાપ, સૂત્ર, અર્થ અને તદુભયના અભ્યાસરૂપ આ આઠે જ્ઞાનાચારનું પાલન અવશ્ય જોઈએ. માષ-તુષ મુનિનો સતત પ્રયત્ન કેવો સફળ થયો ! બાર વર્ષ સુધી બે વાકય ગોખ્યાં, પણ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ ન થયો, જ્ઞાન ન મળ્યું, શ્રુતજ્ઞાન ન મળ્યું, પણ કેવળજ્ઞાન મળી ગયું ! સર્વ-ઘાતી કર્મોનો નાશ થયો ! માષતુષ મુનિ વીતરાગ કેવળજ્ઞાની બની ગયા !

જ્ઞાની બનવા માટે જ્ઞાની ગુરૂના ચરણે મન–વચન–કાયાથી સમર્પણ કરવું પડે. જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રમાદ દૂર કરવો જોઈએ. સુસ્ત જીવો જ્ઞાન પ્રાપ્ત નથી કરી શકતા.

'विद्यार्थिनः कुतः सुखम् ? सुखार्थिनः कुतो विद्या ?'

વિદ્યાર્થીને સુખ ક્યાંથી હોય અને સુખના અર્થીને વિદ્યા ક્યાંથી હોય ?

અમારા એક પરિચિત પંડિતજી બનારસમાં ભણતા હતા ત્યારની વાત છે. તેમણે પોતાની વાત કહી : 'અમે કાશીમાં ભણતા હતા, ત્યારે ચોટલી ખીલા સાથે બાંધતા ! જરા ઉંઘ આવે કે ચોટલી ખેંચાય ! તેઓએ કહ્યું 'રાતના બાર વાગ્યા સુધી અભ્યાસ કરવો પડતો. સવારમાં પાંચ વાગે ઊઠીને અભ્યાસ કરવા બેસવું પડતું !' તેઓ વિદ્યાના અર્થી હતા.

આજે તેવા વિદ્યાર્થી નથી. ખરેખર જ્ઞાન પ્રાપ્ત કરવું નથી. ડીગ્રી મેળવવી છે ! Qualification મેળવવું છે ! જ્ઞાની દેખાવું છે, જ્ઞાની બનવું નથી. એથી જ્ઞાનનો આદર નથી, જ્ઞાનીનું બહુમાન નથી. કર્તવ્યનિષ્ઠા નથી. જ્ઞાની પુરુષોનો મહિમા કે પ્રભાવ ઓછો થઈ ગયો છે.

## પ્રાચીન કાળમાં ગુરુકુલવાસ :

ભારતમાં પ્રાચીન સમયમાં ગુરૂકુળ–આશ્રમો હતા. ત્યાં સામાન્ય વિદ્યાર્થીઓની સાથે રાજકુમારો પણ ભણતા. તે આશ્રમના ગુરૂજનો પહેલાં તો નવા આવનારા વિદ્યાર્થીઓ પાસે કેટલાક દિવસ મહેનત મજૂરી કરાવતા ! આશ્રમ સાફ કરાવે, લાકડા લાવવાનું કહે. પાણી ભરવાનું કહે ! આથી વિનય, વિવેક; સેવાની તાલીમ મળતી હતી. તેમાં તૈયાર થયા બાદ પાસે બેસાડી શાસ્ત્રોનું જ્ઞાન આપતા હતા. એક કલાક જ્ઞાન આપતા, તે બાર કલાક જેટલું થતું હતું ! વિનયપૂર્વક મેળવેલું જ્ઞાન ભલે અડધો કલાક મેળવ્યું હોય, તે બાર કલાક જેટલું બને ! એક માસનું જ્ઞાન બાર માસ જેટલું થાય. એક વર્ષનું જ્ઞાન એક જિંદગીનું જ્ઞાન બની રહે. ગુરૂને પણ ભણાવવાનો મૂડ આવે ત્યારે બોલાવે ! અડધી રાતે શિષ્યને જગાડી ગુરૂ કહેતા-'આવો, તત્ત્વ સમજાવું !' ગુરૂ તો માત્ર ચાવી લગાવતા. એ ચાવીથી શિષ્યનો જ્ઞાનભંડાર ખૂલી જતો. જ્ઞાન વાસ્તવમાં આત્મામાંથી પ્રગટ થાય છે, વિનય, ભક્તિ અને બહુમાન જ્ઞાન

ખજાનાની ચાવીઓ છે....આજે તમારે ચાવી લગાવવી નથી અને તિજોરી ખોલી નાંખવી છે! લાત મારીને તિજોરી ઉઘાડવી છે! ગુરૂની નિંદા, ગુરૂ પ્રત્યે દ્વેષ કરીને જ્ઞાન મેળવવું છે. માસ્તરોને કહે છે ને? 'પાસ ન કર્યો, તો પછી આવો બહાર!'

**વર્તમાન કાળના વિદ્યાલયો :**

તમારી કોલેજો અને સ્કૂલોમાં શિક્ષણ અંગે મીંડુ થઈ ગયું છે મીંડુ! કોલેજમાં છોકરા–છોકરીને મોકલો છો ને? ભલે મોકલો પણ એ તમારા રહેવાના નથી! હાથ ધોઈ નાખવાના! આજે સ્કૂલ-કોલેજો શિક્ષાનાં ધામ નથી રહ્યાં; બુરાઈઓનાં ધામ બન્યાં છે. ત્યાં નશા પણ થવા લાગ્યા! હા; ઘણા છોકરા–છોકરીઓ ગાંજા–અફીણ વગેરે નશામાં ચઢી ગયા છે! સ્કૂલ કે કોલેજમાં ભણતા છોકરાના ખીસામાંથી ચપ્પુ પણ નીકળે ને? આ તો સમાન્ય વાત થઈ પડી છે. 'એમ. એ.' થવા છતાં ભાષાનું જ્ઞાન નથી! વિષય પર Mastery–પ્રભુત્વ નથી! ચોરી કરીને, બદમાસી કરીને, અધ્યાપકને મારી-ડરાવીને પાસ થઈ જાય છે!

બી. એ. ભણતા એક વિદ્યાર્થીને પૂછવામાં આવ્યું કે એવો કયો દેશભક્ત હતો જેના બે પુત્રોને ભીંતમાં જડી દેવામાં આવ્યા હતા?

વિદ્યાર્થીએ જવાબ આપ્યો : ભગતસિંહ!

જુઓ, જ્ઞાન! ભગતસિંહ નહીં, તે હતા ગુરૂ ગોવિંદસિંહ! તેમના બે પુત્રોને મોગલોએ જીવતાં ને જીવતાં ભીંતમાં ચણી લીધા હતા. એક પાનાના હિન્દી લખાણમાં દશ ભૂલો! પછી અંગ્રેજી અને સંસ્કૃતની તો વાતજ શી? ધાર્મિક જ્ઞાન નહીં; વ્યાવહારિક જ્ઞાન પણ ક્યાં છે? કેળવણી સંસ્થાઓ જ્ઞાનપ્રાપ્તિનું સ્થાન ન રહી. મા, બાપ કે વડીલ જ્ઞાન આપતા નથી....સંસારમાં કોઈ જ્ઞાન આપે નહીં, પછી ઉપાશ્રયમાં આવે, ત્યાં કેવી રીતે જ્ઞાન મળે?

જ્યાં સુધી વિદ્યાર્થી અવસ્થા છે, ત્યાં સુધી આત્માનું જ્ઞાન.... સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કર્યું નહીં હોય તો તેનું ગૃહસ્થ જીવન સંતપ્ત બની જવાનું. માનસિક શાંતિ હણાઇ જવાની.

**આજનું શિક્ષણ અર્થપ્રધાન :**

છેલ્લાં દશ-પંદર વર્ષમાં થયેલાં આધુનિક લગ્નો-તેની તપાસ થઇ કે 'તેમાં કેટલા સફળ થયાં ?' સફળ એટલે અંદરો અંદર ઝઘડે નહીં; વ્યવસ્થિત ગૃહસ્થ જીવન જીવે; સમજણપૂર્વક રહે; તેવા કેટલા ટકા ? ફક્ત ૧૦ ટકા. બાકીના ૯૦ ટકા લગ્ન ફેઈલ ! કારણ કે ગૃહસ્થ જીવન જીવવા માટે જે જ્ઞાન મેળવવું જરૂરી હતું તે વિદ્યાર્થી અવસ્થામાં મળ્યું નહીં. ફક્ત સર્વિસ કરવા પુરતું જ્ઞાન મળ્યું. ૨૦૦-૪૦૦ કમાઇ લે એટલું જ.

શું માત્ર પૈસા જ જીવન છે ? ના, પૈસા જ જીવન નથી. પૈસાને જ જીવન સમજનારાઓ જીવન હારી ગયા છે અને જીવન વેડફી રહ્યા છે. પૈસા હોવા છતાં જીવનમાં ઘોર અશાન્તિ અને ઘોર સંતાપ અનુભવી રહ્યા છે.

વ્યવહારિક જીવન જીવવાનું સાચું જ્ઞાન નથી. બીજા જીવો સાથે સદ્વ્યવહાર કરવાનું શિક્ષણ નથી. આત્માની ઓળખાણ નથી, પરમાત્મતત્ત્વ પ્રત્યે શ્રદ્ધા-વિશ્વાસ નથી. ગુરુજનોનો સંગ નથી....તો જીવન નિષ્ફળ ગયું સમજો.

**સાધુ જીવનમાં પણ સંઘર્ષો કેમ ?**

આજના છોકરા-છોકરીઓને બાલ્યકાળથી આવું કોઈ શિક્ષણ આપવામાં આવતું નથી...એટલે એમને દીક્ષા આપવામાં પણ વિચાર કરવો પડે ! આજના કાળે જોઇને, વિચાર કરીને દીક્ષા ન અપાય તો લેનાર અને આપનાર બંનેની શાંતિ ટકે નહીં. એનું દિમાગ, એના વિચાર, એની Choice-પસંદગી....કેવી છે ? તે શું ઇચ્છે છે ? તેનો Mood કેવો છે ? આ બધું જોવું જોઈએ. એની સાથે ચારિત્ર જીવનની આરાધના, જ્ઞાન તરફની રૂચિ, સંયમ તરફની સદ્ભાવના, અનુશાસન માનવાની તૈયારી, આ બધું જોવાનું. કોઈ આવીને કહે, 'સાહેબ, દીક્ષા લેવી છે.' અને મહારાજે દીક્ષા આપી દીધી ! દીક્ષા લીધી એટલે વિહાર કરવો પડે ને ? વિહાર કરવાનો આવે એટલે કહે : સાહેબ, મારાથી વિહાર તો નહીં થાય।' અમે કહીએ : 'કરવો પડશે !' પછી શું થાય ? સંઘર્ષ ! એ કહે : 'મને

તો આવી ઠંડી ગોચરી નહીં ચાલે !' અમે કહીએ : 'ચલાવવું પડે !' તો શું થાય ? સંઘર્ષ ! એ કહે : 'મને આવું શાક નહીં ભાવે' અમે કહીએ . 'ગમે તે ચલાવવું પડે !' તો શું થાય ? સંઘર્ષ ! ભણવાનું કહીએ, તો કહે : 'મન નથી લાગતું !' ત્યાં સંઘર્ષ ! 'તપ કરો,' એમ કહીએ, ત્યારે કહે : 'તપ થતો નથી.' તો ત્યાં સંઘર્ષ ! આવા સંઘર્ષથી કેટલું ટેન્શન રહે ? માથે કેટલો ભાર રહે ? સામાન્ય રીતે કહેવાથી તપ કરે નહીં, વધુ કહેવાથી ગુસ્સે થાય ! પ્રેરણા કરવાની પણ ખાસ ટેકનીક હોય છે. શિષ્યની અભિરૂચિ કેમ જાગ્રત થાય, અભિરૂચિ પેદા કરવાની શક્તિ ગુરૂમાં હોવી જોઇએ ! શિષ્યોનાં પોતાનાં કર્તવ્યો હોય છે, તેમ ગુરૂજનોનાં પોતાનાં કર્તવ્યો હોય છે !

**સહુ પોતાના કર્તવ્યો સમજે :**

ઉત્તરાધ્યયન સૂત્ર અને આચારાંગસૂત્ર વગેરે સૂત્રોમાં શિષ્યનાં કર્તવ્યો સમજાવાયેલાં છે, તેમ બૃહત્-કલ્પસૂત્ર, વ્યવહારસૂત્ર વગેરેમાં ગુરૂજનોનાં કર્તવ્યો કહેવામાં આવેલાં છે. ગુરૂએ જેમ શિષ્યનાં કર્તવ્યો જાણવાનાં છે તેમ પોતાના કર્તવ્ય પણ જાણવાનાં છે ! ગુરુ તો બની ગયા, પણ પોતાનાં કર્તવ્યોનું જ્ઞાન (ઉત્સર્ગ-અપવાદનું) ન હોય તો સંઘર્ષ થાય જ. જ્ઞાન એવું હોવું જોઇએ કે જે જ્ઞાન આપણા જીવનમાં સમતા, શાંતિ, પ્રસન્નતા પેદા કરે; મનને નિર્મળ કરે, વિકારોની ને વિકલ્પોની જાળને ખતમ કરે.

પ્રાચીન સંસ્કૃતિની ભવ્યતાનો ખ્યાલ છે ? કેવા હતા તે મહાપુરૂષો ? કેવા હતા પુણ્યશાળી ગુરૂઓ ? ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં તે ગુરૂજનો પગાર લેતા નહીં ! નિઃસ્વાર્થ ભાવનાથી જ્ઞાનદાન કરતા હતા.

**મંડનમિશ્ર અને નાવિક :**

એક પ્રાચીન પ્રસંગ છે. મંડનમિશ્ર વિદ્વાન પંડિત હતા. તેમની પાસે ઘણા વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા, મંડનમિશ્ર કોઇની પાસેથી કાંઇ પગાર લેતા નહીં. જેને જે આપવું હોય તે આપે.

૧૯ એક દિવસ એવું બન્યું કે મંડનમિશ્રના ઘરમાં ધાન્યનો એક દાણો

પણ ન રહ્યો. માએ કહ્યું : 'બેટા, ઘરમાં અનાજનો દાણો પણ નથી!
મંડનમિશ્રે કહ્યું : 'આજે ઉપવાસ કરીશું, મા!'
માએ કહ્યું : 'કાલનું શું?'
મંડનમિશ્રે કહ્યું : 'કાલે ધાન્ય મળશે તો ભોજન કરીશું; નહીંતર કાલે પણ ઉપવાસ!' ખૂબ સ્વસ્થતાથી જવાબ આપે છે.
માતાથી ન રહેવાયું. તેમણે કહ્યું : 'આવી દરિદ્રતામાં શા માટે જીવવું?'

મંડનમિશ્ર બોલ્યા : 'આપણે ક્યાં દરિદ્ર છીએ? આપણે જ્ઞાનધનથી શ્રીમંત છીએ. જ્ઞાનધનના શ્રીમંતને ધન કે ધાન્યની પરવા નથી હોતી!' કેવી સરસ વાત કરે છે!

ધનના શ્રીમંતને જ્ઞાન અને ધર્મની પરવા નથી હોતી! માતા શું કહે? માતાએ કહ્યું : 'આદર્શ તો સારો છે, પરંતુ મારી એક શિખામણ માની જા. તું રાજસભામાં જા. ત્યાં રાજાનાં ગુણગાન કર. રાજા એટલું ધન દેશે કે જિંદગીભર પછી ચિંતા નહીં. વળી રાજા ઇચ્છે છે કે મંડનમિશ્ર રાજસભામાં આવે. તારે માટે રાજાને ઘણું માન છે!'
માતાનો આગ્રહ જોઈ, ઇચ્છા ન હોવા છતાં, મંડનમિશ્ર રાજસભામાં જવા નીકળ્યા. રસ્તામાં નદી આવી. નદીને પાર કરી સામે કાંઠે જવાનું હતું. નદીમાં પાણી હતું. નાવડી તૈયાર હતી. નાવિક ત્યાં બેઠો હતો. કેટલાક મુસાફર નાવડીમાં બેસી ગયા. મંડનમિશ્ર બેસવા ગયા ત્યાં નાવિક બોલ્યો : કેમ પંડિતજી, પૈસા આપો.'

મંડનમિશ્ર : પૈસા તો નથી.
નાવિક : તો નહીં જવાય.
મંડનમિશ્ર : વગર પૈસે નહીં જવાય?
નાવિક : તો પછી અમે ખાઈએ શું?
મંડનમિશ્ર : પણ મારી પાસે પૈસા નથી.
નાવિક : તમારું નામ શું?
મંડનમિશ્ર : લોકો મને 'મંડનમિશ્ર' કહે છે.
નાવિક : તમે મંડનમિશ્રજી? મંડનમિશ્રની આ શકલ?

ક્યાં જવું છે? રાજાની સભામાં? મંડનમિશ્રજી રાજાની ખુશામત કરવા જાય ખરા? આ તમે મંડનમિશ્ર! મહેરબાની કરીને આવી ખોટી વાત કોઈને ન કહેશો; અને મંડનમિશ્રજીના નામને કલંકિત ન કરશો.'

આ વાત સાંભળીને મંડનમિશ્રની આંખમાં આંસુ આવી ગયાં. તેમને મનમાં થયું : 'આ અજ્ઞાન ગામડિયો...તેણે મને (મંડનમિશ્રને) પ્રત્યક્ષ જોયો નથી....ફક્ત મારા વિશે સાંભળેલું છે....તેના મનમાં મંડનમિશ્ર માટે કેટલી ઊંચી કલ્પના છે?....મારે રાજસભામાં નથી જવું....' મંડનમિશ્ર મનમાં વિચારે છે, ત્યાં નાવિકે જોયું કે તેમની આંખમાં આંસુ આવી ગયાં છે, તેથી તે ગભરાયો....તે બોલ્યો : 'હે ભૂદેવ, માફ કરો....તમને નાવમાં મફત લઈ જઈશ, પાછા ન જશો! નારાજ ન થશો!....'

મંડનમિશ્રે કહ્યું 'ભાઈ, મંડનમિશ્રની તારી કલ્પનાને હું ખંડિત કરવા માગતો નથી. પેટ ભરવા ખાતર....સરસ્વતીને વેચવા રાજસભામાં જઈશ નહીં....હું તારા પર નારાજ નથી....તેં તો મને ભવ્ય પ્રેરણા આપી છે!'

નાવિક કહે : 'તો આપ જ મંડનમિશ્ર છો?' નાવિક મંડનમિશ્રના ચરણોમાં નમી પડયો; રડી પડયો.

કેવા હતા એ જ્ઞાનના આરાધક અને ઉપાસક! પૈસાની કે પેટની ચિંતા કરે તો પછી એ જ્ઞાની કેવી રીતે? જ્ઞાનની આરાધના-ઉપાસના માટે મનુષ્યે આવા મહાપુરુષોને આદર્શરૂપે સ્થાપવા જોઈએ.

**વિદુષી સરસ્વતી :**

આ મંડનમિશ્રની પત્ની સરસ્વતી પણ મહાવિદુષી હતા. શંકરાચાર્યને પરાજિત કરનાર મંડનમિશ્ર હતા. મંડનમિશ્ર અને શંકરાચાર્ય વચ્ચે વાદવિવાદ થયો, ત્યારે તેમના મધ્યસ્થ તરીકે સરસ્વતી બેઠાં હતાં! કેવાં વિદુષી હશે? આ તો છે પૂર્વકાળની તેજસ્વિતા! પણ આજે?

પતિ જ્ઞાનનો અર્થી તો પત્ની ધનની અર્થી! આવું કજોડું! અથવા પતિ ધનનો અર્થી તો પત્ની જ્ઞાનની અર્થી! આવું કજોડું!

પત્ની પ્રતિક્રમણ કરવા જાય અને પતિ સિનેમા જોવા જાય ! એક બીજાને સમજવાનું જ્ઞાન નહીં હોય, જ્ઞાન-દૃષ્ટિ નહીં હોય તો જીવન બરબાદ થતા વાર નહીં લાગે. માટે જ વર્તમાન માનવ-જીવન ક્લેશમય, પાપમય અને કષ્ટમય બનતું જાય છે.

**અમેરિકન જીવનપદ્ધતિ :**

અમેરિકાની સ્થિતિ જુઓ : ત્યાં છૂટાછેડા વાતવાતમાં ! ત્યાં family life કૌટુંબિક જીવન નથી. બધાય અલગ ! છોકરા કે છોકરી ૧૬-૧૮ વર્ષના થાય પછી તેમને કોઈ કાંઈ કહી ન શકે. માતા-પિતા પણ કંઈ કહી ન શકે ! માતા-પિતાને કંઈ કહેવાનો અધિકાર નહીં ! પોતાને ગમે તેની સાથે લગ્ન કરી શકે ! નાપસંદ પડ્યું તો છૂટાછેડા ! આખી જિંદગી mental worries. માનસિક ચિંતાઓથી હેરાન ! મનનું balance નથી રહેતું ! મનની સમતુલા જળવાતી નથી ! વિચારો, દુનિયાભરનું જ્ઞાન ત્યાં મળે છે, પણ પ્રસન્ન અને પવિત્ર જીવન જીવવાનું જ્ઞાન મળતું નથી. જે સમ્યગ્જ્ઞાન જોઈએ તે મળતું નથી, જીવનનો સાચો આનંદ મળતો નથી.

**સમ્યગ્ જ્ઞાન અનિવાર્ય :**

પરમ સુખ અને પરમ શાન્તિને આપનારૂં જ્ઞાન પ્રાપ્ત નહીં કરો તો તમારી પણ આવી કઢંગી સ્થિતિ થવાની. સમ્યગ્જ્ઞાન બધાને મળે, નાના અને મોટા સહુને મળે, તેવી વ્યવસ્થા જલદી નહીં કરો તો પરિણામ ભયંકર આવશે. વૃદ્ધ અને યુવાન, તરૂણ તરૂણી,-કિશોર-કિશોરી, બાળક ને બાલિકા, સહુને જ્ઞાન આવશ્યક છે. સમાજના હિતચિંતક, સંઘના હિતચિંતક આ અંગે વિચાર નહીં કરે, સંઘને સમાજને જ્ઞાન નહીં આપે તો ભવિષ્ય અંધકારમય છે. પરિસ્થિતિ હાથ બહાર જશે, આજે દેશનો કંટ્રોલ દેશના નેતાઓના હાથમાં રહ્યો નથી. હિંદુ સમાજમાં તેમના ધર્મગુરૂઓના હાથમાં લગામ રહી નથી. હજુ જૈન સંઘ પર ધર્મગુરૂઓનો પ્રભાવ છે, હજુ એવી વ્યવસ્થા ટકી છે કે હરકોઇ સારૂં કામ કરી શકાય એમ છે; મર્યાદા, વિનય કાંઈક ટકેલ છે. પરંતુ હવે લાંબા ગાળા સુધી વધારે ટકે એવું લાગતું નથી.

તમારા દીકરા દીકરી જ્યાં જાય છે, તે સ્કૂલ–કોલેજોમાં વિનય–મર્યાદા રહ્યાં નથી. જે ડોસાઓ છે, તે તો ચાલ્યા જવાના ને ! તેમના સ્થાને યુવાન વર્ગ આવવાનો. તેમના દિમાગ, તેમના વિચાર....આજે કેવા બની રહ્યા છે, તે તમે સમજો છો ? તેઓ શું કરશે ? તમે ધર્મસ્થાનોનું સર્જન કર્યું, તેઓ વિસર્જન કરશે !

**જ્ઞાનદાનનું મહત્વ સમજો :**

સમ્યગ્જ્ઞાનનું દાન આપવામાં ધન તો ખર્ચાવાનું. દર મહીને ૧૦૦૦ રૂપિયા ધાર્મિક શિક્ષણ માટે ન ખર્ચી શકો ? બાર માસ માટે ૧૨ હજાર ! પરમાત્મા જિનેશ્વર દેવના ઉપદેશો–આજ્ઞાઓનું જ્ઞાન આપવા માટે વર્ષે બાર હજારનો ખર્ચ વધુ ગણાય ?

જે શ્રાવકસંઘ પરમાત્માની ભક્તિ સુંદર કરે છે, જે સંઘ ધર્મિષ્ઠ ગણાય છે, તે સંઘ પરમાત્માની આજ્ઞાનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે દશ–બાર હજાર ન ખર્ચી શકે ? શું જ્ઞાનદાનમાં ધર્મ નથી ? જ્ઞાનદાનનો મહિમા જાણતા નથી ? તમને શું થઇ ગયું છે ?

મારા પ્રત્યે તમને ભકિત છે, તો હું કહું તે સુકૃતમાં ખર્ચ કરો કે નહીં ? તો જે પરમાત્મા પ્રત્યે તમને આટ–આટલી ભક્તિ છે, તેમની આજ્ઞા માનવાની નહીં ? સમ્યગ્જ્ઞાનની જ્યોત જલતી રાખો. છોકરા– છોકરીઓના વ્યવહારિક જ્ઞાન માટે કેટલું ખર્ચ કરો છો ? તમારા શહેરમાં જૈનોનાં ઘર કેટલાં ? દરેક ઘર વ્યાવહારિક જ્ઞાન માટે દશ પંદર રૂપિયાનો ખર્ચ તો મહીને કરતો હશે ને ? કેટલાંક ઘર છે ગામમાં ? તો મહીને દશ હજારનો ખર્ચ થાય ને ? બાર મહીનાના કેટલા થાય ? લગભગ સવા લાખ !

જે સંઘ પ્રતિ વર્ષ વ્યવહારિકજ્ઞાન માટે સવા લાખ ખર્ચી શકે, તે સંઘ સમ્યગ્જ્ઞાન માટે દશ બાર હજાર ન ખર્ચી શકે ? પહેલું કામ ધાર્મિક પાઠશાળાનું કેમ ન થાય ? શું છોકરાઓને સમય મળતો નથી ? ના રે ના, ટાઈમનો પ્રશ્ન જ નથી. તેઓ તેમનો સમય રખડવામાં કેટલો બગાડે છે ? તે તમે જાણો છો ? ધાર્મિક પાઠશાળા ચલાવવી હોય તો કોઈ સારા વિદ્વાન અધ્યાપક લાવો કે જેમની પ્રતિભા હોય. ભલે સારો પગાર આપવો

પડે તો આપો. મહિને ૨૦૦-૩૦૦ રૂપિયાનું ઈનામ રાખો. જુઓ, કેટલી સંખ્યા થાય છે! સ્ત્રી-પુરૂષો બધા જ અધ્યયન કરે. દિવસમાં પાંચ કલાક પાઠશાળા ચાલે. ત્યાં નાના મોટા, સ્ત્રી-પુરૂષો સાધુ-સાધ્વી બધાંનું અધ્યયન ચાલે.

કહેવાય છે કે મધ્યપ્રદેશમાં રતલામ જેવું ધાર્મિક શહેર નથી! તે માટે તમે લોકો ગૌરવ લો છો! તો શું એવા બાર શ્રીમંત નથી મળતા કે જેઓ વર્ષે એક હજાર રૂપિયા જ્ઞાનદાનમાં આપે? મને ખબર છે-દર વર્ષે કેટલાય કાર્યો પાછળ તમારામાંથી કેટલાક ભાઈઓ પાંચ-પાંચ હજાર રૂપિયાનો ખર્ચ કરે છે, તે શું દર વર્ષે એક હજાર ન આપી શકે? ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

સમ્યગ્જ્ઞાન માટે વિશેષ ખર્ચ કરવાની જરૂર જણાય છે. દર વર્ષે ૧૦૦૦ આપી શકે તેવા બાર શ્રીમંતો આગળ આવે. વધુ નહીં તો પાંચ વર્ષની યોજના કરો. એક હજારમાં સરસ કામ બની જાય. સરસ મકાન છે, તો વ્યવસ્થા પણ કરી શકાય. ધાર્મિક પાઠશાળાની વાત કરૂં તો લોહી ઠંડુ પડી જાય છે ને? કે ગરમ થાય છે?

**સમ્યગ્જ્ઞાન શી રીતે આપશો?**

ધાર્મિક શિક્ષણ એટલે માત્ર ગાથા, સૂત્ર જ નહીં, સાથે સાથે જૈન શાસનના-જૈન ધર્મનાં મૂળભૂત તત્વો, જીવ વિચાર, બૃહતસંગ્રહણી, ચૌદ રાજલોક,... કર્મગ્રંથ, આચારમાર્ગ, ભક્ષ્યાભક્ષ્ય વગેરે ભણાવાય. જૈન ઈતિહાસની વાતો આપી શકાય. ઘણું ઘણું ભણાવી શકાય. પુણ્ય-પાપના સિદ્ધાન્ત જો સમજાવવામાં નહીં આવે તો દેશમાં ભયંકર અનર્થો થશે.

**સ્વર્ગ : નરક : પુણ્ય : પાપ :**

એક વખત એક યુનિવર્સીટીમાં નવ વ્યાખ્યાનો ગોઠવાયાં, બધી ફેકલ્ટીના આર્ટ-ફેકલ્ટીના, સાયન્સ ફેકલ્ટીના, કોમર્સ ફેકલ્ટીના નવ-દશ હજાર વિદ્યાર્થીઓ સમક્ષ વ્યાખ્યાનો થયાં. વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ ચાલતો; કેટલાક વિદ્યાર્થીઓ મારી પાસે આવતા અને કહેતા કે 'સાહેબ, અમને શીખવવામાં આવે છે કે 'પુણ્ય

–પાપ કાંઇ નથી! સ્વર્ગ નરક તો માત્ર કલ્પના છે! લાલચ બતાવવા સ્વર્ગ કલ્પ્યું. ભય બતાવવા નરકની કલ્પના કરી.'

મેં એમને સારી રીતે પુણ્ય–પાપના સિદ્ધાન્ત સમજાવ્યા. સ્વર્ગ અને નર્કની સત્યતા સિદ્ધ કરી બતાવી...ત્યારે તેઓએ કહ્યું: 'સાહેબ, આવું અમને કોઈએ સમજાવ્યું જ નથી!'

## સંસ્કારસિંચન માટે પાઠશાળા જરૂરી છે :

પુણ્ય અને પાપ પર શ્રદ્ધા ન રહી તો ધર્મ કોણ કરશે? પાંચ લાખના આ તમારા ઉપાશ્રયમાં કોણ આવશે? 'ઉપાશ્રય હોલ સરસ છે. તો નાચવા માટે આપો!' નૃત્ય કાર્યક્રમો ઉપાશ્રયમાં યોજાશે! સામાજિક ને રાજકીય પરિસંવાદો ઉપાશ્રમાં યોજાશે! ઉપાશ્રયો ક્લબો બની જશે ને તમારા જ છોકરા–છોકરીઓ ક્લબ બનાવશે! સમજો, હૃદયના દરવાજા ખોલો, છોકરા–છોકરીઓને સંઘ સમ્યગ્જ્ઞાન ન આપે તો તો પછી શું કરવાનું? જેને morning school સવારની શાળા છે, તે છોકરા છોકરીઓ વ્યાખ્યાનમાં આવી શકે નહીં. રવીવારે બીજી પ્રવૃત્તિઓ હોય છે, તો અમારી પાસે આવે ક્યારે? આથી સેંકડો છોકરા–છોકરીઓનો સાધુ–સાધ્વી સાથેનો સંબંધ તૂટી જશે, માટે પરમેનન્ટ વ્યવસ્થા ધાર્મિક પાઠશાળાની હોય તો સવારે, બપોરે, સાંજે, રાત્રે છોકરા–છોકરીઓ આવી શકે. પાઠશાળાનું કામ રેગ્યુલર ચાલે. એ માટે ૧૨ શ્રીમંતોનું ધન મળે અને બે ત્રણ કર્મઠ કાર્યકરો મળી જાય, એટલે કામ થઈ જાય.

જીવનના પ્રારંભમાં સમ્યગ્જ્ઞાન મળશે, તો તેમનું પાછળનું જીવન હૈયાહોળી વગરનું હશે. તેમનું જીવન ધર્મમય, જ્ઞાનમય બનશે. પાપના ઉદયે દુઃખ આવશે તો પણ હતાશ–નિરાશ કે દીન–લાચાર નહીં બને. સુખનો ઉદય આવશે તો અભિમાની-ગર્વિષ્ઠ નહીં બને. આમ પાપ–પુણ્ય ઉભયના ઉદયમાં વિવેકથી સમતુલા જાળવી જીવનને સમાધિવાળું બનાવી ભાવી ઉજ્જવળ કરશે.

આ યોજના અમલમાં મૂકાઈ જાય તો આ ચાતુર્માસ સફળ! અહીં નવકારમંત્રની સુંદર આરાધના થઈ. આયંબિલ–ઓળીની

આરાધના થઇ અને શ્રુતજ્ઞાનના ઉપધાન તપની આરાધના થઇ. હવે એના પર આ ધાર્મિક પાઠશાળાની યોજનારૂપી કળશ ચઢાવી દેશો ને ? કળશ ચઢયા વિના મંદિર પરિપૂર્ણ ગણાય ?

**ઉપધાન પણ જ્ઞાનોપાસના માટે છે :**

ઉપધાન-તપ પણ જ્ઞાનની જ ઉપાસના છે. **'નવકારમંત્ર'**નો અધિકાર પ્રાપ્ત કરવા તેનું રહસ્ય સમજવા માટે અઢાર દિવસનો તપ છે. **'ઇરિયાવહી'** અને **'તસ્સ-ઉત્તરી'** સૂત્રનો અધિકાર પ્રાપ્ત કરવા, તેમનુ રહસ્ય સમજવા માટે પછીના ૧૮ દિવસનો તપ છે. ત્યાર પછીના ચાર દિવસમાં **'અરિહંત ચેઇયાણ'** ને **'અન્નત્થ-સૂત્ર'**નો ને **'વેયાવચ્ચ-સૂત્ર**નો અધિકાર પ્રાપ્ત થાય છે.

વિચાર કરો કે આઠ સૂત્રના અધિકાર માટે વ્યક્તિ આટલું ધન ખર્ચે છે ! એક પુણ્યશાળી હજારો રૂપિયા ખર્ચે છે, તો સમગ્ર સંઘ મળીને બે ત્રણ લાખનું ફંડ ન કરી શકે ?

જ્ઞાનપદનું ધ્યાન શ્વેતવર્ણમાં કરવાનું છે. જ્ઞાન-જ્ઞાની પ્રત્યે બહુમાન જાગ્રત રાખીને એકાગ્ર બનીને જો ધ્યાન કરો તો તમે પણ જ્ઞાની બની શકશો. આજે આટલું જ.

# વ્યાખ્યાન : દશમું



## સમ્યગ્ ચારિત્રપદ

પરમ ઉપકારી પૂજ્ય આચાર્યભગવંત શ્રી રત્નશેખરસૂરિજી મહારાજા શ્રીપાલ કથાના પ્રારંભમાં હૃદયકમળમાં અરિહંતાદિ નવપદોનું ધ્યાન ધરીને સિદ્ધચક્રજીનો મહિમા બતાવે છે. સિદ્ધચક્રજીની આરાધના બે પ્રકારે છે : બાહ્ય આરાધના અને અભ્યંતર આરાધના.

**આરાધનાના બે પ્રકાર :**

બાહ્ય આરાધનામાં આયંબિલ-તપ, દેવ-વંદન, સિદ્ધચક્રયંત્રનું પૂજન, સાથિયા, ખમાસમણાં, પ્રદક્ષિણા વગેરે આવે છે.

સિદ્ધચક્રની અભ્યંતર આરાધના એટલે સિદ્ધચક્રનું ધ્યાન. બાહ્ય આરાધના આંતરિક આરાધનામાં જવા માટે છે. બાહ્ય આરાધના આંતરિક આરાધનામાં પ્રેરક છે. બાહ્ય આરાધનામાંથી આંતરિક આરાધનામાં પ્રવેશ કરવાનું લક્ષ્ય બનવું જોઈએ. જ્યાં સુધી આ લક્ષ્ય ન બન્યું હોય, ત્યાં સુધી બાહ્ય આરાધના આંતરિક આરાધનામાં લઈ જઈ શકતી નથી.

**શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિ :**

સિદ્ધચક્રના પૂજનથી સિદ્ધચક્રજી તરફ હૃદયમાં શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિ પેદા થાય છે અને ધ્યાનમાં આવશ્યક પણ આ ત્રણ તત્ત્વો છે : શ્રદ્ધા, પ્રેમ અને ભક્તિ. પૂજામાં પૂજ્યના ચરણે સમર્પણ કરવાનું હોય છે, ત્યાગ પણ કરવાનો હોય છે.

મનનો એક એવો સ્વભાવ છે કે જ્યાં તે સમર્પણ કરશે, જેને માટે ત્યાગ કરશે, તેના તરફ શ્રધ્ધા, પ્રેમ અને ભક્તિવાળું તે બનશે.

સિદ્ધચક્રનું પૂજન કર્યું, સિદ્ધચક્રનો જપ કર્યો, આયંબિલનો તપ કર્યો, એટલે સંસારના અસંખ્ય વિષયોમાં ફેલાયેલા મનનું સ્થિર કેન્દ્રીકરણ થયું. આડા-અવળા ભટકતા મનને ખેંચી લાવીને સિદ્ધચક્ર પર સ્થિર કર્યું ! હવે જો પ્રેમ, શ્રદ્ધા અને ભકિત જાગ્રત થઈ હોય તો સિદ્ધચક્રના ધ્યાનમાં ખૂબ જ આસાનીથી પ્રવેશ થઇ શકશે.

મનને જ્યાં શ્રદ્ધા છે, જ્યાં પ્રેમ છે, જ્યાં ભક્તિ છે, ત્યાં ધ્યાન સરળ, સહજ અને નિશ્ચિત રૂપે થાય છે. જીવનની કોઇ પણ ક્રિયા હોય, મન તો એમાં જ એકાગ્ર બનશે, જો એને એ ક્રિયા પ્રત્યે શ્રધ્ધા, પ્રેમ અને ભક્તિ હશે.,

છોકરાને પરમાત્મા જિનેશ્વર તરફ શ્રદ્ધા જ નથી, અને તેને કહો કે 'મંદિરમાં જા,' તે જશે, પણ એનું મન પરમાત્મામાં સ્થિર નહીં જ બને. બાળકને માતા પ્રત્યે ભકિત નથી, પછી માતા ગમે તે કહેશે તો પણ તે માનશે નહી; કદાચ તે માનશે, તો એક આજ્ઞા માનશે, ૯૯ આજ્ઞાનો ભંગ કરશે !

શ્રદ્ધા, પ્રેમ અને ભકિત વિના સિદ્ધચક્રની આરાધનામાં તમે સ્થિર નહીં બની શકો. સિદ્ધચક્રની આરાધનામાં સ્થિરતા પ્રાપ્ત કરવા શ્રધ્ધા, પ્રેમ અને ભક્તિ ઉભરાવાં જોઇએ. એ શ્રદ્ધા વગેરે સામાન્ય કોટિના નહીં ચાલે. દુનિયામાં સહુથી વધારે શ્રદ્ધા સિદ્ધચક્ર ઉપર જોઈશે, સહુથી વધારે પ્રેમ અને ભક્તિ જોઈશે; અર્થાત્ અનન્ય શ્રદ્ધા વગેરે જોઇએ.

### સિદ્ધચક્રનું ધ્યાન કેમ નહીં :

સિધ્ધચક્રજીની માત્ર બાહ્ય આરાધના કરીને સંતોષ માનવાથી નહીં ચાલે. 'અમે હંમેશ સિધ્ધચક્રજીની પૂજા કરીએ છીએ,' માત્ર પૂજનથી સંતોષ માનો છો ને ? પણ એટલાથી ન ચાલે.

એક વ્યક્તિને જમવાનું આમંત્રણ આપ્યો, તે આવે, આસન પાથરે

પાટલો મૂકો, થાળી મૂકો, ભોજન પીરસો અને પછી કહો : 'બસ, કામ પૂરું થયું. હવે ઊભા થઈ જાઓ.' તો તેને તૃપ્તિ થશે? અરે, તેનું મુખ્ય કામ તો હવે આવે છે, ભોજન કરવાનું! તેમ તમે આયંબિલનો તપ કરો. ખમાસમણા દો, સાથિયા કરો....સિદ્ધચક્રનું પૂજન કરો, નૈવેદ્ય ચઢાવો, ફળ ચઢાવો, બધું કરો....પણ ધ્યાન ન ધરો! બધું કરીને જે કરવાનું છે...જ્યાં પહોંચવાનું છે, ત્યાં ન પહોંચો તો બધું કરેલું શું કામનું?

સંસારની દરેક ક્રિયા પૂર્ણ કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ, પણ સિદ્ધચક્રની આરાધના પૂર્ણ કરવાનું કેમ રહી ગયું? તેના કારણો છે : કાંતો બાહ્ય આરાધનામાંથી આંતરિક આરાધનામાં પ્રવેશ કરવાનો માર્ગ નથી મળ્યો, અથવા તે માર્ગ આપણને બતાવવામાં નથી આવ્યો અથવા કોઈએ માર્ગ બતાવ્યો તો આપણે આપણી અશક્તિ બતાવી! એમ કહે છે કે : જોઈએ તો વધુ નૈવેદ્ય ધરાવીએ, વધારે ફળ મીઠાઈ ધરાવીએ....પણ ધ્યાન તો ખૂબ જ કઠીન છે. એ નહીં થાય.' કઠીન? કઠીન જરૂર છે, પણ અશક્ય નથી.

ધ્યાન કરવાનો અભ્યાસ કરવો જોઈએ. વર્ષે, બે વર્ષે, પાંચ વર્ષે જરૂર પ્રગતિ થાય. માટે સિદ્ધચક્ર પર મનને સ્થિર કરવા ત્રણ વાતો જરૂરી છે : પ્રેમ, શ્રદ્ધા અને ભક્તિ. હૃદયમાં આ ત્રણ વાતો આવી જાય તો સિદ્ધચક્રના ધ્યાનમાં સ્થિરતા સહજરૂપે અને સરળતાથી આવી જાય. સિદ્ધચક્રજીની અભ્યંતર સાધનામાં પ્રવેશવાનું લક્ષ બનાવો.

સિદ્ધચક્રનું ધ્યાન, નવપદનું ધ્યાન જે કરવાનું છે, તે માટે કમળની કલ્પના કરો. આઠ પાંખડીવાળા કમળની કલ્પના કરો. અને એ કમળમાં સિદ્ધચક્રજીનું ધ્યાન ધરો.

ઉપાધ્યાયની પાંખડી અને સાધુપદની પાંખડી વચ્ચે જે પાંખડી છે, તેમાં ચારિત્રપદનું ધ્યાન ધરવાનું છે! આજે ચારિત્રપદનું ધ્યાન ધરવાનું છે ને? કેવી રીતે ધરશો? તે પદનું ધ્યાન કેવી રીતે ધરાય?

**ચારિત્રવંતનું ધ્યાન :**

જેનામાં ચારિત્ર હોય, ચારિત્રના ગુણ જેનામાં હોય, તેવા ચારિત્રવંત વંદનીય સાધુપુરુષનું ધ્યાન ધરવાનું. ચારિત્રવંતનું ધ્યાન ધરવા માટે મહાન ચારિત્રવંત આત્માનો પરિચય જોઇએ ! જેણે ઉત્તમ ચારિત્ર પાળેલું હોય, જે આત્મા મહાન સંયમી હોય એવા મહાપુરુષનું ધ્યાન ધરવાનું. આત્મા ચારિત્રના માધ્યમથી મહાત્મા બને છે. હિંસા જૂઠ, ચોરી, અબ્રહ્મ, અને પરિગ્રહ—આ પાંચ પાપોનો સર્વથા આજીવન ત્યાગ કરનાર આત્મા ચારિત્રવંત કહેવાય.

તમે પાપોનો આંશિક ત્યાગ તો કરી શકો ને ? હિંસાનો સંપૂર્ણ ત્યાગ શકય ન હોય તો આંશિક ત્યાગ કરો. સંસારમાં સર્વથા અસત્યનો ત્યાગ ન કરી શકો તો અમુક અંશે તો જરૂર ત્યાગ કરી શકાય. તેવી રીતે ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ—આ પાપોનો અલ્પમાત્રામાં પણ ત્યાગ કરી શકો ને ? પાપોનો ત્યાગ એજ મહાનતાનો માર્ગ છે. જે પાપોને પાપ ન માને; જેના જીવનમાં ભરપુર પાપાચરણ હોય, પાપોનો ત્યાગ કરવાની કોઇ ઇચ્છા જ ન હોય....તેને તો જૈન જ કેમ કહેવાય ? પાપોનો ત્યાગ જેને ગમે નહીં; તેને ચારિત્રવંત ગમે નહીં.

**બિનજરૂરી પાપોનો ત્યાગ તો કરો :**

પહેલાં અનાવશ્યક પાપોનો તો ત્યાગ કરો ? પછી સંસારનાં આવશ્યક પાપોના ત્યાગની વાત ! આવશ્યક એટલે ચુલો સળગાવવો પડે, રસોઈ બનાવવી પડે....વગેરે. તેમાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાયના જીવોની વિરાધના થાય છે, પણ તે સકારણ છે ! પરંતુ અનાવશ્યક પાપો તો છોડી શકાય ને ? જીવનમાં કયાં કયાં પાપ અનાવશ્યક છે, તેનું લિસ્ટ કરો, તેનો ત્યાગ કરવાનો સંકલ્પ કરો. કરશો ને ?

પાપત્યાગનો પ્રારંભ થયો તો સમજવું કે મહાનતાનો પ્રારંભ થયો !

**સંયમના બે પ્રકાર :**

સંયમ બે પ્રકારનાં છે: દેશ સંયમ અને સર્વ સંયમ. દેશ સંયમ એટલે અલ્પ માત્રામાં સંયમ અને સર્વસંયમ એટલે સંપૂર્ણ સંયમ.

ચારિત્રપદના ધ્યાનમાં જે મહાપુરૂષોનું ધ્યાન ધરવાનું છે, તે સંપૂર્ણ સંયમી સાધુ પુરૂષોનું ધ્યાન ધરવાનું છે. જેમણે પાંચે પાપોનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરેલો હોય. મનથી પાપ ન કરે, ન કરાવે કે ન અનુમોદના કરે; વચનથી પાપ ન કરે, ન કરાવે કે ન અનુમોદના કરે; કાયાથી પાપ ન કરે. ન કરાવે કે ન અનુમોદના કરે. આ પ્રમાણે ત્રિવિધે-ત્રિવિધે પાપનો ત્યાગ કરે.

મનથી પાપ ન કરે, મનથી પાપ ન કરાવે, મનથી પાપ માટે અનુમોદના ન કરે, એટલે શું ?

દા. ત. મનથી હિંસાનો ઓર્ડર આપે ! જાણે પોતે કમાન્ડર બની ગયો ! ઓર્ડર આપે 'ફાયર' 'ગોળીઓ છોડો !' 'મારી નાંખો !' આ મનથી પાપ થયું ! સાધુપુરૂષ મનથી આવું પાપ ન કરે.

બિછાનામાં હોય. ટી. બી. થયેલો છે. થર્ડ સ્ટેજ છે. પથારીમાંથી ઉતરી શકતો નથી....તો મનથી પાપ કરાવે ! કેવી રીતે ? મનમાં ગડમથલ કરે....બીજા પાસે પાપ કરાવવાના વિચારો કરે....અને પાપ કરાવી દીધું....એવી કલ્પનાઓ કરે....અને પછી મનથી જ એની ખુશી અનુભવે !

સાધુપુરૂષ....ચારિત્રવંત પુરુષ આ રીતે મનથી પાપ કરાવે નહીં કે અનુમોદના કરે નહીં. આવી રીતે વચનથી અને કાયાથી પાપ કરે નહીં, કરાવે નહીં અને અનુમોદે નહીં.

**પાપોની અનુમોદના ન કરો :**

આજના છાપાઓના યુગમાં, જેની સાથે કંઈ જ લેવા-દેવા ન હોય તેવાં પાપોની અનુમોદના વધી ગઈ. જેની સાથે તમારે કોઈ જ સંબંધ ન હોય, છતાં અનુમોદના કરો ને ? કોઈ હિંસાની ઘટના છાપામાં વાંચી કે 'સારૂં થયું ! આવું થવું જ જોઈતું હતું.' બોલી જાઓ ને ? બોલો નહીં, મનમાં આવી જાય, તો પણ પાપોનાં બંધન થઈ જાય છે-તે જાણો છો ને ?

અમેરિકાએ વિયેટનામને ખલાસ કર્યું, તેમાં તમને શા માટે આનંદ આવે ? કોઈ શત્રુદેશ હોય, ત્યાં કાંઇ ખરાબ થાય તો તમને

શું થાય ? 'આવું જ થવું જોઈતું હતું !' આવી નિરર્થક અનુમોદના કરવાથી તમને શો લાભ ? તમને કોઈ વડા પ્રધાન બનાવી દેશે ? કોઈ સારું ઇનામ મળશે ? ના. જો કદાચ ઇનામ મળવાનું હોય અને તમે પાપની અનુમોદના કરતા હોય, તો કદાચ માનીએ કે સ્વાર્થને વશ થઈને આ કર્યું; પણ જ્યાં કોઇ ઇનામ મળવાનું નથી, ત્યાં શા માટે પાપોની અનુમોદના ?

**પાપોનો સર્વથા ત્યાગ કરવા માટે જ સાધુજીવન :**

સાધુ જીવનમાં આ પાંચ મહાપાપોનો મનથી, વચનથી કાયાથી ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરવાનો હોય છે. દીક્ષા લેતી વખતે સંકલ્પ- (પ્રતિજ્ઞા) કરવાનો હોય છે કે 'હું પાપ કરીશ નહીં, કરાવીશ નહીં, કરનારની અનુમોદના કરીશ નહીં', આ સંકલ્પ મનોમન નહીં પણ અરિહંત ભગવંતની સાક્ષીએ, સિદ્ધની સાક્ષીએ, સાધુઓની સાક્ષીએ, સમ્યગ્દૃષ્ટિ દેવોની સાક્ષીએ તથા સ્વયં આત્માની પૂર્ણ સંમતિથી પ્રતિજ્ઞા કરે, મહાવ્રત ધારણ કરે. 'લીધેલાં મહાવ્રતને ધક્કો ન લાગે–કલંક ન લાગે' તેનું ધ્યાન રાખે. અતિચાર ન લાગે, એનો ખ્યાલ રાખે.

કપડાં ધોયેલાં હોય, તેના પર ડાઘ લાગે તો ગંદા થાય ને ? તેમ જાણતાં–અજાણતાં કોઈ દોષનું સેવન થાય તો મહાવ્રતોને ડાઘ લાગે. મહાવ્રતોને અતિચારો ન લાગે, તેની સાવધાની રાખે.

મહાવ્રતોને ધારણ કરનારા આત્મા કેવા હોય ? તેમનામાં સત્ત્વ મહાન હોય, મનોબળ દૃઢ હોય, પાપોનાં ગમે તેવાં પ્રલોભન આવે, તે પહેલાં પોતાનાં મહાવ્રત સંભાળે ! પછી બીજી વાત કરે.

મહાવ્રત જ્યાં કલંકિત થતાં હોય, ભલે બીજી તરફ ભૌતિક દૃષ્ટિથી–સ્થૂલ દૃષ્ટિથી સંસારના લાભ થતા હોય, મુનિને તે લાભ નહીં લાગે ! જ્યાં લોકોપકારની વાત છે, ત્યાં જરૂર સાધુ ઉપકાર કરે; તેમની ભાવના જીવોનું કલ્યાણ કરવાની હોય. તેમના દિલમાં જીવો પ્રત્યે દયા–અનુકંપા હોય, પણ જે કોઈ કામ કરવાનું હોય તે સાધુ-જીવનની મર્યાદામાં રહીને જ કરે. મર્યાદાનું ઉલ્લંઘન ન કરે.

સાધુ પહેલાં સ્વયં સાધક, પછી પ્રભાવક. પહેલાં આચાર પછી પ્રચાર. પોતાની સાધુ જીવનની સાધના સાચવીને પછી ધર્મનો ચાર કરે, પણ પ્રચાર માટે પોતાની સાધનાના ક્ષેત્રમાંથી બહાર ન નીકળી જાય.

'હવે યુગ પલટાયો છે. જમાનો બદલાયો છે, તો સાધુએ બદલાવું જોઈએ'. બદલાવું એટલે શું ? સાધુએ સાધુપણું ત્યજી દેવું એ બદલાવું ?

આજે કેટલાક કહે છે : 'દેશકાળ બદલાયો છે. માટે સાધુએ પૈસા રાખવા જોઈએ, લગ્ન કરવાં જોઈએ, ટ્રેઈનમાં બેસવું જોઈએ, વિદેશમાં જવું જોઈએ' વગેરે વગેરે. તમારા લોકોને કેવા સાધુ જોઈએ છે, એનો વિચાર કરજો ! આવું બોલનારા પંડિતો હવે પેદા થયા છે ! આવી વાતો એમને કેવી રીતે સૂઝી, એ જાણો છો ? આવાઓની દૃષ્ટિમાં ઇસાઈ ધર્મ છે ! પહેલાં યુરોપમાં રોમન કેથોલિક ધર્મ હતો, તેમાંથી 'પ્રોટેસ્ટન્ટ' નીકળ્યા ! આ પ્રોટેસ્ટન્ટ ધર્મમાં ધર્મગુરુને કોઈ નિયમ નહીં ! બંધન નહીં ! તેમના સાધુઓને માત્ર પ્રચાર કરવાનો ! સાધુ એટલે માત્ર ધર્મના પ્રચારક ! ભલે સાધુતાના આરાધક ન હોય, ચાલશે ને ?

મોક્ષમાર્ગ શું છે ? મોક્ષમાર્ગની આરાધના શું છે, એ કંઈ જ તમારે સમજવું નથી ! એટલે જ આજે ઠગો ફાવી જાય છે.

### આજકાલના ભગવાનો !

હમણાં નવા નવા ભગવાન પેદા થયા છે ને ? પહેલા તો મંદિર, સાધુ....નિયમો, વેશ...બધું છોડવાનો ઉપદેશ આપ્યો ! હવે તેમને થયું, 'આપણે ભગવાન બનવું છે, શિષ્યો તો જોઈએ' ! તો માંડ્યા કંઠી બાંધવા ! તે કંઠીના પેન્ડલમાં પોતાનો ફોટો ! સાધુ બનવા માટે માત્ર ભગવાં કપડાં પહેરવાનાં ! બાકી બધું તમે કરી શકો ! ફક્ત ભગવા કપડાં પહેરવાના અને એ ભગવાનનો પ્રચાર કરવાનો !

આવી કંઠી તમારા શહેરમાં પણ કેટલાકે બાંધી છે ને ? ધતિંગ

સવાય બીજું શું છે ? દુનિયાને, બુદ્ધિશાળી દુનિયાને ઠગવાનો એવો પ્લાન બનાવ્યો છે કે ભણેલા ગણેલા બુદ્ધિશાળી પણ આ ચક્રમાં ફસાઈ ગયા ! હા, જેમણે અંદરની પાપલીલા જોઈ, તેઓ પાછા વળી ગયા. ભારતમાં એક વખત 'વામપંથ' ચાલતો હતો, તેની આ નવી આવૃત્તિ છે ! માત્ર વિષયવાસનાનો ઉન્માદ ! નાચવું અને કૂદવું ! ધ્યાનના નામે નગ્ન બનવું ! ઓછું ધતિંગ છે ?

ગુજરાતના એક ગામમાં ઇમીટેશન-બનાવટી ભગવાન પહોંચ્યા ! બહાર બગીચામાં એમનું ધતિંગ ચાલી રહ્યું હતું.....છોકરા-છોકરી Dim Light ઝાંખા પ્રકાશમાં નાચે, કૂદે, કપડાં ઉતારે ! ગામ લોકોને ખબર પડી-લાકડી લેતાં ને સો-બસો પહોંચ્યા. રાતોરાત તેમને ભગાડ્યા !

યુગને નામે, જમાનાના નામે જે દુનિયાના પ્રવાહમાં તણાયો, તે તો મર્યો સમજો. કોઈ કહે છે કે : 'એમાં શું ? લોકોને તો લાભ થાય છે ને ? ધર્મનો પ્રચાર થાય છે ને ? ભલે સાધુને છૂટછાટ લેવી પડે.' જો આ રીતે સાધુસંસ્થા પોતાના આચાર-વિચારમાં ઢીલ છોડશે, તો પછી પુનઃ યતિયુગ આવશે !

## કંચન અને કામિનીનો પ્રવેશ :

સો-બસો વર્ષ પહેલાં શિથિલતા આવી હતી, જતિયુગ આવ્યો હતો. જતિ પૈસા રાખતા, પગમાં બુટ પહેરતા, વાહનમાં મુસાફરી કરતા, પણ એટલી દઢતા હતી કે સ્ત્રીને સ્પર્શ કરતા ન હતા. જો કે છેલ્લે છેલ્લે એ વાત પણ જતી રહી હતી. જેમ જેમ શિથિલતા આવે, તેમ તેમ કંચન અને કામિનીનો પ્રવેશ થાય જ. કામિની આવે એટલે કંચન આવે ! યતિ ઘરબારી થયા. સમગ્ર ભારત દેશમાં આઠ દશ સાધુ જ સંયમનું ચુસ્ત પાલન કરનારા રહી ગયા હતા. ત્યાં શ્રી સત્યવિજયજી પંન્યાસે ક્રિયોદ્ધાર કર્યો અને સંયમી સાધુ-વર્ગ વધવા માંડયો. હવે પાછું શિથિલાચારને ઉત્તેજન મળવું શરૂ થઇ ગયું છે! બખડજંતર ચાલું છે ? કારણ ? તમે ગૃહસ્થાશ્રમીઓને

ચારત્ર શું છે? મહાવ્રતો શું છે? સાધુતા શું છે? તેનું જ્ઞાન છે ખરૂં? બતાવશો સાધુના મહાવ્રતો કેટલાં? ક્યાં ક્યાં? 'પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ' એટલે શું? કદાચ તેમનાં નામ તમારામાંથી બે ચાર બતાવી શકશો પણ સૂક્ષ્મતાથી અને વિસ્તારપૂર્વક પૂછાય તો કોણ જવાબ આપશે? તમે સાધુજીવનના આચાર અને વિચારનું જ્ઞાન મેળવવું બંધ કર્યું છે. તમે કહેશો 'અમારે શું લેવા દેવા? અમારે તો સાધુનાં કપડાં પહેર્યાં એ સાધુ! એમના આચાર-વિચાર એ જાણે!' એમ જ ને?

## સંઘના આગેવાન કેવા હોય?

સાધુજીવનનું જ્ઞાન શ્રાવક-શ્રાવિકાને ન હોય તો તે સાધુ-સાધ્વીની સાધનામાં સહાયક ન બની શકે. અરે! સંઘના કે સમાજના આગેવાન ગણાતા લોકોને પણ આ વિષયનું જ્ઞાન છે ખરૂં? સંઘના આગેવાન કોણ? કોલેજમાં કોઈ ડીગ્રી મેળવી હોય, કે ૫-૨૫ લાખ કમાઈ લીધા હોય તે જ ને? સત્તાના સિંહાસન પર બેસી સમાજનું, સંઘનું અગ્રસ્થાન ભોગવે! ધર્મના ક્ષેત્રમાં અગ્રતા ભોગવે! તેને ખબર નથી સાધુ જીવનના આચારની, ખબર નથી સાધુતાની, ખબર નથી ધર્મના સિધ્ધાન્તોની! આવા આગેવાનો સમાજને ખોટે માર્ગે દોરી જાય ને?

બસ એક જ વાત! 'દુનિયા બદલાઈ ગઈ છે, તમે પણ બદલાઈ જાઓ!' પણ તેમને પુછો કે હવા બદલાઈ છે? પાણી બદલાયું છે? હા, તમારૂં હૃદય મીઠું હતું તે કડવું બન્યું છે! પણ પાણી કડવું બન્યું છે? પાણી નિર્ણય કરે કે 'આપણે કડવું બનવું! કારણ કે દુનિયા કડવી બની છે! દુનિયા બદલાઈ છે!' આમ હવાપાણી પણ બદલાઈ જાય તો?

જો કે હવે તો હવા અને પાણી બદલાવા લાગ્યા છે. વૈજ્ઞાનિકોને ચિંતા થવા લાગી છે કે આ વિકૃત હવા દુનિયામાં ભયંકર રોગો
૨૧ ફેલાવશે! મેડિકલ સાયન્સ આજે હતાશ થઈ રહેલું છે.

પાણી અને હવા બદલાય તે સમાજને, દેશને, જગતને માટે

જોખમકારક છે....પરંતુ સાધુ બદલાય તો? ઘોર અનર્થ થશે. કેટલીક જગ્યાએ જમાનાના ઓઠા હેઠળ સાધુતાનું પતન થયું! માત્ર બાહ્ય કલેવર રહ્યું!

આધ્યાત્મિક ભૂમિકાથી થતું પતન જો તમારી સમજમાં નહીં આવે તો અવનતિ થતી જ જવાની છે.

**પદયાત્રા અતિ આવશ્યક :**

અમે રાજસ્થાનમાં વિહાર કરતા હતા. એક ગામડામાં ગયા. ત્યાં અજૈન લોકોએ કહ્યું: 'સાહેબ, પદયાત્રા માત્ર જૈનમુનિ જ કરે છે. અમારા ગામમાં અમારા સંત, સાધુ, બાવા, જોગી કોઈ આવતા નથી! તેથી કોઈ ધાર્મિક પ્રેરણા મળતી નથી, માત્ર જૈન મુનિઓ પદયાત્રા કરતા અહીં આવે છે, અમને ઉપદેશ આપે છે!'

પાદવિહાર કેટલો મહત્ત્વનો છે, કેટલો ઉપકારક છે, તે સમજાવવું પડે એમ છે? આજે કેટલાક કહે છે; 'સાધુએ ટ્રેઈનમાં બેસવું જોઈએ! પ્લેનમાં ઉડવું જોઈએ!' એક વ્યાખ્યાન રતલામમાં, બીજું ઈન્દોરમાં, ત્રીજું ભોપાલમાં! કેટલાને લાભ મળે? તેમની નજરમાં રતલામ, ઈન્દોર, દિલ્હી, મુંબઈ અને કલકત્તાના લોકો છે....બીજે બધે શું પશુઓ વસે છે? શું ગામડાઓમાં માણસો વસતા નથી? એમને ધર્મનો ઉપદેશ કોણ આપશે? જે દશા હિન્દુ સમાજની થઈ છે, તે દશા જૈન સંઘની કરવી છે? હિન્દુ ધર્મના સંન્યાસીઓએ પાદવિહાર ત્યજી દીધો....પરિણામે ગામડાની પ્રજાનો સંપર્ક તૂટી ગયો. એ પ્રજા ધર્મના ઉપદેશથી વંચિત થઈ ગઈ.

**પરોપકાર ક્યારે?**

આજે તમારે કંઈ સમજવું નથી, વિચારવું નથી, ઊંડાણથી ચિંતન કરવું નથી. શા માટે એક મનુષ્ય સંસાર ત્યજીને સાધુ બને છે? સાધુએ આત્મસાધના કરવાની છે. સાધુ મોક્ષ–માર્ગના આરાધક છે. પહેલાં પોતાના આત્માને નિર્મળ કરે. એ સાધના કરતાં કરતાં એમ લાગે કે 'પરમાત્મા જિનેશ્વરદેવનો મારા પર અત્યંત

ઉપકાર છે, જે સમ્યગ્જ્ઞાન મને મળ્યું. છે, તે દુનિયાના યોગ્ય જીવોને મારે આપવું જોઇએ. એમ સમજીને તે ઉપદેશ ગુરૂની સંમતિથી આપે. જ્યાં સુધી મર્યાદા સચવાય ત્યાં સુધી આપે!

## સાધુજીવનનું મુખ્યકાર્ય આત્મ સાધના :

સાધુનો main business–મુખ્ય વેપાર છે આત્મ–સાધના ! side business ગૌણવેપાર છે ઉપદેશ આપવાનો. સાધુનું મુખ્ય કર્તવ્ય આત્મ–સાધનાનું છે. તે માટે પાંચ મહાવ્રતોનું ત્રિવિધ ત્રિવિધ પ્રકારે પાલન કરે, ષડ્કાય જીવોનું રક્ષણ કરે. સંયમી જીવન તેમનું મુખ્ય લક્ષ્ય હોય. આ લક્ષ્યમાં શિથિલતા આવી જાય તો સાઇડ બીઝનેસ મુખ્ય થઇ પડે અને મેઇન બીઝનેસ ખતમ થઇ જાય !

યુગના નામથી, જમાનાના નામથી સાધુનું પતન કરવા પ્રયત્ન કરો. એરોપ્લેનમાં બેસવાની વાતો કરો, પૈસા પાસે રાખવાનું કહો, બધી સુંવાળી રુપાળી વાતો કરો....પાંચ પચાસ ભક્તો મળીને મહારાજને ચઢાવી દો....પછી ? સાધુ પૈસા રાખે, વિમાનમાં પરદેશ જાય, વિદેશયાત્રા ચાલુ થાય. પછી ચારિત્રમાં શિથિલતા આવે.... મહાવ્રતોના ભંગ થાય....એટલે ? એટલે તેમને વિચલિત કરનારા ભક્તો જ કહેવાના 'આ મહારાજે આ શું કર્યું ? 'પછી તેઓ જ મહારાજને ધક્કો મારવાના !.

જે સાધુ સંસારી લોકોના કહેવા મુજબ ચાલવા લાગ્યા, લોક પ્રવાહમાં વહી ગયા, પ્રજાને ખુશ રાખવા પ્રયત્ન કર્યો, જેઓ સાધુતાથી નીચે ઉતરી ગયા, તેમને એ જ દુનિયા જોડા મારે છે !

પરમાત્મા જિનેશ્વરદેવે સાધુઓને જે કહ્યું છે, તે સાચું જ કહ્યું છે. તેમણે કહ્યું કે 'આ સંસારીઓથી નવ હાથ દૂર રહો.' શક્તિ હોય તો તેમને સન્માર્ગે લાવવા. પણ તેમની વાતોના પ્રવાહમાં વહી ન જાઓ. દુનિયાથી તમે ન દોરવાઈ જાઓ; દુનિયાને તમારે સન્માર્ગે દોરવાની છે! તમારે તો જિનાજ્ઞાથી જ દોરવાવાનું છે.

સાધુએ પોતાની આચારમર્યાદામાં રહીને, પ્રમાદ સેવ્યા વિના ઉપકાર કરવો જોઇએ. સાધુનો ઉપકાર એટલે મોક્ષ–માર્ગના જ્ઞાનનું દાન !

સાધુની પાસેથી જેઓ ભૌતિક સુખોની અપેક્ષા રાખે છે, તેઓ વાસ્તવમાં સાધુને સમજતા નથી. સંયમનું પૂર્ણ ભાન સાધુને હોવું જોઇએ. શ્રાવક-શ્રાવિકાને સંયમી જીવનનું જ્ઞાન હોવું જોઇએ.

સાધુએ પાંચ આશ્રવોથી-હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહથી વિરકત રહેવું જોઇએ. સાધુએ પાંચ ઈન્દ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ. સાધુએ ચાર કષાયો-ક્રોધ, માન, માયા અને લોભ પર વિજય મેળવવા પ્રયત્ન કરવો જોઈએ.

**કષાયોને જીતવાની સાધના :**

સાધુને કષાય ન આવે, એમ નહિ, પરંતુ કષાય ૧૫ દિવસથી વધુ ટકવો ન જોઇએ.

સાધુને અભિમાન ન આવે એમ નહિ, પણ ૧૫ દિવસ કરતાં એક પણ ક્ષણ વધારે ન ટકવું જોઇએ. સાધુને 'સંજવલન'ના કષાય હોય. તમને શ્રાવક-શ્રાવિકાને કયાં સુધી ટકે ? કયાં સુધી કષાય રહે તો તમારૂં શ્રાવકપણું ટકે? જાણો છો ? શ્રાવક-શ્રાવિકાને ચાર માસથી વધુ કોઇ કષાય ન ટકે. એક દિવસ પણ વધુ ટકે તો શ્રાવક-શ્રાવિકાપણું ડુલ ! તમારા કષાય એક વર્ષથી વધુ ટકે તો તમારૂં સમ્યક્ત્વ ખલાસ ! પછી તમે સમકિતી નહીં, પણ મિથ્યાત્વ દષ્ટિવાળા ! એક વર્ષથી વધુ તમારો કષાય ટકે તો તમારૂં સમ્યગ્દર્શન ખતમ સમજવું. અરે, એવા કેટલાય ભગતો છે કે જેઓ એક વર્ષ નહીં પચીસ વર્ષ સુધી બોલે નહીં ! વંશપરંપરાનું વેર ચાલુ રાખે ! છાતી ઠોકીને કહે: 'મારા દાદાએ, મારા પિતાએ આ દુશ્મનાવટ ચાલુ રાખી હતી, હું પણ ચાલુ રાખીશ.' ભલે અહીં તું છાતી ઠોકીને બોલ, દુર્ગતિમાં કર્મો તારી છાતી એવી ઠોકશે કે ઊભો નહીં થઈ શકે !

સાધુ જો જાગ્રત હોય તો કષાયને ઉદયમાં જ ન આવવા દે; તેને અંદર ને અંદર શાંત કરી દે, પણ કદાચ તેનો ફોર્સ વધે અને ઉદયમાં આવે તો ૧૫ દિવસથી વધુ ન ટકવા દે. જેને આપણે શત્રુ સમજતા હોઇએ, તે જો કોઈ કારણે આપણા ઘરમાં આવી જાય, તો તેને રાખીએ કે ઘરમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરીએ ? તે જલદીથી

જાય તેવો પ્રયત્ન કરીએ ને?

ક્રોધ, માન, માયા, લોભ વગેરે કષાયોને તમે શત્રુ માનો છો કે મિત્ર? જો શત્રુ માનતા હો તો તમે તમારા ઘરમાં ટકવા દેશો? હા, જો તેને શત્રુ ન માનતા હો તો તમે ટકવા દેશો. અને જો કષાયને શત્રુ ન માનો તો પ્રભુની આજ્ઞા પાળી કહેવાય? સાધુજીવનમાં જાગ્રત રહેવાય તો કષાયને ઉદયમાં આવતા રોકી શકાય. કેટલીક વખત પાણીનો ફોર્સ એવો હોય છે કે તે પથ્થરને પણ તોડીને બહાર નીકળે। તેમ કર્મનો ફોર્સ જો હોય, તો સાધુનો પુરૂષાર્થ નકામો પણ બને! છતાંય તે એવો પુરૂષાર્થ કરે કે તેને ૧૫ દિવસથી વધુ ટકવા જ ન દે! કહેઃ 'ઉઠાવ તારા બિસ્તરા પોટલા, અને નીકળ ઘર બહાર!'

આમ સાધુ પાંચ ઈન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરે, પાંચ મહાવ્રતોની સંપૂર્ણ પાલના કરે, ચાર કષાયો પર વિજય મેળવવા પુરૂષાર્થ કરે; મનદંડ, વચનદંડ અને કાયદંડથી વિરામ પામે. વિચારમાં જાગ્રત, વચનમાં જાગ્રત, અને આચારમાં જાગ્રત રહે.

ભગવાન જિનેશ્વરદેવોએ શ્રમણ-સાધુ માટે જે સાધના બતાવેલી છે, તે સાધનામાં સાધુ મગ્ન રહે. આવા સાધુપુરૂષોનું ચારિત્રપદમાં ધ્યાન ધરવાનું.

ૐ હ્રીં નમો ચારિત્તસ્સ' આ પદનો જાપક કરવાનો.

### ચારિત્રયવંત મહાપુરૂષોનું ધ્યાન ધરો :

ગજસુકુમાર મુનિના માથા પર અંગારા ભરેલી સગડી તેમના સસરાએ મૂકી, છતાં સસરા પ્રત્યે રોષ ન થયો. સસરાના ચાલ્યા ગયા પછી ધાર્યું હોત તો અંગારાને ફગાવી શકત. પણ તેમ ન કર્યું. પોતાના શરીર પર મમત્વ જ નહીં! શરીરને બળવા દીધું! સમતાભાવમાં સ્થિર રહી કર્મોને પણ બાળી નાંખ્યા!

મેતારજ મુનિ ગોચરી વહોરવા ગયા. સોની ગોચરી વહોરાવતો હતો. તેટલામાં ક્રૌંચ પક્ષી આવ્યું. સોનીએ બનાવેલાં સોનાના જવલા ગળી ગયું! સોની પાછો આવ્યો, જવલા ન જોયાં, આસપાસ તપાસ કરી, ન મળ્યાં તેથી સાધુ પર શંકા આવી! 'જરૂર આ મુનિએ જ

જવલાં લીધા છે !' સોનીએ પૂછ્યું. સાધુ મૌન રહ્યા. સોનીને ગુસ્સો આવ્યો. ચામડામાં સાધુના મસ્તકને શીવ્યું અને તડકામાં ઊભા રાખ્યા. ગરમીથી ચામડું સંકોચાવા લાગ્યું. છેવટે ખોપરી ફાટી ગઈ. છતાંય મુનિની કેટલી સમતા ! ન તો સોની પર રોષ કર્યો કે ન શરીર પર મમત્વ જાગ્યું. શાંતિથી, સમતાથી બધું સહન કર્યું. ખોપરી તુટતાની સાથે તેમને કેવળજ્ઞાન થયું અને નિર્વાણ પામ્યા. મોક્ષમાં ગયા. આવા મુનિનું ધ્યાન ધરો તો ? ચારિત્રવંત એવા મહાત્માઓનું આજે ધ્યાન ધરવાનું છે ! આવા મેતારજ મુનિ, અથવા ગજસુકુમાર મુનિ, ધન્ના અણગાર, વગેરેમાંથી કોઇનું પણ ધ્યાન ધરો. બધાનું ધરશો કે એકનું ?

**સભા** : બધાનું ધરશું !

**મહારાજશ્રી** : ના, બધાનું નહીં, કોઈ એક મહામુનિ નક્કી કરીને એમનું ધ્યાન ધરો. તમારી પસંદગીના કોઈ મહાન ચારિત્રવંત મહાત્માનું ધ્યાન ધરો.

અરિહંતના ધ્યાનમાં કે સિદ્ધના ધ્યાનમાં તો પસંદગીનો પ્રશ્ન જ નથી. પરંતુ આચાર્યપદ માટે કોની પસંદગી કરશો ? કયા આચાર્ય ભગવાનનું ધ્યાન ધરશો ?

૧. **આચાર્યપદના** દિવસે હેમચંદ્રસૂરિજીનું ધ્યાન ધર્યું હતું ને ? ઉપાશ્રયમાં ફોટો રાખ્યો છે. રોજ દર્શન કરો છો ને ? ધ્યાન કોનું ધરશો ? જેમના ધ્યાનમાં તમારૂં મન સ્થિર થઈ જાય, તેવા આચાર્ય ભગવંતનું ધ્યાન ધરો. તે માટે પૂ. હેમચંદ્રાચાર્ય કે સુધર્માસ્વામી કે ગૌતમસ્વામી, ગમે તેમનું ધ્યાન ધરો.

૨. **ઉપાધ્યાયપદ**માં કોનું ધ્યાન બતાવ્યું હતું ? પૂ. યશોવિજયજી ઉપાધ્યાયનું ધ્યાન ! સમકાલીન સાધુઓએ તેમને 'કલિકાળના કેવળજ્ઞાની' કહ્યા છે !

૩. **સાધુપદ**માં સિંહ અણગાર કે ધન્ના અણગારનું ધ્યાન ધરો.

૪. **દર્શનપદ**માં ૬૭ સમકિતીના રૂપમાં અર્હન્નક શ્રાવક. શ્રાવિકામાં સુલસા શ્રાવિકા !

૫. **જ્ઞાનપદમાં** મહાજ્ઞાની સ્થુલિભદ્રસ્વામીનું ધ્યાન ધરવું. આંખ બંધ કરો તો સામે નિર્વિકારી, જ્ઞાનસાગરમાં ડૂબેલા સ્થુલિભદ્રસ્વામી સાકાર થાય !

૬. **ચારિત્રપદમાં** ત્રણ ચાર ચારિત્રવંતનો પરિચય આપ્યો. ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, ધન્ના અણગાર, કુરગડુ મહામુનિ !

**મહામુનિ કુરગડુ :**

**કુરગડુ મહામુનિ** રાજકુમાર હતા. તેમનું પૂર્વનામ લલિતાંગ હતું. આચાર્ય મહારાજનો સંપર્ક થયો. ચારિત્ર લીધું. કર્મનો ઉદય ક્યારે થાય તેનો કોઈ ભરોસો નહીં. દીક્ષા લીધી, સાધુ બન્યા પછી ક્ષુધા–વેદનીય કર્મ ઉદયમાં આવ્યું ! ભૂખ ભયંકર લાગે ! તે પણ કેવી ! સૂર્યોદય થાય કે ભયંકર ભૂખ લાગે ! ખાવા પણ ખૂબ જોઈએ. ભૂખ એટલી કે હંમેશાં ગોચરીએ જાય ત્યારે ઘડો લઈને જાય. તેમાં માત્ર ભાત લાવે. જાગૃતિ હતી. પેટ ભોજન માગે છે. તે કોઈ quality માંગતું નથી, તેને quantity જોઈએ. અગ્નિ શું માગે ? લાકડાં ! ક્ષુધા શું ઈચ્છે ? ભોજન !

આ મુનિ શું વહોરતા ? ફક્ત ભાત ! તેઓ તેવા પ્રદેશમાં હશે કે જ્યાં ઘરે ઘરે ભાત બનતા હશે. જેમ મદ્રાસમાં જુઓ તો ભાત અને આંબલીનું પાણી ! બિહારમાં જુઓ તો ભાત અને દાળ ! ખાવા કેટલા જોઈએ ? થાળી ભરીને !

આ મુનિરાજ એવા કોઈ પ્રદેશમાં હશે. ચાવલને 'કુર' કહેવામાં આવતા. ઘડાને 'ગડુ' કહેતા. આમ 'કુર'થી ભરેલો ગડુ—ઘડો વહોરી લાવતા એટલે તેમનું નામ 'કુરગડુ' મુનિ પડ્યું. પછી તો નામ છપાઈ ગયું ! સાધુઓ તેમને 'કુરગડુ મુનિ' કહે. ઈતિહાસમાં પ્રસિદ્ધ થયા, 'કુરગડુ મુનિ' તરીકે ! તેમનું મૂળ નામ હતું લલિતાંગ મુનિ.

પર્યુષણના દિવસો આવ્યા, તેમની સાથેના ચાર મુનિઓએ ચાર ચાર માસના ઉપવાસ કર્યા હતા. ઉપાશ્રયમાં ચાર માસખમણ ! આવા મહાન તપસ્વી જ્યાં હોય, તેમની સામે રોજ ગોચરીએ જવામાં કુરગડુમુનિને શરમ આવતી. ખૂબ દુઃખ થતું, પરંતુ ભૂખ

એવી ભયંકર લાગતી કે ગોચરી લાવ્યા વિના છૂટકો ન થાય.

આમ સંવત્સરીનો દિન આવ્યો. કુરગડુ સવારમાં ઉઠયા. પ્રતિક્રમણ –પડિલેહણ કર્યું અને ગયા ગોચરી માટે. ત્યારે પેલા ચાર મુનિ બોલ્યા: 'અરે અભાગિયા! આજે પણ તું પેટ ભરીશ? આજ સંવત્સરી છે, આજ તો તપ કર.'

કુરગડુ કહે : હું ખરેખર, અભાગિયો છું, આજે બધાને ઉપવાસ છે, એક મારે જ પેટ ભરવાનું?

તે ગયા. વહોરીને પાછા આવ્યા. તેમનું હૃદય ગદ્ગદ્ થઈ ગયું. બધા પ્રત્યે વિનય ખૂબ જ સાચવે. સાધુઓમાં એવો વિનય હોય છે કે જે ગોચરી વહોરીને લાવેલા હોય, તે માટે બધા સાધુઓને નિમંત્રણ આપે. કુરગડુ મુનિવરે બધાને વિનંતિ કરી. પાત્રું આગળ ધર્યું, 'કાંઈક લો, લાભ આપો.' તેઓ પેલા માસખમણવાળા ચાર મુનિ પાસે ગયા તો તેઓ તેમના પાત્રામાં 'થુ' કરીને થૂંકયા! કુરગડુમુનિએ ત્યાં શું કર્યું? તેમણે વિચાર્યું : 'મારા ધન્ય ભાગ્ય કે આ લુક્ખા ભાતમાં આ તપસ્વીઓએ ઘી નાખ્યું! મારાં કર્મનો ક્ષય થશે, આ અમૃતમય ઘીથી! તેઓ પાત્રાં લઈને ગોચરી કરવા બેઠા. પાત્રાં ખૂલ્લાં પડયાં છે અને તેઓ આત્મચિંતનમાં ચઢી ગયા. 'હે આત્મન્, તારૂં અણાહારી સ્વરૂપ છે, તું શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર છે, કયાં સુધી આ બંધન? કયાં સુધી આ આહાર કરવો પડશે?' આમ ચિંતન કરતાં કરતાં ખૂબ પશ્ચાત્તાપ અને તેમાંથી પ્રગટી સમતા! ઘાતી કર્મ ક્ષય થયાં અને કેવળજ્ઞાન પ્રગટયું!

બીજી બાજુ પેલા તપસ્વીઓ કુરગડુ મુનિની નિંદા કરી રહ્યા હતા! 'અરે જુઓ તો ખરા, આ પેટભરાને! કહે છે કે 'ક્ષુધા વેદનીય' કર્મનો ઉદય. શું કપાળ ઉદય? આહાર–સંજ્ઞાના પનારે પડયો છે! હતો રાજકુમાર....ખાવું જ હતું તો શા માટે દીક્ષા લીધી?'

કુરગડુ મુનિએ પોતાના કાનપર આ નિંદા ન ધરી. તેમના પ્રત્યે રોષ ન થયો. અરે; પાત્રામાં થૂંકયા, તેનો પણ અર્થ કેવો સુંદર કર્યો! 'હું લુક્ખા ભાત લાવ્યો હતો, આ મુનિવરોએ એમાં ઘી નાખ્યું!'

મશ્કરીને સારા અર્થમાં ગ્રહણ કરી. પશ્ચાત્તાપ થયો અને સમતા પ્રગટી. પરિણામે કેવળજ્ઞાન થયું ! ત્યાં દેવોની દુંદુભિ વાગી, એટલે પેલા ચારે મુનિવરોએ વિચાર્યું : 'આ દુંદુભિ ક્યાં વાગી ?' શાસનદેવી સામાન્ય સ્ત્રીનું રૂપ લઇ ત્યાં આવી. પેલા ચાર માસના ઉપવાસવાળા મુનિવરો ઠાઠમાઠથી બેઠા છે, દેવીએ તેમને પૂછ્યું : 'અરે, કુરગડુમુનિ ક્યાં છે !' આ ચારેને થયું કે : 'આપણે તપસ્વી અહીં છીએ અને આ સ્ત્રી હાથ પણ જોડતી નથી ?' તેઓ બોલ્યા : 'એ...બેઠો ત્યાં....ખૂણામાં બેસી પેટ ભરે છે !'

શાસનદેવીને ખૂબ ગુસ્સો આવ્યો. પોતાનું રૂપ પ્રગટ કર્યું. તે બોલી : 'કોને કહો છો, પેટ ભરનાર ? તમે કેવળજ્ઞાનીની આશાતના કરો છો, તમને તપનું અભિમાન છે. કુરગડુ મુનિ જગવંદનીય છે, તેમની આશાતના ન કરો, આ દુંદુભિ વાગી તે સાંભળી ? કેવળજ્ઞાન થયું છે એ મહામુનિને !'

ચારે મુનિ બોલી ઉઠયા : કોને ?

દેવીએ કહ્યું : કુરગડુમુનિને ! તમને નહીં.

મુનિ પૂછે છે : કુરગડુને કેવળજ્ઞાન થઈ ગયું ?' ચારે ને આશ્ચર્ય થયું !

દેવીએ કહ્યું : શંકા છે તેમાં ?

ત્યાં તો દેવો ઉતરી આવ્યા. સુવર્ણ–કમળ બનાવ્યું. તે કમળ પર કેવળજ્ઞાની કુરગડુ મુનિને બિરાજમાન કર્યા. દેવોએ તેમને વંદન કર્યું.

પેલા ચારે મુનિઓ એક બીજાના મુખ સામે જોઈ રહે છે; તેમને થયું : 'અરે ! આપણે ખૂબ જ ભયંકર આશાતના કરી.' તે તપસ્વીઓ ઉઠયા, કેવળજ્ઞાની કુરગડુ મુનિના ચરણે પડયા. 'અમને ક્ષમા કરો' ગદ્‌ગદ્‌ સ્વરે હાર્દિક ક્ષમાયાચના કરી. ઘોર પશ્ચાત્તાપ કર્યો અને ચારેને કેવળજ્ઞાન થયું.

ચારિત્રપદના ધ્યાનમાં આવા ચારિત્રવંત મહામુનિઓમાંથી કોઈ કોઇ એકનું ધ્યાન લગાવો. હૃદયકમળમાં ધ્યાન ધરીને કર્મોનો ક્ષય કરો.

# વ્યાખ્યાન : અગિયારમું



## સમ્યક્તપ-પદ

પરમ ઉપકારી આચાર્યભગવંત શ્રી રત્નશેખરસૂરિજી મહારાજ શ્રીપાળની કથાના પ્રારંભમાં અરિહંતાદિ નવ પદોનું પોતાના હૃદય-કમળમાં ધ્યાન ધરીને શ્રી સિદ્ધચક્રજીનો મહિમા બતાવે છે.

**સિદ્ધ બનવાનું લક્ષ્ય :**

જેને સિદ્ધ બનવું છે, તેણે સિદ્ધચક્રની આરાધના કરવી અનિવાર્ય છે. સિદ્ધિ પ્રાપ્ત કરવાનું જેનું લક્ષ્ય છે, આત્માની નિર્મળતા અને પૂર્ણતા પ્રાપ્ત કરવાનું જેનું લક્ષ્ય છે, તેવા જીવ માટે સિદ્ધચક્રની આરાધના અત્યંત આવશ્યક, અનિવાર્ય બની જાય છે. પરંતુ સિદ્ધચક્રની આરાધના માત્ર બાહ્ય સ્વરૂપે જ કરે, અભ્યંતર આરાધનામાં પ્રવેશ ન કરે, તો સિદ્ધિ પ્રાપ્ત થતી નથી.

આપણે કહીએ છીએ કે 'અમારે મોક્ષ જોઈએ, મોક્ષમાર્ગ જોઈએ, સિદ્ધિગતિ પ્રાપ્ત કરવી છે'–પણ કહેવા માત્રથી કાંઈ પ્રાપ્ત થતું નથી. જો કહેવા માત્રથી મોક્ષ મળતો હોત તો આપણે બધાય મોક્ષમાં પહોંચી ગયા હોત !

અનંતકાળથી, અનંત ભવોથી, ચોરાસી લાખ યોનિમાં ભટકવા છતાં સિદ્ધિ પ્રાપ્ત ન થઈ. કારણ કે આપણી દૃષ્ટિ સિદ્ધચક્ર પર ગઈ જ નહીં, ગઈ તો ઠરી નહીં !

જે ધર્મસાધના, ધર્મ–આરાધના સિદ્ધચક્રને કેન્દ્રમાં રાખીને કરવી જોઈએ, તે ન કરી. સિદ્ધચક્રની આરાધના કે નવપદની આરાધના

માત્ર બાહ્ય પૂજન-દર્શન રૂપે જ કરી. અભ્યંતર આરાધના ન કરી.

## બાહ્યમાંથી અભ્યંતર તરફ જવાનું છે :

સંઘમાં કહો કે સમાજમાં કહો, સિદ્ધચક્રની બાહ્ય આરાધના ઘણી વધી ગઈ છે. પોણોસો વર્ષના વૃદ્ધને પૂછશો તો કહેશે : 'આટલાં બધાં આયંબિલની ઓળી કરનારા પહેલા ન હતા. સિદ્ધચક્રના મહાપૂજન આટલાં થતાં ન હતાં.' પરંતુ સિદ્ધચક્રજી સાથેનો આંતરિક સંબંધ તૂટતો ગયો છે. જ્યાં સુધી અભ્યંતર આરાધનામાં પ્રવેશ ન થાય, સિદ્ધચક્રજી આત્મસાત્ ન થાય, ત્યાં સુધી આત્માનો આનંદ પ્રાપ્ત જ નહીં થાય. બાહ્યમાંથી અભ્યંતરમાં જવાનું લક્ષ્ય બનાવો. સ્થૂલમાંથી સૂક્ષ્મમાં જવાનું ધ્યેય નક્કી કરો. પરમાત્માનું મંદિર અને પરમાત્માની મૂર્તિ એ તો સ્થૂલમાંથી સૂક્ષ્મ તરફ જવાનો માર્ગ છે !

## જિનમૂર્તિ એ તો માધ્યમ છે :

શ્રી સિદ્ધચક્રજી, જિનમૂર્તિ કે સિદ્ધચક્રજીનું યંત્ર એ તો આલંબન છે. એ આલંબનના આધારે-સહારે અભ્યંતર સાધનામાં પ્રવેશ કરવાનો હોય છે. આપણે ત્યાં 'મૂર્તિપૂજા' શબ્દ પ્રચલિત છે. વાસ્તવમાં મૂર્તિપૂજા નહીં, પ્રભુપૂજા કરવાની છે. જેમની મૂર્તિ છે તે પરમાત્માની પૂજા કરવાની છે. 'મૂર્તિ' તો આપણા અને પરમાત્માની વચ્ચેનું માધ્યમ છે !

પરમાત્માની મૂર્તિ ઘરની બારી છે. એ બારીની બહાર અનંત આકાશ દેખાય છે ! નાની સરખી બારીમાંથી અનંત વિશાળ.... આકાશ દેખાય છે ! પરમાત્માની મૂર્તિની બારીમાંથી અનંત જ્ઞાનમય અનંત ચારિત્રમય પરમાત્માના સ્વરૂપનાં દર્શન થાય છે, પણ આપણે તો બારીમાં જ રોકાઇ ગયા ! અનંત આકાશ તરફ તો જોયું જ નહીં !

બારીને શણગારવામાં પડી જાય અને તેને પૂજવામાં જ લાગી જાય તો ? કોઈ પૂછે કે 'ભાઇ, બારી પાસે ઊભા રહેવાનું પ્રયોજન શું છે ?' બારી એટલા માટે છે કે અનંત બ્રહ્મના આકાશને જોઇ શકાય, પણ સ્થૂળ દૃષ્ટિથી, અજ્ઞાનતાથી અજ્ઞાની જીવ સ્થૂળમાં જ અટકી જાય છે.

પરમાત્માની મૂર્તિનાં દર્શન-પૂજન કરતાં કરતાં મૂર્તિ ભૂલી જાઓ અને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપમાં પહોંચી જાઓ, તે જરૂરનું છે.

**પરમાત્માના સ્વરૂપમાં લીન બનવાનું છે :**

કોઇ વ્યક્તિ સાથે પ્રેમ થયો, તો પહેલાં તેનાં કપડાં જોઇશું, પછી મોઢું, પછી આંખ ! પ્રેમની પરાકાષ્ટામાં તે બધું ભૂલીને પ્રેમનો મહાસાગર દેખાય ! પરમાત્માનું પૂજન, તેમની આંગી વગેરે પ્રાથમિક ભૂમિકા છે, તે પછી સમગ્ર મુખાકૃતિમાં મન સ્થિર બને, પછી મૂર્તિની આંખોમાં સ્થિર થાય. પછી પોતાની દૃષ્ટિ બંધ કરવાની....અરે ! દૃષ્ટિ આપોઆપ બંધ થઇ જાય....અને પરમાત્મ-સ્વરૂપમાં ભક્ત ખોવાઈ જાય !

પરમાત્મામાં ખોવાઈ જવાનું છે ! બ્રહ્મસ્વરૂપમાં પહોંચવા માટે, પરમાત્માના સ્વરૂપમાં રમણતા માટે બાહ્ય ક્રિયાઓ બારી સમાન છે.

**ધ્યાનની અસર :**

૧૮૮૦ ની સાલમાં એક વૈજ્ઞાનિક આદીવાસીઓના પ્રદેશમાં પહોંચ્યો. આપણે ત્યાં આદિવાસી છે, તેમ યુરોપમાં પણ છે, ત્યાંય જંગલો છે ! એ પ્રદેશમાં એક ચમત્કારી વાત પ્રચલિત હતી. ધીમે ધીમે તે વાત એક શહેરમાં આવી. તે વાત પહોંચી વૈજ્ઞાનિક પાસે, તેના સંશોધન માટે વૈજ્ઞાનિક એ પ્રદેશમાં પહોંચ્યો. શી એ વાત ?

આદિવાસી લોકો એક પૂતળું બનાવે છે. એક વ્યક્તિની કલ્પના એ માટીના પૂતળામાં કરે છે. કોઇ રોગની કલ્પના કરે કે : 'આને ટી. બી. કેન્સર થઇ જાઓ.' જે વ્યક્તિની કલ્પના કરી હોય તેને તે રોગ લાગુ થઈ જાય !

બીજી વાત : આદિવાસી લોકો કોઈ વૃક્ષમાં અમુક વ્યક્તિની આકૃતિની કલ્પના કરે. તેના પર ધ્યાન કેન્દ્રિત કરે કે 'આનું મૃત્યુ થાય,' અને તે માણસ મૃત્યુ પામે !

આમાં સાચું શું છે ? તે તપાસવા વૈજ્ઞાનિક જંગલમાં આદીવાસી વચ્ચે પહોંચી ગયો. તેણે પોતે એ પ્રયોગ જોયો. તેણે કહ્યું : 'એક

વૃક્ષ પર પ્રયોગ કરો.' તે વૈજ્ઞાનિકે વૃક્ષને પાણી પાયું. સારી સાર-સંભાળ લેવા માંડી. તે વૃક્ષ પર આદિવાસીએ પ્રયોગ કર્યો. અને પરિણામ એ આવ્યું કે વૃક્ષ મહિના દોઢ મહિનામાં પડી ગયું કે સડી ગયું, ખલાસ થઈ ગયું. વૈજ્ઞાનિકે તે સમજવા પ્રયત્ન કર્યો, પણ સમજી શકયો નહીં. તો તે શું જાદુ હતું? મંત્ર હતો? ના એક પ્રકારનું ધ્યાન હતું,

એક મૂર્તિની કલ્પના કરો. આપણી કલ્પના પ્રમાણે એ વ્યક્તિની આકૃતિ જોઈએ, તેના પર ધ્યાનસ્થ થવું જોઈએ, ભલે પછી તે માટીનો પીંડ હોય! તેના પર આ વિશિષ્ટ ધ્યાનનો પ્રયોગ કરવામાં આવે.... તો તે આકૃતિ સક્રિય બની જવાની.

## મૂર્તિપૂજા ઉપયોગી છે :

જે પ્રજ્ઞાવંત પુરુષોએ આ મૂર્તિની પૂજાનો ઉપદેશ આપ્યો, તેઓ વિશિષ્ટ જ્ઞાની હતા; વિશિષ્ટ શક્તિના ધારક હતા, વીતરાગ પરમાત્માની મૂર્તિ પરમાત્માના પ્રદેશમાં પહોંચવા માટે માધ્યમ છે. મૂર્તિનું માધ્યમ સુયોગ્ય છે. પરમાત્માની મૂર્તિનું આલંબન લઈને, જે રીતે પરમાત્માસ્વરૂપમાં પહોંચવું જોઈએ, તે રીતે આપણે પહોંચવા પ્રયત્ન કરતા નથી. આપણું એ લક્ષ જ નથી; બાકી, જિનેશ્વરદેવની પદ્માસનસ્થ વીતરાગભાવમાં ઝીલતી મૂર્તિના આલંબને જેટલો વિકાસ સાધવો હોય તેટલો સાધી શકાય. પૂજનની બાહ્યક્રિયા દ્વારા ધ્યાનની અભ્યંતર ક્રિયામાં પ્રવેશ કરવાનો છે. ધ્યાનની સાધના કરતાં કરતાં ઊંડાણમાં જવાનું ધ્યાનમાં અગાધ શકિત છે.

આપણે નવપદના ધ્યાનમાં ખોવાઈ જવાનું છે. અપૂર્વ લીનતા પ્રાપ્ત થવી જોઈએ. ધ્યાનનો વિષય રસિક છે. સિદ્ધચક્ર વિશ્વમાં મહાનમાં મહાન તત્ત્વ છે, પરમ સત્ય છે અને અદ્‌ભુત તથ્ય છે. આવા પરમ તથ્ય પરમ તત્ત્વ અને પરમ સત્ય શ્રી સિદ્ધચક્રજી મળ્યા પછી શું કમી રહે?

સિદ્ધચક્રની આરાધનાની પ્રક્રિયા આપણને મળેલી છે, હવે કરવાનું છે સિદ્ધચક્રજીનું ધ્યાન! એનાથી અવશ્ય આત્મા નિર્મળ બને છે.

આત્મા પરમ શાંતિ પ્રાપ્ત કરે છે. જોઇએ છે ને આત્માની નિર્મળતા? જોઇએ છે ને પરમ શાન્તિ? કે અશાન્તિની આગમાં સળગ્યા કરવું છે?

**ધ્યાન માટે સ્વસ્થ અને સંયમી દેહ જરૂરી છે:**

ધ્યાન ધરવા માટે શરીર નિર્મળ જોઇએ, સ્વસ્થ જોઇએ, સશક્ત જોઇએ; ધ્યાન ધરવા બેસો ત્યારે શરીર દુઃખે, કમર દુઃખે, માથું ઊંચું નીચું થાય....તે નહીં ચાલે. શારીરિક શક્તિ પ્રથમ આવશ્યક છે.

આ શક્તિ મેળવવા માટે વિટામિન બી. કોમ્પલેક્ષની જરૂર નથી. આ શક્તિ પ્રાપ્ત થાય છે સંયમથી! બ્રહ્મચર્યનું નિર્મળ પાલન હોય તો અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય. ભલે પછી તમે દૂધ, દહીં, ઘી ન ખાઓ. ભલે કોઇ શક્તિની દવા ન લો! આ શક્તિ વીર્યશક્તિ છે. વીર્યશક્તિ ધ્યાન માટે અતિ આવશ્યક છે. યોગી પુરુષો મનસા-વચસા-કાયેન બ્રહ્મચર્ય પાળતા અને જંગલમાં જઇને ધ્યાન લગાવતા. બે ચાર દિવસ નહીં, મહિનાઓના મહિના! વર્ષો લગી ધ્યાન ધરતા. આત્માના શુદ્ધ-સ્વરૂપમાં લીન બનતા. ન ગરદન દુઃખે, ન આંખો ખૂલે, ન શરીર વળે, ન કમર ઝુકે.

તમારે તો એક મિનિટ પણ આંખો બંધ રાખવી મુશ્કેલ ને? કારણ? તમે સંયમી નથી! જે સંયમી નહીં; તે ધ્યાન ધરવા માટે અયોગ્ય! શરીર સ્વસ્થ નહીં તો મન કેવી રીતે સ્થિર રહે?

ધ્યાનસ્થ બનીને સિદ્ધચક્રજીના એક એક પદ પર મનને જોડતા જાઓ. પહેલાં જ્ઞાનથી, પછી ધ્યાનથી તે નવપદનો મન સાથે સંપર્ક જોડો. જ્ઞાનનું ધીરે ધીરે ધ્યાનમાં પરિવર્તન થાય. પછી વિચાર ન રહે. પહેલાં 'સવિકલ્પ' ધ્યાન ધરો. તેના અંતે 'નિર્વિકલ્પ' ધ્યાન ધરો. 'સવિકલ્પ' ધ્યાન એટલે એક એક પદ લઇને તેના પર પહેલાં ચિંતન, પછી મનન ને પછી સ્થિરીકરણ. આ રીતે કરતાં સારા-નરસા કોઇ વિચાર નહીં, કોઇ વિકલ્પ નહીં, એવી નિર્વિકલ્પ ધ્યાનની ભૂમિકા આવે છે. માટે પહેલાં સવિકલ્પ ધ્યાન ધરો. આજે તપપદનું ધ્યાન ધરવાનું છે. 'તપ' એટલે શું?

**તપપદ :**

ભારત દેશમાં 'તપ'નો અર્થ થાય છે, 'ખાવું નહીં, પીવું નહીં !' એક દિવસ, બે ચાર દિવસ, કે માસ-બેમાસ ખાવું નહીં, ભોજન ન કરવું, પાણી ન પીવું. આ અર્થમાં 'તપ' શબ્દ પ્રચલિત છે. 'તપ'નો પ્રારંભ આ અર્થથી થાય છે, પણ પૂર્ણાહૂતિ આ અર્થમાં નથી થતી.

'ભોજન ન કરવું' એ તપ. આજે દિવસમાં એકવાર ભોજન કરવું, એકવાર કરવું તે પણ લૂખું ભોજન કરવું ! ઓછું ખાવું. ઓછી વસ્તુઓ ખાવી....આ બધું તપમાં આવે. 'ભૂખ્યા રહેવું,' 'નહીં ખાવું' 'ઓછું ખાવું'-તપનો આ અર્થ પ્રાથમિક ભૂમિકામાં તો ઠીક છે. પણ પ્રથમ કક્ષામાં પહેલા ધોરણમાં કયાં સુધી રહેશો ?

તમારો દીકરો પહેલા ધોરણમાં એકવાર નાપાસ થયો, બીજે વર્ષે નાપાસ થયો, ત્રીજે વર્ષે નાપાસ, થયો-તો તમે કયાં સુધી ચલાવી લેશો ? એક વર્ષ-બે વર્ષ નાપાસ થાય તો તમને ચિંતા થાય કે નહીં ? તમને ચિંતા થાય કે 'હવે કયારે પહેલા ધોરણમાંથી બીજા ધોરણમાં જાય ?' છેવટે શું કરો ? ધક્કો મારો ! ગમે તેમ કરીને બીજા ધોરણમાં લાવો ને ?

તો તમે સાધનાની પ્રથમ કક્ષામાં કયાં સુધી બેસી રહેશો ? તપની આ એક જ કક્ષા છે ? બીજી નથી ? છે. પણ આગળ વધવું નથી કે વધી શકતા નથી ! શું વિચારો છો ? 'આગળ ન વધાય તો ચાલે, એમજ હોય ! બધાં કરે છે તેમ કરો !' અરે, બધા કરે તેમ કરાય ?

જે વિદ્યાર્થી ભણે છે અને જેણે આગળ વધવાની તમન્ના છે તે બીજા ઠોઠ વિદ્યાર્થીઓ સામે જોશે કે પોતાના અધ્યાપક તરફ જોશે ?

જેને આગળ વધવું છે તે વિદ્યાર્થી, જે વિદ્યાર્થીઓ રમવામાં, રખડવામાં વધુ વખત ગાળે છે, અભ્યાસ તરફ બેદરકાર રહે છે, તેવા વિદ્યાર્થીઓ સામે જોયા કરશે ? ના, તે તો હોંશિયાર વિદ્યાર્થીઓ સામે જોશે.

તમે ધર્મઆરાધનામાં કોની સામે જુઓ છો ? આસપાસના લોકો સામે કે ગુરુ સામે ? તપ કરવાવાળા કોની સામે જુએ ?

તપશ્ચર્યાની ઉચ્ચ કક્ષાએ રહેલા મહાપુરુષોને જોશે કે પછી પોતાના જેવા રેઢીયાળ તપ કરનારાઓને જોશે ?

**પડતાનું આલંબન ન લો :**

જે બાળકને ભણવામાં રસ નથી, તેને તેની મા કહે; 'બેસી જા ભણવા, રખડવાનું નથી.' તો બાળક શું કહેશે ? 'તું ભણવા માટે કહ્યા કરે છે, પણ જો પેલા છોકરાઓ સિનેમા જુએ છે, ફરવા જાય છે....તે શું નથી ભણતા ? મારાથી આખો દિવસ ભણ-ભણ નહીં કરાય....'

જેને ભણવાની જિજ્ઞાસા નથી, આગળ વધવાની ઇચ્છા નથી, તે આવા ઉદાહરણો આપશે, પણ જે વિદ્યાર્થી એમ વિચારે કે 'મારી માની ઇચ્છા છે કે મારે સરસ ભણવું, મારા અધ્યાપક ઇચ્છે છે કે મારે પહેલા નંબરે આવવું.'-આવા વિદ્યાર્થીઓ ભણવામાં ધ્યાન આપે છે રાખે છે. અને અધ્યયનની ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરવાનું લક્ષ રાખે છે. જેને પૈસા કમાવા છે તે શું defaulter-દેવાળિયાનો આદર્શ સામે રાખશે ? 'આ આગળ કેવી રીતે આવ્યા ? એક વખત ગરીબ હતા, વેપાર થોડો શરૂ કર્યો હતો, તે ક્રમશ. કેવી રીતે આગળ વધતા ગયા....? તેમણે વિકાસ કેવી રીતે કર્યો ? આજે મોટા ઉદ્યોગપતિ કેવી રીતે બન્યા ? વગેરે....

પણ જે વેપારી વેપારમાં આળસ કરતો હોય, પ્રમાદ સેવતો હોય; વેપાર તરફ લક્ષ ન આપતો હોય; ગ્રાહકો સાથે તોછડો વર્તાવ કરતો હોય, 'પૈસા આવે તોય ઠીક અને ન આવે તોય ઠીક.' આવું કરતાં જેણે દેવાળું કાઢયું હોય, તેવાનો આદર્શ રાખો ખરા ? નહીં ને ?

ધર્મની આરાધનામાં તમારી આસપાસ ન જુઓ. પણ ધર્મક્ષેત્રે માર્ગદર્શન આપનારા ગુરુજનો શું કહે છે તે જુઓ.

**આજે તો અવિધિ એ જ વિધિ બની ગઈ છે :**

દેરાસરમાં, ઉપાશ્રયમાં કેટકેટલી ભૂલો કરો છો ? ખોટું અનુકરણ કેટલું ચાલી રહેલું છે ? સામાયિક, પ્રતિક્રમણ, દેવવંદન, પૂજન

બધે અવિધિઓ પ્રવેશી ગઇ છે....આ અવિધિઓ એવી તો રૂઢ થઈ ગઇ છે કે તેમાં પરિવર્તન લાવવું મુશ્કેલ બની ગયું છે. અવિધિ એવી તો વ્યાપક થઈ ગઇ છે કે લોકો તેને વિધિ માનતા થઈ ગયા છે!

એક યુવાન ભાઈ હતા. તેમણે નક્કી કર્યું કે પરમાત્માની પૂજા કરવી, તો વિધિસર અને સમજણ પૂર્વક કરવી. તેઓ પૂજાવિધિ જાણવા માટે મારી પાસે આવ્યા. મે બધી વિધિ વ્યવસ્થિત સમજાવી. પછી બીજે દિવસે પૂજાસામગ્રી લઈ મંદિરે પૂજા કરવા ગયા.

પહેલાં અંગપૂજા, પછી અગ્રપૂજા અને પછી ભાવપૂજા કરી. ત્યાં એક મહાનુભાવ (!) મંદિરમાં આવતા જ અગરબત્તી લઇને ભગવાન પાસે ફેરવવા લાગ્યા! ઠેઠ ભગવાનના નાક પાસે અગરબત્તી લઈ ગયા! પેલા યુવાન ભાઇએ તેમને કહ્યું: 'ધૂપ તો અગ્રપૂજા છે, પહેલા અંગ-પૂજા કરવી જોઇએ, પછી અગ્ર પૂજા થાય!' પેલા શ્રાવક બોલી ઉઠયા: 'તમે કયારથી પૂજા શરૂ કરી?' પેલા યુવાને કહ્યુ: આજથી પૂજા શરૂ કરી છે.' વૃદ્ધ શ્રાવકે કહ્યું: 'તમે આજથી પૂજા શરૂ કરી, પણ અમે તો પૂજા કરતાં કરતાં ઘરડા થઇ ગયા, તે અમને ખબર નહીં હોય? મને શું શીખવાડો છો?' પછી તેમણે શું કર્યું તે જાણો છો? ધૂપ કર્યા પછી ભગવાન સામે માળા લઇને બેસી ગયા! માળા ફેરવી પછી ઊભા થઇને પ્રક્ષાલ કરવા લાગ્યા!

પેલા યુવાને કહ્યુ: 'પહેલાં અંગપૂજા થાય, પછી અગ્રપૂજા અને પછી ભાવપૂજા થાય....માળા પછી ફેરવાય.'

પેલા શ્રાવકે કહ્યું: આવું તો હમેશાં અમે કરીએ છીએ. આ ફુલચંદભાઇ આમ કરે છે, આ સુખલાલ આમ કરે છે, આ ભાવચંદ શેઠ આમ કરે છે, બધા કરે છે, બધા શું ખોટું કરે છે?'

આજે લોકશાહીમાં અજ્ઞાનીઓનું ટોળું જે કહે તે તે સાચું અને જ્ઞાની કહે તે ખોટું! બહુમતિ લોકો કરે તે સાચું અને લઘુમતિ કરે તે ખોટું! આ majority બહુમતિ અને minority લઘુમતિના સિદ્ધાન્તે ભયંકર નુકશાન કર્યું છે.

પરમાત્મ-પૂજામાં અવિધિઓ કેવી વિધિરૂપ બની ગઈ છે, તેનું આ તો તમને એક ઉદાહરણ આપ્યું. આવી તો અનેક અવિધિઓ વિધિરૂપ બની ગઈ છે સમાજમાં અને સંઘમાં.

આવું શાથી બન્યું ? કારણ કે તે તે ધર્મક્રિયાનું વ્યવસ્થિત જ્ઞાન, ગુરૂજનો પાસેથી મેળવ્યા વિના જ ધર્મ-ક્રિયાઓ કરવા માંડી છે...કાં તો તમને કોઈ માર્ગદર્શન આપનાર મળ્યું નથી અથવા માર્ગદર્શન આપનાર મળવા છતાં માર્ગદર્શન લીધું નથી !

સામાયિકની ક્રિયા બરાબર કરો છો ? પ્રતિક્રમણની ક્રિયા બરાબર કરો છો ? આ ધર્મક્રિયાઓ અંગે તમે કોઈ પૂછવા આવતા નથી ! જેને સ્થૂળમાં આનંદ માણવો છે, જેને સૂક્ષ્મમાં આનંદ માણવો નથી, સૂક્ષ્મમાં પ્રવેશ કરવો નથી, તેવાઓ બધા ઉપર-ઉપરથી ધર્મક્રિયા કરે જાય છે

**સાચા આત્મસાધકો થોડા જ રહેવાના :**

ઉ. યશોવિજયજી મહારાજે કહ્યું છે કે स्तोकाश्च-रत्नवणिजः स्तोकाश्च स्वात्मसाधकाः ।' રત્નના વેપારી કેટલા હોય ! બહુ થોડા ને ? તેમ આત્માના સાધક કેટલા ? થોડા જ ! રત્નના વેપારી જેટલા ! જેમ રત્નોના વેપારી આંગળીને વેઢે ગણી શકાય, તેમ સાચા ધર્મઆરાધકો-આત્માના સાધકો પણ આંગળીને વેઢે ગણી શકાય તેટલા હોય. ઉપર ઉપરથી ધર્મની આરાધના કરનારા ઘણા હોય. સૂક્ષ્મ અર્થ સમજનારા, ધર્મનું રહસ્ય પ્રાપ્ત કરનારા ઓછા હોય.

જેમ કોઈ માણસને આંખે પાટા બાંધેલા છે, તેને ગુફામાંથી બહાર નીકળવું છે, ભીંતને હાથ લગાવી લગાવીને ચાલે છે....જ્યાં દરવાજો આવે છે કે હાથને શરીર ખંજવાળવા ભીંત પરથી ઉઠાવી લે છે....દરવાજો જતો રહે છે, અને તે આગળ વધે છે....આમ એક ચક્કર. બીજું ચક્કર, ત્રીજું ચક્કર....! એમ કરતાં કરતાં દરવાજો મળી જાય તો બહાર નિકળી જાય....એમ તમે પણ જો લક્ષ રાખીને ક્રિયાઓ કરો તો દરવાજો ક્યારેક મળી જાય!

**ધર્મનું રહસ્ય ગુફામાં !**

એક વિદ્વાને ઠીક જ કહ્યું છે : 'ધર્મનું રહસ્ય–તત્ત્વ ગુફામાં પડેલું છે !' धर्मस्य तत्त्वं निहितं गुहायाम् કિંમતી વસ્તુ ખૂલ્લી પડેલી ન હોય, ખૂલ્લી રહેલી વસ્તુ કિંમતી હોય શકતી નથી. અમેરિકા સોનું ક્યાં રાખે છે ? અણુબોમ્બ ક્યાં રાખે છે ? તે રહસ્ય છે ! વધુ કિંમતી વસ્તુ તાળાવાળી પેટીમાં રાખો ને ? કોઇ તિજોરીમાં રાખે છે. કોઇને લાગે કે 'ઘરમાં કિંમતી વસ્તુ સલામત નથી,' તો તે 'સેઇફ વોલ્ટ'માં રાખે છે. ત્યાં વીજળીનો કરન્ટ હોય છે ને ? જો કોઇ લેવા જાય તો ? વસ્તુ જેટલી કિંમતી, તેટલી તે ઊંડાણમાં રખાય છે ! ધર્મ સસ્તો નથી કે જે મીઠા મરચાંની માફક ખૂલ્લા બજારમાં મળી જાય ! ધર્મતત્ત્વ મેળવવાં માટે ઊંડાણમાં જવું પડશે. શ્રી સિદ્ધચક્ર most secret matter 'गुह्यादपि गुह्यं तत्त्वम्' છે, તેને પામવા માટે ગહરાઇમાં જવા પ્રયત્ન કરો. પણ તે પ્રયત્ન તે જ શૂરવીર અને ધીરપુરૂષ કરી શકે કે જે કૃતનિશ્ચયી છે ! પરમતત્ત્વ પામવાનું જેણે પ્રણ કર્યું છે !

તપ બે પ્રકારે છે : બાહ્યતપ અને અભ્યંતર તપ. બાહ્યતપ છ પ્રકારે છે :

**બાહ્યતપના છ પ્રકાર :**

[૧] **અનશન તપ :** ભોજનનો ત્યાગ, અલ્પકાલીન અને સર્વકાલીન, અનશનના આમ બે પ્રકાર છે. અલ્પકાલીન એટલે થોડો સમય ભોજનનો ત્યાગ. ઉપવાસ વગેરે. સર્વકાલીન અનશન એટલે જીવે ત્યાં સુધી અનશન યાવજ્જીવ ચારે પ્રકારના આહારનો ત્યાગ.

બેસણું, એકાસણું, આયંબિલ, ઉપવાસનો અનશનમાં સમાવેશ થાય છે,

(૨) **ઉણોદરી તપ :** જેટલી ભૂખ હોય, તેનાથી થોડું ઓછું ખાવું. ચાર રોટલી ખાતા હોઇએ તો ત્રણ ખાવી ! બે કોળિયા પણ ઓછું ખાવું, તે ઉણોદરી.

(૩)**વૃત્તિસંક્ષેપ :** ભોજનની વેરાઈટી-સામગ્રી ઘણી છે. ૧૫-૨૦ છે, તેમાંથી બે ચાર કે વધુ વસ્તુનો ત્યાગ. ભોજન માટેની વૃત્તિ રોકવી.

(૪) **રસત્યાગ :** રસનો ત્યાગ એટલે જીભને પ્રિય એવા રસવાળા પદાર્થોનો ત્યાગ કરવાનો. ઘી, દૂધ, દહીં, મીઠાઈ, ફરસાણ....વગેરે પદાર્થોનો શકય ત્યાગ. રસવાળા પદાર્થોનો ત્યાગ અથવા જેનાથી જીભમાંથી રસ છૂટે તેનો ત્યાગ !

(૫) **કાયક્લેશ :** આ તપનો ભોજન સાથે સંબંધ નથી. તેનો સંબંધ શરીર સાથે છે. શરીરને કષ્ટ દેવું. શરીર કહે કે 'તડકામાં નથી ચાલવુ' તો તમે કહો : 'ચાલવું પડશે.' देहदुःखम् महाफलम् ગરમીમાં જાણીબુઝીને તડકામાં ચાલો તો તે તપ! એમ ભિન્ન ભિન્ન રીતે કાયાને જાણીબુઝીને કષ્ટ આપવું તે પણ તપ છે.

(૬) **સંલીનતા :** શરીરની ચંચળતાનો ત્યાગ. ચંચળતાનો ત્યાગ એટલે શરીરને સ્થિર રાખવું. હાથ પણ ન હલાવે, પગને ઊંચો ન કરે. એક આસને, એક મુદ્રાએ બેસવું તેનું નામ સમ્યક્ લીનતા. કાયાનું કોઇ જાતનું હલન-ચલન નહીં. કાયાની કોઈ ક્રિયા નહીં.

તપશ્ચર્યાના કેવા સરળ માર્ગો છે આ? કોઈ કહે : 'ઉપવાસ નથી થતો' તો કાંઈ નહીં, ઉણોદરી તપ કરો. થોડું ઓછું પણ ખાવાનું ન પાલવતું હોય અને સિંહ માફક ભોજન પર તુટી પડતા હો તો ટેસ્ટફૂલ વેરાયટીઓમાંથી એકાદ ઓછી કરો ! સ્વાદીષ્ટ પદાર્થોમાંથી ત્યાગ કરી ન શકતા હો તો કોઈ એકાદ વિગયનો ત્યાગ કરો.અનશન ન કરો, તો ઉણોદરી કરો, તે ન બને તો ખાવાની વસ્તુઓ ઓછી કરો, તે ન બને તો છેવટે કોઈ એક પ્રિય વસ્તુનો ત્યાગ કરો. આ તો નાના બાળકો પણ કરી શકે !

**પ્રિયવસ્તુનો ત્યાગ કરો :**

ગૃહસ્થજીવનની વાત છે. એક વખત અમે કલકત્તા ગયા. સાધુ-જીવનમાં નહી, ગૃહસ્થજીવનમાં. અમે બાર છોકરાઓ હતા. યાત્રા માટે નીકળ્યા હતા. કલકત્તામાં ત્યાંના એક સજ્જનને ત્યાં જમવાનું નિમંત્રણ મળ્યું. અમારી સાથે નાના બે છોકરા હતા, ૧૦-૧૦

વર્ષના. અમે ભોજન કરવા બેઠા. અમારામાંથી ઘણા સાધુ બનવાની ભાવનાવાળા હતા. બે નાના છોકરા હંમેશાં ભોજન વખતે મારી જમણી અને ડાબી બાજુ બેસતા. પણ આ દિવસે તેઓ બન્નેએ સીંડીકેટ કરી હતી. બન્ને સાથે બેઠા. બીજી બાજુ પીરસવાનું શરૂ થયું. દૂધપાકની સરસ મીઠી સોડમ આવી. પીરસનાર પહેલા મારી પાસે આવ્યા. મેં તો દૂધપાક લીધો! પછી નાના બાળકો પાસે ગયા, તો તેમણે ના પાડી! દૂધપાક તેમને ખૂબ પ્રિય! છતાં તેમણે તો ના પાડી. મેં તેમને પૂછ્યું તો તેમણે કહ્યું : 'જે વસ્તુ વહાલી હોય તેનો ત્યાગ કરવો,' એવું ગુરૂમહારાજે શીખવેલું છે ને!' હું તો એ બે બાળકોને જોઈ જ રહ્યો! મને થયું : બાળકોનો કેવો અદ્ભુત ત્યાગ! હું ત્યાગ ન કરી શકયો એનો મને પારાવાર પશ્ચાત્તાપ થયો!

લક્ષ્ય હોય તો આમાંથી કોઈને કોઇ તપ કરી શકાય. એક નહીં તો બીજો! કાયક્લેશનો તપ પણ કરી શકાય. કોઈ પરમાર્થ કે પરોપકારનું કામ કરતાં કરતાં, સેવા કરતાં કરતાં કાયાને થકવી નાખવાની! તે કાયક્લેશ તપ કહેવાય. એવી રીતે સંલીનતા: એટલે કાયાને સ્થિર રાખવાની

આવા છ પ્રકારના બાહ્ય તપની આરાધના કરતાં કરતાં **અભ્યંતરતપ**માં પ્રવેશી શકાય.

**અભ્યંતર તપના છ પ્રકાર :**

૧. અભ્યંતર–આંતરિક તપમાં પ્રથમ **પ્રાયશ્ચિત્ત.** જે કાંઈ ભૂલ-પાપ જીવનમાં થાય તે ગુરૂમહારાજ પાસે નિવેદિત કરે અને ગુરૂ-મહારાજ તે પાપોનું જે પ્રાયશ્ચિત્ત આપે, તે પ્રાયશ્ચિત કરવાનું. તેમાં તપ, સ્વાધ્યાય, નવકારવાળી....જે કાંઇ કરવાનું આવે તે કરવાનું.

હૃદયની નિર્મળતા–અભ્યંતર તપમાં સર્વ પ્રથમ આવશ્યક છે. જ્યાં સુધી પાપ છૂપાવશો, ત્યાં સુધી આત્માની નિર્મળતા પ્રાપ્ત થશે નહીં. પછી પ્રસન્નતા, નિર્ભયતા, અને નિશ્ચિંતતા કયાંથી આવવાનાં ? હૃદય અશાંતિનો અનુભવ કરશે....માટે સૌથી પહેલાં કચરો કાઢો.... હૃદય સ્વચ્છ–નિર્મલ બનાવો.

૬. કાયાને કષ્ટ તો આપો જ છો ને! ૧૦૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરો છો ને? ખમાસમણાં આપો છો ને!

સંવત્સરીના પ્રતિક્રમણમાં કેટલા લોગસ્સનો કાઉસ્સગ આવે? ૪૦ લોગસ્સનો ને? તે પણ વધારે લાગે, અહીં ઉપધાનમાં હંમેશ ૧૦૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવાનો! પ્રતિદિન ૨૦ નવકારવાળી ફેરવવાની! કેવું તપોમય જીવન!

આમ બારે પ્રકારના તપનો ઉપધાન તપમાં સમાવેશ થાય છે. હા, બાહ્ય તપ બીજાને દેખાય છે. અભ્યંતર તપ બીજાઓને દેખાય નહીં!

તમે ઉપવાસ કર્યો તો તે તપ, પણ વિનય કર્યો તે? વિનય કરનાર તપસ્વી કહેવાય? આપણે ઉપવાસ કરનારને તપસ્વી કહીશું, પણ વિનયીને તપસ્વી કહીએ છીએ ખરા?

સેવા કરનારને તપસ્વી કહીએ છીએ ખરા?

એક ઉપવાસ કર્યો તેને તપસ્વી કહીએ છીએ, પણ બાર બાર કલાક સ્વાધ્યાય કર્યો હોય તો તેને તપસ્વી કહીશું?

આપણી પાસે દૃષ્ટિ નથી. દૃષ્ટિને સૂક્ષ્મ અને વિશાળ બનાવો. દૃષ્ટિ જો સૂક્ષ્મ અને વિશાળ બને તો દરેક જીવ પ્રત્યે કેટલી સહાનુભૂતિ અને પ્રેમ પ્રગટે!

**અભ્યંતર તપનું મુલ્યાંકન કરો :**

સાધુ–સાધ્વીમાં પણ અનશન તપ જ રૂઢ થઇ ગયેલો છે. ઉપવાસ, આયંબીલ કર્યું હોય, તેને તપ ગણે, પણ સ્વાધ્યાયને તપ ન ગણે! તપ કરનાર સ્વાધ્યાય ન કરે તો પણ તે તપસ્વી! સ્વાધ્યાય કરનાર ઉપવાસ આદિ ન કરે તો તે તપસ્વી નહીં!

બાહ્ય તપ તો અભ્યંતર તપની ભૂમિકાએ પહોંચાડનારી સીડી છે. સીડી ઉપર પહોંચવા માટે છે. ઉપર પહોંચ્યા પછી સીડીને ગળે ન બાંધી રખાય. પછી તેનું વિશેષ મહત્ત્વ નથી.



આત્મા જ્ઞાન–ધ્યાનમાં પરિપૂર્ણ લીન થઈ જવો જોઇએ. પછી તેની

છે–તપ છે. જીવોને સાતા આપવી, સમાધિ આપવી, સમતા આપવી–એ ઉત્તમ સેવા છે. કોઈ આત્માને શાંતિ આપવી, દવાનું અનુપાન આપવું, શરીર દબાવવું, દવા દેવી–વગેરે સેવા કરવી તે વૈયાવચ્ચ. આવી સેવા કરવાનો અવસર ઉપધાન તપમાં ઘણો મળે! ઉપધાન તપ કરી રહ્યા છો ને? જેઓ ઉપધાન તપ ન કરી શકે તેઓ ઉપધાન કરનારની સેવા તો કરી શકે ને? ઉપધાન એ તપ છે, તેમ સેવા એ પણ તપ છે!

**ઉપધાનમાં તપના ૧૨ પ્રકારનો સમાવેશ :**

ઉપધાનનો તપ બાહ્ય તપ છે, તેમાં વૈયાવચ્ચ–સેવા તે અભ્યંતર તપ છે! સ્ત્રીઓ પણ આ તપ કરી શકે. કોઇ બાળકી ઉપધાનની તપશ્ચર્યામાં ઢીલી થઇ ગઇ હોય, તમે સશક્ત છો, ઢીલાની સેવા કરો તો તેને સાતા મળે અને પ્રેરણા પણ પ્રાપ્ત થાય. તેને થાય કે 'અહીં કોઇ મારી સેવા કરનાર છે!'

ઉપધાનમાં બાહ્ય અને અભ્યંતર તપ સહજ રીતે થાય છે. ઉપધાનમાં કોઈ દોષ લાગે તો આલોચના લખો, પ્રાયશ્ચિત્ત લો. સમય મળે સ્વાધ્યાય કરો. નવકાર–લોગસ્સનો કાયોત્સર્ગ કરો. બિમારની વૈયાવચ્ચ કરો, ગુરુજનોનો વિનય જાળવો અને પરમાત્માનું ધ્યાન કરો.

૧. અનશન તપ થાય છે! ઉપવાસ અને નીવી!

૨. ઉણોદરી વ્રત. નીવી વખતે કરોને? તેથી તબીયત પણ સારી રહેશે!

૩. ઉપધાનની નીવીમાં વસ્તુઓ ઘણી હોય! તો જરૂર એક બે વસ્તુ છોડી શકાય ને? આને વૃત્તિસંક્ષેપ તપ કહેવાય.

શામાં મજા આવે? આ નાના છોકરાઓ ઉપવાસને દિવસે મસ્ત! નીવીના દિવસે વિકેટ ડાઉન! નીવી પછી શરીર થોડી બેચેની અનુભવે. ઉપવાસને દિવસે સવારથી સાંજ સુધી ઉલ્લાસ જ ઉલ્લાસ!

૪. રસત્યાગ: નીવીને દિવસે નીવિયાતી વસ્તુઓ ઘણી હોય! એમાંથી જે ત્યાગ કરો તો રસત્યાગ કહેવાય

૫. માળા ફેરવતી વખતે કાયાની સ્થિરતા રાખવી, તે સંલીનતા !

૬. કાયાને કષ્ટ તો આપો જ છો ને! ૧૦૦ લોગસ્સનો કાઉસગ્ગ કરો છો ને? ખમાસમણાં આપો છો ને!

સંવત્સરીના પ્રતિક્રમણમાં કેટલા લોગસ્સનો કાઉસ્સગ આવે? ૪૦ લોગસ્સનો ને? તે પણ વધારે લાગે, અહીં ઉપધાનમાં હંમેશ ૧૦૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવાનો! પ્રતિદિન ૨૦ નવકારવાળી ફેરવવાની! કેવું તપોમય જીવન!

આમ બારે પ્રકારના તપનો ઉપધાન તપમાં સમાવેશ થાય છે. હા, બાહ્ય તપ બીજાને દેખાય છે. અભ્યંતર તપ બીજાઓને દેખાય નહીં!

તમે ઉપવાસ કર્યો તો તે તપ, પણ વિનય કર્યો તે? વિનય કરનાર તપસ્વી કહેવાય? આપણે ઉપવાસ કરનારને તપસ્વી કહીશું, પણ વિનયીને તપસ્વી કહીએ છીએ ખરા?

સેવા કરનારને તપસ્વી કહીએ છીએ ખરા?

એક ઉપવાસ કર્યો તેને તપસ્વી કહીએ છીએ, પણ બાર બાર કલાક સ્વાધ્યાય કર્યો હોય તો તેને તપસ્વી કહીશું?

આપણી પાસે દૃષ્ટિ નથી. દૃષ્ટિને સૂક્ષ્મ અને વિશાળ બનાવો. દૃષ્ટિ જો સૂક્ષ્મ અને વિશાળ બને તો દરેક જીવ પ્રત્યે કેટલી સહાનુભૂતિ અને પ્રેમ પ્રગટે!

**અભ્યંતર તપનું મુલ્યાંકન કરો :**

સાધુ–સાધ્વીમાં પણ અનશન તપ જ રૂઢ થઇ ગયેલો છે. ઉપવાસ, આયંબીલ કર્યું હોય, તેને તપ ગણે, પણ સ્વાધ્યાયને તપ ન ગણે! તપ કરનાર સ્વાધ્યાય ન કરે તો પણ તે તપસ્વી! સ્વાધ્યાય કરનાર ઉપવાસ આદિ ન કરે તો તે તપસ્વી નહીં!

બાહ્ય તપ તો અભ્યંતર તપની ભૂમિકાએ પહોંચાડનારી સીડી છે. સીડી ઉપર પહોંચવા માટે છે. ઉપર પહોંચ્યા પછી સીડીને ગળે
૨૪ ન બાંધી રખાય. પછી તેનું વિશેષ મહત્ત્વ નથી.

આત્મા જ્ઞાન–ધ્યાનમાં પરિપૂર્ણ લીન થઈ જવો જોઇએ. પછી તેની

સામે રોટલી હોય કે ગુલાબજાંબુ હોય-બંને સમાન ! રોટલી પ્રત્યે રોષ નહીં, ગુલાબજાંબુ પ્રત્યે રાગ નહીં. ઉપવાસ અને ભોજન-બંને એક સમાન ! રોટલી લુક્ખી હોય કે ઘીથી ચોપડેલી હોય-બંને એક સરખી! બાહ્ય તપનું નિરંતર આલંબન રાખી અભ્યંતર તપમાં પ્રગતિ કરે જાઓ.

તપપદના ધ્યાન માટે મહાન તપસ્વીનું ધ્યાન ધરવાનું છે. જે તપસ્વી મહાન હોય, જેણે બાહ્ય અને અભ્યંતર તપમાં અજોડ સિદ્ધિ પ્રાપ્ત કરી હોય અને તેમાં લીનતા પ્રાપ્ત કરી હોય, તેવા તપસ્વીનું ધ્યાન ધરવાનું.

## ચંપા શ્રાવિકા :

આવી એક પરમ તપસ્વિની ચંપા શ્રાવિકા ધ્યાનમાં આલંબન બની શકે. બહેનો ચંપા શ્રાવિકાને પોતાનો આદર્શ બનાવી શકે. તેણે છ માસના ઉપવાસ કર્યા હતા, અપ્રમત્તતા કેવી હતી? મહાન મોગલ સમ્રાટ અકબરને જગદ્ગુરુ હીરવિજયસૂરીજીનાં ચરણે ઝુકાવનારી ચંપા શ્રાવિકાની તપશ્ચર્યાનું અવલોકન કરવાની જરૂર છે.

ચંપા શ્રાવિકાની અપ્રમત્ત તપશ્ચર્યાએ અને પ્રસન્ન મુદ્રાએ અકબર ઉપર ગજબ પ્રભાવ પાડયો હતો. અકબરે હાથ જોડી પૂછયું : 'આટલી શક્તિ ક્યાંથી પ્રાપ્ત કરી?'

ચંપાએ કહ્યું : 'જહાંપનાહ, આ કૃપા છે મારા દેવાધિદેવ અરિહંત પરમાત્માની તથા ગુરુ મહારાજ હીરવિજયસૂરિની.'

ચંપાએ પોતાના ગુરુના અનેક-વિધ ગુણ ગાયા. અકબરે તુરત જ હીરવિજયસૂરિજીને દિલ્હી પધારવા નિમંત્રણ મોકલ્યું. ચંપાની છ મહિનાની ઉપવાસની તપશ્ચર્યા કેવી હશે તેના પર વિચાર કરજો.

## નંદિષેણ મુનિ :

અભ્યંતર તપના આદર્શ બનાવો નંદિષેણ મુનિને ! તેઓ અપૂર્વ વૈયાવચ્ચ કરનારા મહામુનિ હતા. એક વખત દેવે તેમની કસોટી કરી. દેવે સાધુનું રૂપ લીધું. આવ્યા ઉપાશ્રયમાં. આ વખતે નંદિષેણને

તપશ્ચર્યાના પારણાનો દિવસ હતો. ગોચરી લઈને આવ્યા, જ્યાં પાત્રાં ખોલ્યા, ત્યાં પેલો દેવ સાધુવેશમાં આવ્યો અને કહેવા લાગ્યો : 'પેલા સાધુ માંદા છે. હેરાન થાય છે, કપડાં બગડી ગયાં છે. મળમૂત્રમાં પડયા....છે અને અહીં તમે ગોચરી કરવા બેઠા છો ?' આ સાંભળી નંદિષેણ ગોચરી પડતી મૂકીને ઉઠયા. ગોચરી ત્યાં ને ત્યાં રહી. તેમણે કહ્યું : 'મને ખબર નહીં, માફ કરો, હું હમણાં જ આવું છું.' દેવ તાડુકીને બોલ્યો : 'શું ખબર નહીં ? પેટ ભરવા સિવાય બીજી ખબર રાખવાની શી જરૂર ? થઈ ગયા મોટા વૈયાવચ્ચ કરવા-વાળા....!' પણ નંદિષેણ મુનિને જરાય રોષ ન આવ્યો. નંદિષેણ ત્યાં ગયા....બિમાર સાધુ પાસે. તે પણ દેવની માયા ! કપડાં એવાં બગડયાં હતાં....કે ન પૂછો વાત. વિષ્ટાથી ખરડાયેલા....મુનિએ સાધુને પાણીથી સાફ કર્યા....કપડાં ધોયાં....બિમાર સાધુએ પણ સંભળાવ્યું : 'જોયા મોટા વૈયાવચ્ચ કરવાવાળા....અહીં કયારના પડયા છીએ ! ખબર નથી ?'

આમ ગરમા ગરમ શબ્દો સંભળાવે છે. મુનિ નંદિષેણ ઠંડા કલેજે વૈયાવચ્ચ કરે છે. શરીર ધોયું, કપડાં સાફ કર્યાં, પછી કહ્યું : 'ચાલો'

સાધુ બોલ્યા : ચાલું કેવી રીતે ? તું જોતો નથી ?'

'તો ભલે, મારા ખભા પર બેસી જાવ, હું લઈ જાઉં !' નંદિષેણે કહ્યું.

નંદિષેણ તે સાધુને ખભા ઉપર બેસાડી જ્યાં દશ ડગલાં ચાલ્યા, ત્યાં સાધુએ વિષ્ટા કરી, નંદિષેણનું શરીર બગાડી મૂકયું. મુનિ નંદિષેણે મનમાં લેશમાત્ર રોષ કર્યા વગર શાંતિથી શરીર સાફ કર્યું. અરૂચી બીલકુલ પેદા ન થઈ. સેવાની ભાવનાથી બધું કર્યું અને આગળ વધ્યા. જ્યાં દશ ડગલા ગયા, ત્યાં ફરીથી વિષ્ટા કરી.

આમ છતાં વૈયાવચ્ચનો ભાવ જરાય ઢીલો ન પડયો. મનમાં એવો વિચાર ન આવ્યો કે 'આટ–આટલી સેવા કરૂં છું, તેની કોઈ કિંમત નહીં....કોઈ સભ્યતા નહીં....ઉપરથી મને દબડાવે છે ?'

આપણે હોઈએ તો ? સંભળાવી દઈએ ને કે :

'ઠીક, ચાલતો થા તું. સભ્યતાનો ખ્યાલ પણ નથી રાખતો ?

સેવા કરીએ છીએ, છતાં આવું સાંભળવાનું? આ પડી તમારી સેવા. આવું સાંભળવા માટે સેવા નથી કરતા....સમજ્યા?' સાચું કહો, આવું જ સંભળાવો ને?

નંદિષેણ મુનિનાં મનમાં રોષ નહીં, અરૂચી નહીં. સેવાનો પાકો રંગ કે તે ઉતરે જ નહીં! ભલે ગરમ પાણીમાં નાંખો; સાબુ ઘસી નાખો, પણ રંગ તે રંગ-પાકો! લેશ માત્ર ઉતરે નહીં. કાચો રંગ હોય તો? જરાક પાણી નાખ્યું ને સાબુ લગાવ્યો કે રંગ ખલાસ!

સેવાનો રંગ-વૈયાવચ્ચનો રંગ એવો પાકો લાગી જાય કે ગમે તેવી કસોટી થાય પણ ફીક્કો ન પડે. મુનિનું શરીર ફરીથી બગડયું. ગરમાગરમ અને ખારાખારા શબ્દો! છતાં ભાવમાં કોઈ ફેર નહીં. અંતે તે સાધુ નીચે ઉતર્યા. પોતાનું દેવરૂપ પ્રગટ કરી મુનિ નંદિ-ષેણના ગુણનાં વખાણ કર્યાં અને પોતાના સ્થાને ચાલ્યો ગયો. અભ્યંતર તપ માટે નંદિષેણ મુનિનું ધ્યાન અનેક પ્રકારની પ્રેરણા આપે છે. કેવું હશે તેમનું મનોબળ? કેવું હશે તેમનું ઉત્તમ લક્ષ? મુનિવેષધારી દેવે એમની સેવાના ભાવ તોડી નાંખવાં કેવા ઘણુ માર્યાં?....છતાં એ દૃઢ ભાવને તોડી ન શકયો. સારૂં છે કે આજે આપણી પરીક્ષા લેવા કોઇ દેવ આવતો નથી. શું આવે? કોઈ દૃઢ ગુણ હોય તો આવે ને! મામુલી પ્રહારમાં જ જ્યાં ભાવો તૂટી જતા હોય છે, ત્યાં ભયંકર પ્રહારોની તો વાત જ કયાં?

### એક ભીખારીનો ત્યાગ!

બાહ્ય તપ માટે આદર્શ છે એક ભિખારીનું.

એક ભિખારી એક મુનિરાજના સંપર્કમાં આવ્યો. મુનિએ તેને પ્રતિજ્ઞા આપી: એક અનાજ એક વિગય અને એક શાકભાજીથી વિશેષ કંઇ ખાવાનું નહીં. ભિખારીનું શરીર રોગગ્રસ્ત હતું. ભિખા-રીના ભિક્ષાપાત્રમાં ઘઉંની રોટલી આવી ગઇ એટલે હવે બીજા ધાન્યની રોટલી લેવાની વાત નહીં. એક શાક મલી ગયું પછી બીજું શાક લેવાનું નહીં, એક વિગઇ આવી ગઈ, હવે બીજી વિગય લેવાની નહીં.

આ નિયમ તેણે બરાબર પાળ્યો. તે નીરોગી બન્યો. એક શ્રાવકને તેના પ્રત્યે સદ્ભાવ જાગ્યો: ગરીબ શ્રાવકની સારી ધર્મઆરાધના જોઇને, સારૂં જીવન જોઈને, તપોમય જીવન, સંયમમય જીવન જોઇને શ્રીમંત શ્રાવક તેની ગરીબાઈ મટાડયા વિના રહે ખરા ? 'આ મારો સાધર્મિક ભાઇ ! કેવું પવિત્ર જીવન ! પ્રભુપૂજા કરે છે, નીતિમત્તા-વાળું જીવન ગાળે છે, તો મારે તેની ગરીબી મટાડવી જોઈએ'–આ વાત ગળે ઉતરે તેવી છે ? ઠીક વાત છે ?

## કુમારપાળનો પૂર્વભવ : નરવીર :

ગુજરાતના રાજા કુમારપાળના પૂર્વજીવનની વાત જાણો છો ને ? પૂર્વભવમાં તે ખુનખાર ડાકૂ હતો. ત્યાં જંગલમાં મુનિરાજ મળી ગયા. પછી ગયો તે આઢર શ્રાવકની પાસે. આઢર શ્રાવક કેવા ? કોઈ પણ દુઃખી ગરીબ હોય તે આઢર શેઠની હવેલીએ જાય, ત્યાં તેને ભોજન મળે, નરવીર ત્યાં ગયો, પણ ભોજન કરવા ન બેઠો. શેઠે તેને બોલાવ્યો અને પૂછ્યું : 'કેમ ભાઇ શા માટે આવ્યા છો ?'

નરવીર : 'શેઠજી, ભોજન કરવા.'

શેઠ : 'તો પછી બેસી જા.'

નરવીર : નહીં જી, મફતનું નહીં ખાઉં, સેવાનું કાર્ય બતાવો. કામ કર્યા પછી જમું.'

શેઠને થયું કે આ કોઈ સામાન્ય વ્યક્તિ નથી, કોઇ આદર્શ રાખીને જીવન જીવે છે. આ સામાન્ય નથી, જરૂર પહેલાં સારી સ્થિતિ હશે, કારણવશાત્ આવું ભિખારી જેવું જીવન આવ્યું હશે.'

શેઠે કહ્યુ : તને નોકરીમાં રાખવામાં આવે છે. હવે ભોજન કરી લે. તારે એક કામ કરવાનું : જ્યાં હું ધર્મસ્થાને–ઉપાશ્રયે કે મંદિરે જઉં ત્યાં મારી સાથે તારે આવવાનું. મારૂં બતાવેલું કામ કરવાનું.'

અને તે નરવીર, શેઠનો જમણો હાથ–રાઈટ હેન્ડ બની ગયો ! શેઠે નરવીરનો હાથ પકડયો.

| પદ | વર્ણ | જાપનું પદ |
|---|---|---|
| અરિહંત | સફેદ | ॐ હ્રીં નમો અરિહંતાણં |
| સિદ્ધ | લાલ | ॐ હ્રીં નમો સિદ્ધાણં |
| આચાર્ય | પીળો | ॐ હ્રીં નમો આયરિયાણં |
| ઉપાધ્યાય | લીલો | ॐ હ્રીં નમો ઉવજ્ઝાયાણં |
| સાધુ | કાળો | ॐ હ્રીં નમો લોએ સવ્વસાહૂણં |
| દર્શન | સફેદ | ॐ હ્રીં નમો દંસણસ્સ |
| જ્ઞાન | સફેદ | ॐ હ્રીં નમો નાણસ્સ |
| ચારિત્ર | સફેદ | ॐ હ્રીં નમો ચારિત્તસ્સ |
| તપ | સફેદ | ॐ હ્રીં નમો તવસ્સ |



# ભાવનામૃત



આપણી વિચારસૃષ્ટિનું કેન્દ્રસ્થાન 'નવપદ' બની જાય અને આપણું મન એ કેન્દ્રસ્થાને સ્થિરતા અનુભવે ત્યારે અપૂર્વ આનંદની અનુભૂતિ થાય.

નવપદ સાથે જોડાયેલું મન અદ્દભુત ચમત્કારો સર્જે છે. આત્માનું ભવ્ય ઉત્થાન કરે છે ..આધ્યાત્મિકતાનાં ઉચ્ચ શિખરો હાંસલ કરાવે છે. બસ, મન નવપદ સાથે જોડાવું જોઇએ!

મનને નવપદ સાથે જોડવા માટે, સંબંધ બાંધવા માટે માત્ર વાંચન ન ચાલે, તે માટે જોઇએ વારંવારની ભાવના!

સ્થિર આસને બેસીને, મધુર શબ્દોમાં આપણે એક-એક પદની ભાવના ભાવતા રહીએ...રોજ-રોજ ભાવીએ...નવપદની સાથે આંતરપ્રીતિનો સંબંધ બંધાશે.

આ ભાવના લખેલી નથી! પ્રગટેલી છે! શ્રી સિદ્ધચક્રજીના મહાપૂજનના સમયે સ્વયંભૂ આત્મામાંથી પ્રગટેલી છે! જ્યારે આ ભાવનાઓ વાણીના માધ્યમથી પ્રગટતી હતી ત્યારે એક મુમુક્ષુ આત્માએ એને અક્ષરદેહ આપ્યો હતો.

સહુ નવપદપ્રેમી આત્માઓ આ ભાવનામૃતનું પાન કરી અનહદ આનંદ અનુભવે એ જ મંગલ કામના.



–ભદ્રગુપ્તવિજય

માયામાં ફસાયેલા છીએ. અઢાર પાપસ્થાનકોમાં આત્મભાન ભૂલેલા છીએ....પરંતુ આજ અમે ધન્ય છીએ. કૃતપુણ્ય છીએ....કારણ કે આજ આપનાં દર્શન મળ્યાં ! આટલા દિવસ તો આપના શાસનના સ્વરૂપને અમે સમજ્યા ન હતા. આજ આપની અનંતકૃપાથી કંઇક સ્વરૂપ સમજી શક્યા છીએ. હવે અમને કોઇ ડર નથી ! કારણ કે અમે આપની આંગળી પકડી છે. હા, એ આંગળી છૂટી ન જાય એ માટે કૃપા આપે કરવી પડશે ! આપ અચિન્ત્ય કૃપા–કુંભ છો.

હે ત્રિભુવનનાથ ! હે જગદીશ્વર ! હે કરુણાસિન્ધુ ! હે ત્રિલોકપતિ. કૃપા કરો....એકવાર પુનઃ અમે પ્રાર્થના કરીએ છીએ....ઘટ–ઘટમાં આપનું ધ્યાન રહો....અમે આપના સ્વરૂપમાં લીન થઈએ. પુનઃપુનઃ પ્રાર્થના કરીએ છીએ કે અમારા આત્માને આપ પવિત્ર કરો.

## સિદ્ધ–પદ



**હે અનન્ત સિદ્ધ પરમાત્મા !**

આપ ચૌદ રાજલોકના ઉપર સિદ્ધશિલા પર બિરાજમાન છો. આપે અક્ષય–અનન્ત–અવિનાશી સ્વરૂપને પ્રાપ્ત કર્યું છે. હે ભગવંત ! આપનો પ્રભાવ અચિંત્ય છે. જે કોઈ આપનું ધ્યાન ધરે છે, તેનું અવશ્ય કલ્યાણ થઇ જાય છે. આપનું ધ્યાન ધરવાથી આત્મા નિર્મલ બને છે; ભવબંધન તૂટી જાય છે.

આપે ચાર ઘાતી અને ચાર અઘાતી કર્મોનો ક્ષય કરી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય, અનંત સુખ, અગુરૂલઘુતા, અરૂપિતા, અક્ષય–સ્થિતિ અને વીતરાગતા પ્રાપ્ત કરેલ છે. અમે પણ ચાહીએ છીએ કે અમારાં કર્મોનો પણ ક્ષય થઇ જાય, અમારા જીવનમાં પણ એવો ધન્ય દિવસ આવે. પરંતુ પ્રભો ! આપની કૃપા જોઈએ. અમારી તો શક્તિ જ નથી. હા, આપ અમારામાં શક્તિનો સંચાર કરો તો કામ થઈ શકે.... જરૂર.

પ્રભો ! આપ અરૂપી છો ! અમે અરૂપી વસ્તુનું ધ્યાન કેવી રીતે

ધરીએ ? આપના અરૂપી રૂપને મૂર્તિમાન બનાવીને તેનું ધ્યાન અમે કરી શકીએ. જો આપની કૃપા મળી જાય તો આ કાર્ય સરળ બની શકે. અમારા આત્મ-પાત્રમાં નિરંતર આપની કૃપા વરસતી રહો.

યદ્યપિ આપ ચતુર્ગતિમય સંસારથી બહાર છો, તથાપિ સાંભળ્યું છે કે જે કોઈ આપનું ધ્યાન ધરે છે તે આપના જેવો બની શકે છે. શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ કહ્યું છે:

**'તું હી અળગો ભવ થકી પણ ભવિક તાહરે નામ રે,**
**પાર ભવનો તેહ પામે, એહ અચરિજ કામ રે...'**

હે પ્રભુ! આપનું ધ્યાન ધરતાં ધરતાં ભવ્યાત્મા આપના સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. પ્રભો! આપની પાસે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય છે. અમે એમ નથી કહેતા કે આપ આજને આજ અમને બધું આપી દો. પરંતુ થોડું થોડું પણ આપવાની કૃપા કરો. અમને વિશ્વાસ છે કે આપ આપો છો....હા, આપવાની રીત અમે નથી જાણતા. આપમાં રાગદ્વેષ નથી છતાં ય આપ આપો છો!

હે અનંત સિદ્ધ ભગવાન! આપ અરૂપી બન્યા, સિદ્ધિગતિના ભાગી બન્યા, આપની પાસે અનુપમ, અકથનીય ગુણસમૃદ્ધિ છે, તેમાંથી આપ કંઈક પણ આપી દો. મન-વચન અને કાયાથી અમે આપને સમર્પિત છીએ. ભવોભવ અમને આપનું શરણું આપો. ચારગતિથી છૂટકારો કરી દો. ભવભ્રમણથી મુક્ત કરી દો. રાગ-દ્વેષ, આધિ, વ્યાધિ જન્મ-મરણ....થી છુટકારો કરી દો. આપ અમારી વિનંતિનો સ્વીકાર કરો....આપ જ અમારા 'યોગક્ષેમ' કરનારા છો.

## આચાર્ય-પદ



હે વિશ્વવંદનીય!

પંચાચારની પ્રભાવના કરનારા આચાર્ય ભગવંત! આપનાં ચરણોમાં અમે વંદના કરીએ છીએ. આપ 'પંચપરમેષ્ઠિ'માં તૃતીયપદ ઉપર આરૂઢ છો. આપે આપના જીવનને પંચાચારથી પવિત્ર બનાવ્યું

છે. આપ પરમાત્મ શાસનને સમર્પિત છો. આપે જ્ઞાનાચાર, દર્શનાચાર, તપાચાર અને વીર્યાચારની સુંદર આરાધના કરી છે અને જે કોઇ આપના શરણે આવે છે; તેને પંચાચારનું દાન દઈ, તેની આરાધના કરાવો છો. શરણે આવેલા જીવોનાં ચારિત્રનું 'યોગક્ષેમ' કરો છો. આપનો સ્વભાવ 'ભીમ' અને 'કાન્ત' ગુણોથી યુક્ત હોય છે.

આપની એક જ ભાવના નિરંતર રહે છે કે 'મારા શરણે આવેલા જીવો મોક્ષ–માર્ગમાં આગળને આગળ વધે.' આ ભાવનાને મૂર્તિમંત કરવાનું કાર્ય આપ હરહંમેશ કરતા રહો છો.

આપ વિષય-કષાયથી દૂર છો. બીજા જીવોની વિષય–કષાયની આગને આપ આપની વાણીથી શીતલ કરો છો. આપની ચિત્તપ્રસન્નતા અને આત્મતૃપ્તિ અપૂર્વ કોટિની છે. આપ અદ્ભુત છત્રીસ ગુણોના માલિક છો. પાંચ ઇન્દ્રિયો પર આપનો અંકુશ અવર્ણનીય છે. બ્રહ્મચર્યનું પાલન અપૂર્વ કોટિનું છે. કષાયોનું તો આપમાં નામ નિશાન દેખાતું નથી. પાંચ મહાવ્રતોનું પાલન કેવું નિરતિચાર છે! પંચાચારની પ્રભાવનામાં આપ કેવા તત્પર છો! પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલનમાં આપ અપ્રમત્ત છો. ષટ્કાયના જીવોના આપ સંરક્ષક છો. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાયના જીવો પર આપ અનંત કરુણા ધારણ કરો છો. ષટ્કાયના જીવોને આપે અભયદાન આપેલું છે.

આપની પરમ કૃપાના સહારે અમે પણ પાંચ ઇન્દ્રિયો અને ચાર કષાયો પર વિજય પ્રાપ્ત કરીએ. બ્રહ્મચર્યની નવ વાડોનું સુંદર પાલન કરનારા બનીએ. પાંચ મહાવ્રતોનું નિરતિચાર પાલન કરનારા બનીએ. પંચાચારનું પાલન કરતા ષટ્કાયના જીવોને અભયદાન આપીએ, એવી અમારી ભાવના છે. જીવમાત્ર પ્રત્યે આપના હૃદયમાં કલ્યાણની ભાવના છે. 'સહુનું કલ્યાણ થાઓ.' કેવી સુંદર અને અદ્ભુત ભાવના! અમારા હૃદયમાં પણ આવી ભાવના પ્રગટ થાય તેવી કૃપા કરો.

शिवमस्तु सर्वजगतः
परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं
सर्वत्र सुखीभवतु लोकः ॥

સમસ્ત વિશ્વનું શિવ હો....કલ્યાણ હો....મંગલ હો. સર્વ જીવો પરહિતમાં તત્પર હો. સર્વજીવોના દોષોનો ક્ષય હો....સર્વત્ર સુખ-શાંતિનો પ્રસાર હો.

આપે સ્વાર્થભાવનાનું વિસર્જન કરી પરમાર્થ ભાવનાનું સર્જન કર્યું છે. આપે કેવળ ભાવનાથી જ સંતોષ ન માનતાં ભાવનાને ક્રિયાત્મક સ્વરૂપ આપ્યું છે. આપે 'મિશન' જ એવું બનાવ્યું છે. તીર્થંકર ભગવંતોના અભાવમાં આપ જ શાસનનું સુકાન સંભાળો છો. ભગવાન મહાવીરસ્વામી પછી આપ જ પરમાત્મશાસનને અમારા સુધી લઈ આવ્યા છો. આપે જે અનંત ઉપકાર કર્યો છે, તેનું આંશિક મૂલ્ય પણ ચુકવવા અમે સમર્થ નથી. આપે પરમાત્મ-શાસનનું દાન દઈને અમને મહાન ઉપકૃત કર્યા છે. અમે આપનું શરણ સ્વીકારીને અમારી જાતને કૃત-કૃત્ય સમજીએ છીએ. આપની કૃપા નિરંતર વરસતી રહો....અમારા પર દયા કરો.

## ઉપાધ્યાય--પદ



હે ઉપાધ્યાય ભગવંત !

પંચ પરમેષ્ઠિમાં આપનું ચોથું સ્થાન છે. આપ પરમેષ્ઠિ છો. પરમ ઇષ્ટ છો. આપે અજ્ઞાનથી આંધળા બનેલા જીવોને જ્ઞાનની દૃષ્ટિ આપી છે. આપે અમારી આંખોમાં દિવ્ય-જ્ઞાનનું અંજન કર્યું છે. કેવો અનન્ત ઉપકાર ! આપ જો અમારી આંખોમાં જ્ઞાનનું અંજન ન કરતે તો અમે આ વિશ્વને સમજી ન શકત. આપે અમને વિશ્વ-દર્શન કરાવ્યું. આઠ કર્મોનાં ભયંકર દુઃખોનું ભાન કરાવ્યું. વિશ્વનું સ્વરૂપ સમજાવી મુક્ત બનવાના ઉપાય બતાવ્યા. સર્વશ્રેષ્ઠ રત્નત્રયીની

આરાધના બતાવી. દિનરાત આપની એકજ ભાવના રહે છે કે 'વિશ્વના જીવોને અજ્ઞાનના ઘોર અંધારામાંથી કાઢીને જ્ઞાનના પરમપ્રકાશમાં લઇ જાઉં.'

આપ આપના શરીરની પણ પરવા નથી કરતા, પોતાનો સ્વાર્થ અને અનુકૂળતાનું પણ ધ્યાન નથી રાખતા....બસ, રાતદિન પરોપકારની જ પ્રવૃત્તિ! ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ચરણસિત્તરી અને કરણસિત્તરી દ્વારા આપ આપનું ઉપાધ્યાય પદ સાર્થક કરી રહ્યા છો. અમને પ્રતિ-સમય-પ્રતિપળ આપના ઉપકારની આવશ્યકતા છે....કારણ કે મોક્ષમાર્ગ પર પ્રયાણ કરવાની પ્રેરણા આપ આપો છો, આપના જ્ઞાનપ્રકાશ વિના મોક્ષ મળવો અશક્ય છે. જે મનુષ્ય આપનું શરણ નથી સ્વીકારતો તે મોક્ષમાં નથી જઇ શકતો.

અમને પૂર્ણ વિશ્વાસ કે આપ અમારા હાથ પકડીને મોક્ષમાં લઈ જઈ શકો છો. આપના પ્રત્યે અમને પૂર્ણ શ્રદ્ધા છે...પરંતુ અમે હીનબુદ્ધિ છીએ. અજ્ઞાની છીએ. પશુ છીએ....કમભાગી છીએ. કૃપા કરીને આપ જ જ્ઞાનાંજન કરી દો.

અલબત્ત, અજ્ઞાનવશ આપનું જે બહુમાન કરવું જોઇએ, અમે નથી કરી શકયા, આપની જે સેવા કરવી જોઇએ, પ્રમાદવશ નથી શકયા, અવિવેકના કારણે ભૂલો તો ભારોભાર થઈ છે.

પરંતુ પ્રભો! આપ કરૂણાના સાગર છો. આપે જ કહ્યું છે-'શિષ્યમાં બાહ્ય થોડો અવિનય હોય છતાં જો એના અંતઃકરણમાં શ્રદ્ધા અને બહુમાન હોય તો તે ક્ષમાપાત્ર છે.' નાથ! શું અમારા અવિનય-અવિવેકની ક્ષમા આપ નહીં આપો? આપમાં તો આ વિશેષતા છે કે આપ અવગુણી પર પણ ગુણ કરો છો!

અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે દેવ! અમને આપના તરફથી નિરંતર જ્ઞાનદાન મળતું રહે. અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આજથી યાવતનિર્વાણ અમે આપના શરણે રહીશું. નાથ! આપ અમારા પર કૃપા કરો. પતિતને નભાવવાનું વચન આપના તરફથી મળી જવું જોઇએ!

# સાધુ–પદ



હે સાધુ ભગવંત !

નવપદમાં આપનું પાંચમું સ્થાન છે. જે કેઈ આપનું ધ્યાન ધરે છે તેનો મોહ ક્ષય પામે છે, સાધુતા પ્રગટ થાય છે. આપ પાંચ મહાવ્રત, વિનય–વૈયાવચ્ચ આદિ સંયમ યોગોમાં નિરંતર મગ્ન રહો છો. પોતાની સાધુતામાં રહીને પરમપદ–પ્રાપ્તિનું જે લક્ષ બનાવ્યું છે, ત્યાં સુધી પહોંચવા માટે આપ સતત પ્રયત્નશીલ છો.

હે શ્રમણ ભગવંત ! કેવી ઉચ્ચ કોટિની આપ સાધના કરો છો

હે ધન્ના અણગાર ! માત્ર નવ મહિનાનું ચારિત્ર....પણ તેમાં કેવી સાધના કરી લીધી ! અંતે વૈભારગિરિ પર એક મહિનાનું અનશન કરી અનુત્તર દેવલોકમાં પહોંચી ગયા....ધન્ય છે આપની અદ્‌ભુત સાધના અને અપૂર્વ દૃઢતા !

હે અવંતીસુકુમાલ મહામુનિ ! માત્ર રાત્રિનું ચારિત્ર પાળી આપે આપનો મનોરથ સિદ્ધ કરી લીધો ! દીક્ષા લઈને તે જ રાત્રે આપ સ્મશાનમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા, આપે આપના સુકુમાર શરીરની જરા પણ પરવા ન કરી....શિયાળણી પોતાના બચ્ચાં સાથે આવી અને આપના શરીરને ખાવા લાગી.... ઘોર કષ્ટને આપે સમાધિપૂર્વક સહન કર્યું....શરીરને ખાવા દીધું....ધર્મધ્યાન ધરતા ધરતા કાળધર્મ પામી 'નલિની ગુલ્મ વિમાન'માં પહોંચી ગયા.

હે મેતાર્યઋષિ ! આપને ધન્ય છે. સોનીએ આપના માથે ચામડું બાંધી દીધું....આપનું માથું ફાટી ગયું....અપાર વેદનામાં પણ આપે શુક્લધ્યાનની ધારા લગાવી દીધી....કર્મક્ષય કરીને સિદ્ધિગતિને મેળવી લીધી....કેવું મહાન મનોબલ !

હે ગજસુકુમાલ મુનિ ! સોમિલ સસરાએ માથા પર ખેરના અંગારા ભરી દીધા, પરંતુ આપે જરા પણ રોષ ન કર્યો, શુક્લધ્યાનની અગ્નિમાં અષ્ટવિધ કર્મને સળગાવી દીધાં, કેવું અનુપમ આપનું

આરાધના બતાવી. દિનરાત આપની એકજ ભાવના રહે છે કે 'વિશ્વના જીવોને અજ્ઞાનના ઘોર અંધારામાંથી કાઢીને જ્ઞાનના પરમપ્રકાશમાં લઇ જાઉં.'

આપ આપના શરીરની પણ પરવા નથી કરતા, પોતાનો સ્વાર્થ અને અનુકૂળતાનું પણ ધ્યાન નથી રાખતા....બસ, રાતદિન પરોપકારની જ પ્રવૃત્તિ! ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ચરણસિત્તરી અને કરણસિત્તરી દ્વારા આપ આપનું ઉપાધ્યાય પદ સાર્થક કરી રહ્યા છો. અમને પ્રતિ-સમય–પ્રતિપળ આપના ઉપકારની આવશ્યકતા છે....કારણ કે મોક્ષમાર્ગ પર પ્રયાણ કરવાની પ્રેરણા આપ આપો છો, આપના જ્ઞાનપ્રકાશ વિના મોક્ષ મળવો અશક્ય છે. જે મનુષ્ય આપનું શરણ નથી સ્વીકારતો તે મોક્ષમાં નથી જઇ શકતો.

અમને પૂર્ણ વિશ્વાસ કે આપ અમારો હાથ પકડીને મોક્ષમાં લઈ જઈ શકો છો. આપના પ્રત્યે અમને પૂર્ણ શ્રદ્ધા છે...પરંતુ અમે હીનબુદ્ધિ છીએ. અજ્ઞાની છીએ. પશુ છીએ....કમભાગી છીએ. કૃપા કરીને આપ જ જ્ઞાનાંજન કરી દો.

અલબત્ત, અજ્ઞાનવશ આપનું જે બહુમાન કરવું જોઇએ, અમે નથી કરી શકયા, આપની જે સેવા કરવી જોઇએ, પ્રમાદવશ નથી શકયા, અવિવેકના કારણે ભૂલો તો ભારોભાર થઈ છે.

પરંતુ પ્રભો! આપ કરૂણાના સાગર છો. આપે જ કહ્યું છે-'શિષ્યમાં બાહ્ય થોડો અવિનય હોય છતાં જો એના અંતઃકરણમાં શ્રદ્ધા અને બહુમાન હોય તો તે ક્ષમાપાત્ર છે.' નાથ! શું અમારા અવિનય–અવિવેકની ક્ષમા આપ નહીં આપો? આપમાં તો આ વિશેષતા છે કે આપ અવગુણી પર પણ ગુણ કરો છો!

અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે દેવ! અમને આપના તરફથી નિરંતર જ્ઞાનદાન મળતું રહે. અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આજથી યાવત્નિર્વાણ અમે આપના શરણે રહીશું. નાથ! આપ અમારા પર કૃપા કરો. પતિતને નભાવવાનું વચન આપના તરફથી મળી જવું જોઇએ!

# સાધુ–પદ



**હે સાધુ ભગવંત !**

નવપદમાં આપનું પાંચમું સ્થાન છે. જે કોઈ આપનું ધ્યાન ધરે છે તેનો મોહ ક્ષય પામે છે, સાધુતા પ્રગટ થાય છે. આપ પાંચ મહાવ્રત, વિનય-વૈયાવચ્ચ આદિ સંયમ યોગોમાં નિરંતર મગ્ન રહો છો. પોતાની સાધુતામાં રહીને પરમપદ-પ્રાપ્તિનું જે લક્ષ બનાવ્યું છે, ત્યાં સુધી પહોંચવા માટે આપ સતત પ્રયત્નશીલ છો.

હે શ્રમણ ભગવંત ! કેવી ઉચ્ચ કોટિની આપ સાધના કરો છો

હે ધન્ના અણગાર ! માત્ર નવ મહિનાનું ચારિત્ર....પણ તેમાં કેવી સાધના કરી લીધી ! અંતે વૈભારગિરિ પર એક મહિનાનું અનશન કરી અનુત્તર દેવલોકમાં પહોંચી ગયા....ધન્ય છે આપની અદ્‌ભુત સાધના અને અપૂર્વ દૃઢતા !

હે અવંતીસુકુમાલ મહામુનિ ! માત્ર રાત્રિનું ચારિત્ર પાળી આપે આપનો મનોરથ સિદ્ધ કરી લીધો ! દીક્ષા લઈને તે જ રાત્રે આપ સ્મશાનમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા, આપે આપના સુકુમાર શરીરની જરા પણ પરવા ન કરી....શિયાળણી પોતાના બચ્ચાં સાથે આવી અને આપના શરીરને ખાવા લાગી.... ઘોર કષ્ટને આપે સમાધિપૂર્વક સહન કર્યું....શરીરને ખાવા દીધું....ધર્મધ્યાન ધરતા ધરતા કાળધર્મ પામી 'નલિની ગુલ્મ વિમાન'માં પહોંચી ગયા.

હે મેતાર્યઋષિ ! આપને ધન્ય છે. સોનીએ આપના માથે ચામડું બાંધી દીધું....આપનું માથું ફાટી ગયું....અપાર વેદનામાં પણ આપે શુક્લધ્યાનની ધારા લગાવી દીધી....કર્મક્ષય કરીને સિદ્ધિગતિને મેળવી લીધી....કેવું મહાન્ મનોબલ !

હે ગજસુકુમાલ મુનિ ! સોમિલ સસરાએ માથા પર ખેરના
૨૬ અંગારા ભરી દીધા, પરંતુ આપે જરા પણ રોષ ન કર્યો, શુક્લધ્યાનની અગ્નિમાં અષ્ટવિધ કર્મને સળગાવી દીધાં, કેવું અનુપમ આપનું

આત્મધૈર્ય !

હે ખંધક મુનિ ! ધન્ય છે આપને. રાજસેવકે આપના શરીરની ચામડી ઉતારી....પરંતુ આપના મનમાં જરાય ગ્લાનિ ન આવી.... કઠીન કર્મોને હટાવી દીધાં. પરંતુ પ્રભો ! એ સમજાતું નથી કે આવું મનોબળ આપે કેવી રીતે મેળવ્યું ? હા આપે સંયમ લઈને આ સમજેલું હતું-

'शुद्धात्मद्रव्यमेवाहं
शुद्धज्ञानं गुणो मम'

આપે આત્મા તથા શરીરનું ભેદજ્ઞાન પ્રાપ્ત કરેલું હતું. આપે સમજી લીધું હતું કે 'હું શુદ્ધ આત્મસ્વરૂપ છું...કેવળ આત્મસ્વરૂપ ! શરીર મારૂં નથી. હું શરીર નથી...' આ ભેદજ્ઞાનની કેવી અપૂર્વ પરિણતિ હશે ! રાજસેવકે ચામડી ઉતારી નાંખી છતાં આપે જરા ય રોષ ન કર્યો ! આપે આ તત્ત્વ આત્મસાત્ કરી લીધું હશે-'ચામડી તો શરીરની ઉતરે છે....આત્માની ચામડી ઉતારવાની શક્તિ દુનિયામાં કોઈની નથી. હા, શરીરની ચામડી ઉતારવાથી આત્મા પર લાગેલાં કર્મોની ચામડી ઉતરે છે !' ધન્ય છે આપની અપૂર્વ સમતા અને સમાધિને !

હે ક્ષમાધન ! આપ જાતે આરાધના કરો છો અને બીજાઓને મોક્ષ-માર્ગની આરાધનામાં સહયોગ આપો છો. આપનું અસ્તિત્વ અમારા માટે આવશ્યક છે. આપ પાપમાં ડુબતી દુનિયાને બચાવનારા છો.

અમે આપના શરણે છીએ, કારણ કે અમારે પણ સાધુતા જોઈએ છે. મોહવાસના ન જોઈએ. અમારે અમારાં મોહનાં બંધન તોડવાં છે. દુનિયાની રૂપરમણીઓ અમને આકર્ષિત ન કરી શકે એવી સાધુતાનું પ્રકટીકરણ કરવું છે. અમે આપનું ધ્યાન નિશ-દિન ધરીએ છીએ. જ્ઞાની મહાપુરુષોએ ફરમાવ્યું છે કે જે મનુષ્ય જેવું ધ્યાન ધરે છે તેવો બને છે; એ માટે અમે દિન-રાત આપનું ધ્યાન ધરીએ છીએ. પરમાત્માના શાસનમાં આપને 'પરમેષ્ઠિ'માં સ્થાન પ્રાપ્ત થયેલું છે. અમે વારંવાર આપને પ્રાર્થના કરીએ છીએ કે

અમારાં મોહનાં બંધન તૂટી જાય.

હે પ્રભો! આપ કૃપા કરો, કે જેથી અમારાં કર્મબંધન તૂટે અને અમે ઉચ્ચકક્ષાની સાધુતાને પ્રાપ્ત કરી શકીએ.

## દર્શન--પદ



હે મહાન્ દર્શનપદ !

આપ જ મોક્ષમાર્ગનું મૂળ છો. જ્યાં સુધી આપના પ્રત્યે અમારો વિશ્વાસ સ્થાપિત ન થાય, અમારો આત્મા આપના પ્રત્યે સમ્યગ્ શ્રદ્ધા ધારણ ન કરે, અમારા હૃદયમંદિરમાં જ્યાં સુધી આપનો વાસ ન થાય, તે પણ વ્યવહારથી નહીં પરંતુ નિશ્ચયથી જ્યાં સુધી આપ અમારા હૃદયમાં ન વસો ત્યાં સુધી અમે કેવી રીતે શ્રદ્ધા કરીએ કે અમારો મોક્ષ નિશ્ચય થશે ?

ધન્ય છે શ્રેણિક મહારાજા અને કૃષ્ણ મહારાજાને ! જેમના હૃદયમંદિરમાં આપની સ્થાપના થઈ હતી. તે સ્થાપના પણ કેવી ? શાશ્વત! જેનું ક્યારેય ઉત્થાપન થવાનું નહીં ! જેમની પ્રશંસા પરમાત્મા જિનેશ્વર દેવોએ પણ કરી !

પરંતુ અમારી તો સ્થાપના જ વિચિત્ર છે! ક્ષણમાં તો અમે આપની સ્થાપના કરી લઈએ છીએ કે 'સુદેવ–વીતરાગ સર્વજ્ઞ, નિર્ગ્રન્થ ગુરૂ અને કેવળી ભગવાનના ધર્મ શિવાય બીજા કોઈનાં ચરણ નહીં પકડીએ'; પરંતુ ક્ષણ પછી જ સ્વાર્થવશ ઉત્થાપન કરતાં ય વાર નથી લાગતી ! અમારામાં મિથ્યાવાસનાઓ ભરી પડી છે. અમારૂં શ્રદ્ધાન કેવી રીતે સમ્યક્ થઇ શકે ? જ્યાં શ્રદ્ધાન જ સમ્યક્ ન હોય તો મોક્ષ કેવી રીતે થઇ શકે? એક દૃષ્ટિએ વિચારીએ તો ત્યાં સુધી અરિહંત પરમાત્મા, સિદ્ધ ભગવાન, આચાર્ય–ઉપાધ્યાય અને સાધુ પણ ઉપકાર નથી કરી શકતા, સમ્યક્ શ્રદ્ધાન વિના, ગમે તેવો ઉચ્ચ સુયોગ મળી જાય તો પણ અમારૂં કલ્યાણ ન થઇ શકે.

હે કૃપાળુ દર્શનપદ ! જ્યાં સુધી અમારા હૃદયમાં આપ ન પધારો ત્યાં સુધી અમે ગમે ત્યાં જઈએ, અમારી દષ્ટિ દોષ જ ગ્રહણ કરે છે. પરંતુ હવે આપ અમારા હૃદયસિંહાસને પધારો. કૃપા કરો.... સર્વત્ર ગુણ જ ગુણ દેખાય ! અરિહંત પરમાત્માની પાસે જઈએ, બાર ગુણ લઈને જ વળીએ ! સિદ્ધ પરમાત્માની પાસે જઈએ આઠ ગુણ પ્રાપ્ત કરીને જ રહીએ ! પરંતુ એ તો પૂર્ણ આત્મા છે... એમનામાં દોષની સંભાવના જ નથી. આચાર્ય ભગવંત પર દૃષ્ટિ જાય અને છત્રીસ ગુણોમાંથી કોઈ ગુણ લઈને જ પાછી વળે....ઉપાધ્યાય ભગવંત તરફ દૃષ્ટિ જાય અને પચીસ ગુણમાંથી કોઈ ગુણ લઈને જ પાછી વળે ! સાધુ ભગવંત તરફ દૃષ્ટિ જાય અને સત્યાવીશ ગુણમાંથી કોઈ ગુણ લઈને જ પાછી વળે ! પરંતુ કૃપાનાથ ! આચાર્ય–ઉપાધ્યાય અને સાધુ તરફ તો અમે દોષદૃષ્ટિથી જ જોનારા બની ગયા છીએ....બસ, અમે તો અમારી જાતને જ પૂર્ણ સમજીએ છીએ. જ્યાં સુધી સમ્યગ્ દર્શનપદની સ્થાપના નથી થઈ ત્યાં સુધી અમારી ભાવનાઓ અધમ જ રહેવાની.

હે દિવ્ય દર્શનપદ ! અમારા રોમે રોમે....આત્માના પ્રદેશે પ્રદેશે આ ભાવ ક્યારે જાગૃત થશે ?

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'

'તે જ સાચું અને નિઃશંક છે, જે જિનેશ્વરે કહ્યું છે.' પરંતુ અમારામાં આવી શ્રદ્ધા ક્યાંથી ! સામાન્ય વિઘ્ન આવતાં જ ચિત્ત ચલાયમાન થઈ જાય છે. અમે ભયભીત અને શંકાશીલ બની જઈએ છીએ.

હે મહિમાવંત દર્શનપદ !

અમારી પાસે તો 'દીપક' સમકિત છે ! બીજા જીવોને અમે સદુપદેશ આપીએ છીએ પરંતુ અમારા આત્મામાં 'શૂન્ય' છે. જેવી રીતે દીપક બીજા પદાર્થોને પ્રકાશિત કરે છે પરંતુ પોતાના નીચે અંધારું જ રહે છે....

વાસ્તવમાં તો કોઈ પણ મનુષ્ય આવીને નિદ્રામાં પણ પૂછે કે : 'સત્ય શું છે.'? તો અમારા મુખમાંથી આજ શબ્દો નિકળવા જોઈએ કે:

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'

પરંતુ અમે મન્દબુદ્ધિ છીએ; વિવેકવિહીન છીએ. અમારામાં ક્યાં એવો શ્રદ્ધાભાવ છે? અમારું હૃદય કંપે છે...જ્યારે શ્રી જિનેશ્વર ભગવંતનું આ વચન યાદ આવે છે.-

'दंसणभट्ठस्स नत्थि निव्वाणं'

દર્શનભ્રષ્ટનું નિર્વાણ થઈ શકતું નથી. અહો! અમારું શું થશે? ચારેકોર અંધકાર છવાયો છે...હા, અનંત અંધકારમાં પણ એક આશાનું કિરણ દેખાય છે....શ્રી વીતરાગ ભગવંતે ફરમાવ્યું છે-એકવાર પણ સમ્યગ્દર્શનની સ્પર્શના થઇ જાય તો 'અર્ધપુદ્ગલ પરાવર્ત'થી વધુ સંસાર બાકી રહેતો નથી! બસ, અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે એકવાર પણ આપ અમારા હૃદયમંદિરમાં પધારો. અમે હૃદયમંદિરમાં આપની પ્રતિષ્ઠા કરીશું...એવી રીતે પ્રતિષ્ઠા કરીશું કે ક્યારેય તેનું ઉત્થાપન ન થાય! શાશ્વત્ કાળ માટે આપ બિરાજિત રહો!

પુનઃ પુનઃ અમારી પ્રાર્થના છે કે આપ એકવાર અમારા અંતઃકરણમાં પધારો!

## જ્ઞાન—પદ



**હે મહામહિમાવંત જ્ઞાનપદ!**

આપના શિવાય ઘોર અંધકાર છે. જ્યારે હું નિગોદમાં હતો ત્યારે મને કોઈ પ્રકારનું ભાન ન હતું, પછી અવ્યવહાર રાશિમાંથી નિકળી વ્યવહાર રાશિમાં આવ્યો. એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય બન્યો....ત્યાં જે જ્ઞાન હતું તે જ્ઞાનાભાસ હતો. પંચેન્દ્રિયમાં પણ દેવગતિ, તિર્યંચગતિ, નરકગતિ અને મનુષ્યગતિમાં ભટકતો રહ્યો. આ ચતુર્ગતિમય સંસારમાં ભટકતાં મારામાં સમ્યગ્જ્ઞાનનો અભાવ જ હતો.

હે કૃપાળુ દર્શનપદ! જ્યાં સુધી અમારા હૃદયમાં આપ ન પધારો ત્યાં સુધી અમે ગમે ત્યાં જઈએ, અમારી દૃષ્ટિ દોષ જ ગ્રહણ કરે છે. પરંતુ હવે આપ અમારા હૃદયસિંહાસને પધારો. કૃપા કરો.... સર્વત્ર ગુણ જ ગુણ દેખાય! અરિહંત પરમાત્માની પાસે જઈએ, બાર ગુણ લઈને જ વળીએ! સિદ્ધ પરમાત્માની પાસે જઈએ આઠ ગુણ પ્રાપ્ત કરીને જ રહીએ! પરંતુ એ તો પૂર્ણ આત્મા છે... એમનામાં દોષની સંભાવના જ નથી. આચાર્ય ભગવંત પર દૃષ્ટિ જાય અને છત્રીસ ગુણોમાંથી કોઈ ગુણ લઈને જ પાછી વળે....ઉપાધ્યાય ભગવંત તરફ દૃષ્ટિ જાય અને પચીસ ગુણમાંથી કોઈ ગુણ લઈને જ પાછી વળે! સાધુ ભગવંત તરફ દૃષ્ટિ જાય અને સત્યાવીશ ગુણમાંથી કોઈ ગુણ લઈને જ પાછી વળે! પરંતુ કૃપાનાથ! આચાર્ય-ઉપાધ્યાય અને સાધુ તરફ તો અમે દોષદૃષ્ટિથી જ જોનારા બની ગયા છીએ....બસ, અમે તો અમારી જાતને જ પૂર્ણ સમજીએ છીએ. જ્યાં સુધી સમ્યગ્ દર્શનપદની સ્થાપના નથી થઈ ત્યાં સુધી અમારી ભાવનાઓ અધમ જ રહેવાની.

હે દિવ્ય દર્શનપદ! અમારા રોમે રોમે....આત્માના પ્રદેશે પ્રદેશે આ ભાવ ક્યારે જાગૃત થશે?

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'

'તે જ સાચું અને નિઃશંક છે, જે જિનેશ્વરે કહ્યું છે.' પરંતુ અમારામાં આવી શ્રદ્ધા ક્યાંથી! સામાન્ય વિઘ્ન આવતાં જ ચિત્ત ચલાયમાન થઈ જાય છે. અમે ભયભીત અને શંકાશીલ બની જઈએ છીએ.

હે મહિમાવંત દર્શનપદ!

અમારી પાસે તો 'દીપક' સમકિત છે! બીજા જીવોને અમે સદુપદેશ આપીએ છીએ પરંતુ અમારા આત્મામાં 'શૂન્ય' છે. જેવી રીતે દીપક બીજા પદાર્થોને પ્રકાશિત કરે છે પરંતુ પોતાના નીચે અંધારું જ રહે છે....

વાસ્તવમાં તો કોઇ પણ મનુષ્ય આવીને નિદ્રામાં પણ પૂછે કે : 'સત્ય શું છે.'? તો અમારા મુખમાંથી આજ શબ્દો નિકળવા જોઇએ કે:

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'

પરંતુ અમે મન્દબુદ્ધિ છીએ; વિવેકવિહીન છીએ. અમારામાં કયાં એવો શ્રધ્ધાભાવ છે? અમારૂં હૃદય કંપે છે...જ્યારે શ્રી જિનેશ્વર ભગવંતનું આ વચન યાદ આવે છે.–

'दंसणभट्ठस्स नत्थि निव्वाणं'

દર્શનભ્રષ્ટનું નિર્વાણ થઈ શકતું નથી. પ્રભો! અમારૂં શું થશે? ચારેકોર અંધકાર છવાયો છે...હા, અનંત અંધકારમાં પણ એક આશાનું કિરણ દેખાય છે....શ્રી વીતરાગ ભગવંતે ફરમાવ્યું છે–એકવાર પણ સમ્યગ્દર્શનની સ્પર્શના થઇ જાય તો 'અર્ધપુદ્ગલ પરાવર્ત'થી વધુ સંસાર બાકી રહેતો નથી! બસ, અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે એકવાર પણ આપ અમારા હૃદયમંદિરમાં પધારો. અમે હૃદયમંદિરમાં આપની પ્રતિષ્ઠા કરીશું...એવી રીતે પ્રતિષ્ઠા કરીશું કે ક્યારેય તેનું ઉત્થાપન ન થાય! શાશ્વત્ કાળ માટે આપ બિરાજિત રહો!

પુનઃ પુનઃ અમારી પ્રાર્થના છે કે આપ એકવાર અમારા અંતઃકરણમાં પધારો!

## જ્ઞાન--પદ



**હે મહામહિમાવંત જ્ઞાનપદ!**

આપના શિવાય ઘોર અંધકાર છે. જ્યારે હું નિગોદમાં હતો ત્યારે મને કોઇ પ્રકારનું ભાન ન હતું, પછી અવ્યવહાર રાશિમાંથી નિકળી વ્યવહાર રાશિમાં આવ્યો. એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય બન્યો....ત્યાં જે જ્ઞાન હતું તે જ્ઞાનાભાસ હતો. પંચેન્દ્રિયમાં પણ દેવગતિ, તિર્યંચગતિ, નરકગતિ અને મનુષ્યગતિમાં ભટકતો રહ્યો. આ ચતુર્ગતિમય સંસારમાં ભટકતાં મારામાં સમ્યગ્જ્ઞાનનો અભાવ જ હતો.

દિવ્યદષ્ટિનું ઉદ્‌ઘાટન કરનાર હે જ્ઞાનપદ ! હું આપને ઓળખી શકયો નહીં....મેં મિથ્યા દેવોની પૂજા કરી. દોરાધાગા કરનારા કુગુરુઓની સેવા કરી, એમનાં ચરણો પૂજતો રહ્યો....મિથ્યા ધર્મનું પાલન કર્યું....દુર્ગતિઓમાં ભટકતો રહ્યો....

પ્રભો ! આપના વિના મેં કેવો ઘોર અનર્થ કર્યો ? સમ્યક્‌-તત્ત્વોને મિથ્યા માન્યાં....મિથ્યા તત્ત્વને સમ્યગ્‌ માન્યાં....ઓઘદષ્ટિમાં આવું જ બને છે. જે સંસાર હેય ત્યાજ્ય છે તે ઉપાદેય લાગે છે. ઉપાદેય 'સંયમ' હેય લાગે છે....આ વાત સમ્યગ્‌ જ્ઞાન વિના સમજાય જ કેવી રીતે ? 'સંસાર ત્યાજ્ય છે અને મોક્ષ ઉપાદેય છે' આવી ભાવના સમ્યગ્‌ જ્ઞાનની ભૂમિકા છે. ગમે તેટલા ગ્રન્થ ભણી લેવાય પરંતુ ચારિત્ર મોહનીયના ક્ષયોપશમ વિના જ્ઞાન સમ્યગ્‌ નથી બનતું. ભવાટવીમાં ભટકતાં ભટકતાં સંભવ છે કે કયારેક પૂર્વધર પણ બન્યો હઈશ....પરંતુ તે સમયે ચારિત્ર મોહનીયનો ક્ષયોપશમ નહીં હોય.... હું નિગોદમાં પટકાઈ ગયો....ભગવાન જિનેશ્વરદેવે ફરમાવ્યું છે કે પ્રમાદપરવશ ચૌદ પૂર્વધર પણ નિગોદમાં ચાલ્યા જાય છે !

પ્રમાદપરવશ જીવ-અજીવ, પુણ્ય-પાપ, હેય-ઉપાદેય....કંઈ ન ન સમજયો. ભૌતિક વાસનાઓને પરવશ પડી મારા આત્માને પણ ન ઓળખી શકયો. સર્વજ્ઞ પરમાત્મા, નિર્ગ્રન્થ સાધુ પુરુષો અને કેવળીપ્રણીત ધર્મને પણ ન ઓળખી શકયો....ન એમનું શરણું સ્વીકાર્યું

**હે તત્ત્વપ્રકાશક જ્ઞાનપદ !**

અમે પ્રાર્થના કરીએ છીએ કે અમારા હૃદયમાં સમ્યગ્‌ જ્ઞાનનો દીપક પ્રગટાવો. એ દીપક પણ ઝાંખો ન જોઈએ....તેલીયો ન જોઈએ. રત્નદીપક જોઈએ, કે જે હંમેશાં પ્રકાશ આપતો રહે. જે કદાપિ બુઝાય નહીં. એવો કેવળજ્ઞાનનો રત્નદીપક જોઈએ. હા, આપની જે જે શરતો છે તેનું અમે પાલન કરીશું. અમે સદા ગુરુ મહારાજનાં ચરણોમાં વિનમ્ર બનીને નવું જ્ઞાન પ્રાપ્ત કરીશું. ગુરુચરણોમાં અમારા સંશયો દૂર કરીશું. શંકારહિત બનેલા જ્ઞાનનું નિરંતર પરાવર્તન

કરીશું. દૃઢ થયેલા જ્ઞાનની અનુપ્રેક્ષા કરીશું; ચિંતન-મનન કરીશું. અમારા જીવનની પ્રત્યેક રાત તત્ત્વચિંતનમાં પસાર થાય, અમારા હૃદયમાં માત્ર જ્ઞાન જ નહીં, તત્ત્વચિંતનની એવી ધારા ચાલે કે રાત ક્યાં વીતી ગઇ....એની ખબર પણ ન પડે.

તત્ત્વચિંતનમાં એવી અપૂર્વ શક્તિ છે કે વિષય-કષાયની આગ બુઝાઇ જાય છે. પૂજ્ય ઉપાધ્યાયજી યશોવિજય મહારાજ પરમાત્મા જિનેશ્વરદેવની સ્તુતિ કરતાં કહે છે—

**વિષય લગન કી અગન બુઝાવત**
**તુમ ગુણ અનુભવ ધારા,**
**ભઇ મગનતા તુમ ગુણરસ કી**
**કુણ કંચન કુણ દારા ?**

અનુભવજ્ઞાનની ધારામાં જ્યારે આત્મા નિમગ્ન બની જાય છે ત્યારે કંચનનો ઢેર પણ માટી બરાબર લાગે છે. રૂપસુંદરીઓનો સમુહ હાડકાંનો ઢગલો દેખાય છે. દુનિયાનો કોઈપણ પદાર્થ આકર્ષિત કરી શકતો નથી. આવી અનુભવજ્ઞાનની ધારા ત્યારે જ ચાલી શકે છે જ્યારે શાસ્ત્રાધ્યયન કર્યા પછી એના પર ચિંતન ચાલતું રહે.

**હે વિશ્વપ્રકાશક જ્ઞાનપદ !**

એવી કૃપા કરો....જેવી શોભન મુનિ પર કરી હતી ગોચરી જતાં પણ જ્ઞાનનો અવિરત પ્રવાહ વહેતો હતો. સ્ત્રીએ પાત્રમાં પથરા વહોરાવી દીધા....તેનો ય કોઈ ખ્યાલ ન રહ્યો ! એવી કૃપા કરો જેવી દુર્બલિકા પુષ્પમિત્ર પર કરી હતી ! અમે પણ ચાહીએ છીએ કે જ્ઞાનની પાછળ પાગલ બની જઈએ. જો પાગલ બનવામાં પણ રાગ-દ્વેષ અને મોહ ઘટે છે તો પાગલપણું પણ અમને મંજૂર છે.

**હે કરૂણાસાગર જ્ઞાનપદ !**

અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે અમારા આત્મામાં સમ્યગ્-જ્ઞાનનો એવો દીપક પ્રગટાવો કે જે ક્યારે ય ન બુઝાય.

# ચારિત્રપદ



## અક્ષય ચારિત્રવિભૂષિત દેવાધિદેવ પરમાત્મા !

અમે એવું ચારિત્ર ચાહીએ છીએ કે જે વીતરાગચારિત્ર છે. રાગ અને ચારિત્રની કટ્ટર શત્રુતા છે. વૈરાગ્ય અને ચારિત્રનો દૃઢ સંબંધ છે. વૈરાગ્યના શિવાય ચારિત્ર હોઈ શકે નહીં પરંતુ જ્યારે અમે અમારૂં અંતર નિરીક્ષણ કરીએ છીએ ત્યારે વૈરાગ્યના સ્થાને રાગ દેખાય છે ! અમે ઇચ્છીએ કે અમારો વૈરાગ્ય મજબૂત થઈ જાય. પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષયોનો રાગ મન્દ જ નહીં, મન્દતર મન્દતમ થઈ જાય. પછી અમારા માટે ચારિત્રની આરાધના સરળ બની શકે છે.

ચારિત્રનો વેશ ધારણ કર્યા પછી પણ કોના પર વિજય મેળવવો મુશ્કેલ છે તે વાત વાચકવર્ય ઉમાસ્વાતિજી મહારાજે બતાવી છે–

'तत्प्राप्यविरतिरत्नं विरागमार्गविजयो दुरधिगम्यः'

વિરતિનો સ્વીકાર કરી લીધો; દીક્ષા ગ્રહણ કરી લીધી, પરંતુ વૈરાગ્ય પર વિજય મેળવવો કઠીન છે. અમારે ચારિત્રની ભાવના નહીં પરંતુ વાસના જોઈએ છે. જેવી પાંચ વિષયોની વાસના છે, તેવી જ વાસના ચારિત્રની જોઈએ. એ વાસના ચારિત્રપદની આરાધનાથી ઉત્પન્ન થાય છે.

'ચારિત્ર' નામ સાથે, ચારિત્રી મહાપુરુષો સાથે, ચારિત્રનાં ઉપકરણો સાથે પ્યાર થઈ જાય, ચારિત્ર સાથે સંબંધ રાખી એક એક વસ્તુ સાથે દૃઢ રાગ થઈ જાય....ત્યારે ચારિત્રની વાસના પ્રગટ થઈ શકે.

અમારે માત્ર ચારિત્રનો વેશ નહીં, પરંતુ ચારિત્ર–ગુણ જોઈએ છે. અમારા આત્મામાં ચારિત્રગુણ પ્રગટી જાય, તે માટે પાંચ મહાવ્રતોની પચીસ ભાવનાથી અમારૂં અંતઃકરણ નિરંતર ભાવિત રહે. સિવાય ચારિત્ર, અમારા જીવનનો બીજો કોઈ આદર્શ ન રહે ! બસ, આ અમારી અભિલાષા છે. હે ભવોદધિતારક ચારિત્રપદ !

અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે આ મનુષ્યજીવન ચાલ્યું ન જાય ત્યાં સુધી ચારિત્રને સિદ્ધ કરી લઈએ, તે માટે શક્તિ આપો.

ચારિત્રના વેશની સાથે જ અમારા દેહને અગ્નિદાહ દેવાય....અને ચારિત્રના ગુણને લઈ આત્મા પરલોકમાં ચાલ્યો જાય....આ અમારું કાર્ય થઈ જાય, તે માટે આપની નિરંતર કૃપા મળતી રહો.

## તપ–પદ

**હે પ્રભો ! ચરમતીર્થપતિ ભગવંત મહાવીરદેવ !**

આપે ઘાતી કર્મોનો જે નાશ કર્યો, એક માત્ર તપના બળ પર ! આપ જાણતા હતા કે 'મને આ ભવમાં કેવળજ્ઞાન પ્રગટવાનું છે.' છતાં પણ આપે ઘોર તપનો સહારો લીધો. તપપદના આલંબને કર્મ-ક્ષય કર્યો. આપ સાડા બાર વર્ષ સુધી પલાંઠીવાળીને ભૂમિ પર બેઠા પણ નહીં. આપે તપપદની અદ્ભુત કોટિની આરાધના કરી. છ બાહ્ય અને છ આભ્યંતર બાર પ્રકારના તપમાં આપ નિરંતર મશગૂલ રહ્યા. આપના ધ્યાનની ધારા પણ ઉચ્ચકક્ષાની તપશ્ચર્યા હતી. કેઈ દિવસો સુધી આપે ધ્યાનમાં ષડ્દ્રવ્યોનું ચિંતન કર્યું. દ્રવ્ય–ગુણ અને પર્યાયથી ચિંતન કર્યું. ઉત્પાદ–વ્યય અને ધ્રૌવ્યથી ચિંતન કર્યું. ધ્યાનની આગમાં આપે કર્મોને સળગાવી દીધાં.

તપપદની આરાધનાથી વીર્યાન્તરાય કર્મનો પણ ક્ષય–ક્ષયોપશમ થાય છે. અમે પણ ચાહીએ છીએ કે અમારા વીર્યાંતરાય કર્મનો ક્ષય–ક્ષયોપમ થાય. બાર પ્રકારના તપમાં વિકાસ થાય; પરંતુ પ્રભો ! અમારી ચારે બાજુ આહારસંજ્ઞાએ ઘેરો ઘાલ્યો છે. અમે આહાર-સંજ્ઞાને પરવશ પડી ગયા છીએ.

ચાર કષાય, ચાર સંજ્ઞાઓ, પાંચ મહાપાપ....પાંચ વિષયો....આ બધાનાં ઘેરામાંથી મુક્ત થવા માટે તપપદની આરાધના કરવી જોઈએ. એ વાત અમારા હૃદયમાં બરાબર જચી ગઈ છે. ઇન્દ્રિયોના ઉન્માદ
૭ અને કષાયોના આવેશ તપપદના સહારા વિના શમી શકતા નથી, એવો અમારો દૃઢ વિશ્વાસ છે. પરંતુ એ માટે જોઈએ આંતરવીર્યનો

ઉલ્લાસ ! તે ક્યાંથી મળે ? બાહ્ય-આભ્યંતર તપની ભૂમિકા પર પહોંચવા માટેની શક્તિ આપની કૃપાથી જ મળવાની છે; માટે અમારે આપની અપૂર્વ કૃપા જોઈએ.

અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા—આ છ બાહ્યતપને અમારે સિદ્ધ કરવો છે.

પ્રાયશ્ચિત, ધ્યાન, સ્વાધ્યાય, કાયોત્સર્ગ, વૈયાવચ્ચ અને વિનય, આ છ પ્રકારના આભ્યંતર તપની ટોચે અમારે પહોંચવું છે. આપ અનુગ્રહ કરો, આશીર્વાદ વરસાવો....અમારી મનોકામના પરિપૂર્ણ બને.

હે વિશ્વવંદનીય નવપદજી !

અમારે આપનું સ્વરૂપ પ્રાપ્ત કરવું છે. અમે આપમાં અભેદભાવે ભળી જઈએ તે માટે આપના સામે વિનમ્રભાવે ઉપસ્થિત થયા છીએ. અમારી પ્રાર્થના છે કે અમારા આત્મામાં આપના ગુણો પ્રગટ થઈ જાય....પ્રગટ થયા પછી પ્રતિદિન વૃદ્ધિ થતી રહે; અને જીવનમાં એવો એક ધન્ય દિવસ આવે કે અમે નવપદમાં વિલીન થઈ જઈએ. એવું સ્વરૂપ પ્રાપ્ત થઈ જાય કે એ સ્વરૂપ ક્યારેય ખોવાઈ ન થઈ જાય. આ વર્તમાન સ્વરૂપ અમારૂં નથી....આ તો અમારૂં ઉપાધિજન્ય સ્વરૂપ છે.

અમારા આત્માને ઉચ્ચ-સર્વોત્તમપદની પ્રાપ્તિ હો, અમારૂં જિનસ્વરૂપ પ્રગટ હો....એ માટે આપ અનુગ્રહ કરો.

**શ્રી નવપદજી મહારાજની જય હો.**

**શ્રી સિદ્ધચક્રજી ભગવંતની જય હો.**

પૂજ્ય મુનિરાજ શ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવરનાં

રોચક-બોધક અને રસપૂર્ણ પ્રવચનોને,
ચિંતન-મનન અને પરિશીલનને,
વિચારપ્રેરક અને યુવાનોને ઉદ્બોધક પત્રોને,
રસભરપુર વાર્તાઓને

દર મહિને નિયમિત પ્રકાશિત કરતું માસિક

# अरिहंत

હિન્દી ભાષામાં પ્રકાશિત થાય છે.

સુંદર-સુઘડ પ્રિન્ટીંગ...
આકર્ષક ટાઇટલ
સારા કાગળ, સારૂં બાઇન્ડીંગ...

| વાર્ષિક લવાજમ બાર રૂપિયા |
|---|

* નવેમ્બર : ૧૯૭૮ થી 'अरिहंत' ચોથા વર્ષમાં પ્રવેશ કરશે. તમે કોઇપણ મહિનાથી ગ્રાહક બનો. નવેમ્બરથી બધા અંકો તમને મળશે.

* 'अरिहंत' ની ૧-૨-૩ વર્ષની બાંધેલી ફાઇલો તૈયાર છે. દરેકની કિંમત બાર રૂપિયા છે.

લવાજમ ભરવાનાં સ્થળ :

૧. અરિહંત પ્રકાશન મંદિર
મોતીચોક,
જોધપુર (રાજસ્થાન)

૨. જોહરીલાલ પટવા
જેતારણ (જી. પાલી)
(રાજસ્થાન)

૩. શુભ ક્રેપ માર્ટ
ડામરગલી,
એમ. ટી. કલોથ માર્કેટ
ઇન્દોર (મધ્ય પ્રદેશ)

૪. કુંદનમલ એસ. મહેતા
પાલીવાળા
૨૫૪, કરવા કમ્પાઉન્ડ,
ભીવંડી (જી. થાણા) ૪૨૧૩૦૨

૫. વિમલાબેન જોટા
પામસ્પ્રીંગ, દશમા માળે,
૧૫૭, કફ પરેડ
મુંબઇ-૪૦૦ ૦૦૫.

૬. ચેમ્પીયન વૉચ સરવીસ
૪૧, શેખ મેમન સ્ટ્રીટ,
મુંબઇ-૪૦૦ ૦૦૨.

# પૂજ્ય મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી

## ગણિવરનો સાહિત્ય-થાળ

**રામાયણની રસ્ય વાર્તાઓ !**

○ જૈન રામાયણ: ભાગ: ૧-૨-૩. ૩૦-૦૦

**અધ્યાત્મની આંબાડાળ !**

○ જ્ઞાનસાર (સંપૂર્ણ) ૧૫-૦૦

○ પ્રશમરતિ: (પહેલો ભાગ) ૧૦-૦૦

**પ્રવચનપીયૂષની ધારા !**

○ હૃદયકમલમેં ધ્યાન ધરત હું (બીજી આવૃત્તિ) ૮-૦૦

○ રામાયણમાં જીવનદૃષ્ટિ (બીજી આવૃત્તિ) ૫-૦૦

○ પાંચ પ્રવચન. ૨-૦૦

**જીવનઘડતર**

○ સંયમ રંગ લાગ્યો ૨-૦૦

○ જીવન વૈભવ ૧-૫૦

○ આત્મમંગલ ૧-૦૦

**ચિંતનના ચંદરવા**

○ આત્મસંવેદન ૫-૦૦

○ તારા દુ:ખને ખંખેરી નાખ ૩-૦૦

○ ભવના ફેરા. (પાંચમી આવૃત્તિ) ૩-૦૦

○ હું કોણ ? ૧-૦૦

○ મનોમંથન: મનોગુંજન ૦-૬૦

**રસભરી વાર્તાઓ**

○ શ્રદ્ધાની સરગમ (પ્રેસમાં)

○ રાગવિરાગના ખેલ ૨-૦૦

**વિવિધા**

વંદન હો વીતરાગ ૧-૦૦

તીર્થયાત્રા ૧-૦૦

જયશંખેશ્વર ૨-૦૦

પચ્ચક્ખાણ દર્શન ૦-૫૦

બાળકોની સુવાસ ૧-૦૦

બાળકોનું જીવન ૧-૦૦

બાળકોનું ચિંતન ૧-૦૦

**અંગ્રેજી**

The Treasure of mind

Fragrance of children

Life of children.

Thinking of children

A code of conduct

આ સંપૂર્ણ સેટની કિંમત રૂ. ૧૦૦/- થાય છે. મજબૂત પુઠાના બોકસમાં આ સેટ તૈયાર મળે છે. તમારા ઘરમાં આ સેટ હોવો જોઇએ.

'સાચે જ અપરાજિતા અને સુમિત્રા, વિશલ્યા વગેરેને જોઈને પ્રસન્ન થઈ જશે!' સીતાજીએ કહ્યું.

શ્રી રામ મૌન રહ્યા મૌન સંમતિ આપી!

'પરંતુ દેવી! તમને માતાઓ અને બીજાં, રાવણ તમને ઉપાડી ગયો....એ વાત પૂછશે! લંકાનું વર્ણન પૂછશે! વનવાસનાં દુઃખો પૂછશે.'

'રાવણને યુદ્ધમાં કેવી રીતે માર્યો...એ વાત આપને પણ માતાજી પૂછશે!'

'મને તો પ્રાયઃ નહીં પૂછે, પરંતુ લક્ષ્મણને જરૂર પૂછશે. એટલું જ શા માટે, વનવાસની એક એક વાત જાણવાની એમને ઉત્કંઠા હશે!'

સીતાજીએ વાતાયનની બહાર દૃષ્ટિ નાંખી. શ્રી રામ આંખ બંધ કરી વિચારમાં લીન થઈ ગયા. સીતાજીના મનમાં એક પ્રશ્ન ઘોળાઈ રહ્યો હતો. 'પૂછું કે ન પૂછું!' આ દ્વિધામાં પૂછી શકતા ન હતાં.

જ્યારે સીતાજી શ્રી રામ સાથે લગ્નગ્રંથીથી જોડાયાં હતાં ત્યારે તે જાણતાં જ હતાં કે 'હું અયોધ્યાની ભાવી મહારાણી બનવા જઇ રહી છું.' પરંતુ તેઓ 'રામપત્ની' જ બની રહ્યાં.. મહારાણી બનવાની આશા તો વચગાળામાં અદૃશ્ય બની ગઈ હતી. પરંતુ રાવણના વધ પછી, લંકામાં છેલ્લા કેટલાક સમયથી સીતાને આ વિચાર પણ ક્યારેક

આવી જતો હતો. 'અયોધ્યા ગયા પછી શ્રી રામનો રાજ્યાભિષેક થશે ? તો ભરત રાજ્ય છોડી દેશે ? હા, ભરતને તો ત્યારે પણ રાજ્ય ક્યાં જોઈતું હતું ? અરે, લંકાવિજય પછી બિભીષણ ક્યાં રાજા થવા માંગતા હતા ? એ તો આર્યપુત્રે જ એમનો રાજ્યાભિષેક કરાવ્યો....શ્રીરામ રાજા થવા ચાહતા જ નથી શું ?'

સીતાજીને આ શંકા છે. શ્રી રામે આંખો ખોલી સીતાજી સામે જોયું.

'પૂછવું છે કંઈ ! પૂછો ?' શ્રી રામ બોલ્યા.

'હું તો આપની નિઃસ્પૃહતાનો વિચાર કરતી હતી !'

'એટલે ?'

'આપને રાજા બનવાની કામના જ નથી !'

'એવું કોણે કહ્યું ?'

'કહે કોણ ? આપનું જીવન જ બતાવે છે ને ! ભરતને રાજા ક્યાં બનવું હતું ! આપે જ રાજા બનાવ્યા ને ! આ બિભીષણ પણ આપને જ રાજા બનાવવા નહોતા ચાહતા ? આપે જ ના પાડી અને એમનો રાજ્યાભિષેક કર્યો !'

'સાચી વાત કહી દેવી ! તમને પણ ગમ્યું ને ?'

'જે આર્યપુત્રની ઈચ્છા....મને ન ગમવાનું છે શું ? મારે તો આપની છાયા જોઈએ...મારી પાસે સ્વર્ગ છે ! પરંતુ આપ કેવા નિસ્પૃહ છો !'

'દેવી! રાજા બનીને શું વિશેષ છે? ભલે બિભીષણ કે ભરત રાજાઓ છે, આપણે એમને જેમ કહીએ તેમ તેઓ કરવા તૈયાર નથી? રાજા બનીને કરવાનું તો છે પ્રજાનું પાલન ને? પ્રજાના હિતનો જ વિચાર કરવાનો છે. એ કામ રાજા બન્યા વિના પણ થઈ શકે છે! નારદજી કહેતા હતા કે ભરતથી અયોધ્યા રાજ્યની પ્રજા સંતુષ્ટ છે. ભરત પ્રજાના હિતનું કામ કરે છે. સ્વયં નિષ્કામ છે....આવો રાજા હોય પછી આપણે રાજા થવાની શી જરૂર છે?'

સીતાજી સાંભળી જ રહ્યાં! એમની શંકા હવે શંકા ન રહી પરંતુ સાચી હકીકત બની ગઇ. એમને ચોક્કસ સમજાઈ ગયું કે આર્યપુત્ર અયોધ્યા ગયા પછી પણ રાજા બનવાના નથી!

પરંતુ આ સીતાજી હતાં ઉચ્ચ આદર્શોની જીવંત પ્રતિમા! મહારાણીપદની સ્પૃહા એમને સતાવે એમ ન હતી. શ્રી રામના ઉચ્ચ આદર્શો સાંભળીને એમનું મન પ્રસન્ન બની ગયુ.

'આપના ઉચ્ચ આદર્શને હું નમસ્કાર કરૂં છું. પરંતુ શું આપ અયોધ્યા પધારશો પછી ભરત રાજા બન્યા રહેશે ખરા? અરે, એમને રાજા બનાવવા માટે તો આપે વનવાસ માગી લીધો!'

'તમારી શંકા ઉચિત છે. પરંતુ હું ભરતને સમજાવી દઈશ! પછી જેવા ભાવિભાવ!'

'સત્ય છે નાથ! આપની આજ્ઞા ભરત ક્યારે ય ન ઉત્થાપે. ભરતને આપના પ્રત્યે અનન્ય અનુરાગ છે. પરંતુ અનુરાગમાંથી બે વાતો જન્મે છે! એ જ અનુરાગથી પ્રેરાઇને તે આપને રાજા બનાવવા ચાહે ને એ જ અનુરાગથી અનિચ્છાએ પણ આપની આજ્ઞા શિરોધાર્ય કરે!'

સીતાજીએ આજે મન ખોલી નાંખ્યું હતું આજે એમને ખુલ્લા હૃદયે વાત કરવાનો પણ સારો અવસર હતો. અયોધ્યા ગયા પછી તો ઘણાં બંધનો હતાં.

રાત્રિ ઘણી વીતી ગઈ હતી. શ્રી રામનો વિનય કરી સીતાજી પોતાના ખંડમાં ગયા.

સીતાજીના વિચારો, ઉત્કંઠાઓ....અભિલાષાઓ કરતાં વિશલ્યાના વિચારો, ઉત્કંઠાઓ....અભિલાષાઓ જુદા જ પ્રકારની હતી, પરંતુ જેમ સીતાજીને લંકાની એ છેલ્લી રાત નિદ્રાવિહોણી બની ગઈ હતી તેમ વિશલ્યાને પણ નિદ્રા આવી ન હતી. વિશલ્યા પણ લક્ષ્મણજી પાસે પહોંચી ગઈ હતી. લક્ષ્મણજી પણ જાગ્રત અવસ્થામાં સૂતેલા હતા. વિશલ્યાએ જ્યાં લક્ષ્મણજીના શયનકક્ષમાં પ્રવેશ કર્યો, લક્ષ્મણજી બેઠા થઈ ગયા. વિશલ્યા દીપકને તેજ કરી યોગ્ય આસને બેઠી.

'આજે જાણે નિદ્રા જ નથી આવતી!' વિશલ્યાએ અહીં
૨૫ આવવાનું પ્રયોજન આડકતરી રીતે બતાવ્યું.—'મને પણ આજે

એવું જ છે !' લક્ષ્મણજીએ કહ્યું.

'આપને તો આજે અયોધ્યાના જ વિચારો આવતા હશે નહીં ?'

'સાચી વાત છે. માતાઓના વિચાર, ભરતનો વિચાર, પિતાજીના વિચાર....અનેક વિચારો !'

'મને પણ એવી જ જિજ્ઞાસાઓ રહ્યા કરે છે! જો કે કાલે જ અયોધ્યા પહોંચવાનું છે, તે....છતાં ય એમ થયું કે આપની પાસે આવીને જિજ્ઞાસા સંતોષું !'

'શું માતા સુમિત્રા અને અપરાજિત દેવી સીતા જેવાં જ પ્રેમાળ અને ઉદારહૃદયી છે ?'

'હા, એ માતાઓનું વાત્સલ્ય, ઉદારતા, સ્નેહઅવર્ણનીય છે. એમ તો કૈકયી અને સુપ્રભા પણ તમને ખૂબ ચાહશે.'

'સ્ત્રીના માટે માત્ર પતિનો જ પ્રેમ પર્યાપ્ત નથી હોતો. એને જે પરિવારની વચ્ચે રહેવાનું જીવવાનું હોય છે એ પરિવારના એક એક સભ્યનો સ્નેહ અપેક્ષિત હોય છે. તેમાં ય સાસુઓનો પ્રેમ જે પુત્રવધુઓને પ્રાપ્ત થાય છે તે પુત્રવધુઓ ઘરમાં સ્વર્ગ જેવું સુખ અનુભવે છે. જો કે પતિનો સ્નેહ અને પતિની વફાદારી તો જોઈએ જ.' વિશલ્યાને હવે અયોધ્યાના વિશાળ પરિવારમાં જવાનું હતું. સાસુઓ, જેઠાણી, દેરાણીઓ, દિયરો....આ બધાની સાથે એને સુમેળ સાધવાનો હતો. વિશલ્યાની એ માટેની જિજ્ઞાસાઓ સ્વાભાવિક હતી. દેવી સીતા તરફથી તો તે

સંપૂર્ણ સંતુષ્ટ હતી. સીતામાં તેણે જેઠાણીપણું ક્યારે ય જોયું ન હતું. માતૃત્વના જ દર્શન કર્યાં હતાં. લક્ષ્મણજીના કહેવાથી એના મનને આશ્વાસન મળ્યું કે એની ચારે સાસુઓમાં પણ એવું જ વાત્સલ્ય છે. તેને સંતોષ થયો.

બીજી જિજ્ઞાસા એની એ હતી 'શું લક્ષ્મણજી હંમેશા રાજપદ્દવીથી દૂર રહેશે ? અયોધ્યાના સિંહાસને અત્યારે ભરત છે. શ્રીરામ ત્યાં પધાર્યાં પછી રાજા શ્રી રામ બનશે....લક્ષ્મણજીનું શું ? પરંતુ આ અંગે લક્ષ્મણજીને કેવી રીતે પૂછવું એ સમસ્યા હતી. છતાં વિશલ્યા બુદ્ધિમાન હતી. તેણે પૂછ્યું :

'નાથ અત્યારે તો અયોધ્યાનું રાજ્ય ભરત સંભાળી રહ્યા છે ને ?'

'હા !'

'ત્યાં આપણા પહોંચ્યા પછી ભરત એક ક્ષણ પણ રાજસિંહાસને નહીં બેસે, ખરૂં ને ?'

'સાચી વાત છે !'

'તો આર્યપુત્ર જ રાજા બનશે !'

'અત્યારથી શું કહી શકું ? આર્યપુત્ર ભરતને જ આગ્રહ કરશે.'

'છતાં ભરત ન માન્યા તો ?'

'તો આર્યપુત્રે જ રાજસિંહાસન શોભાવવું પડશે.'

'તો ...પછી આપ....?' વિશલ્યા સંકોચાઈ.

'હું ! હું હંમેશા આર્યપુત્રનો ચરણસેવક જ રહેવા ચાહું છું. એમની સેવા, એમની આજ્ઞાનુ પાલન....એજ મારૂં જીવન છે.' લક્ષ્મણજીએ વિશલ્યાની સામે જોયું. ક્ષણવાર મૌન રહી, વિશલ્યાના મનોભાવ જાણી, લક્ષ્મણજીએ કહ્યું :

'મારા જીવનનો મેં બીજો કોઈ આદર્શ ઘડયો નથી. મારી અને આપણી બધી ચિંતા આર્યપુત્ર કરે છે. પછી આપણે શા માટે વિચારવું ? મને રાજા બનવાની ઇચ્છા કે વિચાર, હજુ સુધી જાગ્યો નથી. હું પ્રસન્ન છું. તારે પણ એ જ રીતે પ્રસન્ન રહેવાનું છે. કોઈપણ બીજી આકાંક્ષામાં ખેંચાઇને અશાંત ન બનીશ.'

લક્ષ્મણજીની પ્રસન્નતાનું મૂળ આ નિરાકાંક્ષદશા હતું. તો જ તેઓ શ્રીરામના આજ્ઞાકારી અને વિનયકારી બની શકયા. રાજયસત્તાની ભૂખ જો તેમને જાગી હોત તો ? રામ–લક્ષ્મણની જોડી અખંડ ન રહી શકી હોત. વ્યક્તિ-ગત સુખની તમન્ના હોત તો શ્રી રામ અને સીતા પ્રત્યેનાં કર્તવ્ય તેઓ ન બજાવી શકયા હોત. મનુષ્ય જ્યારે પોતાના જ સુખદુ:ખનો વિચારક બની જાય છે ત્યારે પરિવારથી નિરપેક્ષ બની જાય છે, સમાજથી નિરપેક્ષ બની જાય છે ધર્મથી અને રાષ્ટ્રથી નિરપેક્ષ બની એક માત્ર પોતાના સ્વાર્થમાં લીન બની જાય છે. તે સમાજ, પરિવાર, ધર્મ અને રાષ્ટ્ર માટે ખતરનાક બની જાય છે.

લક્ષ્મણજીએ પોતાના અંગત સુખો માટે કે અંગત દુઃખો માટે ક્યારે ય ફરિયાદ કરી ન હતી, માટે તેઓ પ્રસન્ન હતા. વિશલ્યાને પણ તેમણે પોતાનો આદર્શ સમજાવ્યો. બીજાના સુખ માટે દુઃખ સહી લેવાનું જ્ઞાન એમણે એવુ પચાવેલું હતું કે તેમને એ દુઃખમાં પણ ક્યારે ય અશાંતિ થઈ ન હતી. વનવાસમાં, લંકામાં.... સર્વત્ર તેઓ કર્તવ્યપરાયણ રહ્યા હતા.

લક્ષ્મણજીની આ પ્રસન્નતા અને કર્તવ્યનિષ્ઠામાં એક મહાન્ તત્વ કામ કરતું હતું. શ્રી રામ અને સીતાનું અનન્ય વાત્સલ્ય, પરમ વિશ્વાસ અને અદ્ભુત પ્રેમ.

જે વખતે લક્ષ્મણજી યુદ્ધમાં મૂર્ચ્છિત થઈ ગયા હતા. રાવણની અમોઘવિજયા શકિતથી લક્ષ્મણજી બેહોશ બની ગયા હતા ત્યારે શ્રી રામનો કલ્પાંત....ધમપછાડા અને લક્ષ્મણજી સાથે બળી મરવાનો સંકલ્પ....આ બધું પાછળથી લક્ષ્મણજીએ જાણ્યું હશે ત્યારે શ્રીરામ પ્રત્યેના એમના સ્નેહમા કેવી ભરતી આવી હશે?

આ બધું લક્ષ્મણજીએ વિશલ્યાને નહીં કહ્યું હોય? ત્યારે વિશલ્યા લક્ષ્મણજીના વિચારો સાથે સહમત નહીં થઈ ગઈ હોય?

વિશલ્યાના મનનું સમાધાન થઈ ગયુ. રાત્રિનો છેલ્લો પ્રહર હતો. પ્રભાત થતાં જ પ્રયાણ કરવાનું હતું. લંકાના રાજ મહાલયમાં ચોથા પ્રહરના ડંકાઓ વાગ્યા.

પ્રયાણના દિવસનું પ્રભાત ઊગ્યું. આખી લંકા પોતાના પ્રાણપ્યારા અતિથિને વિદાય આપવા રાજમહેલની આગળ ઉમટી.

પુષ્પક વિમાન તૈયાર હતું. પરિવાર સહિત શ્રીરામ લક્ષ્મણ અને સીતા પુષ્પક વિમાનમાં આરૂઢ થયા.

શ્રી રામ લક્ષ્મણજી અને સીતાજીની જયના પોકારોથી આકાશમંડલ ગાજી ઉઠયું અને પુષ્પકવિમાને અયોધ્યાનો માર્ગ પકડયો.

સીતાજીના મુખ પર ત્યારે યુદ્ધ પછીની મુક્તિનો કેટલો આનંદ, ઉલ્લાસ અને ઉમંગ ઉભરાયો હશે....તેનું વર્ણન ગ્રંથોમાં મળતું નથી... તે વર્ણનનો વિષય જ નથી ને !



# ૮૭ : : સ્વજન-સંયોગ

સંયોગ પછી વિરહની વ્યથા!

વિરહ પછી સંયોગની કથા....!!

હા, વર્ષોના વિરહ પછી આજે સંયોગ થવાનો છે.... ભાઈઓનો ભાઈઓ સાથે, પુત્રોનો માતા સાથે અને પ્રજાનો પ્રિય રાજા સાથે! સંયોગની કલ્પનામાં પણ રોમાંચ હોય છે....એવો અકથનીય રોમાંચ માત્ર ભરત, શત્રુઘ્ન કે કૌશલ્યા-સુમિત્રા જ અનુભવતાં હતાં એમ નહીં, અયોધ્યા તરફ તીવ્ર ગતિથી આવી રહેલા પુષ્પક વિમાનમાં આરુઢ થયેલા શ્રીરામ, લક્ષ્મણજી અને દેવી સીતા પણ અનુભવી રહ્યાં હતાં....અરે કૈકયી પણ....આંતરઆનંદની અનુભૂતિ કરી રહી હતી. અયોધ્યાની પ્રજાએ અયોધ્યાના એક એક માર્ગને, મકાનને અને મહેલોને શણગાર્યા હતા.

આજન્મ માતૃભક્ત રહેલા શ્રીરામ અને લક્ષ્મણનાં હૃદય માતૃદર્શન અને માતૃ-સ્પર્શ માટે કેવાં આતુર હશે, એની કલ્પના માતૃભક્ત પુત્ર સિવાય કોણ કરી શકે? આજન્મ ભ્રાતૃભક્ત રહેલા ભરતના હૃદયનાં સ્પંદનોનું સંવેદન કોણ કરી શકે? કહો કે આજે અયોધ્યાના પ્રાણ ધબકતા હતા. આનંદ મૂર્તિમંત બની અયોધ્યાની ગલી-ગલીમાં ઉત્સવઘેલો બની રમણે ચઢયો હતો.

લાખો પ્રજાજનો અયોધ્યાના બાહ્યપ્રદેશમાં ઉભરાયા હતા. ભરત અને શત્રુઘ્ન હાથી પર આરુઢ થઈ, પુષ્પક-વિમાનના આગમનની દિશામાં આગળ વધી રહ્યા હતા. રાજ્યના મંત્રીઓ અને અધિકારીઓ પણ ભરત-શત્રુઘ્નનું અનુસરણ કરી રહ્યા હતાં.

ત્યાં....સૂર્યોદય થયો. આકાશમાર્ગ પક્ષીઓના કલરવથી મુખરિત બન્યો. સહુની નજર આકાશ તરફ મંડાયેલી હતી. જે વિમાનની દંતકથાઓ લોકોએ સાંભળી હતી તે પુષ્પક વિમાન આજે સગી આંખે જોવાની તીવ્ર ઉત્કંઠા પ્રજાજનોને હતી. ત્યાં જ ક્ષિતિજ પર એક ટપકું દેખાયું....ગતિ કરતું એ ટપકું મોટું થતું જતું હતું... થોડી જ ક્ષણોમાં એ ટપકું વિમાન બની ગયું! અયોધ્યા તરફ જ તે આવી રહ્યું હતું. પ્રજાએ શ્રીરામના જયજયકારથી આકાશને ગજાવવા માંડયું.

પુષ્પકવિમાન જેમ જેમ નિકટ આવતું ગયું તેમ તેમ તેની ઉંચાઈ ઘટતી ગઈ. વિમાનમાંથી સીતાજી અયોધ્યાના બાહ્યભાગમાં ઉમટેલા માનવમહેરામણને જોઈને બોલી ઉઠયાં; 'આર્યપુત્ર! અયોધ્યાની પ્રજા તો જુઓ....આપણા સ્વાગત

માટે હાથ ઊંચા કરી નાચી રહી છે! અને સહુથી આગળ હાથી ઉપર ભરત અને શત્રુઘ્ન જ દેખાય છે !!'

સીતાજીનાં નયન હર્ષનાં આંસુથી ભીનાં થયાં હતાં. હાથી ઊભો રહી ગયો હતો અને ભરત-શત્રુઘ્ન નીચે ઉતરી રહ્યા હતા. શ્રીરામે આજ્ઞા કરી :

'વિમાનને હાથી પાસે નીચે ઉતારો.'

વિમાનચાલકે આજ્ઞા શિરોધાર્ય કરી વિમાન નીચે ઉતાર્યું. હજારો સૈનિકોએ ચારેબાજુ ઘેરો કરી દીધો. લોકોની અપાર ભીડના ધસારાને વશ રાખવાનો હતો. વિમાન નીચે ઉતરતાં જ શ્રીરામ અને લક્ષ્મણ છલાંગ મારીને નીચે ઉતરી ગયા. ભરત અને શત્રુઘ્ન દોડતા જઈને શ્રીરામનાં ચરણોમાં પડી ગયા...આંખોમાંથી હર્ષના...આંસુઓની ધારાઓ વહી રહી...શ્રીરામે ભરતને ઉઠાડીને પોતાના બાહુપાશમાં જકડી લીધો...વારંવાર એના મસ્તકે ચુંબન કરતા શ્રીરામે પોતાના ઉત્તરીય વસ્ત્રથી ભરતની આંખો લૂંછી. શત્રુઘ્નને...પગમાં આળોટતા શત્રુઘ્નને શ્રીરામે મહામહેનતે ઉભો કર્યો.... સ્નેહ-પાશમાં જકડાયો અને વાત્સલ્યથી નવરાવી દીધો.

ત્યારબાદ ભરત-શત્રુઘ્ને લક્ષ્મણજીના ચરણે નમન કર્યું. લક્ષ્મણે બંને અનુજોને પોતાના બાહુઓમાં સમાવી લઈ આલિંગન આપ્યાં....

કોઈ કંઈ બોલી શકતા નથી. મૌનની ભાષામાં મિલન થયું. મૌનની ભાષામાં સ્વાગત થયું. ચારેબાજુ ઉભરાયેલો માનવસમુહ રાજકુમારોના મિલનથી હર્ષવિભોર થઈ ગયો.
૬ સીતાજીએ સાડીનાં પાલવથી હર્ષાશ્રુ લૂછયાં.

શ્રીરામ ત્રણે ભાઈઓની સાથે પુષ્પકવિમાનમાં આરુઢ

થયા, વિમાનચાલકને ત્વરાથી અયોધ્યાપ્રવેશ માટે આજ્ઞા કરી. આકાશમાર્ગે અને ભૂમિમાર્ગે વાજિંત્રોના નાદ ગુંજી ઉઠયા. પુષ્પકે અયોધ્યામાં પ્રવેશ કર્યો. શ્રીરામ, લક્ષ્મણ અને સીતાએ વર્ષો પછી અયોધ્યા જોઈ....એ નગરીએ નવો શણગાર સજ્યો હતો; નવા રૂપે-રંગે એ નગરીએ શ્રીરામનું સ્વાગત કર્યું. લંકાના શિલ્પીઓ અને કલાકારોએ અયોધ્યાને અભિનવ રૂપ આપ્યું હતું.

વિશાળ રાજમાર્ગો ઉપર અને ઊંચા મહાલયોની અટ્ટાલિકાઓમાં હજારો સ્ત્રીઓ હર્ષઘેલી બની શ્રીરામને પુષ્પ અને અક્ષતથી વધાવતી હતી. નિર્નિમેષ દૃષ્ટિથી... ઉત્કંઠા ભરેલા મનથી અને પ્રશંસાભરી વાણીથી શ્રીરામનું સ્વાગત કરતી હતી. શ્રીરામ, લક્ષ્મણ અને સીતા પ્રસન્ન વદને પ્રજાજનોનું સ્વાગત ઝીલતાં હતાં.

પરંતુ તેમનું મન તો માતૃદર્શન માટે આતુર હતું ! તેમની માતાઓ પુત્રદર્શન માટે ખૂબ આતુર હતી...આતુરતા પછીનું મિલન કેવું રોમાંચક હોય છે ? કેવું આહ્લાદક હોય છે ! કેવું તૃપ્તિકારી હોય છે ! રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં પુષ્પક ઉતર્યું. શ્રીરામ ત્રણે ભાઇઓ સાથે ને સીતાજી સાથે અપરાજિતના મહેલ તરફથી ઝડપથી ચાલ્યા.

અપરાજિતાના મહેલમાં પ્રવેશતાં જ શ્રીરામ અને લક્ષ્મણ માતાનાં ચરણોમાં ઢળી પડયા. અપરાજિતાએ બને પુત્રોના માથે હાથ મૂકી ખૂબખૂબ આશીર્વાદ આપ્યા. શ્રીરામે અપરાજિત....જનેતાના મુખ સામે જોયું....માતાનું મુખ અકાળે વૃદ્ધ બની ગયું હતું. તેના શરીર પર ન હતા અલંકાર કે ન હતાં કિંમતી વસ્ત્રો. એક મહાન્ રાજમાતાના

શરીર પર ન હતો વૈભવ કે ન હતું રૂપ-સૌન્દર્ય. આંખોમાં ઉદાસીનતા છવાયેલી હતી અને વાણીમાં આર્દ્રતા ભરેલી હતી. શ્રીરામે વારંવાર માતાના ચરણે મસ્તક મૂકી માતાનાં ચરણ આંસુથી પખાળી દીધાં. ત્યારબાદ સુમિત્રા, કૈકયી અને સુપ્રભાનાં ચરણે નમસ્કાર કરી. માતાઓના આશીર્વાદ લીધા. ચારે ભાઈઓ અપરજિતાની સામે બેસી ગયા.

ત્યારે પછી સીતા, વિશલ્યા વગેરે પુત્રવધુઓએ અપરાજિતા, સુમિત્રા વગેરે સાસુઓનાં ચરણે નમસ્કાર કર્યાં. અપરાજિતાએ તો સીતા અને વિશલ્યાને પોતાના બાહુપાશમાં જકડી લઇ ખૂબ આલિંગન આપ્યાં....પુનઃપુનઃ આશીર્વાદ આપ્યા.

વિશલ્યા વગેરે લક્ષ્મણજીની પત્નીઓ માટે તો અયોધ્યા અને અયોધ્યાનો રાજપરિવાર નવો નવો જ હતો. અયોધ્યાના વૈભવે, રાજપરિવારની ભવ્ય અસ્મિતાએ અને નગરજનોના ઉષ્માભર્યા સ્વાગતે...એમનાં હૃદયને આનંદ ને ગૌરવથી ભરી દીધું હતું. તેમાંય સાસુઓના વાત્સલ્યે....અપાર સ્નેહે તેમના સમગ્ર વ્યકિતત્વને પ્રભાવિત કરી દીધું હતું.

જો કે લક્ષ્મણ, સુમિત્રાના પુત્ર હતા પરંતુ અપરાજિતા (કૌશલ્યા)ને લક્ષ્મણ ઉપર અપાર વાત્સલ્ય હતું. શ્રીરામ જો અપરાજિતાની જમણી આંખ હતા તો લક્ષ્મણ ડાબી આંખ હતા. પુત્રવધુઓ સુમિત્રા, કૈકયી ને સુપ્રભાના સાન્નિધ્યમાં જઈને બેઠી. ત્યારે અપરાજિતાના પડખામાં જઈને લક્ષ્મણજી લપાયા. અપરાજિતાનો હાથ પોતાના હાથમાં લઈ....અપરાજિતાની આંખોમાં પોતાની આંખો મેળવીને લક્ષ્મણજી માની સામે જોઈ રહ્યા....

મા !

'વત્સ....' લક્ષ્મણે પોતાનું મુખ માતાના ઉત્સંગમાં છુપાવી દીધું ને રડી પડયા. અપરાજિતાની આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી... અપરાજિતાના બંને હાથ લક્ષ્મણના માથા પર ફરી રહ્યા હતા... વિલાયેલા વદનોને આંસુનીતરતી આંખે લક્ષ્મણે અપરાજિતા સામે જોયું ને બોલ્યા :

'મા, તારી આ સ્થિતિ ? અકાળે વૃદ્ધ બની ગઈ છો તું....'

'વત્સ....હવે તને જોઈને પુનઃ મને યૌવન આવશે... તને જોઈને જ મારું મન તો પ્રફૂલ્લિત થઈ ગયું છે...જાણે તું આજે જ જન્મ્યો હો... ને મને જે સ્નેહ ઉભરાય ... તેવો સ્નેહ મારા હૃદયમાં ઉભરાયો છે !' અપરાજિતાએ લક્ષ્મણને આલિંગનોથી ભીંજવી નાંખ્યા.

'માતા, તું તો અમારા વિરહમાં કેટલી બધી વ્યથિત થઈને તારા શરીરને તેં સુકવી નાખ્યું ? જ્યારે અમે તો જાણે તને ભૂલી જ ગયા હતા....' લક્ષ્મણજી ડૂસકાં ભરતા રડી પડયા.

'પુત્ર, વનવાસનાં કષ્ટો....વનવનમાં ભટકવું... શું ખાવાનું ને પીવાનું ....કયાં સુવાનું ? રામ અને સીતા આ કષ્ટો તારી પરિચર્યાથી જ સહી શકયાં... ત્યારે હું તો આ મહેલોમાં બેઠી રહી છું....મને વત્સ, અહીં શાં દુઃખ હતાં ?' અપરાજિતાએ સાડીના પાલવથી લક્ષ્મણજીનું મુખ સ્વચ્છ કર્યું.

'મા, સાચું કહું ? મને તો જંગલોમાં પણ પિતાજીનો

કે તારો વિરહ સાલ્યો નથી. આર્યપુત્રે પુત્રની જેમ મારું લાલન કર્યું છે ને દેવી સીતા....એ તો તું જ હતી! મને સદૈવ દેવી સીતામાં તારાં દર્શન થતાં હતાં....!'

લક્ષ્મણજીના આ શબ્દોથી સીતા સુમિત્રાના ખોળામાં છુપાઈ ગયાં. સુમિત્રાએ સીતાને છાતી સરસી ચાંપી.... પુનઃ પુનઃ આલિંગન આપ્યાં.

'માતા, અમારી થોડીક અસાવધાનીએ દેવી સીતાને કેવા સંકટમાં મૂકી દીધાં! પરંતુ તારા આશીર્વાદથી શત્રુઓનો સાગર તરીને આર્યપુત્ર સપરિવાર અહીં આવી ગયા!'

બીજી બાજુ સીતા સુમિત્રાના કાનમાં કહી રહ્યાં હતાં : 'આર્યપુત્રને અને વત્સ લક્ષ્મણને મારા નિમિત્તે મરણાંત કષ્ટ સહવા પડયાં....હું સાથે ન ગઈ હોત તો....' સુમિત્રાએ એના મુખ પર હાથ મૂકી કહ્યું :

'એવું ન બોલ બેટી! વત્સ રામ અને લક્ષ્મણ તો વિશ્વમાં અપરાજેય છે! તારા માટે પ્રાણ પણ આપી દે! એ તો એમનું કર્તવ્ય છે....'

મહામંત્રીએ શ્રી રામને નિવેદન કર્યું :

'મહારાજકુમાર! રાજમહાલયના મેદાનમાં અયોધ્યાની પ્રજા આપની પ્રતીક્ષા કરતી ઉભી છે, આપ મહાલયની અટ્ટાલિકામાં ઉપસ્થિત થઈ પ્રજાને દર્શન આપો.'

શ્રીરામ માતાને નમસ્કાર કરી બહાર નીકળ્યા, પાછળ ભરત પણ ઊભા થયા અને શ્રીરામની સાથે જ બહાર આવ્યા. મેદાનમાં ઊભેલી પ્રજાની અપાર ભીડે શ્રીરામની જય પોકારી.

કોઇએ બે હાથ ઊંચા કરીને કોઈએ મસ્તક નમાવીને.... શ્રીરામનું અભિવાદન કર્યું. શ્રીરામે પ્રજાને પ્રણામ કર્યાં અને પ્રજા ત્યાંથી વિખરાઈ.

ત્યાંથી શ્રીરામ ભરત સાથે પાછા માતૃસદનમાં આવ્યા. અપરાજિતા લક્ષ્મણ, સીતા, વિશલ્યા સાથે ખૂબ પ્રસન્ન ચિત્તે વાતો કરી રહ્યાં હતાં. શ્રીરામ અને ભરતને જોઈ સુમિત્રાએ કહ્યું :

'આજે ચારે ભાઈઓએ સાથે બેસીને ...ચારે માતાઓએ પણ સાથે ભોજન કરવાનું છે.' સુમિત્રાનો પ્રસ્તાવ સહુએ સ્વીકારી લીધો....શ્રીરામના મુખ પર ક્ષણિક ગ્લાનિ તરી આવી....તે જોઈ ગયા શત્રુઘ્ન ! શત્રુઘ્ને પૂછી પણ લીધું :

'આર્યપુત્ર! આપને કંઈ ગ્લાનિ ઉપજાવનારો વિચાર આવી ગયો નહીં ?'

'હા....શત્રુઘ્ન! આજે અહીં પિતાજી નથી....પિતાજીની સ્મૃતિએ મને....' શ્રીરામનું હૃદય ગદ્‌ગદ્ થઈ ગયું. આંખો ભીની થઈ ગઈ....એની સાથે અપરાજિતા વગેરે સહુનાં મુખ પર ઉદાસીનતા છવાઈ ગઈ. શ્રીરામના વન-ગમન પછી તૂર્ત જ શ્રી દશરથે સંસારનો ત્યાગ કર્યો હતો, ચારિત્ર સ્વીકારી લીધું હતું.

હૃદયને વશ કરી અપરાજિતા બોલ્યાં :

'ચાલો, હવે આપણે નિત્યક્રમથી પરવારી ભોજન કરી લઇએ.'

અયોધ્યાનાં મંદિરોમાં મહોત્સવના મંડાણ થયાં. વિહારો અને ઉદ્યાનો પ્રજાજનોનાં આનંદ–પ્રમોદથી હસી ઉઠયાં. અયોધ્યાના વિશાળ સામ્રાજયના અનેક ગામ-નગરોના અધિકારીઓ, મહાજનો શ્રીરામનાં દર્શને આવી રહ્યા હતાં. નગરની અનેક સ્ત્રીઓ સીતાજીનાં દર્શન કરવા આવી રહી હતી.

સહુનાં મન આનંદવિભોર હતાં, પરંતુ એક વ્યક્તિ સાવ નિરાળી હતી....એનું મન સાવ નિર્લિપ્ત હતું....એનું ચિંતન....મનન કોઈ નવી જ સૃષ્ટિમાં થઈ રહ્યું હતું એ જાણે આ બધું વિરકતભાવે જોઈ રહ્યો હતો. કર્તવ્યો બધાં જ બજાવતો હતો....પરંતુ કર્તૃત્વનું અભિમાન ન હતું....

એ હતા ભરત !!

અયોધ્યાના મહારાજા ! શ્રીરામના લાડકવાયા ભ્રાતા !

શ્રીરામના આગમનને બે દિવસ થયા હતા. બીજા દિવસની સંધ્યા ઢળી ગઈ હતી. ભરત એમના મહેલની અટ્ટાલિકામાં ઊભા હતા. એમની આંખો બંધ હતી, અનંત આકાશ તરફ એમની આંતરદૃષ્ટિ મંડાણી હતી.

પરમ સત્ય... પરમતત્ત્વની પ્રાપ્તિ માટે એમનો અંતરાત્મા તલસી રહ્યો હતો. તેઓ સુખાસન પર બેઠા... ગંભીર વિચારોમાં ગરકાવ થયા. મહેલમાં દીપકો પ્રગટયા. દાસીએ આવી નમન કરી નિવેદન કર્યું :

'મહારાજાનો જય હો, મહામંત્રી આપના દર્શન ચાહે છે.'

'મહામંત્રી ભલે આવે.' ભરતજીએ દાસી સામે જોયા વિના શબ્દોચ્ચાર કર્યો.

અયોધ્યાના વયોવૃદ્ધ મંત્રીએ મહેલની અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો. દાસીએ મહામંત્રીને બેસવા આસન પાથર્યું. મહામંત્રીએ ભરતને નમસ્કાર કર્યા અને બેઠા. બે ક્ષણ વિસામો લઈ મહામંત્રીએ કહ્યું :

'મહારાજા, સમગ્ર અયોધ્યા મહોત્સવમાં મહાલી રહી છે. આનંદની અવધિ નથી.'

ભરતે મહામંત્રી સામે જોયું. મહામંત્રીની તેજસ્વી આંખોમાં ભરતે ભરપૂર હર્ષ જોયો. 'સાચી વાત છે મહામંત્રીજી, આર્યપુત્રના આગમનથી પ્રજાના હર્ષની સીમા નથી.'

'રાજમાતાઓના મહેલો ઘણા વર્ષે....આ બે દિવસથી ધમધમી રહ્યા છે! રાજમાતાઓનાં પ્રફૂલ્લિત વદન જોઈ.... મારા મનને કેટલી બધી નિરાંત થઈ... હું એ માતાઓની વેદના જોઈ શકતો ન હતો...'

'માતાઓને નવું જીવન મળ્યું છે મહામંત્રી... અને મારો તો સાવ ભાર જ ઉતરી ગયો છે....એક વાત કહું મહામંત્રી?'

'અવશ્ય, કહો મહારાજા !'

'બસ, હવેથી તમારે મને 'મહારાજા'નું સંબોધન ન કરવું ..આપણા સહુના મહારાજા આર્યપુત્ર છે, હું તો તેમનો ચરણસેવક છું.'

'મહામંત્રી મૌન રહ્યા... ક્ષણવાર ભરતના શબ્દોએ તેમના હૃદયને આર્દ્ર કરી દીધું. તેમનું હૃદય ભરતની નિર્લેપ વૃત્તિ અને સાત્ત્વિક પ્રકૃતિ પર ઓવારી ગયું. 'ધન્ય છે અયોધ્યાનું રાજકુલ ! ધન્ય છે રાજકુમારને !'

'વિચારમાં પડી ગયા મહામંત્રી ! વિચારવાનું છે જ નહીં. તાતતુલ્ય આર્યપુત્ર અયોધ્યામાં છે... હવે હું રાજા નથી....કાલે પ્રભાતથી તમારે રાજ્યસંબંધી સમગ્ર વ્યવહાર આર્યપુત્ર સાથે જ કરવાનો....'

'સાચી વાત છે આપની, પરંતુ સંપ્રતિ શ્રીરામ કેટલા બધા વ્યસ્ત છે ! દર્શનાર્થીઓની કેટલી ભીડ હોય છે ! માંડ ભોજન પણ કરી શકે છે... ત્યાં હું....'

'ભલે, હમણાં હું રાજ્યનું કાર્ય સંભાળીશ પરંતુ 'રાજા' તરીકે નહીં, આર્યપુત્રના અનુચર તરીકે. મને આર્યપુત્ર આજ્ઞા કરશે તેમ હું કરીશ....પરંતુ ...'

ભરતના મુખ પર ગ્લાનિ આવી ગઈ. શબ્દો ગળગળા થઈ ગયા....મહામંત્રી ચોંકી ઉઠયા.

'મહારાજા ! વિષાદ શાને ?'

ભરતની આંખો બંધ થઈ ગઈ હતી. મુખ પર વેદના
૧૮ ઉપસી આવી હતી. વૃદ્ધ મહામંત્રીએ ઉભા થઈ ભરતના હાથ પોતાના હાથમાં લઈ લીધા....ભરતના હાથ ગરમ હતા

વાત્સલ્યભર્યા વૃદ્ધ હાથ ભરતના સુકોમળ હાથને પંપાળી રહ્યા. 'આપનો વિષાદ મારાથી નહીં જોવાય, મારા નાથ....' મહામંત્રીની આંખો સજલ બની ગઈ. સ્વર કંપી ઉઠયો.

ભરતે આંખો ખોલી...આકાશ તરફ જોયું... જોયા જ કર્યું....મહામંત્રી ઉભા જ રહ્યા. 'આપ બેસો.' ભરત બોલ્યા

મહામંત્રી પુનઃ આસન પર બેઠા. ભરતે મહામંત્રી સામે જોયું.

'હવે હું આ સંસારનાં બંધનોમાં....સુખનાં બંધનોમાં નહીં રહી શકું....મને પિતાજીનો સાદ સંભળાય છે.... મહામંત્રી, હું પિતા પાસે દોડી જઈશ .. એમના પાવન પંથે ચાલ્યો જઈશ....'

મહામંત્રીની આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં. વૃદ્ધ ચેહરા પર વિષાદ ઘેરાય ગયો. ભરત ઉપર એક રાજા તરીકે જ નહીં પરંતુ મહારાજા દશરથના ગુણવાન અને લાડકવાયા પુત્ર તરીકે મહામંત્રીને અપાર સ્નેહ હતો. ભરતની વિરક્ત દશા તેઓ જાણતા હતા. ભરત રાજસિંહાસને બેઠેલા યોગી હતા. મહેલમાં રહેલા ત્યાગી હતા....એ વાત મહામંત્રી સારી રીતે જાણતા હતા....પરંતુ શ્રીરામના વનગમન પછી ભરતે કયારેય સંસારત્યાગની વાત ઉચ્ચારી ન હતી. આજે અચાનક....ભરતે એ વાત કહી દીધી....મહામંત્રીને આંચકો લાગ્યો.

'મારા પ્રિય રાજન્, મારી એક વિનંતિ સ્વીકારશો ? કૃપા કરી હમણાં આ વાત શ્રીરામને આપ ન કરશો... આપ જાણો છો શ્રીરામના હૃદયને....અને કોઇને ય આ વાત ન

કરશો....પ્રજાનો આનંદ-ઉત્સવ તૂટી પડશે ને રૂદનની ચીસો પડી જશે....'

ભરત મૌન રહ્યા. એમને તત્કાલ ક્યાં કોઈને વાત કરવી હતી? પરંતુ જ્યાં હૃદય મળેલાં હોય છે ત્યાં હૃદય છુપું રહી શકતું નથી. મહામંત્રી પ્રત્યે ભરતને શ્રદ્ધા અને વિશ્વાસ કરતાં ય પિતૃવત્ સ્નેહ હતો. એમની સમક્ષ ભરત પોતાના મનોભાવ ગોપાવી ન શક્યા.

'ભલે, તમારી વાત સ્વીકારૂં છું પરંતુ એ વાત નિશ્ચિત છે કે જ્યારે હું આર્યપુત્રને વાત કરીશ ત્યારે તેમને દુઃખ તો થવાનું જ છે....રાગ છે ને! રાગ દુઃખી કરે છે જીવને. રાગનાં બંધનો જ આત્માને સંસારમાં ભટકાવે છે....મને હવે સંસારમાં કેઈ પદાર્થ પ્રત્યે, કોઈ વ્યક્તિ પ્રત્યે રાગ નથી... શાને હવે મારે સંસારમાં રહેવું? આર્યપુત્રની આજ્ઞા ખાતર જ હું આટલાં વર્ષો સુધી રહ્યો....અન્યથા પિતાજીની સાથે જ હું સંસારત્યાગ કરી અણગાર બની પરમબ્રહ્મનો આનંદ ન લૂંટત?'

ભરતની હૃદયવ્યથા મહામંત્રી નીચી દૃષ્ટિ રાખી સાંભળી રહ્યા હતા.

બે દિવસમાં હજુ ભરત, શ્રીરામ કે લક્ષ્મણજી સાથે શાન્તિથી બેઠા ન હતા. બેસવાનો સમય જ ક્યાં હતો? લોકોનો પ્રચંડ ધસારો હતો. શ્રીરામ એમાં વ્યસ્ત હતા, જ્યારે લક્ષ્મણજી અપરાજિતા, સુમિત્રા વગેરે માતૃવર્ગને વનવાસનાં સંસ્મરણો કહેવામાં અને લંકાના યુદ્ધનાં વર્ણનો સંભળાવવામાં વ્યસ્ત હતા.

શ્રીરામ અને લક્ષ્મણજીને કલ્પના પણ ન હતી કે ભરતનું મન સંસારત્યાગની દિશામાં તીવ્રતા અનુભવી રહ્યું છે! એક જ વ્યક્તિ ભરતના મનોભાવને પામી રહી હતી અને તે હતી કૈકયી! પુત્રના વિચારોથી તે સુપરિચિત હતી પરંતુ એ મૌન હતી. એનો અંતરાત્મા પણ અધ્યાત્મ તરફ ઝુકી ગયેલો હતો.

રાત્રીનો પ્રથમ પ્રહર પૂર્ણ થયો. ભરત બોલ્યા :

'મહામંત્રીજી, આપ પધારો. સમય થઈ ગયો છે.'

'આપ પણ હવે વિશ્રામ લો, છેલ્લા કેટલાય દિવસોથી આપ વ્યસ્ત છો....'

'વિશ્રામ....!! ઘણા ભવોથી....અનંત ભવોથી વિશ્રામ ક્યાં છે? ચાર ગતિમાં આત્માના પરિભ્રમણનો વિચાર કરું છું....ત્યારે કંપી ઉઠું છું....થાક અનુભવાય છે ને વિશ્રામ માટે મોક્ષમાં જવા તલસી ઉઠું છું. મોક્ષ સિવાય વિશ્રામ છે જ નહીં....'

ભરત અટક્યા. મહામંત્રી ગંભીર વિચારમાં પડી ગયા હતા. ત્યાં દોડતી પરિચારિકા આવી અને કહ્યું :

'મહારાજા, આર્યપુત્ર સ્વયં અહીં પધારી રહ્યા છે....'

ભરત સહસા ઉભા થઈ ગયા અને આવાસગૃહની બહાર દોડી ગયા. મહામંત્રી પણ ઉભા થઈ સામે ગયા. શ્રીરામ આવાસગૃહના દ્વારે આવી ગયા હતા. ભરતે ચરણોમાં મસ્તક ઢાળી દીધું. મહામંત્રીએ નતમસ્તક બની પ્રણામ કર્યા. ભરતને ચરણોમાંથી ઉભા કરી શ્રીરામે આવાસગૃહમાં પ્રવેશ કર્યો. મહામંત્રીએ પ્રણામ કરી, જવાની અનુજ્ઞા લીધી. શ્રીરામ પલ્યંક પર બેઠા. ભરત ભૂમિતલ પર બેસી ગયા.

'અત્યારે અહીં પધારવાનું કષ્ટ..?'

'આજે સંપૂર્ણ દિવસ તને જોયો જ નહીં... એટલે ચાલ્યો આવ્યો.'

'સંદેશ મોકલ્યો હોત તો સેવક હાજર થઈ જાત ને...'

'એમાં સમય વધુ જાત ને!'

શ્રીરામના બંને હાથ ભરતના માથે ફરી રહ્યા હતા.... હાથમાંથી અપાર સ્નેહ વરસી રહ્યો હતો.

'ભરત, તું કુશલ છે ને? તારું શરીર સ્વસ્થ છે ને?'

'આપનાં દર્શન થયાં. આપના ચરણોનો સ્પર્શ મળ્યો...બધી અકુશળતા ટળી ગઈ. અસ્વસ્થતા ચાલી ગઈ.'

'પ્રજાના મુખે તારા ગુણો સાંભળી મારું હૃદય ગદ્ગદ્ થઈ ગયું....તેં પ્રજાનો અપાર સ્નેહ પ્રાપ્ત કર્યો છે ભરત!'

'ભગવાન અરિહંતની કૃપા, નિર્ગ્રંથ સાધુપુરુષોની કૃપા...ચારિત્રવંત પિતાજીની કૃપા, આપની કૃપા....બધો પ્રભાવ કૃપાનો છે....મારામાં કોઈ યોગ્યતા નથી...'

શ્રી રામ મૌન રહ્યા. તેમનું હૃદય ભરતના શબ્દોથી ગળગળું થઈ ગયું. 'હે તાતતુલ્ય! પિતાજીનાં વચન ખાતર આપે જે વનવાસનાં કષ્ટો સહ્યાં અને રાવણ સાથે યુદ્ધ કર્યું....ભામંડલના મુખે જે મેં અલ્પ વાતો સાંભળી હતી, તેથી મારું મન ઘણું ક્ષુબ્ધ હતું. હું અહીં અયોધ્યાના મહેલોમાં મહાલું અને આપ જંગલોમાં. ,

ભરત રૂદન ન રોકી શકયા. શ્રીરામે ભરતના મુખને પોતાના ઉત્સંગમાં દાબી દીધું અને પ્રેમભર્યા શબ્દોમાં બોલ્યાઃ

'ભરત, તું મહેલોમાં હતો જ ક્યાં? તું તો અમારી સાથે જ હતો....તારી આ કાયા મહેલોમાં હતી....એ પણ મેં રાખી હતી!'

બંને ભાઈઓ મૌન રહ્યા. મૌનની ભાષામાં જ વાતો કરી!

'હે પૂજ્ય, હવે હું બંધનમુક્ત થાઉં છું...રાજ્યનો ભાર....'

'ન બોલ ભરત, તારે જ રાજા બન્યા રહેવાનું છે.'

'એ કદાપિ ન બની શકે...હું તો આપના ચરણોનો સેવક જ બની રહીશ....હવે મને આપ બંધનમુક્ત કરો....'

'તું જુએ છે ને કે અત્યારે હું અને લક્ષ્મણ કેવા લોકોથી ઘેરાયેલા રહીએ છીએ? તું છે એ જ હું છું ને એ જ લક્ષ્મણ છે...માટે આ વિષયમાં બોલીશ જ નહીં.

બીજો પ્રહર રાત્રીનો પૂર્ણ થયો હતો. ભરત શ્રીરામને એમના મહેલ સુધી પહોંચાડી આવ્યા. શયનગૃહમાં આવી પલ્યંકમાં લંબાવ્યું પણ નિદ્રા આજે વેરણ બની હતી!



## ૮૯ : રાગ અને વૈરાગ્ય

મહોત્સવો પૂર્ણ થઈ ગયા હતા. દર્શનાર્થીઓનો પ્રવાહ મંદ થઈ ગયો હતો. પ્રજા એના નિત્ય વ્યવસાયમાં પ્રવૃત્તિશીલ થઈ ગઈ હતી. ભરતનું મન હવે શ્રીરામ સમક્ષ પોતાનો નિર્ણય જાહેર કરવા તત્પર બની ગયું હતું ... અને એક દિવસ ભરત શ્રીરામ સમક્ષ પહોંચી જ ગયા.

શ્રીરામ લક્ષ્મણજી સાથે બેઠા હતા. વાર્તાલાપ ચાલી રહ્યો હતો....ત્યાં ભરત આવી પહોંચ્યા. 'આવ ભરત, અમે તારી જ વાત કરી રહ્યા હતા....તારા રાજ્યકાળમાં પ્રજાએ કેટલી ઉન્નતિ સાધી છે!'

'આર્યપુત્રનું કથન સાવ સત્ય છે, ભરત! મંત્રીવર્ગ અને મહાજન તારી કુશળતાની મુક્ત મને પ્રશંસા કરે છે.' લક્ષ્મણજીએ શ્રી રામની વાતને પુષ્ટ કરી.

પરંતુ ભરત? તેમની દૃષ્ટિ જમીન પર મંડાણી હતી તેઓ કંઈ ન બોલ્યા. 'ભરત તારૂં સ્વાસ્થ્ય કુશળ છે ને? તારા મુખ પર કંઈક ગ્લાનિ...'

'હે પૂજ્ય; આ શરીરનું સ્વાસ્થ્ય ચંચળ છે અને હર્ષ–વિષાદ એ તો દ્વંદ્વો છે....આ સમગ્ર વિશ્વને જોઉં છું. ત્યારે સમગ્ર વિશ્વ સ્વપ્નવત્ ભાસે છે.'

શ્રીરામ અને લક્ષ્મણ ભરતના મુખ સામે જોઈ રહ્યા. ભરતના શબ્દોનો મર્મ એ પામી શક્યા. ભરત બોલ્યા :

'હે આર્યપુત્ર, એ દિવસે...જ્યારે આપણને સહુને પિતાજીએ બોલાવીને પોતાની સંસારત્યાગની વાત કહી હતી...ત્યારે જ મેં મારી પણ સંસારત્યાગની ભાવના વ્યક્ત કરી હતી....પરંતુ દુર્ભાગ્ય મારું....હું પિતાજીની સાથે એ ત્યાગ ન કરી શક્યો....ને આપની આજ્ઞા મારા માટે અલંઘ્ય હતી....આપની આજ્ઞાથી જ હું આટલા વર્ષો સુધી આ મહેલોમાં બંધાયેલો રહ્યો....આ રાજસિંહાસને બેસી રહ્યો....મેં આપની આજ્ઞાનું પાલન કર્યું છે....હવે હું આ બંધનોમાં અકળાયેલો છું....મારૂં મન....મારો અંતરાત્મા નિર્બંધન થવા તીવ્ર ઝંખના કરે છે....'

શ્રીરામ આંખો બંધ કરી ભરતના શબ્દો સાંભળી રહ્યા હતા. લક્ષ્મણજી ખૂબ ગંભીરતાથી ભરતને સાંભળી રહ્યા હતા. ભરતે શ્રીરામનાં ચરણોમાં મસ્તક મૂકી દીધું અને બોલ્યા :

'હે પૂજ્ય, મને અનુજ્ઞા આપો. હું અણગાર બનું, મુનિ બનું....રાજપાટનો ત્યાગ કરી વન-જંગલોમાં રહી આત્મધ્યાન કરૂં...મને અનુજ્ઞા આપો. રાજ્યની જવાબદારીમાંથી મને મુક્ત કરો... આપ અહીં પધારી જ ગયા છો....હવે મારૂં મન એક ક્ષણ પણ વિલંબ કરવા તૈયાર નથી. મને આ સંસાર પર જરાય રાગ નથી....છે તો માત્ર ઉદ્વેગ છે....અજંપો છે....અશાન્તિ છે... મને મુક્ત કરો.'

શ્રીરામની બંધ આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી. તેમનું હૃદય વ્યથિત થઇ ગયું. તેમણે ભરતના મસ્તકે

પોતાના બંને હાથ મૂકી....ગદ્ગદ્ સ્વરે કહ્યું : 'વત્સ, તું આવું કેમ બોલે છે ? અમે તારા સ્નેહથી તો અહીં આવ્યા છીએ....તું જ રાજ્ય કર...સંસારત્યાગની વાત ન કર....'

લક્ષ્મણજીનું હૃદય ભરાઈ આવ્યું હતું. એક શબ્દ પણ તેઓ બોલી શકતા ન હતા. શ્રીરામના શબ્દોની ભરત પર જરાય અસર ન થઈ; તેઓએ કહ્યું :

'આર્યપુત્ર, મેં મારી અંતરની કામના આપની સમક્ષ વ્યક્ત કરી છે.... આપ પિતાજીના સ્થાને છો, આપની અનુજ્ઞા લેવી જોઈએ....આપ હવે મારા માર્ગમાં વિઘ્ન નહીં બનો...મારી આપને અંતઃકરણની પ્રાર્થના છે....'

'ભરત, તું વિચાર કર. તું અમને....રાજ્યને....પ્રજાને છોડી ચાલ્યો જાય, તારા વિરહની ઘોર વ્યથા હું કેવી રીતે સહી શકીશ ? આ લક્ષ્મણ, માતાઓ અને પ્રજા....કેવી રીતે સહશે ? એમના કલ્પાંતની કલ્પના કર. ન જઈશ મારા વ્હાલા બંધુ....ન જઈશ... તું અમારી સાથે જ રહે....અને પૂર્વવત્ મારી આજ્ઞાનું પાલન કર.'

'મેં વર્ષોથી વિચારો કર્યા છે. ખૂબ ગંભીરતાથી વિચાર્યું છે— જન્મજન્માંતરોને વિચાર્યા છે....ભાવિના અનંતકાળને વિચાર્યો છે. હવે હું આપની આજ્ઞા પાળવા શક્તિમાન નથી. મને ક્ષમા કરો. હું પરમાત્માના ચીંધેલા અને પિતાજીએ આચરેલા માર્ગે જઈશ....'

'તું આગ્રહ ન કર ભરત, રાજ્ય કરવાની તારી ઈચ્છા નથી, તો ભલે રાજ્ય અમે સંભાળીશું. પરંતુ તું અમારો ત્યાગ ન કર....'

ભરતે વિચાર્યું : 'આર્યપુત્ર અનુજ્ઞા નહીં આપે...' તેમણે ઉભા થઈ શ્રીરામને નમન કર્યું, લક્ષ્મણજીને નમન કર્યું એને ત્યાંથી ચાલ્યા....પરંતુ તત્કાલ લક્ષ્મણજી ઉભા થયા અને ભરતને પોતાના બાહુપાશમાં જકડી લીધો.

'ભરત, હું તને નહીં જવા દઉં....' લક્ષ્મણજીની કઠોર આંખો આંસુથી ભીંજાઈ ગઈ હતી.

ત્રણે ભાઈઓની વાર્તા દ્વારે ઉભેલી પરિચારિકાઓ સાંભળી રહી હતી. ભરતના સંસારત્યાગના નિર્ણયને સાંભળી પરિચારિકાઓ વ્યથિત થઈ સીતાજી પાસે દોડી ગઈ. સીતા, વિશલ્યા આદિ રાણીઓ આવાસગૃહમાં હતી.

'દેવી, મહારાજા ભરતે સંસારત્યાગ કરવા નિશ્ચય કર્યો છે...' પરિચારીકાઓ રડી પડી. સીતાજી અને વિશલ્યા વગેરે સ્તબ્ધ થઈ ગયાં....

'શું તું સત્ય કહે છે, રે ! ભરતજી ચારિત્ર લેવા તત્પર બની ગયા છે ?' ઉત્સુકતા, વ્યગ્રતા અને વ્યથાથી સીતાજી કંપી ઉઠયાં.

'હા મહાદેવી; તેઓ તો ચાલ્યા પણ જતા હતા, પરંતુ લક્ષ્મણજીએ પકડી લીધા છે. આર્યપુત્ર ચોધાર આંસુએ રડી રહ્યા છે. લક્ષ્મણજીની આંખો....'

સીતાજી, વિશલ્યા અને બીજી રાણીઓ જરાય વિલંબ કર્યા વિના ત્યાંથી દોડી અને જ્યાં શ્રીરામ, લક્ષ્મણજી અને ભરત હતા ત્યાં આવી પહોંચી. શ્રીરામ અને લક્ષ્મણ એક બાજુ ઉભા રહી ગયા. રાણીઓએ ભરતને ઘેરી લીધા.

ભરતજીની એ ભાભીઓએ ભરતનો ચારિત્ર લેવાનો આગ્રહ ભૂલાવી દેવાનો નિર્ણય કર્યો.

'દેવરજી! તમારે ચારિત્ર લેવું હોય તો ભલે લેજો; પણ અમારી એક વાત તો તમારે માનવી જ પડશે... માનશો ને?' વિશલ્યાએ ભરતને પૂછ્યું, પરંતુ ભરત તો મૌન! એમણે તો વિશલ્યાની સામે પણ ન જોયું.

'ભલે તમે મૌન રહો, પરંતુ અમે અહીંથી જવાની નથી....અમારી વાત માનવી પડશે... એકવાર અમારી સાથે જલક્રીડા કરો! શું અમને એટલો પણ આનંદ નહીં આપો?' વિશલ્યાએ ભરતના બે હાથ પકડી ભરતને ઢંઢોળ્યા! ભરતના મુખ પર સ્મિત ચમકી ગયું! ભાભી- ઓએ એ સ્મિતમાં ભરતની સ્વીકૃતિ માની અને પોતાનો વિજય!

વિરકત ભરતજી જલક્રીડા કરવા સરોવરમાં ઉતર્યા! ભાભીઓએ ઉતાર્યા! શ્રી રામ અને લક્ષ્મણજીએ નિરાંત અનુભવી: 'હવે ભરત થોડા દિવસ તો અવશ્ય સંયમની વાત ભૂલી જશે....' પરંતુ જે ભરત વર્ષો સુધી રાજ્ય કરવા છતાં વિરકત રહી શક્યા તે ભરત ઘડી-બે ઘડીની જલ- ક્રીડામાં રાગી બની શકે ખરા? વિશલ્યા વગેરેએ અતિ હર્ષથી ભરતની સાથે જલક્રીડા કરી. ભરતના વૈરાગ્યને ભૂંસી નાંખવા એક એક કીમિયા અજમાવી.

જલક્રીડા સંપૂર્ણ થઇ. ભરતજી સરોવર તીરે આવીને ઊભા. એવા જ નિર્લેપ! એવા જ વિરકત. ભાભીઓની કોઇ કળા કારગત ન નીવડી.

પરંતુ એ સમયે રાજમહાલયમાં એક મોટો અકસ્માત થયો. શ્રીરામનો માનીતો ને પ્રિય હાથી 'ભુવનાલંકાર' કે જેને શ્રીરામ લંકાથી સાથે લાવેલા હતા, તેણે આલાન-સ્તંભ ઉખેડી નાંખ્યો અને ભારે ઉપદ્રવ મચાવ્યો! મદોન્મત્ત બનેલો ભુવનાલંકાર તોડ-ફોડ કરતો સરોવર-તીરે આવી પહોંચ્યો.

સરોવરના કિનારે ભરત ઊભા હતા. 'ભુવનાલંકાર'ને તેમણે જોયો. 'ભુવનાલંકારે' ભરતને જોયા! ચાર આંખો મળી....હાથી ઉભો રહી ગયો... એક પગલું પણ તે આગળ ન ભરી શક્યો. તેનો મદ ઓગળી ગયો.... શાંત અને સ્વસ્થ બની ગયો!

'ભુવનાલંકાર આલાનસ્તંભ તોડીને ભાગ્યો છે.' આ સમાચાર શ્રીરામ-લક્ષ્મણજીને મળતાં સુભટો સાથે બંને હાથીની પાછળ દોડી આવ્યા, પરંતુ સરોવર-તીરે ભરત અને હાથીને સામસામાં જોતા જોયાં ને હાથીને શાંત થયેલો જોયો....તેઓ સ્તબ્ધ બની ગયા. તેમને સમજાયું નહીં કે 'ભરતને જોતાં જ હાથી કેમ શાંત થઈ ગયો?' માવતો 'ભુવનાલંકાર'ને આલાનસ્તંભે લઈ ગયા અને બાંધી દીધો.

શ્રીરામ-લક્ષ્મણજી અને ભરત અંતેપુર સાથે મહેલમાં પાછા આવ્યા. સમગ્ર અયોધ્યામાં બે વાતો પ્રસરી ગઈ:

૧. ભરતજી સંસારત્યાગ કરવા તત્પર થયા છે.

૨. ભરતજીને જોતાં જ ઉન્માદી ભુવનાલંકાર હાથી શાંત થઈ ગયો!

મહેલમાં આવતાં જ એક શુભ સમાચાર ઉદ્યાનપાલકે આપ્યા અને ભરતજીના આનંદની સીમા ન રહી.

"મહારાજા, ઉદ્યાનમાં એક પરમજ્ઞાની મુનીશ્વર પધાર્યા છે." ઉદ્યાનપાલકે આવીને સમાચાર આપ્યા, શ્રીરામે ઉદ્યાનપાલકને પ્રીતિદાન આપ્યું અને સમગ્ર પરિવાર સાથે શ્રીરામ-લક્ષ્મણજી અને ભરત મહામુનિને વંદન કરવા ઉદ્યાનમાં પધાર્યા.

કેવળજ્ઞાની દેશભૂષણ મુનીશ્વર અને કુલભૂષણ મુનીશ્વરને જોતાં જ સહુને અપૂર્વ રોમાંચ થયો. ભાવપૂર્વક વંદના કરી. વિનયપૂર્વક સહુ મુનિચરણોમાં બેઠા.

શ્રીરામે પ્રશ્ન કર્યો : 'હે જ્ઞાની મુનીશ્વર ! એક પ્રશ્ન પૂછવાની જિજ્ઞાસા છે. આપ આજ્ઞા પ્રદાન કરો તો પૂછું"

'પૂછી શકો છો.' દેશભૂષણ મુનિએ પ્રત્યુત્તર આપ્યો.

'પ્રભો, મારો હાથી ભુવનાલંકાર મદોન્મત્ત બની

વિનાશ કરી રહ્યો હતો, ને મારા અનુજ ભરતને જોતાં જ શાન્ત કેમ થઇ ગયો? શું એ બંનેના પૂર્વજન્મના એવા સંબંધ છે?'

કેવળજ્ઞાની ભગવંત દેશભૂષણે શ્રીરામની જિજ્ઞાસા સંતોષવાનો પ્રારંભ કર્યો:

'ભગવાન ઋષભદેવે જ્યારે સંસારત્યાગ કર્યો હતો ત્યારે ભગવંતની સાથે બીજા ચાર હજાર રાજાઓએ પણ સંસાર ત્યજી દીધો હતો અને ભગવાનની પાછળ પાછળ વિચરતા હતા.

ભગવાને મૌન ધાર્યું હતું. પ્રજાને દાન આપવાનું જ્ઞાન ન હતું! કારણ કે કોઈ દાન લેનાર જ ન હતું! ભગવાન જ પ્રથમ ભિક્ષુક હતા....એ પણ પોતાના રાજા! એક વર્ષ સુધી ભગવાન ઋષભને ભિક્ષા ન મળી....પરંતુ ભગવાનને એનો ખેદ ન હતો....પેલા ચાર હજાર રાજાઓ.... જેમણે પ્રભુની સાથે સંસારત્યાગ કર્યો હતો, તેઓ અકળાયા પ્રભુને છોડી તેઓ ગંગાનદીના કિનારે જંગલોમાં પહોંચી ગયા. ત્યાં રહી ગયા, વન્ય ફલાદિનો આહાર કરતા અને ઋષભદેવના નામનું રટણ કરતા કાલ પસાર કરવા લાગ્યા.

એ ચારસો રાજર્ષિઓમાં બે રાજકુમારો હતા ચન્દ્રોદય અને સૂરોદય. વનવાસી જીવન જીવતા તે બંને મૃત્યુ પામ્યા. જીવન પછી મૃત્યુ અને મૃત્યુ પછી જીવન.... આ સંસારની ઘટમાળ ચાલ્યા જ કરે છે! ચન્દ્રોદયને મૃત્યુ પછી ગજપુરમાં નવું જીવન મળ્યું. રાજા હરિમતિ અને રાણી ચન્દ્રલેખાનો એ પુત્ર થયો, નામ મળ્યું કુલંકર! પેલો બીજો રાજકુમાર સૂરોદય પણ એ જ ગજપુરમાં જન્મ્યો.

વિશ્વભૂતિ અને અગ્નિકુંડાના બ્રાહ્મણપરિવારમાં જન્મ થયો, તેનું નામ પડયું શ્રુતિરતિ.

રાજકુમાર રાજા બન્યો અને બ્રાહ્મણપુત્ર પુરોહિત બન્યો બંને વચ્ચે પ્રીતિ જામી. પૂર્વજન્મના સંસ્કારો હતા ને પ્રીતિના!

એક દિવસ રાજા કુલંકર તાપસોના આશ્રમે જતા હતા. માર્ગમાં એક અવધિજ્ઞાની મુનિ અભિનંદન મળ્યા, તેમણે રાજાને કહ્યું:

'હે રાજન્! પંચાગ્નિતપ તપતા એ તાપસના આશ્રમમાં....કે જ્યાં તું જાય છે, ત્યાં બાળવા માટે જે લાકડાં લાવવામાં આવ્યાં છે. તેમાં એક મોટું લાકડું છે, તે લાકડામાં એક મોટો સર્પ છે...તે તારા પિતામહ ક્ષેમંકરનો જ જીવ છે! માટે એ લાકડાને ચીરાવીને એ બિચારા સર્પની રક્ષા કરવી જોઈએ.'

પવિત્ર મુનીશ્વરની વાણી સાંભળી રાજા વિહ્વલ બની ગયો. ત્વરિતગતિથી આશ્રમમાં પહોંચ્યો. ત્યાં બાળવા માટેનાં લાકડાં પડેલાં જોયાં...પાસે જ પંચાગ્નિ તપ તપતા તપસ્વીને જોયો...હજુ પેલા મોટા લાકડાને આગમાં નાંખ્યું ન હતું; આશ્રમના અન્ય તાપસોએ રાજાનું સ્વાગત કર્યું. રાજાએ તુર્ત જ એ તાપસોને પેલું મોટું લાકડું કાળજીપૂર્વક ચીરીને અંદરમાં રહેલા સર્પને બહાર કાઢવા કહ્યું. તાપસો વિસ્મિત થઈ ગયા! તુર્ત એ લાકડાને ચીરવામાં આવ્યું.... એક મોટો સર્પ એમાંથી નિકળ્યો!

આ પ્રસંગની ગંભીર અસર રાજા કુલંકર ઉપર પડી. 'પોતાના પિતામહ સર્પને જો દયાળુ મુનિ ભગવંત ન બતાવત તો શું થાત? મુનીશ્વરનું કેવું અદભુતજ્ઞાન....અને પેલા અજ્ઞાન તપસ્વીનું કેવું અજ્ઞાન કષ્ટ!' રાજાનું મન સંસારના ભોગસુખોથી વિરક્ત બની ગયું. એ અભિનંદન મુનિના સંપર્કમાં આવ્યો ને સંસારનો ત્યાગ કરી સાધુ જીવન સ્વીકારવા તત્પર બન્યો.

શ્રુતિરતિને કુલંકર રાજાનો વૈરાગ્ય થયાનું અને શ્રમણ બનવાનું જાણવા મળ્યું. એણે રાજાને કહ્યું: 'રાજન્, આ ઉંમરમાં ચારિત્ર લેવાનું ન હોય .. વળી આ ધર્મ-આમ્નાય પણ વૈદિક નથી....શા માટે ઉતાવળ કરે છે? તે છતાં ય જો તારે શ્રમણ બનવું જ હોય તો વૃદ્ધાવસ્થામાં બનજે...' શ્રુતિરતિની સલાહે રાજાના ઉત્સાહને તોડી નાંખ્યો. 'શું કરવું હવે?' આ વિચારમાં રાજા ખોવાઈ ગયો....

બીજી બાજુ એક વિષાદપૂર્ણ ઘટના બની હતી. રાજાની રાણી શ્રીદામા નગરના એક રાજમાન્ય પુરોહિત સાથે જાતીય સંબંધમાં આવી હતી. 'રાજા સંસાર ત્યજીને શ્રમણ બને છે.' આ સમાચારથી રાણી અને એનો પ્રેમી પ્રસન્ન થયા હતા. પરંતુ જ્યાં રાજા રોકાઇ ગયો. શ્રીદામાને શંકા પડી: 'રાજા મારો વ્યભિચાર જાણી ગયા!' તેણે એના પ્રેમીને વાત કરી. 'રાજા આપણું પાપ જાણી ગયા લાગે છે. એ આપણને હણશે....માટે જો તું કહે તો હું જ એને....' રાણીએ રાજાને ઝેર આપ્યું અને રાજા મૃત્યુ પામ્યો. થોડા સમય પછી શ્રુતિરતિ પણ મૃત્યુ પામ્યો.

બંને મિત્રો ચિરકાળ ભવમાં ભટકયા.

રાજગૃહમાં કપિલ બ્રાહ્મણને ઘેર સાવિત્રી બ્રાહ્મણીની કુક્ષીએ એ બે મિત્રો જોડલા ભાઇ તરીકે જન્મ્યા. એકનું નામ વિનોદ અને બીજાનું નામ રમણ.

કાળક્રમે બંને તરુણ થયા. રમણ વેદાધ્યયન કરવા માટે દેશાંતર ગયો. કેટલાંક વર્ષો પછી અધ્યયન પૂર્ણ કરી રમણ પાછો રાજગૃહ આવ્યો. પરંતુ ગામના દ્વારે આવ્યો ત્યાં રાત પડી ગઈ હતી એટલે તે ગામમાં ન ગયો. ગામ બહાર એક યક્ષમંદિરમાં સૂઈ ગયો.

રમણનો ભાઈ વિનોદ. વિનોદની પત્નીનું નામ શાખા. શાખા દત્ત નામના બ્રાહ્મણ સાથે જાતીય સંબંધમાં હતી. અવારનવાર તેઓ પૂર્વસંકેત મુજબ આ યક્ષમંદિરમાં આવતાં. આ રાતે પણ પૂર્વસંકેત મુજબ શાખા યક્ષમંદિરમાં આવી....જ્યારે શાખા ઘરની બહાર નીકળી હતી ત્યારે વિનોદ જાગી ગયો હતો અને તલવાર લઇ એની પાછળ થઈ ગયો હતો.

યક્ષમંદિરમાં આવીને શાખાએ રમણને પોતાનો પ્રેમી દત્ત સમજીને જગાડયો! દત્ત તો ત્યાં આવ્યો જ ન હતો. અંધકાર હતો....રમણને કંઈ સમજાયું નહીં....એ શાખાના બાહુપાશમાં જકડાઇ ગયો....ત્યાં જ ધૂંધવાયેલા વિનોદ રમણ ઉપર તલવારનો ઘા કરી દીધો....રમણ મરાયો....પણ
૨૦ રમણની છૂરીથી શાખાએ ત્યાં જ વિનોદની છાતી ચીરી

નાંખી...અને એ કુલટા ત્યાંથી જંગલમાં ભાગી છૂટી. વિનોદ અને રમણ મર્યા...અનેક યોનિમાં જન્મ્યા ને મર્યા...

વિનોદ અનેક ભવો પછી પુનઃ મનુષ્યભવ પામ્યો. શ્રેષ્ઠિપુત્ર તરીકે જન્મ્યો. તેનું નામ 'ધન.' પેલો રમણ.... અનેકભવોમાં ભટકતો ભટકતો શ્રેષ્ઠિપુત્ર ધનના ઘેર જ જન્મ્યો! તેનું નામ 'ભૂષણ' પાડવામાં આવ્યું.

ધન પાસે ધનના ઢગલા હતા. ભૂષણ એકનો એક પુત્ર હતો. ખૂબ લાડકોડમાં ઉછર્યો. પિતાનો પુત્ર ઉપર ખૂબ રાગ અને પુત્રને પિતા ઉપર અત્યંત સ્નેહ. ધનશ્રેષ્ઠિએ પોતાના પુત્ર માટે બત્રીસ શ્રેષ્ઠિકન્યાઓ પસંદ કરી. ભૂષણે ૩૨ કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું.

વિશાળ મહેલની અગાસીમાં પત્નીઓ સાથે ક્રીડા કરતો ભૂષણ ત્યાં જ નિદ્રાધીન થયો હતો. રાત્રીનો ચોથો પ્રહર ચાલી રહ્યો હતો....ત્યાં ભૂષણની નિદ્રા ઊડી ગઈ. દૂર.... પૂર્વદિશામાં મહોત્સવનો આનંદધ્વનિ ઉછળી રહ્યો હતો.... શ્રીધર મહામુનિને કેવળજ્ઞાન થયું હતું, તેનો મહોત્સવ કરવા દેવલોકના દેવો નીચે ઉતરી પડયા હતા. ભૂષણે પોતાની પત્નીઓને જગાડી અને મહામુનિના કેવળજ્ઞાન-મહોત્સવમાં ભાગ લેવા ચાલ્યો...ઉચ્ચ મનોરથો સાથે ઉદ્યાન તરફ જતા ભૂષણને માર્ગમાં જ એક ભયંકર સર્પે ડંખ દીધો....યુવાન ભૂષણ ઢળી પડયો....તેનું પ્રાણપંખેરૂ ઉડી ગયું. સ્ત્રીઓ કરુણ કલ્પાંત કરવા લાગી....નોકરો ધનશ્રેષ્ઠિને બોલાવી લાવ્યા....ધનશ્રેષ્ઠિ તો પુત્રને નિશ્ચેષ્ટ જોઈને છાતી-

ફાટ રૂદન કરતાં પૃથ્વી પર ઢળી પડયા. માંત્રિકો આવ્યા અને તાંત્રિકો આવ્યા....પરંતુ ભૂષણ સજીવન ન જ થઈ શકયો.

જેનું મૃત્યુ સુધર્યું ...મરતાં શુભભાવ રહ્યા....તેની સદ્‌ગતિ થાય. ભૂષણ રત્નપુર નગરમાં અચલ ચક્રવર્તીની રાણી હરિણીની કુક્ષીએ જન્મ્યો. તેનું નામ 'પ્રિયદર્શન' રાખવામાં આવ્યું. પ્રિયદર્શન સહુને પ્રિય થઈ પડયો. પરંતુ પ્રિયદર્શનને આ સંસારના કોઈ વૈભવો પ્રિય ન લાગે! એને તો ધર્મ જ ગમે. જયારે એ યૌવનમાં આવ્યો, એણે ચારિત્ર લેવાની પોતાની ભાવના પિતા સામે વ્યકત કરી. ચક્રવર્તી અચલને પ્રિયદર્શન ઉપર ખૂબ સ્નેહ હતો. તેણે પ્રિયદર્શનને ચારિત્ર તો ન લેવા દીધું પરંતુ ત્રણ હજાર કન્યાઓ સાથે એનું લગ્ન કર્યું! પ્રિયદર્શને લગ્ન તો કર્યું પરંતુ એનો આત્મા જાગ્રત હતો. ૬૪ હજાર વર્ષપર્યંત ગૃહવાસમાં પણ તેણે બાહ્ય-આંતર તપશ્ચર્યા કરી અને સમાધિમૃત્યુને ભેટી એ બ્રહ્મદેવલોકમાં દેવ થયો.

પેલો ધનશ્રેષ્ઠિ (ભૂષણના પિતા) પુત્રના અકાળ-મૃત્યુથી ...વર્ષો સુધી વિલાપ કરતો... મરીને અનેક ભવોમાં ભટકયો...એમ કરતાં તે પોતનપુરનગરમાં બ્રાહ્મણપુત્રનો ભવ પામ્યો...તેનું નામ મૃદુમતિ. મૃદુમતિ યૌવનમાં ઉદ્ધત બન્યો. એના પિતાએ એને ઘેરથી કાઢી મૂકયો. તે દૂર દેશમાં પહોંચી ગયો. સર્વકલાઓમાં નિપુણ બની ગયો! એક નંબરનો ધૂર્ત બન્યો! કેટલાંક વર્ષો પછી પાછો ઘેર આવ્યો.

મૃદુમતિ પોતનપુરનો અજેય જુગારી બની ગયો.

થોડા દિવસોમાં તેણે અઢળક ધન કમાઈ લીધું. પરંતુ જેમ જેમ એ ધન કમાતો ગયો, પોતનપુરની પ્રસિદ્ધ વેશ્યા વસંતસેનાના મોહપાશમાં બંધાતો ગયો. વર્ષો સુધી વસંતસેના સાથે મનમાન્યા ભોગ ભોગવ્યા....એક દિવસ તેનો સૂતેલો આત્મા જાગ્યો....તેને આત્માનો વિચાર આવ્યો.... પરલોકનો વિચાર આવ્યો...સાપ જેમ કાંચળીનો ત્યાગ કરે, મૃદુમતિએ ભોગસુખોનો ત્યાગ કર્યો....એ શ્રમણ બન્યો. શ્રમણજીવનનું પાલન કરી સમાધિમૃત્યુ પામી એ બ્રહ્મદેવ-લોકમાં દેવ થયો.

બ્રહ્મદેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી એ વૈતાઢયપર્વત ઉપર હાથી થયો! હે રામ, એજ તમારો આ ભુવનાલંકાર!

પ્રિયદર્શનનો જીવ બ્રહ્મદેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી તમારા ભાઈ ભરત બન્યો!'

કેવળજ્ઞાની દેશભૂષણ મુનીશ્વરે શ્રીરામની જિજ્ઞાસા સંતોષી....એની પરમ તૃપ્તિ તો ભરતજીને થઈ! પોતાના જન્મજન્માંતરોનો આ ઈતિહાસ સાંભળી ભરતનો વૈરાગી આત્મા ઉછળી પડયો. દેશભુષણ મુનીશ્વવરનાં ચરણોમાં ઢળી પડી ભરતે અશ્રુઓ વહાવ્યાં. 'હે ભગવંત! હવે મારો ઉદ્ધાર કરો...મારે હવે પુનઃ જન્મ નથી લેવો. મારે ભવોમાં નથી ભટકવું....'

શ્રીરામની આંખો ભીની થઈ ગઈ. સીતાજી, વિશલ્યા વગેરેએ બોરબોર જેવડાં આંસુ પાડયાં. શ્રીરામ ભરતને ભેટી પડયા અને ગદ્ગદ્ સ્વરે બોલ્યા:

'વત્સ ભરત! હવે હું તારા માર્ગમાં વિઘ્ન નહીં કરું. તારા વિરાગી આત્માને રાગના બંધનોમાં જકડી દુઃખી નહીં કરું. હું કેવળજ્ઞાની ભગવંતને પ્રાર્થના કરું છું કે તેઓ તારા ચારિત્રમહોત્સવપર્યંત અહીં સ્થિરતા કરે.'

દેશભૂષણ મહામુનિને વિનંતિ કરી શ્રીરામ પરિવાર સાથે રાજમહેલે પધાર્યા. શ્રીરામ ભરતની સાથે સીધા જ અપરાજિતાના મહેલે ગયા. અપરાજિતાના ચરણે નમસ્કાર કરી શ્રીરામે ભરતનો ચારિત્ર લેવાનો નિર્ણય જણાવ્યો. અપરાજિતાએ ભરતના માથે આંસુ વહાવ્યાં....

'વત્સ, તને હું કેવી રીતે ચારિત્રની અનુમતિ આપું? પરંતુ મારા મોહના કારણે તારા આત્માની મુક્તિમાં અંતરાય નહીં કરું....તારું કલ્યાણ થાઓ વત્સ....!' અપરાજિતા રડી પડયાં. શ્રીરામ પણ ત્યાં રૂદનને રોકી શકયા નહીં. ત્યાંજ કૈકયી, સુમિત્રા, સુપ્રભા વગેરે આવી ગયાં. ભરતનો ચારિત્રગ્રહણનો નિર્ણય સહુએ જાણી લીધો હતો અને શ્રીરામની સંમતિ પણ સહુએ જાણી હતી.



# ૯૧ : : ભરત ચારિત્રપંથે

શ્રીરામે મહામંત્રીને બોલાવીને ભરતનો ચારિત્ર-મહોત્સવ ઉજવવાની સૂચનાઓ આપી દીધી હતી. બિભીષણ, સુગ્રીવ, વિરાધ, ભામંડલ, નીલ, રત્નજટી અને હનુમાન આદિને ભરતના ચારિત્ર-મહોત્સવમાં આવવાનાં આમંત્રણો પાઠવી દીધાં હતાં. વનવાસ દરમિયાન સ્નેહી-સ્વજન બનેલા અનેક રાજાઓ અને શ્રેષ્ઠિઓને પણ નિમંત્રણ મોકલવામાં આવ્યાં.

નિશાનો અંધકાર છવાયો હતો....માનવસર્જિત દીપકોનો પ્રકાશ પથરાયો હતો. જેમ અયોધ્યાની પ્રજા આજે જલ્દી નિદ્રાધીન થતી ન હતી તેમ અયોધ્યાનો રાજપરિવાર પણ રાત્રીના બીજા પ્રહર સુધી જાગતો હતો.

રાજમાતા કૈકયીના મહેલમાં રત્નદીપકોનો પ્રકાશ પથરાયેલો હતો. કૈકયી પલંગ પર બેઠી હતી. સામે જ એક

સિંહાસન પર અયોધ્યાપતિ રાજા ભરત બેઠા હતા. માતા-પુત્રનો વાર્તાલાપ એક બહુરથી ચાલી રહ્યો હતો. શ્રીરામ અને અપરાજિતાની અનુજ્ઞા મેળવ્યા પછી ભરતજીને માતાની આજ્ઞા મેળવવી અનિવાર્ય હતી. કૈકયીના મુખ ઉપર વિષાદ અને આનંદની મિશ્ર લાગણીઓ ઉપસી આવતી હતી....તે ભરતની વાતો સ્વસ્થતાથી, ગંભીરતાથી... સાંભળતી હતી. ભરત પ્રત્યેના અપાર વાત્સલ્યતાથી તે કયારેક વિહ્વળતા પણ અનુભવતી હતી.

'ભરત, તું ચારિત્ર લઇશ તો હું પણ ચારિત્ર લઈશ....' કૈકયીએ કોઇ ન કલ્પી શકે તેવી જાહેરાત કરી. કૈકયી પલંગ ઉપર ટટાર બેસી, ગંભીર સ્વરમાં બોલી.

'તું ચારિત્ર લઇશ ? સત્ય ?' ભરત સિંહાસન પરથી ઊભા થઈ માતાની સામે આવી ઊભા. એમના મુખ પર વિસ્મય અને આનંદની મિશ્ર લાગણીઓ ઉપસી આવી હતી.

'હા, ભરત, હું સાચે જ ચારિત્ર લઈશ....તું જ કહે, તું ચારિત્ર લે પછી મારા જીવનમાં શું રહે છે? તને મેં ત્યારે....' જયારે તારા પૂજ્ય પિતાની સાથે તું ચારિત્ર લેવા તૈયાર થયો હતો....મેં શા માટે રોકી રાખ્યો હતો ? તારા વિના આ મહેલો મારે મન સ્મશાન જ છે. તારા વિના હવે મારે સંસારને શું કરવો છે ? હું તારી સાથે જ ચારિત્ર લઇશ....સર્વ બંધનો બાહ્ય-આંતર સર્વ બંધનોથી મુક્ત બની અવ્યય-પદને પ્રાપ્ત કરીશ....'

ભરત કૈકયીનો નિર્ણય...એ નિર્ણયની પાછળનાં કારણો અને નિર્ણય પછીના જીવનના સંકલ્પને સાંભળી રહ્યા હતા. કૈકયી પલંગથી નીચે ઉતરી મહેલના ઝરૂખામાં

જઈ ઊભી રહી. ભરત કૈકયીની પાછળ જઇને માતાની બાજુમાં ઊભા રહ્યા....આકાશ સ્વચ્છ હતું. અસંખ્ય તારાઓ ટમટમી રહ્યા હતા. કૈકયીએ ભરત સામે જોયું.

'તારા પિતાજી....આ અનંત આકાશની ક્ષિતિજો ઓળંગી....સાત રાજલોક ઉપર સિદ્ધશિલા પર પહોંચી ગયા....ન હવે એમને જન્મ-મરણના ક્લેશ કે ન આધિ-વ્યાધિ કે ઉપાધિ! એમનો આત્મા પરમજ્યોતિમાં જ્યોતિર્મય બની ગયો. આજ પરમ ધ્યેય છે. અંતિમ લક્ષ છે....'

'વત્સ....' ભરતના મસ્તકે હાથ મૂકી કૈકયી બોલી:

'હું જાણું છું કે મેં તને સંસારમાં જકડી રાખીને તારા આત્માને દુઃખી કર્યો છે....મેં મારા મોહથી તને રોકયો હતો. જો એ વખતે મારો આત્મા જાગી ગયો હોત તો તારા માર્ગમાં તો વિઘ્ન ન કરત. બલ્કે હું પોતે જ તારા પિતા અને તારી સાથે ચારિત્ર લેવા તત્પર બની ગઈ હોત....પરંતુ એ દુર્ભાગ્ય હતું....

હું એ પણ સમજુ છું કે શ્રીરામ વનવાસમાં ગયા ... તું રાજા બન્યો....પણ ત્યારથી અત્યાર સુધી તારા મનમાં મારા પ્રત્યે ઉદાસીનતા રહી છે....તેં એક આદર્શ પુત્ર તરીકે મારો વિનય કર્યો છે, મારી આજ્ઞાઓ માની છે, પરંતુ તારું હૃદય કયારેય....ખેર, હવે તું પ્રસન્ન થા. તારાં બંધનો તોડ....તારા નિમિત્તે મારા પણ બંધનો તૂટી જશે...એટલું જ નહીં અયોધ્યાની પ્રજા પણ મારા આ નિર્ણયને જાણશે ત્યારે....! મારું કલંક ધોવાઇ જશે. શ્રીરામના વનવાસમાં ખરેખર તો હું જ નિમિત્ત બની હતી. ને ! એથી પ્રજાને કેવું ઘોર દુઃખ થયું હતું !'

કૈકયીનું મનોમંથન ચાલતું જ રહ્યું. ત્રીજો પ્રહર ચાલી રહ્યો હતો.... પરંતુ નિદ્રા આજે કૈકયીના આવાસમાં પ્રવેશી જ ન હતી. ભરત કૈકયીના મંથનને સાંભળતા જ રહ્યા. તેમના મનને હર્ષ થયો. માતા પણ ચારિત્રનો માર્ગ લઈ આત્મશ્રેય સાધે, એથી પુત્રને.... વૈરાગી પુત્રને કેમ હર્ષ ન થાય ?

'માતા, તેં ચારિત્ર લેવાનો નિર્ણય કર્યો તેથી મને આહ્લાદ થયો છે. તારો નિર્ણય ઉચિત છે. મને તારા પ્રત્યે સ્નેહ છે, શ્રદ્ધા છે.... તારા આ નિર્ણયથી કાલે અયોધ્યામાં આશ્ચર્ય સાથે તારા ઉપર અભિનંદનોની વર્ષા થશે.'

ભરતે માતાના ચરણે નમસ્કાર કર્યા અને પોતાના મહેલમાં ગયા. કૈકયી ત્રીજા પ્રહરના અંતે નિદ્રાધીન થઈ.

અયોધ્યાની આણા સ્વીકારેલા રાજાઓ, મિત્ર રાજાઓ અને સ્નેહીજનો.... જેમને જેમને ભરતના ચારિત્ર–સ્વીકારની વાત જાણવા મળી, અયોધ્યા આવવા રવાના થઈ ગયા. રાજાઓના રથો... હાથી... ઘોડા અયોધ્યામાં આવી પહોંચ્યા. અનેક શ્રેષ્ઠિઓ અને સાર્થવાહો પણ આવી લાગ્યા. અયોધ્યાનાં સેંકડો જિનમંદિરોમાં ઉત્સવ મંડાયા હતા. મહારાજા ભરત સવારથી સંધ્યા સુધી ગરીબો, અનાથોને દાન આપતા હતા. અયોધ્યાના રાજમાર્ગો શણગારવામાં આવ્યા હતા.

માતા કૈકયીનો નિર્ણય બીજા જ દિવસે ભરતે શ્રીરામને
૨૧ જણાવ્યો. શ્રીરામ સ્તબ્ધ થઈ ગયા.

'શું કહે છે ભરત ! માતા કૈકયી પણ ચારિત્ર લેશે ?'

'સત્ય છે આર્યપુત્ર, માતાનો દૃઢ નિર્ણય છે.'

શ્રીરામ શીઘ્ર કૈકયીના મહેલે પહોંચ્યા. કૈકયીના ચરણે નમસ્કાર કરી સિંહાસન પર બેઠા. 'માતા, ભરતે મને કહ્યું કે તું પણ ચારિત્ર લેવાનો નિર્ણય કરી બેઠી છે....!' શ્રીરામે કૈકયીને સીધો જ પ્રશ્ન પૂછયો. કૈકેયીના મુખ પર સ્મિત ફરકી ગયું. તેણે શ્રીરામ સામે જોયું અને કહ્યું : 'વત્સ, ભરતે કહી તે વાત સાચી છે....મેં ચારિત્ર સ્વીકારવાનો નિર્ણય કર્યો છે. રાત્રે જ મેં ભરતને મારા હૃદયગત ભાવો જણાવ્યા.'

'આમ અચાનક નિર્ણય કરવાનું...'

'વત્સ, આ નિર્ણય મેં અચાનક નથી કર્યો... જાહેર અવશ્ય અચાનક કર્યો છે....બાકી મારૂં મન તો એ નિર્ણય કરી જ બેઠું હતું કે ભરત સંસારત્યાગ કરે એની સાથે મારે પણ સંસારત્યાગ કરવો....સાચે જ હવે મને આ સંસારનાં સુખોની કોઈ જ સ્પૃહા નથી રહી.. કોઈ રાગ નથી રહ્યો કે કોઈ કામના નથી રહી....તારા પિતાજીના માર્ગે જ જવામાં મારા અને ભરતના આત્માનું શ્રેય છે...'

શ્રીરામ કૈકયીનાં ઉપશમ-રસનીતરતાં વચનો સાંભળે છે....તેમની આંખો આંસુ-ભીની થઇ ગઇ છે....'કૈકયી ચારિત્ર લેશે... ભરત ચારિત્ર લેશે...' શ્રીરામને સ્નેહીનો વિરહ પીડા આપી રહ્યો. રામની આંખમાં આંસુ જોઇ કૈકયીએ પોતાના પાલવથી રામની આંખો લૂછી નાખી. રામના માથે વાત્સલ્યપૂર્ણ હાથ ફેરવતી કૈકયી બોલી :

'વત્સ, તારી માતૃભક્તિએ વિશ્વને એક મહાન આદર્શ આપ્યો છે. સાચું કહું તો મેં તને કંઇ સુખ આપ્યું

નથી....અરે, દુઃખ જ આપ્યું છે...કષ્ટ આપ્યું છે....'

'નહીં....નહીં....માતા, એમ ન બોલ મારી કલ્પનામાં પણ નથી કે તેં મને દુઃખ આપ્યું હોય...તું એવું ન બોલીશ.'

'એ જ તારી અદ્દભુત માતૃભક્તિ છે. તેં તારા સુખ-દુઃખની ક્યારેય પરવા નથી કરી. તારા સ્વાર્થને ક્યારેય જોયો નથી....વત્સ, તારૂં કલ્યાણ હો, તારૂં મંગલ હો,'

શ્રીરામે કૈકયીનાં ચરણોમાં નમસ્કાર કર્યાં અને ત્યાંથી પોતાના મહેલમાં આવ્યા. શ્રીરામના મુખ પર ગંભીરતા અને અવ્યક્ત વેદના હતી. માતા અને ભાઇના સંસારત્યાગના નિર્ણયે શ્રીરામને વિહ્‌વળ કર્યા હતા. સીતાજીનું મન પણ વિક્ષુબ્ધ હતું. દેવર ભરત પર સીતાજીને વાત્સલ્ય હતું. સીતાજીએ શ્રીરામનું સ્વાગત કર્યું પરંતુ ખિન્ન વદને. ન કંઈ શ્રીરામ બોલ્યા કે ન કંઇ સીતાજી બોલ્યાં. મૌન રીતે ભોજન કર્યું. વિશ્રામ લીધો ન લીધો અને શ્રીરામ માતા અપરાજિતા પાસે પહોંચ્યા. અપરાજિતાને કૈકયીના નિર્ણયની જાણ થઈ જ ગઈ હતી. તેઓ કૈકયી પાસે જઈ આવ્યાં હતાં. કૈકયીનો નિર્ણય પાકો હતો. નગરમાં પણ વાત વહેતી થઈ ગઈ હતી.

'વત્સ, હું હમણાં જ કૈકયી પાસેથી આવું છું. એણે સંસારત્યાગનો નિર્ણય લઇ જ લીધો છે. ધન્ય છે એના સત્વને.'

'માતા, તું, જો જે આવો કોઈ નિર્ણય લેતી. મારૂં હૃદય સ્નેહીના વિરહથી વ્યથિત થાય છે. સાચું કહું ?'

વનવાસમાં જતાં ભરત અને કૈકયીનો વિરહ જેટલો મને વ્યથિત નહોતો કરી શક્યો, એનાથી આજે હું કેટલો બધો વ્યથિત છું ? મને સ્વસ્થતા નથી.'

'જે માર્ગ માતા-પુત્ર લઈ રહ્યાં છે તે માર્ગ મહાન છે રામ ! અપૂર્વ સત્વ વિના એ માર્ગે જવાય એવું નથી. તારા પિતાજીએ ચારિત્રમાર્ગનો સ્વીકાર કરીને આપણા સહુ માટે એ માર્ગ આદર્શરૂપે સ્થાપ્યો છે. એ માર્ગે જ આત્માનું કલ્યાણ છે. સંસારમાં શું છે ? સંસારના સુખો ક્ષણિક છે. દુઃખદાયી છે. ભગવાન મુનિસુવ્રત સ્વામીએ ચીંધેલો મોક્ષમાર્ગ જ પરમ સુખનો માર્ગ છે. કૈકયી અને ભરત સાચે ભવ્ય પુરૂષાર્થ કર્યો છે.'

શ્રીરામ અપરાજિતાની સામે અનિમેષ દૃષ્ટિએ જોઈ રહ્યા હતા. અપરાજિતાની જ્ઞાનપૂર્ણ મધુરવાણી સાંભળી રહ્યાં હતા, શ્રીરામ કંઇ જ બોલ્યા નહીં. મૌન રીતે માતાની વાતોનો સ્વીકાર કરી લીધો. ત્યાં સુમિત્રાએ પ્રવેશ કર્યો અને અપરાજિતા તથા રામ તરફ જોઈ બોલ્યાં :

'એક નવા સમાચાર આપું ?' કૌશલ્યા પાસે બેસતાં સુમિત્રાએ કહ્યું.

'શું ?' કૌશલ્યાએ ઉત્સુકતાથી પૂછ્યું. રામે સુમિત્રા સામે જોયું.

'અયોધ્યાના મિત્રરાજાઓ અને આજ્ઞાંકિત રાજાઓ ભરત પાસે ગયા હતા. ભરતે તેમની સાથે કેવી વાતો કરી તે તો જાણી શકી નથી પરંતુ એ એક હજાર રાજાઓએ પણ ભરતની સાથે જ ચારિત્ર લેવાનો નિર્ણય કર્યો છે !

'તું શું કહે છે સુમિત્રા ? કોણે કહ્યું તને ?' અપરાજિતા ઉભાં થઈ ગયાં, સુમિત્રાનો હાથ પકડી લઈ ખૂબ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'મને લક્ષ્મણે હમણાં જ કહ્યું !'

'તો તો સાચું ! ક્યાં છે લક્ષ્મણ ?'

'એ તો....વિશ્રામગૃહમાં જઇને આંખો બંધ કરીને પડ્યો છે. ને મને કહે; આ બધાને શું થઇ ગયું છે ? કેમ આ બધા ચારિત્ર લે છે ? જેમને જેમાં સુખ લાગ્યું તે ખરૂં !'

'સાચી વાત છે લક્ષ્મણની. જેમને આ સંસારમાં સુખ ન દેખાય તે શા માટે સંસારમાં રહે ? આપણને સંસારમાં સુખ દેખાય છે ને...? પણ આશ્ચર્ય કહેવાય કે એક હજાર રાજાઓ પણ ભરતની સાથે જ ચારિત્ર લે છે !'

શ્રીરામ બોલ્યા: 'સાચી વાત છે ભરત પ્રત્યેના સ્નેહની. એ રાજાઓ સાથે ભરતે જે સ્નેહપૂર્ણ સંબંધો રાખેલા છે, જે નિઃસ્પૃહતાપૂર્વક પ્રજાનું પાલન કર્યું છે, તેનો આ પ્રભાવ છે. વળી પૂર્વભવોના પણ સ્નેહ-સંબંધો કામ કરે છે ને !'

રાજમાતા કૈકયી, અયોધ્યાપતિ ભરત અને બીજા એક હજાર રાજાઓના સંસારત્યાગની ઘોષણાએ માત્ર અયોધ્યામાં જ નહીં, સારા ભારતવર્ષમાં પડઘો પાડી દીધો. લાખો સ્ત્રી પુરૂષો અયોધ્યામાં આવી પહોંચ્યા. બિભીષણ સુગ્રીવ, હનુમાન, નલ-નીલ વગેરે પણ અયોધ્યામાં આવી પહોંચ્યા. અયોધ્યાની ગલી–ગલીમાં અને માનવોની જીભે–જીભે ત્યાગ, વૈરાગ્ય અને ચારિત્રની પ્રશંસાઓ, ચારિત્ર લેનારનાં ગુણગાન અને

અયોધ્યાના રાજપરિવારની વિશેષતાઓ ગવાઈ રહી હતી. પ્રભુભક્તિના મહોત્સવ, ગરીબોને દાન અને સાધર્મિકોની ભક્તિ..અયોધ્યાની પ્રજા માટે અને લાખો મહેમાનો માટે ભોજનગૃહો ખુલી ગયાં હતાં. ધર્મરંગની જાણે હોળી ખેલાઈ રહી હોય તેવું વિરલ વાતાવરણ અયોધ્યામાં જામી ગયું હતું.

મહામુનીશ્વર દેશભૂષણજી અયોધ્યાના ઉદ્યાનમાં બિરાજયા હતા. અયોધ્યાપતિના ચારિત્ર મહોત્સવમાં તેઓ મહાન આકર્ષણ હતા. ભરતજી વારંવાર ગુરુચરણોમાં જઈ જ્ઞાન-તૃપ્તિ પ્રાપ્ત કરતા હતા.

ચારિત્ર સ્વીકારનો દિવસ આવી ગયો.

કૈકયી, ભરત અને હજાર રાજાઓના રથ શણગારાઈ ગયા.

ભરત શ્રીરામના બાહુપાશમાં જકડાઈ ગયા હતા. રામની આંખો ચોધાર આંસુ વહાવતી ભરતના મસ્તકને ભીંજવી રહી હતી. બાજુમાં સીતાજી હાથમાં રત્નજડિત થાળામાં કુમકુમ અને શ્રીફળ લઈ ઊભાં હતાં. આંખોમાંથી બોરબોર જેવડાં આંસુ પાડતાં અને ડૂસકાં લેતાં વિશલ્યાના ખભે માથું ઢાળી દેતાં હતાં.

અચાનક ભરતને કોઇ સ્મૃતિ થઇ આવી. તેમના મુખ પર ચમક આવી, શ્રીરામને કહ્યું : આર્યપુત્ર, ભુવનાલંકારને મળીને આવું !' શ્રીરામ સાથે ભરત સહિત શાળામાં આવ્યા. ભુવનાલંકારે ભરતજીને જોતાં જ સૂંઢ ઉંચી કરી ! એને પણ પૂર્વભવનું સ્મરણ થઈ ગયું હતું. ભરતજીએ કહ્યું :

'ભુવનાલંકાર, આજે હું વૈરાગ્યના માર્ગે જઇશ.... કર્મોનાં બંધનો તોડી....પરમપદ પામીશ...તું પણ....અરે, તું ચારિત્ર ન લઇ શકે પરંતુ તપ કરી શકે, ત્યાગ કરી શકે....' ભુવનાલંકારે મસ્તક ઝુકાવી, સૂંઢ હલાવી ભરતજીની વાતનો સ્વીકાર કર્યો, ભરતજીએ ભુવનાલંકારના મસ્તકે હાથ મૂકયો.

શ્રીરામ સાથે ભરતજી મહેલમાં આવ્યા. સીતાજીએ ભરતજીને તિલક કર્યું અને ભરતજી મહેલની બહાર આવ્યા. લાખો પ્રજાજનોએ 'મહારાજા ભરતની જય હો! રાજર્ષિની જય હો!' ની ગગનભેદી જય પોકારી. ભરતની પાછળ કૈકયી બહાર આવી. પ્રજાજનોએ કૈકયીને જયધ્વનિથી વધાવી લીધી. ભવ્ય વરઘોડો ચઢયો.

ઉદ્યાનમાં વરઘોડો ઉતર્યો.

મુનીશ્વર દેશભૂષણજીએ કૈકયી, ભરત અને હજાર રાજાઓને ચારિત્ર આપ્યું.

મુનીશ્વરે દેશના આપી અને પર્ષદા પૂર્ણ થઈ.

શ્રીરામે પરિવાર સાથે રાજર્ષિઓને વંદન કરી અને નગરમાં પાછા આવ્યા. મુનીશ્વરે ત્યાંથી વિહાર કર્યો.

ભરતજીએ ચારિત્રનું પાલન કર્યું. કર્મોનો ક્ષય કર્યો અને મોક્ષે ગયા. કૈકયી પણ મોક્ષે ગઈ. રાજાઓએ પણ સદ્દગતિ અને પરમગતિ પ્રાપ્ત કરી. ભુવનાલંકારે અંતે અનશન કર્યું. અને પાંચમા દેવલોકે દેવ થયો.

શ્રીરામના મહેલનો સભાખંડ ખીચોખીચ ભરાયો છે. શ્રીરામની પાસે જ એકબાજુ લક્ષ્મણજી અને શત્રુઘ્ન બેઠા છે. બીજીબાજુ બિભીષણ, સુગ્રીવ, હનુમાન આદિ સિંહાસનો પર આરૂઢ થયા છે. ભામંડલ આદિ રાજાઓ પણ પોત-પોતાના આસને બિરાજમાન થયા છે. વિદ્યાધર રાજાઓ જે દીક્ષા–મહોત્સવમાં આવેલા, તેઓ પણ સભાખંડમાં શોભતા હતા. અયોધ્યાનો મંત્રીવર્ગ, મહાજન આદિ પણ ઉપસ્થિત હતા. સહુએ શ્રીરામને પ્રાર્થના કરી કે ભરતે દીક્ષા લીધી હોવાથી અયોધ્યાના ખાલી પડેલા સિંહાસને શ્રીરામ આરુઢ થાય. શ્રીરામે કહ્યું :

'આ લક્ષ્મણ વાસુદેવ છે, રાજસિંહાસને એનો અભિષેક કરો.' સહુએ શ્રીરામનો આદેશ સ્વીકાર્યો અને શીઘ્રાતિશીઘ્ર ભવ્ય રાજ્યાભિષેકની તૈયારીઓ પ્રારંભી દીધી. સાથે સાથે શ્રીરામનો **'બલદેવ'** તરીકે અભિષેક કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. શુભ દિવસે ને શુભ મુહૂર્તે....

શ્રી લક્ષ્મણજીને ભરતક્ષેત્રના **'વાસુદેવ'** તરીકે હજારો

રાજાઓએ અને લાખો પ્રજાજનોએ રાજ્યાભિષેક કર્યો. શ્રીરામનો 'બલદેવ' તરીકે અભિષેક કરવામાં આવ્યો.

ભરતક્ષેત્રના આ આઠમા બલદેવ-વાસુદેવ હતા.

બીજા દિવસે શ્રીરામ-લક્ષ્મણના સાન્નિધ્યમાં વિશાળ સભાનું આયોજન થયું. શ્રીરામે હિતકારી રાજનીતિ જાહેર કરી... પ્રજાએ એ રાજનીતિને આદર્શ રાજનીતિ તરીકે સ્વીકારી, સાથે જ ભિન્ન ભિન્ન રાજ્યોની વહેંચણી પણ કરી દીધી. રાક્ષસદ્વીપના અધિપતિ બિભીષણ જાહેર થયા.

વાનરદ્વીપના રાજા સુગ્રીવ ઘોષિત થયા.

વિરાધને પાતાલલંકાનું રાજ્ય, નીલને ઋક્ષપુરનું રાજ્ય, હનુમાનને શ્રીપુરનું રાજ્ય, પ્રતિસૂર્યને હનુપુરનું રાજ્ય, રત્નજટીને દેવોપગીતનગરનું રાજ્ય અને ભામંડલને વૈતાઢ્ય પર્વત ઉપરના રથનુપુરનગરનું રાજ્ય આપવામાં આવ્યું. બીજાં રાજ્ય પણ બીજા સુયોગ્ય વીરપુરૂષોને આપવામાં આવ્યાં. શ્રીરામે પાસે બેઠેલાં શત્રુઘ્ન સામે જોયું. સ્નેહ અને વાત્સલ્યથી છલકતી વાણીમાં શ્રીરામ બોલ્યા :

'વત્સ શત્રુઘ્ન!' શત્રુઘ્ન સિંહાસનેથી ઉભા થઈ શ્રીરામને પ્રણામ કરી, પાસે આવીને ઊભા. શ્રીરામ શત્રુઘ્નના માથે હાથ ફેરવતા બોલ્યા :

'શત્રુઘ્ન તને કયો દેશ-પ્રદેશ ગમે છે? કહે, તું માગે તે દેશ-પ્રદેશ તને આપું!'

શત્રુઘ્ન વિચારમાં પડી ગયા... શ્રીરામે પુનઃ પૂછ્યું :

'કેમ? બોલ, તને કયો દેશ આપું?'

શત્રુઘ્ન બોલ્યા : 'મથુરાનું રાજ્ય.'

'મથુરા ? શત્રુઘ્ન મથુરા દુઃસાધ્યા છે, એ તું જાણે છે ? મથુરાના રાજા મધુ પાસે 'શૂળ' નામનું અસ્ત્ર છે. પૂર્વભવના એના મિત્ર ચમરેન્દ્રે એને આપેલું છે. એ અસ્ત્રની ખૂબી એ છે કે એ શત્રુસૈન્ય તરફ 'શૂળ' ફેંકે છે તે શત્રુસૈન્યનો સંહાર કરીને જ પાછું આવે છે !' શ્રીરામે લક્ષ્મણજી સામે જોયું. લક્ષ્મણજી ગંભીરતાથી વિચારી રહ્યા હતા.

મધુ રાજ્યાભિષેક-મહોત્સવમાં પણ આવ્યો ન હતો. અયોધ્યાની આણા સ્વીકારવા તૈયાર ન હતો. શ્રીરામની ઈચ્છા મધુને છંછેડવાની ન હતી; પરંતુ શત્રુઘ્ને મથુરાના રાજ્યની ઈચ્છા વ્યકત કરી ત્યારે શ્રીરામ ગંભીર વિચારમાં પડી ગયા. શત્રુઘ્ન બોલ્યા : 'હે આર્યપુત્ર, હું કોનો ભ્રાતા છું ? જેમણે રાક્ષસદ્વીપ પર વિજય મેળવ્યો છે અને લંકાપતિ જેવાને રણમાં રોળ્યો છે એવા શ્રીરામ-લક્ષ્મણનો હું ભ્રાતા છું....યુદ્ધમાં શત્રુની કોણ રક્ષા કરનાર છે ? આપ કૃપા કરીને મને-મથુરાનું રાજ્ય આપો. હું મધુનો પ્રતિકાર કરીશ.'

શત્રુઘ્નનો અતિ આગ્રહ જોઇને શ્રીરામે એને મધુ સાથે યુદ્ધ કરવાની સંમતિ આપી. સાથે જ એને યુદ્ધનીતિ પણ સમજાવી; અપરાજિત એવાં ધનુષ્ય-બાણ આપ્યાં અને યુદ્ધ વિશારદ સેનાપતિ કૃતાન્તવદનની સહાય આપી.

શત્રુઘ્ને લક્ષ્મણજીના ચરણે પ્રણામ કરી આશીર્વાદ

માગ્યા. લક્ષ્મણજીએ એને 'શીલીમુખ' 'અગ્નિમુખ' અને 'અર્ણવાવર્ત' નામનાં ધનુષ્ય-બાણ આપ્યાં અને આશીર્વાદ આપતાં કહ્યું : 'વત્સ, તું વિજયી બનજે.'

રાજસભાનું વિસર્જન થયા પછી શત્રુઘ્ન માતાઓ પાસે ગયા. માતાઓએ શત્રુઘ્નને આશીર્વાદ આપ્યા. શત્રુઘ્ન મથુરા-વિજય કરવા થનગની ઉઠયા. એમના જીવનનું આ પ્રથમ મહાયુદ્ધ હતું. મધુ જેવા સમર્થ રાજા સામે સંગ્રામ ખેલવાનો હતો.

યુદ્ધની પૂર્વ તૈયારીઓ સંપૂર્ણ થઈ. સેનાપતિ કૃતાન્ત-વદને શત્રુઘ્ન સાથે બેસીને યુદ્ધની સમગ્ર વ્યૂહરચના ઘડી. યુદ્ધપ્રયાણનો મંગલ દિવસ પણ નક્કી થયો. આ બધું એટલું ઝડપી અને ગુપ્ત થયું કે મથુરાને જરા પણ ગંધ ન આવી,

મંગલ મુહુર્તે શત્રુઘ્ને અયોધ્યાથી પ્રયાણ કર્યું. નિરંતર પ્રયાણ કરતા તેઓ મથુરા પાસે વહેતી નદીના કિનારે પહોંચી ગયા, કિનારે જ સૈન્યની છાવણી નાંખી. ગુપ્તચરો તો કયારના ય મથુરામાં પહોંચી ગયા હતા અને ગુપ્ત માહિતી મેળવી રહ્યા હતા.

રાત્રિનો સમય હતો. ગુપ્તચરોએ આવીને શત્રુઘ્નને સમાચાર આપ્યા.

'મહારાજા, મથુરાની પૂર્વદિશામાં કુબેર-ઉદ્યાન આવેલું છે. મધુ એની રાણી જયંતીની સાથે આજે ઉદ્યાનમાં ગયો છે. અત્યારે અમે કુબેર-ઉદ્યાનમાંથી જ આવ્યા છીએ. મધુ જયંતીની સાથે ક્રીડાસક્ત છે.;

'એનું પેલું 'શૂળ' એની સાથે છે ?'

'ના જી, શૂળ અસ્ત્રાગારમાં મૂકીને જ ઉદ્યાનક્રીડા કરવા ગયો છે.'

'ઘણું સુંદર ! આજની રાત જ નિર્ણાયક બની જશે.' ગુપ્તચરોને વિદાય કરી શત્રુઘ્ને તુર્ત કૃતાન્તવદન સેનાપતિને બોલાવ્યો.

'સેનાપતિજી, અત્યારે જ સૈન્યને ખૂબ જ ગુપ્તતાથી મથુરામાં પ્રવેશ કરવાની આજ્ઞા આપો અને પૂર્વદિશાના દ્વારે અપૂર્વ વ્યૂહરચના કરો. ત્યાં આજે પહેલું ને છેલ્લું યુદ્ધ ખેલી લેવાનું છે.'

શત્રુઘ્ન છદ્મ-યુદ્ધ કરી લેવા ચાહતો હતો. જ્યારે મધુ પાસે 'શૂળ' ન હોય તે સમયે જ તે મધુને પરાજિત કરી શકે એમ હતો. સૈન્ય નદી પાર કરીને સામે કિનારે પહોંચવા લાગ્યું. પશ્ચાદ્ભૂમિમાં કૃતાન્તવદનને રાખી શત્રુઘ્ન સ્વયં સૈન્યનું નેતૃત્વ કરી નગરના પૂર્વદ્વારે પહોંચી ગયા. નગરના પ્રવેશ દ્વારે જ યુદ્ધ આપવું હતું. દ્વારપાલોને જીવતા જ પકડી લેવામાં આવ્યા. નગરની શાંતિમાં જરાય વિઘ્ન કર્યા વિના અયોધ્યાના સૈનિકો મધુની રાહ જોવા લાગ્યા. રાત્રિનો બીજો પ્રહર પૂર્ણ થવા આવ્યો હતો. ગુપ્તચરોના કથનાનુસાર મધુ બીજા પ્રહરના અંતે નગરમાં પાછો વળવાનો હતો.

અલ્પ સમયમાં જ ઉદ્યાન માર્ગે થોડા જ ઘોડેસ્વારો સાથે એક ભવ્યરથ દેખાવા લાગ્યો. રાત્રિની નિરવ શાંતિમાં રથના ચક્રો સાથે જોડાયેલી ઘુઘરીઓના ઘમકાર મધુના આગમનની સ્પષ્ટ સૂચના આપતો હતો. માર્ગની બન્ને બાજુ અયોધ્યાના સૈનિકો વૃક્ષોની આડમાં છુપાયેલા હતા.

મધુની સ્વારીના અગ્રે મધુનો પુત્ર લવણ હતો. લવણે તાજો જ યૌવન-પ્રવેશ કરેલો હતો. તે સાહસભર્યો વીર યુવાન હતો, શસ્ત્રસજ્જ બનેલો લવણ ઘોડેસ્વાર હતો. એની પાછળ બીજા ચાર ઘોડેસ્વાર હતા અને પછી મધુનો રથ હતો. આવા છદ્મ-યુદ્ધની કલ્પના જ ન હતી! એ તો મહારાણી જયંતિ સાથે આનંદ-પ્રમોદ કરતો આવી રહ્યો હતો. જ્યાં લવણે પ્રવેશદ્વારમાં પ્રવેશ કર્યો, શત્રુઘ્ને એને પડકાર્યો. સૈનિકોએ મધુના રસાલાને ઘેરી લીધો. કૃતાન્તવદને રથની પાછળના બે ઘોડેસ્વારોને યમલોકે પહોંચાડયા; શત્રુઘ્ને લવણને યમલોકે પહોંચાડયો.

મધુ આ અચાનક આવી પડેલ આપત્તિથી સ્તબ્ધ થઈ ગયો....પરંતુ બીજી જ ક્ષણે જ્યાં લવણ-વધ જોયો.... એ રથની બહાર કૂદી પડયો. તેણે ધનુષ્યનો ટંકાર કરી શત્રુઘ્નને યુદ્ધ માટે લલકાર્યો.

બંને પરાક્રમી અને વીર છે બંનેને જ લડી લેવાનુ છે. સૈન્ય ઊભુ જ રહ્યું. શત્રુઘ્ન અને મધુ પોતપોતાનાં શસ્ત્ર અને અસ્ત્ર અજમાવે છે. બીજાનાં અસ્ત્રને તોડે છે. બંને વચ્ચે એક પ્રહરપર્યંત તુમુલ યુદ્ધ જામ્યું. કોઈ કોઈને મચક આપતું નથી.

શત્રુઘ્ને સમુદ્રાવર્ત ધનુષ્યને યાદ કર્યું....દેવોથી અધિષ્ઠિત ધનુષ્ય એના હાથમાં આવી ગયું. 'અગ્નિમુખ' અને 'શિલીમુખ' તીરોને યાદ કરતાં એ તીરો પણ હાજર થઈ ગયાં.

શત્રુઘ્ને સમુદ્રાવર્ત ધનુષ્યનો ટંકાર કર્યો....મથુરાની

પ્રજા સફાળી જાગી પડી....ધનુષ્ય પર 'અગ્નિમુખ' તીર ચઢાવી મધુ તરફ છોડયું....મધુ વિંધાયો....એનો વજ્ર જેવો દેહ જમીન પર તૂટી પડયો....

રાણી જયંતી રથમાંથી કૂદી પડી અને મધુના ઘાયલ દેહને વળગી પડી ચોધાર આંસુએ રડવા લાગી. કૃતાન્તવદન સેનાપતિએ સૈનિકો સાથે રાણીને રક્ષણ આપ્યું. મૃત્યુના આરે ઉભેલો મધુ મનમાં વિચારે છે :

'અસ્ત્રશાળમાંથી 'શૂળ' મારી પાસે આવ્યું નહીં... હું શત્રુઘ્નને મારી ન શકયો....ન આ શત્રુ પર હું વિજય મેળવી શકયો, ન આંતરશત્રુઓ પર વિજય મેળવી શકયો....'

મધુ આત્મચિંતન તરફ વળ્યો શત્રુઘ્ન પરની વૈર-બુદ્ધિ ટળી ગઇ....એ વિચારવા લાગ્યો; મેં આ જીવનમાં જિનેન્દ્રને ન પૂજ્યા....જિનચૈત્યોનું નિર્માણ ન કર્યું ... જિન અણગારની ભક્તિ ન કરી....મારો જન્મ વિફળ ગયો....અરિહંત...અરિહંત.'

એનો કંઠ શોષવા લાગ્યો....એક સૈનિક પાણી લઈ આવ્યો....એના હોઠને ભીના કર્યા. એણે જલપાન કરવાની ના પાડી....એણે આત્મસાક્ષીએ ચારિત્ર સ્વીકાર્યું સર્વ જીવોને ખમાવ્યા અને શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યાન આરંભ્યું. પરમેષ્ઠિ-ધ્યાનમાં જ એનો આત્મા આ નશ્વરદેહને છોડી ગયો. દેવલોકનો વાસી બન્યો ત્રીજા દેવલોકમાં એ મહાન રુદ્ધિમાન દેવ થયો.

રાણી જયંતીના કલ્પાંતની સીમા ન રહી...ત્યાં એને કોણ આશ્વાસન આપનાર હતું ? શત્રુઘ્નનું દિલ દ્રવિત થઈ ગયું. દેવોએ મધુના દેહ પર પુષ્પવૃષ્ટિ કરી અને ઘોષણા

કરી : 'મધુ દેવ જય પામો.'

મધુના મૃતદેહને સન્માનપૂર્વક મથુરામાં લઈ જવામાં આવ્યો. મધુને યોગ્ય સન્માન સાથે મૃતદેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. જયંતિરાણીને એની ઈચ્છાનુસાર માતૃગૃહે મોકલવામાં આવી.

મધુનું 'શૂળ' શસ્ત્ર!

એ તો સાક્ષાત્ દેવ જ હતો! દેવરૂપે શૂળ ચમરેન્દ્ર પાસે પહોંચ્યું ચમરેન્દ્રને મધુના વધના સમાચાર આપ્યા. 'શ્રીરામ-લક્ષ્મણના અનુજ શત્રુઘ્ને છલ-કપટથી મધુનો વધ કર્યો.' આ સમાચારથી ચમરેન્દ્રના રોષની સીમા ન રહી. ચમરેન્દ્ર સ્વયં શત્રુઘ્નનો વધ કરવા ચાલ્યા. ત્યાં વેણુદારી દેવે પૂછ્યું.

'ક્યાં પધારો છો દેવ?'

મિત્ર મધુનો વધ કરનારનો વધ કરવા....'

'અરે ધરણેન્દ્ર પાસેથી રાવણને જે શક્તિ મળી હતી તે પણ અર્ધચક્રવર્તી એવા લક્ષ્મણનો વધ ન કરી શકી, શક્તિ પરાજિત થઈ...અને રાવણ જેવો રાવણ જેના હાથે મરાયો. એવા શ્રી લક્ષ્મણની સમક્ષ મધુ શી વિસાતમાં? શ્રીલક્ષ્મણના આદેશથી જ શત્રુઘ્ને મધુનો વધ કર્યો છે....'

'અરે ગરુડપતિ! જે શક્તિ ઉપર લક્ષ્મણે વિજય મેળવ્યો હતો તે કન્યા વિશલ્યાનો પ્રભાવ હતો. એ વખતે તે બ્રહ્મચારિણી હતી. અત્યારે તે લક્ષ્મણની પત્ની બની છે. તેનો પ્રભાવ ચાલ્યો ગયો છે....હું શત્રુઘ્નને નહીં છોડું.'

ચમરેન્દ્ર રોષથી ધમધમતો મથુરામાં ઉતર્યો ત્યાં તેણે પ્રજાને સુખરૂપ જોઈ. શત્રુઘ્નના રાજ્યને....રાજ્યની પ્રજાને એણે રોગગ્રસ્ત કરવાનો સંકલ્પ કર્યો....તેણે પ્રજામાં વિવિધ રોગોના ઉપદ્રવ શરૂ કર્યા. શત્રુઘ્ન મુંઝાયા. કુલદેવતાની ઉપાસના કરી. કુલદેવતાએ સત્ય પ્રકાશિત કર્યું.... 'આ ચમરેન્દ્રનો ઉત્પાત છે!'

શત્રુઘ્ન મુંઝવણમાં માર્ગદર્શન મેળવવા અયોધ્યા ઉપડ્યા.

શ્રીરામ-લક્ષ્મણ સમક્ષ સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યો.... સહુ વિચારમાં પડી ગયા.

# ૯૭ : : શત્રુઘ્નનો પૂર્વભવ.

શત્રુઘ્ન જે સમયે અયોધ્યા પહોંચ્યા એ સમયે મહામુનીશ્વર દેશભૂષણ અને કુલભૂષણ પણ વિચરતા વિચરતા અયોધ્યા પધાર્યા હતા. વનપાલકે મુનીશ્વરના આગમનનું નિવેદન કર્યું. શ્રીરામ, લક્ષ્મણજી અને શત્રુઘ્ન–ત્રણે ભાઇઓ મુનીશ્વરોને વંદના કરવા ઉદ્યાનમાં પહોંચ્યા. વંદનાવિધિ પૂર્ણ કરી, સુખ-શાતા પૂછીને શ્રીરામ બોલ્યા:

'હે ભગવંત આ શત્રુઘ્ન મથુરા માટે આટલો આગ્રહી કેમ છે ? મથુરાનું આટલું બધું આકર્ષણ કેમ ?' દેશભૂષણ મુનિએ શ્રી રામના પ્રશ્નનું સમાધાન કરતાં કહ્યું :

'શત્રુઘ્નના જીવનો મથુરા સાથે જન્મ–જન્માંતરોનો સબંધ છે, પછી એને મથુરાનું આકર્ષક કેમ ન હોય ? જુઓ, એક ભવમાં શત્રુઘ્ન શ્રીધર નામનો રૂપવાન યુવાન હતો. મથુરામાં એના જેવું રૂપ બીજાનું નહીં. શ્રીધરને સાધુઓ પ્રત્યે ભક્તિ ઘણી!

એક દિવસ શ્રીધર રાજમાર્ગેથી જતો હતો. રાજ-મહેલના ઝરૂખામાં બેઠેલી રાણી લલિતાએ શ્રીધરને જોયો! રાણીને શ્રીધર ગમી ગયો....ઈશારાથી રાણીએ શ્રીધરને મહેલમાં બોલાવ્યો. દાસીને મોકલીને ગુપ્ત માર્ગેથી શ્રીધરને મહેલમાં બોલાવી લીધો....લલિતા અને શ્રીધર ભાન ભુલીને વિષયભોગમાં લીન બન્યાં....ત્યાં અચાનક રાજા મહેલમાં આવી પહોંચ્યો....રાણી ગભરાઈ ગઈ ...તે શયનકક્ષમાંથી બહાર દોડી આવી રાજાને ભેટી પડી....જાણે ખૂબ ગભરાઈ ગઈ હોય તેવો ઢોંગ કરીને બોલી:

'મારા શયનકક્ષામાં કોઇ ચોર ઘુસી ગયો છે....'

રાજાએ શ્રીધરને પકડયો; ત્યાંજ કોટવાલને બોલાવીને આજ્ઞા કરી :

'આ દુષ્ટને વધસ્થાને લઈ જઈ વધ કરો.'

કોટવાલ શ્રીધરને લઈ વધસ્થાને ગયો. શ્રીધર સંસારની ..સ્ત્રીજાતિની લીલા જોઇને મૃત્યુથી પણ હવે ડરતો ન હતો....પરંતુ વધસ્થાન પાસેથી એક મહામુનિ પસાર થતા હત. એમનું નામ હતું કલ્યાણમુનિ. તેઓ શ્રીધરને જાણતા હતા, એની સાધુભક્તિ પણ જાણતા હતા. મહામુનિએ કોટવાલને શ્રીધરને મુક્ત કરવાની પ્રેરણા આપી. કોટવાલે રાજાને જાણ કરી. મુનિવરની પ્રેરણાથી રાજાએ શ્રીધરને મુકત કર્યો...

શ્રીધરે ચારિત્ર લીધું. તપશ્ચર્યા તપી તે દેવલોકે ગયો.

દેવલોકેથી પુનઃ મથુરામાં જન્મ પામ્યો!

મથુરાના રાજા ચન્દ્રભદ્ર હતા.

તેમની પટ્ટરાણી હતી કાંચનપ્રભા. શ્રીધરનો જીવ

કાંચનપ્રભાની કુક્ષીએ જન્મ્યો. એનું નામ 'અચલ' રાખવામાં આવ્યું. રાજા ચંદ્રભદ્રને અચલ ખૂબ પ્યારો હતો.

રાજાને કંચનપ્રભા સિવાય બીજી પણ રાણીઓ હતી. બીજી રાણીઓના પણ આઠ રાજકુમારો હતા. તેમાં મુખ્ય હતો ભાનુપ્રભ. એ કુમારોને ચિંતા થઇ! 'પિતાજી અવશ્ય રાજ્ય અચલને જ આપશે એના પર પિતાજીને અતિ સ્નેહ છે...માટે ગમે તે ઉપાયથી અચલનો કાંટો દૂર કરવો જોઇએ.' આ આઠે ય કુમારોએ અચલનો વધ કરવાની યોજના બનાવી. પરંતુ રાજ્યના મંત્રીને એમની યોજનાનો ખ્યાલ આવી ગયો. મંત્રીએ અચલને સાવધાન કરી દીધો. અચલ રાત્રિના સમયે મથુરાથી ભાગ્યો....જંગલોમાં દોડવા લાગ્યો.

પગ ખુલ્લા અને રાત્રિનો અંધકાર! એક મોટા તીક્ષ્ણ કાંટાએ અચલના પગને વીંધી નાંખ્યો, અચલ ઘોર વેદના અનુભવવા લાગ્યો... રડી પડયો....ત્યાં અરૂણોદય થયો. એ અરણ્યમાંથી એક યુવાન માથે લાકડાનો ભારો ઉપાડીને જતો હતો તેણે રોતા અચલને જોયો. તે યુવાન અચલ પાસે આવ્યો, લાકડાનો ભારો નીચે નાંખી એણે અચલના પગમાંથી કાંટો કાઢી નાંખ્યો. અચલે એને પૂછયું : 'ભાઇ તું કોણ છે?'

'હું શ્રાવસ્તી નગરીનો વાસી છું. પિતાએ મને ઘરેથી નિષ્કાસિત કર્યો છે. મારું નામ છે અંક. લાકડા વેચીને આજીવિકા ચલાવું છું.'

'મિત્ર! તેં મારા પર મોટો ઉપકાર કર્યો છે. તું જયારે સાંભળે કે મથુરાનો રાજા અચલ બન્યો છે ત્યારે તું

મથુરા આવજે હું તારા ઉપકારની નહીં ભૂલું.'

અચલ અંકની સાથે કૌશામ્બી નગરીમાં આવ્યો. કૌશામ્બીમાં પરિભ્રમણ કરતાં એ 'સિંહ' નામના કલાચાર્યના આશ્રમમાં પહોંચ્યો. કલાચાર્ય પાસે કૌશામ્બીના રાજા ઈન્દ્રદત્ત ધનુષ્યકળાનો અભ્યાસ કરતા હતા. અચલે કલાચાર્યને પ્રણામ કરીને કહ્યું:

'હે કૃપાવંત, જો આપ આજ્ઞા આપો તું હું પણ મારી ધનુષ્ય-કળા બતાવું.' કલાચાર્યે અચલને આજ્ઞા આપી. અચલે પોતાની ધનુષ્ય-કળાથી સિંહ અને ઈન્દ્રદત્ત રાજાને પ્રભાવતિ કર્યા. ઈન્દ્રદત્તે અચલનો પરિચય સાંધ્યો અને પોતાની પુત્રી અચલ સાથે પરણાવી.

ઈન્દ્રદત્તના સહયોગથી અચલે વિશાળ સૈન્ય તૈયાર કર્યું અને અંગદેશ પર વિજય મેળવ્યો. ત્યારબાદ તેણે સૈન્ય સાથે મથુરા તરફ પ્રયાણ કર્યું.

મથુરાની બહાર ભાનુપ્રભ વગેરે રાજકુમારો સાથે યુદ્ધ કરી આઠે કુમારોને બંદી બનાવ્યા. રાજા ચંદ્રભદ્રે મંત્રીઓને અચલ પાસે મોકલી સંધી માટે સંદેશ મોકલ્યો. અચલે મંત્રીઓને પોતાનો પરિચય આપ્યો. મંત્રીઓ પ્રસન્ન થઈ ગયા....જઈને રાજાને નિવેદન કર્યું.

'મહારાજા, આ કોઈ શત્રુ રાજા નથી....આ તો આપણા પ્રાણથી ય પ્યારા રાજકુમાર અચલ છે!'

રાજા ચન્દ્રભદ્ર અતિ પ્રસન્ન થયા. અચલનો ભવ્ય નગરપ્રવેશ કરાવ્યો અને મથુરાના રાજસિંહાસને એનો અભિષેક કર્યો. સાથે જ ભાનુપ્રભ વગેરે કુમારોને દેશનિકાલની સજા કરી. પરંતુ અચલે તેમની રક્ષા કરી. પોતાના ગુપ્ત

સહયોગી તરીકે સ્થાપ્યા.

એક દિવસ અચલે પેલા શ્રાવસ્તીના અંકને જોયો! સૈનિકો એને મારતા હતા....અચલે અંકને પોતાની પાસે બોલાવીને બચાવી લીધો. પોતાની ઓળખાણ આપી. એને પૂછયું.

'કહો, તારે શું જોઈએ છે?'

'મને મારે ગામ જવા દો!' અંકે કહ્યું.

'તને હું શ્રાવસ્તીનું રાજ્ય આપું છું!' મંત્રીને બોલાવી આવશ્યક સૂચનાઓ આપીને અંક સાથે શ્રાવસ્તી જવા સૂચવ્યું અને શ્રાવસ્તીમાં અંકનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. અચલ અને અંકની દૃઢ મૈત્રી જામી.

એક દિવસ એક મહાન્ આચાર્ય સમુદ્રાચાર્ય મુનિ-પરિવાર સાથે મથુરામાં પધાર્યા. તેમની ધર્મદેશના સાંભળી અચલને વૈરાગ્ય થયો. શ્રાવસ્તીથી અંકને બોલાવી બંને મિત્રોએ સમુદ્રાચાર્ય પાસે ચારિત્ર લીધું.

ચારિત્રનું પાલન કરી બંને મિત્રો બ્રહ્મદેવલોકમાં દેવ થયા; ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરીને અચલનો જીવ શત્રુઘ્ન થયો અને અંકનો જીવ કૃતાન્તવદન સેનાપતિ થયો!

હે રાઘવ! શત્રુઘ્નને મથુરાનું આકર્ષણ આ કારણે છે! દેશભૂષણ મુનિએ શત્રુઘ્નના પૂર્વજન્મોની આ રીતે હારમાળા બતાવી દીધી. શ્રીરામ-લક્ષ્મણ અને શત્રુઘ્નને સંતોષ થયો. શત્રુઘ્ને મુનીશ્વરને વંદના કરી પૂછયું :

'પ્રભો! મથુરામાં ચમરેન્દ્રે જે રોગ ફેલાવ્યા છે તેનું શમન કેવી રીતે થશે?'

'હે દશરથનંદન! સપ્તર્ષિના પ્રભાવે એ રોગોનું શમન થશે અને અલ્પ સમયમાં તને શુભ સમાચાર મળશે,

પછી તું મથુરા જઈ શકશે.'

શત્રુઘ્નને આનંદ થયો. ત્રણે ભાઇઓ રાજમહેલમાં આવ્યા. શત્રુઘ્ને કૌશલ્યા, સુમિત્રા તથા સુપ્રભાને મથુરા-વિજયનો વૃત્તાંત સંભળાવ્યો અને ચમરેન્દ્રે ફેલાવેલા રોગોની પણ વાત કરી. માતાઓએ શત્રુઘ્નને મથુરા નહીં જવા માટે કહ્યું. શત્રુઘ્ને અયોધ્યામાં નિવાસ કર્યો.

પ્રભાપુર નગર,

શ્રીનંદન રાજા અને ધારણી રાણી.

રાણીએ ક્રમશઃ સાત પુત્રને જન્મ આપ્યો.

એ રાજકુમારોના નામ હતાં સુરનન્દ, શ્રીનન્દ, શ્રીતિલક, સર્વસુંદર, જયંત, અમર અને જયમિત્ર. જ્યારે આઠમો પુત્ર જન્મ્યો, એક મહિનાનો થયો, રાજા શ્રીનંદને સાતે પુત્રો સાથે ચારિત્ર લીધું. 'પ્રીતિકર' નામના મહા-મુનિનાં ચરણોમાં આરાધના કરીને રાજા શ્રીનંદન મોક્ષે ગયા.

સાત રાજકુમાર મુનિવરોએ તપશ્ચર્યાના પ્રભાવે 'જંઘા-ચારણ–લબ્ધિ' પ્રાપ્ત કરી. હવે તેઓ આકાશમાર્ગે જ ગમના-ગમન કરવા લાગ્યા.

સાતે મુનિવરો વિહરતા મથુરા પધાર્યા. વર્ષાકાળ હતો તેથી મથુરા પાસેના પહાડની ગુફામાં સાતે મુનિવરોએ નિવાસ કર્યો. ક્યારેક બે ઉપવાસ તો ક્યારેક ત્રણ ઉપવાસ! ક્યારેક આઠ ઉપવાસ તો ક્યારેક મહિનાના ઉપવાસ! સાતે મુનિ-વરો તપશ્ચર્યા કરે અને આકાશમાર્ગે દૂર દેશમાં જઇને પારણું કરે! પારણું કરીને પાછા મથુરાની પર્વતગુફામાં આવી જાય.

આ મુનિવરોના તપ:પ્રભાવથી મથુરાની પ્રજા રોગમુક્ત

થઈ ગઈ! ચમરેન્દ્રનો પ્રભાવ ગળી ગયો...મુનિવરોનો પ્રભાવ ફેલાઈ ગયો. દેવ ઉપર માનવે વિજય મેળવ્યો!

એક દિવસ સાતેય મુનિવરો તપશ્ચર્યાનું પારણું કરવા અયોધ્યા પહોંચ્યા. અયોધ્યામાં અર્હદ્દત્ત શેઠની હવેલીમાં ભિક્ષા માટે પ્રવેશ કર્યો. અર્હદ્દત્ત શેઠ વર્ષાકાળમાં આવી ચડેલા મુનિવરોને જોઈ વિચારમાં પડી ગયા. 'વર્ષાકાળમાં વિહાર કરીને આવનારા આ મુનિ કેવા!! આ મુનિ અહીંના તો નથી જ....જરૂર વેષધારી પાખંડી જ લાગે છે....એમને પૂછી લઉં, નારેના, આવા પાખંડીઓ સાથે વાત કરવાથી સર્યું....' શેઠ વિચાર કરતા રહ્યા અને શેઠની પુત્રવધુએ મુનિઓને ભિક્ષા આપી.

મુનિવરો અયોધ્યામાં વર્ષાકાળ વ્યતીત કરતા 'દ્યુતિ' નામના આચાર્યના ઉપાશ્રયે ગયા. મુનિવરોને જોતાં જ દ્યુતિ આચાર્ય ઉભા થયા અને ભાવપૂર્વક વંદના કરી; આસન પ્રદાન કર્યું. મુનિવરોએ ત્યાં પારણું કર્યું. આચાર્યના શિષ્યોએ મુનિવરોને વંદના ન કરી! 'વર્ષાકાળમાં વિહાર કરનાર તે સાધુ કહેવાય? આપણા આચાર્ય પણ કેવા કે આવાઓનું બહુમાન કરે....વંદન કરે....' સાધુઓ અવજ્ઞાપૂર્વક એ મુનિઓ તરફ જોઈ રહ્યા. પારણું કરીને એ મુનિવરોએ આચાર્ય દ્યુતિને કહ્યું. 'અમે મથુરાથી આવ્યા છીએ અને પાછા મથુરા જઈએ છીએ.

મુનિવરો આકાશ-માર્ગે મથુરા પહોંચી ગયા.

આચાર્ય દ્યુતિએ પોતાના સાધુઓને કહ્યું : 'આ તો જંઘાચારણ મહામુનિ હતા. આકાશમાર્ગે જ ગમનાગમન કરનારા! અનેક લબ્ધિઓ ધરનારા અને મહાન્ તપસ્વી

મુનિવર છે....!' સાધુઓના પશ્ચાત્તાપની સીમા ન રહી, તેઓ બોલી ઉઠ્યા :

'ગુરૂદેવ, અમે અજ્ઞાનીઓએ તો એમને વંદના પણ ન કરી. ઉપરથી અવજ્ઞા કરીને પાપકર્મ બાંધ્યાં....સાધુઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા ત્યાં અર્હદ્દત્ત શેઠ પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે દ્યુતિ આચાર્યને કહ્યું :

'ગુરૂદેવ! ચોમાસામાં પણ સાધુવેશધારી પાખંડીઓ ફરવા માંડયા છે....'

'અરે અર્હદ્દત્ત, એમ બોલીને મહાન્ મુનીશ્વરોની નિંદા ન કર. એ પાખંડી મુનીશ્વરો ન હતા પરંતુ જંઘાચારણ મહાન્ મુનીશ્વરો હતા....મથુરાથી આકાશમાર્ગે અહીં પારણું કરવા આવ્યા હતા અને પાછા તેઓ મથુરા પધાર્યા છે....'

'શું કહો છો ભગવંત? એ જંઘાચારણ મુનિવરો હતા? મારૂં તો ભાગ્ય ફૂટી ગયું...મેં તો તેમનો તિરસ્કાર કર્યો....એમના માટે ખોટી કલ્પનાઓ કરી....પ્રભુ, મારૂં શું થશે?' શેઠને ઘોર પશ્ચાત્તાપ થયો તેણે પૂછયું :

'ભગવંત, મેં કરેલી આશાતના નિવારવાનો ઉપાય બતાવો'

'મથુરા થઇને એ મુનિવરો પાસે ક્ષમાયાચના કરી આવવી જોઇએ.'

આર્હદ્દત્ત શેઠ કાર્તિક સુદી સાતમના દિવસે મથુરા ગયા. મથુરાના ભવ્ય જિનમંદિરોમાં પૂજન કરી શેઠ સપ્તર્ષિઓ પાસે પહોંચ્યા.

'હે મુનિ ભગવંતો; હું અભાગી અયોધ્યાથી આવું

છું....આપ પારણા પ્રસંગે મારે ઘેર પધારેલા ત્યારે મેં આપનો તિરસ્કાર કરેલો....આપના માટે મનમાં ઘણી ખોટી કલ્પનાઓ કરેલી....પછીથી મને અયોધ્યામાં બિરાજતા આચાર્યદેવ દ્યુતિ પાસેથી આપનો પરિચય મળ્યો. મેં ઘોર પાપ બાંધ્યું છે, પ્રભુ..મને ક્ષમા આપી પાપમુક્ત કરો.'

સપ્તર્ષિએ શેઠને આશ્વાસન આપ્યું. શેઠ અયોધ્યા ચાલ્યા ગયા.

'સપ્તર્ષિના પુણ્યપ્રભાવે મથુરા રોગમુક્ત બની ગઇ છે' આ સમાચાર મળતાં જ શત્રુઘ્ન મથુરા આવી ગયા અને સીધા સપ્તર્ષિનાં ચરણે વંદન કરવા ધયા. એણે પોતાને ત્યાં ભિક્ષા માટે વિનંતી કરી પરંતુ 'રાજપિંડ અમને ન ખપે.' એમ કહી સપ્તર્ષિએ ના પાડી. ત્યારે શત્રુઘ્ને કહ્યું : 'આપ મારા પરમ ઉપકારી છો, આપના પ્રભાવથી મારો દેશ નિરૂપદ્રવ થયો છે...આપ અહીં લોકોના હિત માટે રોકાઓ.'

પરંતુ મુનિઓ ન રોકાયા. શત્રુઘ્નને કહ્યું : ઘેર ઘેર જિનપ્રતિમા સ્થાપન કર, જેથી આ નગરમાં કોઈ વ્યાધિ નહીં થાય., આટલું કહી મુનિવરો આકાશમાર્ગે ચાલ્યા ગયા. શત્રુઘ્ને મથુરાના પહાડની ચારે દિશાઓમાં સપ્તર્ષિઓની રત્નમય પ્રતિમાઓ સ્થાપી.

વૈતાઢ્ય પર્વતની દક્ષિણશ્રેણિ.

રત્નપુર નગર અને તેનો રત્નરથ રાજા.

રાજાની ચન્દ્રમુખી રાણીએ પુત્રીનો જન્મ આપ્યો, તેનું નામ મનોરમા.

મનોરમાનું અદ્ભુત હતું. જ્યારે તે યૌવનમાં આવી ત્યારે રાજાને ચિંતા થઈ. 'મનોરમાને યોગ્ય કુમાર કોણ? કોની સાથે મનોરમાને પરણાવવી?'

રાજા રત્નરથ મંત્રીની સાથે મંત્રણા કરતા હતા ત્યાં નારદજી જઈ ચડયા. રાજાની મૂંઝવણનો ઉકેલ કાઢતા નારદજી બોલ્યા:

'મનોરમા માટે સુયોગ્ય વર હોય તો તે વાસુદેવ લક્ષ્મણ છે.'

આ વાત મનોરમાના કાને ગઈ....તે પિતાની પાસે દોડી આવી....તેણે નારદજીને જોયા. રોષથી ધમધમી ઊઠી.

લક્ષ્મણજીના ગોત્ર સાથે મનોરમાના ગોત્રનું પરંપરાગત વૈર હતું, તેણે નોકરોને ઈશારાથી કહ્યું: 'આ કોઈ બનાવટી દુષ્ટ પુરુષ છે....એને કૂટી નાખો...' નારદજીએ ઈશારો જોયો. નોકરો મારવા ઊભા થાય એ પહેલાં તો નારદજી મહેલની બહાર નિકળી ગયા અને આકાશમાર્ગે ઉડી ગયા! નારદજીને મનોરમા પર ગુસ્સો આવ્યો. એમણે મનોમન નિર્ણય કર્યો કે 'મનોરમાને લક્ષ્મણ સાથે જ પરણાવું!' નારદજીએ આકાશમાર્ગે અયોધ્યાની દિશા પકડી અને સીધા અયોધ્યા પહોંચી ગયા.

અયોધ્યાના ઉદ્યાનમાં પહોંચી નારદજીએ મનોરમાનું આબેહૂબ ચિત્ર દોર્યું. ચિત્ર લઈને પહોંચ્યા લક્ષ્મણજી પાસે. લક્ષ્મણજીને ચિત્ર બતાવ્યું અને કહ્યું.

'એ કન્યાનું કેવું અભિમાન ને કેવું સાહસ!! આપનું નામ સાંભળતાં જ એની ભ્રકુટી ચઢી ગઈ અને મને પીટી નાંખવા સેવકોને ઈશારો કર્યો! આ કન્યાનું ગર્વખંડન તો કરવું જ રહ્યું.' લક્ષ્મણજી મનોરમાનું ચિત્ર એકાગ્રતાથી જોઈ રહ્યા હતા. મનોરમા પ્રત્યે અનુરાગ પેદા થયો. મનોરમાનું પાણિગ્રહણ કરવાનો નિર્ણય કરી તેમણે નારદજીને કહ્યું :

'દેવર્ષિ! મનોરમા લક્ષ્મણના અંતેપુરને શોભાવશે.... આપ નિશ્ચિંત રહો' નારદજી ખૂશ થયા અને વિદાય લીધી! લક્ષ્મણજી પહોંચ્યા સીધા શ્રીરામ પાસે. નારદજીનો વૃત્તાંત કહી સંભળાવ્યો અને સાથે જ પોતાનો નિર્ણય પણ જણાવી દીધો. શ્રીરામે સંમતિ આપી.

લક્ષ્મણજીએ સેનાપતિને સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી.

પ્રશસ્ત મુહૂર્તે શ્રીરામ સાથે લક્ષ્મણજીએ આકાશયાનોમાં વૈતાઢ્યપર્વત તરફ પ્રયાણ કર્યું. રત્નપુરનગર અયોધ્યાના સૈન્યથી ઘેરાઈ ગયું. લક્ષ્મણજીએ રત્નરથને સંદેશ મોકલ્યો.

'વાસુદેવ લક્ષ્મણ તમારી કન્યા મનોરમા સાથે પાણિગ્રહણ કરવા ચાહે છે....જો તમે માની જાઓ તો યુદ્ધ કરવું નથી, નહીંતર યુદ્ધ અનિવાર્ય છે.'

રાજા રત્નરથે લક્ષ્મણજીના સંદેશને અવગણ્યો ને લક્ષ્મણજી સામે યુદ્ધે ચઢયા....પરંતુ એ યુદ્ધ એક દિવસ કે એક પ્રહર પણ ન ચાલ્યું....લક્ષ્મણજીએ જોતજોતામાં રત્નરથ પર વિજય મેળવી રત્નરથને બંદી બનાવી લીધા.

લક્ષ્મણજીએ નગરમાં વિજયપ્રવેશ કર્યો. રાજા રત્નરથને બંધનમુક્ત કરી સન્માનપૂર્વક લક્ષ્મણજીએ કહ્યું : 'રાજન્. તમે મનોરમાને તમારી સમક્ષ બોલાવો, જો એની ઇચ્છા મારી સાથે પાણિગ્રહણ કરવાની થશે તો જ હું પાણિગ્રહણ કરીશ.'

રાજા રત્નરથે લક્ષ્મણજીને પ્રથમવાર જ જોયા! લક્ષ્મણજીનું અનુપમ રૂપ અને અપૂર્વ યુદ્ધકૌશલ જોઇને એમણે મનોમન નિર્ણય કરી જ લીધો હતો કે 'મનોરમા લક્ષ્મણજીને જ યોગ્ય છે!' મનોરમાને બોલાવવામાં આવી. લજ્જા અને સંકોચથી તેણે આવીને શ્રીરામને પ્રણામ કર્યા. લક્ષ્મણજીને જોતાં જ એણે રોમાંચ અનુભવ્યો. રત્નરથે કહ્યું : 'બેટી, આ શ્રી લક્ષ્મણ છે. હું ચાહું છું કે તારું એ પાણિગ્રહણ કરે.'

મનોરમાએ ખૂબ સંકોચ સાથે કહ્યું : ‘ જેવી પિતાજીની આજ્ઞા. હું એમને જોતાં જ મનથી વરી ચૂકી છું.’

રાજમહેલમાં આનંદ છવાઈ ગયો. રત્નરથે શ્રી રામને પ્રાર્થના કરી.

‘હે મહાપુરુષ. આપ મારા પર કૃપા કરી મારી બીજી પુત્રી શ્રીદામાનું પાણિગ્રહણ કરી મને કૃતાર્થ કરો. શ્રીરામે મૌન પણે રાજાની પ્રાર્થના સ્વીકારી.

રત્નપુર નગર લગ્નોત્સવથી હર્ષવિભોર બની ગયું. થોડા જ સમય પૂર્વે યુદ્ધની ભયાનકતાથી ફફડી રહેલું નગર નૂતન હર્ષથી નાચી ઉઠ્યું. નગરના હજારો સ્ત્રી-પુરુષો શ્રીરામ-લક્ષ્મણનાં દર્શન કરવા ઉમટી પડયાં. નગરની સ્ત્રીઓ શ્રીદામા અને મનોરમાને લાખ-લાખ અભિનંદન આપવા લાગી : ‘ ધન્ય છો તમે, આવા વર તમને મળ્યા ! ’

ખૂબ ધામધૂમથી લગ્નોત્સવ ઉજવાઈ ગયો.

‘ અહીં વૈતાઢય પર આવ્યા છીએ તો ...વૈતાઢય પર વિજય મેળવતા જ જઈએ.’ એમ વિચારી શ્રીરામ-લક્ષ્મણે વૈતાઢયના દક્ષિણ વિભાગમાં યુદ્ધયાત્રા કરી. વિજયમાળા પહેરી અને શ્રીદામા-મનોરમા સાથે અયોધ્યા પાછા વળ્યા.

લક્ષ્મણજી ‘વાસુદેવ’ હતા.

વાસુદેવને એનું પુણ્ય ભોગવવું જ પડે ને પાપ બાંધવું પડે !

આ પ્રકૃતિનો નિયમ છે, શાશ્વત્ અને સજ્જડ ! કોઈનો બનાવેલો આ નિયમ નથી.

પુણ્યના ઉદયથી મળતાં સુખો બે પ્રકારનાં હોય : (૧) સુખ ભોગવો ને પુણ્ય બાંધો. (૨) સુખ ભોગવો ને પાપ બાંધો !

‘ વાસુદેવ ’ ને પ્રબળ પુણ્યના ઉદયથી સુખ મળે. વાસુદેવ તે ભોગવે અને પાપો બાંધે ! દુનિયાને તો એનું

સુખ જ દેખાય! સુખના ઉપભોગથી બંધાતું પાપ દુનિયાને ન દેખાય! એ તો કેવળજ્ઞાની જુએ.

લક્ષ્મણજીને ૧૬ હજાર રાણી હતી. તેમાં આઠ પટ્ટરાણીઓ હતી: 'વિશલ્યા'નું સ્થાન પ્રથમ હતું. તે સિવાય રુપવતી, વનમાલા, કલ્યાણમાલિકા, રત્ન માલિકા, જિતપદ્મા અભયવતી અને મનોરમા હતી. આ આઠે પટ્ટરાણીઓને એક-એક પુત્રની પ્રાપ્તિ થઈ, વિશલ્યાનો શ્રીધર. રૂપવતીનો પૃથ્વીતિલક, વનમાલનો અર્જુન, જિતપદ્માનો શ્રીકેશી, કલ્યાણમાલનો મંગલ, મનોરમાનો સુપાર્શ્વકીર્તિ, રતિમાલાનો વિમલ, અભયવતીનો સત્યકીર્તિ.

આ આઠ રાણીઓ શિવાયની રાણીઓને પણ સંતાન હતાં. બધા થઈને ૨૫૦ પુત્રો હતા.

શ્રીરામ!

શ્રીરામ હતા 'બળદેવ.'

એ પણ મહાન્ પુણ્યના સ્વામી હતા. એમને પણ પુણ્યના ઉદયથી સુખ ભોગવવા જ પડે એમનાં સુખ જુદાં! એમની સુખ ભોગવવાની રીત જુદી! એ સુખ ભોગવે પણ એવું પાપ ન બાંધે કે જે પાપ ભવમાં ભટકાવે! જે પાપના ઉદય ભોગવવા ન પડે!

* શ્રીરામને ચાર રાણી હતી.

સીતાજી, પ્રભાવતી, રતિનિભા અને શ્રીદામા.

શ્રીરામને મન સીતા પ્રાણથી પણ અધિક પ્રિય હતાં. બીજી રાણીઓને પણ શ્રીરામ સ્નેહ આપતા હતા; પરંતુ, તે છતાં ય સીતાજીને મળતા પ્રેમે બીજી રાણીઓમાં ઇર્ષ્યા તો પ્રગટાવી જ હતી. સંસારની આ પણ એક બલિહારી છે!

---

* रामस्यासन् महादेव्यश्चतस्रस्तत्र मैथिली ।
प्रभावती रतिनिभा श्रीदामा तु चतुर्थिका ॥२५३॥
—त्रिषष्टिशलाकापुरुषचरित्र [ પર્વ-૭, સર્ગ-૮ ]

# ૯૫ : : ઇર્ષ્યાની આગ

સીતાજીએ ઋતુસ્નાન કરેલું હતું.

નિશાના અંતિમ પ્રહરમાં તેમણે એક સ્વપ્ને જોયું. 'બે અષ્ટાપદ વિમાનમાંથી ચ્યવ્યાં અને પોતાના મુખમાં પ્રવેશ્યાં.' સીતાજીએ શ્રીરામને સ્વપ્નની વાત કરી. શ્રી રામે કહ્યું: 'તું બે વીર પુત્રોની માતા થઈશ....પરંતુ અષ્ટાપદોનું વિમાનમાંથી સ્ખલન થવું, મારા મનને આનંદિત કરતું નથી.'

સીતાજી બોલ્યાં: 'ધર્મના પ્રભાવે અને આપના પ્રભાવે હે નાથ, બધું સારૂં,...શુભ થશે.' સીતાજીએ ગર્ભ ધારણ કર્યો હતો; ખૂબ કાળજીપૂર્વક ગર્ભનું પાલન કરતાં હતાં. આમેય શ્રીરામને સીતા પ્રાણથી પણ અધિક પ્રિય હતાં. ગર્ભવંતી સીતા તેથી પણ અધિક પ્રિય બની ગયાં.

સીતાને રામનો પ્રેમ તો અખૂટ માલ્યો પરંતુ બીજી

રાણીઓનો પ્રેમ સુકાઈ ગયો! તેમને એમ લાગવા માંડયું કે 'અમારા રામને એકલી સીતાએ જકડી લીધા છે.... સીતાની પાછળ જ રામ ઘેલા બન્યા છે....' ત્રણે રાણી ભેગી થાય છે ને જુદી જુદી યોજના વિચારે છે... રામને સીતાથી વિખુટા પાડવાની! તો જ એમને રામ મળે ને? આ છે સંસાર!!

બીજાના સુખને તોડીને પોતાનુ સુખ બનાવવું!

બીજાને દુઃખી કરીને પોતાની જાતને સુખી બનાવવી!

બીજી રાણીઓને રામના પ્રેમનું સુખ ઓછું પડતુ હતું....'સીતાને અમારા કરતાં વધુ સુખ, પતિનો વધુ પ્રેમ કેમ મળે?' આ ઈર્ષ્યા સતાવતી હતી...સીતાના સુખને ઝૂંટવીને પણ એમને સુખ મેળવવું હતું! તે રાણીઓ સીતા સાથે હસીને બોલતી હતી પણ એમનુ હૃદય હસતું ન હતું. તે રાણીઓ સીતાની પ્રશંસા કરતી હતી પરંતુ એમનુ હૃદય બળતું હતું.

સરળ સીતા! શ્રીરામના અપાર સ્નેહસાગરમાં ડૂબી ગયેલાં સીતાને પોતાની શોકય રાણીઓનાં મનનાં દુઃખ કયાંથી દેખાય!! એ રાણીઓને પણ પોતાના જેવી જ સુખી જોતાં હતાં. એટલું જ નહીં, પરંતુ પોતાની બહેન કરતાં પણ અધિક સ્નેહ આપતાં હતાં....એમને એ 'બહેનો'ની કપટલીલાની કલ્પના પણ આવે એમ ન હતું. 'હવે મારા ભાગ્યમાં દુઃખ નથી.' જાણે આવી જ કલ્પના કરીને જીવન જીવતાં હોય, એવી એમનાં મનની સ્થિતિ હતી.

શ્રીરામ સીતાજીને લઈ ઉદ્યાનમાં ગયા હતા.

રાણી પ્રભાવતીના મહેલમાં રતિનિભા અને શ્રીદામા

પહોંચી.

આજે શ્રીદામા એક અસરકારક યોજના લઈને આવી હતી. પ્રભાવતીએ રતિનિભા અને શ્રીદામાને આવકાર આપ્યો શ્રીદામા બોલીઃ

'સમય વીતતો ન હતો. અને સમાચાર મળ્યા કે પ્રાણનાથ તો એમની....પ્રાણપ્રિયા સાથે ઉદ્યાનમાં પધાર્યા છે....એટલે મનમાં થયું કે તમારા મહેલે જઈ આવું.... રસ્તામાં રતિનિભા પણ મળી ગયાં....'

'તમારૂં સ્વાગત હો....મને આનંદ થયો, તમારા સાન્નિધ્યમાં સમય પણ સારો પસાર થાય છે.' પ્રભાવતીએ ઔચિત્ય પ્રદર્શિત કર્યું. શ્રીદામા પ્રભાવતીની દૃષ્ટિમાં છવાયેલી ઉદાસીનતા વાંચતી હતી, રતિનિભા વાતાયનમાંથી નગર તરફ જોઈ રહી હતી. થોડી ક્ષણો મૌનમાં પસાર થઈ, ત્યાં પરિચારિકા ખાદ્ય અને પેય પદાર્થો લઈને ખંડમાં પ્રવેશી. ત્રણે યે એને ન્યાય આપવો શરૂ કર્યો, પરિચારિકા ચાલી ગઈ.

'ખરેખર ભાગ્યશાળી તો મૈથિલી છે હોં!' શ્રીદામાએ વાત મૂકી.

'સ્વામીનાથ મૈથિલી વિના એક ક્ષણ પણ ન રહી શકે!' રતિનિભાએ શ્રીદામા સાથે જોઇ સ્મિત કર્યું. એ સ્મિતમાં કડવાશભર્યો કટાક્ષ હતો. શ્રીદામા તરત બોલી.

'હવે એ પરિસ્થિતિ બદલવી પડશે. શું સીતા જ રાણી છે? આપણે નથી? આપણે એ જ વિચારવું છે કે
૨૫ પતિદેવનો સ્નેહ સીતા પરથી કેમ ઓછો થાય!'

શ્રીદામાએ પ્રભાવતી સામે જોયું. પ્રભાવતીની દૃષ્ટિ

જમીન સાથે જડાઈ હતી. તેના મુખ પર ગંભીરતા અને ખિન્નતા હતી. શ્રીદામાની વાત તે સાંભળતી હતી પરંતુ એ વાતોમાં એને જાણે રુચિ ન હોય તેમ લાગતું હતું. રતિનિભાએ વાતને લંબાવવા કહ્યું :

'શ્રીદામા, તમને કોઈ ઉપાય સુઝે છે ખરો કે જેથી મૈથિલી પર પતિદેવનો સ્નેહ ઓછો થાય ?'

'હા, મને એક ઉપાય સુઝયો છે!'

'શું ?' રતિનિભાની ઉત્કંઠા વધી ગઈ. પ્રભાવતીએ પણ શ્રીદામા સામે જોયું. એની દૃષ્ટિમાં શ્રીદામાની યોજના જાણવાની જિજ્ઞાસા દેખાઈ. શ્રીદામાએ ઉભા થઈ ને ખંડનાં દ્વાર બંધ કર્યાં અને ખૂબ ધીમા સ્વરે એણે પોતાની યોજના પ્રભાવતી અને રતિનિભાને સમજાવી. રતિનિભા તો પ્રસન્ન થઇ ગઇ. પ્રભાવતી મૌન રહી. પરંતુ શ્રીદામાએ પ્રભાવતીની પૂર્ણ સંમતિ મળે તો જ યોજનાનો અમલ કરવાનું કહ્યું. પ્રભાવતીએ પોતાની સંમતિ આપી અને શ્રીદામા ત્યાંથી પોતાના મહેલે જવા નીકળી ગઈ.

સીતાજીનો મહેલ....

મધ્યાહ્નનો સમય ...સીતાજી પલ્યંકમાં બેઠા હતાં. પશ્ચિમ અને દક્ષિણની વાતાયનોમાંથી ખૂશનુમા હવા વહી રહી હતી. અયોધ્યાની સ્વરકિન્નરી નગરવધૂ સીતાજીના મનને ગીત-સંગીતમાં લીન કરી રહી હતી. ત્યાં શયનખંડમાં પ્રભાવતી, રતિનિભા અને શ્રીદામાએ પ્રવેશ કર્યો. સીતાજીએ ત્રણેને આવકાર આપ્યો અને પરિચારિકાએ પલંગ પાસે જ ત્રણ સુખાસનો ગોઠવી દીધાં. ત્રણે રાણીઓ સુખાસનો પર ગોઠવાઈ ગઇ. શ્રીદામાએ નગરવધૂ સામે જોઇ ઈશારાથી

સૂચવ્યું કે તે તેનો કાર્યક્રમ ચાલુ રાખે. પરંતુ સીતાજીએ કહ્યું.

'અલં, હવે કાલે આવજે.' શોકય રાણીઓ સામે જોઇ સીતાજીએ કહ્યું :

'બે કલાકથી સાંભળું છું....હવે આપણે વાતો કરીશું ....એને જવા દો.' નગરવધૂએ પ્રણામ કરી વિદાય લીધી. પ્રભાવતીએ સીતાજીને પૂછયું :

'તમને કુશળ છે ને ?

'ધર્મના પ્રભાવે ને સ્વામીનાથની કૃપાથી કુશળતા છે.' સીતાએ પ્રત્યુત્તર આપ્યો.

'મહાદેવી, આપના ભાગ્યની અવધિ નથી....' રતિનિભા બોલી.

'ભાગ્ય નિયત પણ નથી ને! કયારેક સદ્ભાગ્ય તો કયારેક દુર્ભાગ્ય !'

'સાચી વાત છે મહાદેવીની. જુઓને, કે જંગલમાંથી રાવણ ઉપાડી જ ગયો હતો ને....'શ્રીદામાએ રતિનિભાની સામે જોયું અને સીતાજીના ભૂતકાલીન જીવનની દુર્ઘટના પ્રત્યે સહાનુભૂતિ બતાવવાનો પ્રયાસ કર્યો.

'પણ મહાદેવી....એક વાત કહું ? જો ખોટું ન લગાડો તો....' રતિનિભા બોલી.

'બોલોને! વિનોદમાં વળી ખોટું શું લગાડવાનું હોય ?' સીતાજી ટટાર બેસતાં બોલ્યાં.

'વારુ, વનવાસ એ દુર્ભાગ્ય, રાવણ ઉપાડી ગયો એ દુર્ભાગ્ય....પણ એ વનવાસમાં જે જોવા જાણવા મળ્યું.... જે ભવ્ય લંકા જોવા મળી....દશમુખ રાવણ જોવા મળ્યો....

એ તો સદ્ભાગ્ય ખરૂં ને?....'હસતા મુખડે રતિનિભા બોલી.

'બહેન, મારે મન એ બધું તુચ્છ હતું, મને એમાં....' એ બધું જોવા જાણવાના બહુ કોડ પણ ન હતા... મારે મન તો આર્યપુત્રનું સાનિધ્ય જ મોટો ભાગ્યોદય હતો!'

'પરંતુ તમે રાવણને જોયો તો હશે ને!' શ્રીદામા લાડભર્યા શબ્દોમાં બોલી.

'ના રે, મને એ પાપીનું મુખ જોવું પણ ગમે. હા, એ રોજ દેવરમણ ઉદ્યાનમાં આવીને દૂર ઊભો રહેતો.... એટલે એના પગના પંજા જરૂર દેખાતા હતા.'

'એમ? એના પગના પંજા કેવા હતા, મહાદેવી?' શ્રીદામા અને પ્રભાવતીએ પૂછ્યું.

'એમાં શું જોવાનું છે!' સીતાજીએ ઉદાસીનતા બતાવી.

'ના મહાદેવી, અમારી ખૂબ ઉત્કંઠા છે....અમને ચિતરીને બતાવો....' શ્રીદામાએ આગ્રહ કર્યો.

'પણ હું કેવી રીતે ચિતરૂં?'

'આપને તો સુંદર ચિત્રલેખન આવડે છે... ચિતરીને બતાવો..'રતિનિભાએ સીતાજીનો હાથ પકડીને આગ્રહ કર્યો.

સરળ સીતાજીને કપટની કલ્પના શાની આવે? રાણીઓના આગ્રહને વશ થઈ સીતાજીએ ભૂતકાલીન સ્મૃતિને ઉકેલીને દશમુખ રાવણના પંજા આલેખી દીધા!

'બહુ સુંદર....બહુ સુંદર!' શ્રીદામા ને રતિનિભા આનંદથી નાચી ઉઠી, પ્રભાવતીએ પણ પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી. રાવણના પંજાઓથી અંકિત વસ્ત્રને શ્રીદામાએ પોતાની પાસે રાખી લીધું! શોક્ય રાણીઓની પ્રસન્નતાથી

સીતાજી પણ પ્રસન્ન થયાં....શોકય રાણીઓને સંતોષ આપ્યાનો એમણે આનંદ અનુભવ્યો.

શોકય રાણીઓએ પોતાની યોજના પાર પડયાનો આનંદ અનુભવ્યો ! સીતાને ઠગી લીધાનો આનંદ અનુભવ્યો.

એક બીજાને સંતોષવાનો આનંદ અનુભવે છે.

બીજા બીજાને ઠગી લેવાનો આનંદ અનુભવે છે !

પરિચારિકાએ ખંડમાં પ્રવેશ કરી કહ્યું : 'માતાજી અપરાજિતા મહાદેવીને યાદ કરે છે.'

'જા કહે, હું આવી જ રહી છું.' શોકય રાણીઓ તરફ જોઈ સીતાજી બોલ્યાં :

'પુનઃ પધારજો, અહીં !'

'અવશ્ય....મહાદેવીના સાનિધ્યમાં અતિ પ્રસન્નતા અનુભવાય છે !' શ્રીદામાએ ઠાવકા મોઢે કહ્યું અને ઝડપથી તે બહાર નીકળી ગઈ. એની પાછળ રતિનિભા અને પ્રભાવતી પણ ચાલી ગઈ. સીતાજી અપરાજિતાના મહેલે જવા નીકળ્યાં.

ત્રણે રાણીઓ પ્રભાવતીના મહેલમાં ભેગી થઈ.

શ્રીદામા પ્રભાવતીના ગળે વીંટળાઈ ગઈ....તેના આનંદની સીમા ન હતી !

'આપણી યોજના સફળ !!'

'મહાદેવી કેટલાં સરળ !' પ્રભાવતી બોલી.

'એ તો આપણો પાસો જ એવો ફેંકાયો કે ફસાઈ જ જાય !' રતિનિભા બોલી.

'હવે આપણે ત્રણેએ મળીને સ્વામીનાથ આગળ વાત મૂકવાની છે....એવી રીતે કે મૈથિલી ઉપરનો એમનો સ્નેહ ઓગળી જ જાય !' શ્રીદામાએ કહ્યું.

'જોયું તે? વસંત ઉત્સવ માણવા સ્વામીનાથ સીતાને લઈને ઉપડયા! એમના મનમાંથી સીતા દૂર થાય એમ નથી.'

'સાચી વાત છે શ્રીદામા, હવે બીજો જ કોઈ ઉપાય કરવો પડશે. આપણા કથન ઉપર સ્વામીનાથ કંઈ જ વિશ્વાસ મૂકતા નથી.'

'હવે હું પણ જોઉં છું....તારે એક કામ કરવું પડશે.'

'તું કહીશ તેમ કરીશ.'

'તારે, મારે અને પ્રભાવતીએ- આપણે ત્રણેએ આપણા મહેલોની દાસીઓ જુએ અને સાંભળે એ રીતે રાવણના પંજાની ચર્ચા કરવાની! દાસીઓના મોઢેથી વાત નગરમાં ફેલાવવાની. રાજમહેલમાં તો ફેલાશે જ. નગરમાં આવી વાત જલ્દી ફેલાઇ જશે...એ વાત ખૂબ જ દૃઢ બનીને આર્ય-પુત્રના કાને આવશે....ત્યારે તેઓ ધ્યાન આપશે!'

રતિનિભા પહેલાં તો શ્રીદામાની વાતથી ભય પામી પરંતુ પછી ખૂશ થઈ ગઈ. 'આ યોજના જો ઊંધી વળે ને પકડાઇ જવાય તો?' આ કલ્પનાથી તે ભય પામી પરંતુ શ્રીદામાએ કહ્યું કે 'આ તો લોકવાયકા થઈ જવાની.... કાવત્રા જેવું કંઇ રહેશે નહી.' તેથી પ્રસન્ન થઇને એ જ પ્રમાણે કામ ચાલુ કરવા સંમત થઇ. બંને પહોંચી પ્રભા-વતી પાસે. પ્રભાવતીને બધી વાત સમજાવી એને પણ સંમત કરી લીધી.

પ્રભાવતીના મહેલની જ દાસીઓથી પ્રારંભ કરી દીધો! રાણીઓની વાતથી દાસીઓ ચોંકી ઉઠી. 'મૈથિલી રાવણનાં પગના પંજાનું ચિત્ર દોરે....રાવણનું ધ્યાન ધરે!' દાસી-વર્ગમાં ચર્ચાઓ થવા લાગી. શ્રીદામા અને રતિનિભાની

દાસીઓએ પણ વાત જાણી....માન્યમાં ન આવે એવી વાત જ્યારે સીતાના હાથના દોરેલા ચિત્રને....રાવણના પંજાના ચિત્રને જુએ છે ત્યારે માનવા તૈયાર થઇ જાય છે....

વાત અયોધ્યાની હવામાં ફેલાઈ ગઈ....

ઘર-ઘરમાં ચોરે-ચોતરે ને બજારમાં મૈથિલીના ચારિત્ર માટે શંકાનું વાતાવરણ બની ગયું. જ્યારે મૈથિલીને આ વાતની ગંધ પણ નથી પહોંચી!

વિધિની જ વિચિત્રતા ને!



## ૯૬ : : મહાસતી કલંકિત !

ગઈ કાલ સુધી જેના ગુણ ગાવાથી પ્રજા થાકતી ન હતી, ગઈ કાલ સુધી જેના સતીત્વની પ્રતીતિથી જે સીતાને સાક્ષાત્ 'દેવી' માની લઈ પ્રજા માનતાઓ માનતી હતી, ગઈકાલ સુધી જેનાં દર્શન કરવા માત્રથી પાપ ધોવાઈ જવાનું જે પ્રજા માનતી હતી, તે સીતા માટે આજે અયોધ્યામાં કેવી ચર્ચા ફેલાઈ રહી હતી?

'સીતાને રાવણ લંકા ઉપાડી જાય, આટલા દિવસો સુધી એને લંકામાં રાખે .. સીતાના શીલને તે અખંડિત રહેવા દે ખરા?'

'અને કહે છે કે રાવણનું રૂપ પણ અનુપમ હતું.... ભલભલી સ્ત્રીઓ આકર્ષાઈ જાય....'

'એના અંતેપુરમાં હજારો રાણીઓ હતી...'

'એ પણ દરેક સ્ત્રી પોતાની ઇચ્છાથી રાવણને વરેલી....

એવું રાવણમાં આકર્ષણ હતું....'

'તો પછી સીતા પણ આકર્ષાઇ જાય એમાં નવાઇ ન કહેવાય....'

'સ્ત્રી–ચરિત્ર ગહન હોય છે....

'પરંતુ એમાં આપણે સીતાને અપવાદરૂપ માનતા હતા.'

'એજ વાત છે ને... મોટા માણસોની મોટી વાતો!'

'પણ આ તો ખરૂં કહેવાય હો! રાવણ મરી ગયો છતાં સીતા એને ભૂલી નથી!'

'એનું નામ જ પ્રીત ને! એ તો આપણા શ્રીરામ આટલાં યુદ્ધ કરીને સીતાને લઇ આવ્યા, નહીંતર સીતાને ત્યાં શું દુઃખ હતું?'

'પણ આ તો અયોધ્યાના કુલને કલંક લગાડયું કહેવાય ને?'

'કહેવાય જ તો... પણ સમજે છે કોણ? શું શ્રીરામને આ વાતની ખબર જ નહીં હોય?'

'એમને ખ્યાલ નહીં જ હોય, નહીંતર શ્રીરામ એટલે મર્યાદા પુરૂષોત્તમ છે.'

'તો એમના ખ્યાલ ઉપર વાત લાવવી જ જોઈએ.'

'કોણ લાવે?'

'ગામનું મહાજન.'

'એ પહેલાં બધી વાત પાકી જાણી લેવી જોઈએ. માત્ર સાંભળેલી વાતો પર....'

'વાત પાકી જ છે. જોનારે નજરે જોયું છે કે સીતાએ રાવણના પગ ચિતર્યા છે. જો રાવણ પર પ્રેમ ન હોય તો એના પગ શા માટે ચિતરે? આનાથી વધીને તે વળી કયું

પ્રમાણ જોઇએ ?'

'પણ આપણે સીતાને આવી નહોતી ધારી હોં ..'

'અરે એ તો સ્ત્રીનો ભવ જ એવો....'

'પણ આવી કુલટા સ્ત્રી ? શ્રીરામની પત્ની થઇને આવું કર્યું ?

'શું કરે બીજું ? વનવાસમાં કૂટાવા કરતાં લંકાના વૈભવો શું ખોટા હતા ? એમાંય પ્રતિવાસુદેવ જેવો રાવણ પ્રેમી મળ્યો....પૂછવાનું જ શું !'

અયોધ્યાની પ્રજા જ જાણે બદલાઈ ગઇ હતી. શ્રીદામા, રતિનિભા અને પ્રભાવતીની કૂટયોજના પાર પડી રહી હતી. સીતાના ચારિત્ર્ય પર કાજળથીય કાળુ કલંક લગાડવામાં શોક્ય રાણીઓ સફળ થઈ હતી. નગરના વાતાવરણને જાણીને એ રાણીઓ નાચી ઉઠતી હતી. સીતાને કલંકિત કરવા પાછળ એમને સુખના સાગર ઉભરાતા લાગતા હતા. 'કલંકિત સીતા ઉપરથી રામનું મન ઉતરી જશે... પછી રામ અમારા થઈ જશે.' આ કલ્પનાના નશામાં દોડી રહી હતી

નગરમાં જ્યારે સીતાજી માટે અમર્યાદ બોલાવા માંડયું; નગરના મહાજનને વિમાસણ થઈ ગઇ. રાજધાનીના એ મહત્તર પુરુષો ભેગા થયા. વિજયશ્રેષ્ઠિ સૂરદેવ, મધુમાન, પિંગલ, શૂલધર. કાશ્યપ, કાલ અને ક્ષેમ–આ આઠ આગેવાનો વિજયશ્રેષ્ઠિની હવેલીમાં ભેગા થયા. સૌનાં મન ખિન્ન હતાં. મુખ પર ઉદાસીનતા છવાયેલી હતી. સહુ ભેગા થવાનું પ્રયોજન જાણતા હતા. વાતની ગંભીરતા સમજતા હતા. કર્તવ્યની કઠોરતા અનુભવતા હતા. વિજયશ્રેષ્ઠિએ મૌન તોડયું.

'હે નગર–મહત્તરો, સમગ્ર નગરમાં છેલ્લા દિવસોમાં જે ચર્ચા થઈ રહી છે, એનાથી આપણે પરિચિત છીએ. આ વાતનું નિરાકરણ કરવું જોઈએ. તે માટે આપણે શ્રીરામચન્દ્રજીને મળવું જોઈએ. તેઓશ્રીની સમક્ષ પ્રજાજનોની ચર્ચા મૂકવી જોઈએ. પછી તેઓશ્રીને જેમ યોગ્ય લાગે તે કરે. આપણું કર્તવ્ય આપણે બજાવવું જોઈએ.'

સહુ વિજયશ્રેષ્ઠિની વાત સાંભળી રહ્યા. સહુનાં મસ્તક ઝૂકી ગયાં હતાં. ત્યાં ક્ષેમ–મહત્તરે વિજયશ્રેષ્ઠિ સામે જોયું.

'કહો ક્ષેમ, તમારો અભિપ્રાય પ્રકાશિત કરો.'

'હું શું કહું શ્રેષ્ઠિવર્ય ! અયોધ્યાનો આ કેવો પાપોદય જાગ્યો છે, એજ મને સમજાતું નથી. દેવી સીતા માટે આવી મલીનતાભરી વાત કરતાં લોકોની જીભ કપાઈ જતી કેમ નથી ! મને જરાય આ વાત જચતી નથી.'

'અમને પણ જચતી નથી.' બાકીના મહત્તરો એક સાથે બોલી ઉઠયા.

'તો, જે વાત આપણને સત્યથી દૂર લાગે છે, તે વાત શ્રીરામચંદ્રજી સમક્ષ લઈ જવાનું શું પ્રયોજન ?'

'નગરના વાતાવરણથી તેઓશ્રીને પરિચિત રાખવાનું કર્તવ્ય આપણા માથે છે, એટલું જ પ્રયોજન !' વિજયશ્રેષ્ઠિએ પ્રત્યુત્તર આપ્યો.

'માત્ર વાતાવરણ જણાવવામાં વાંધો નહીં, પરંતુ નગર–ચર્ચામાં આપણે સંમત નથી, એ વાત સ્પષ્ટ કરવી જોઈએ.'

'સત્ય છે આપણે તો શ્રીરામચંદ્રજીને વાતાવરણ જણાવી, આ ચર્ચાનો સત્વરે અંત લાવવા પ્રાર્થના કરીશું.'

'તો પછી અત્યારે જ આપણે જઈએ.' સૂરદેવ બોલ્યા.

આઠે નગર-મહત્તરો શ્રીરામ પાસે જવા નીકળ્યા. શ્રીરામચંદ્રજી સમક્ષ વાત પ્રસ્તુત કરવાની જવાબદારી વિજયશ્રેષ્ઠિને સોંપવામાં આવી હતી. વિજયશ્રેષ્ઠિનું મન અસ્વસ્થતા અનુભવતું હતું. એ જાણતા હતા કે જેમની સમક્ષ જેમના અંગે વાત કરવાની છે તેમના પ્રત્યે શ્રીરામનો કેવો અવિહડ રાગ છે! સીતાજી માટેની વાત શ્રીરામ સમક્ષ કરવી એટલે? જે સીતાજી માટે શ્રીરામે લંકાપતિ સાથે ઘોર સંગ્રામ કર્યો, અનેક કષ્ટ સહ્યાં, એ સીતા માટે આવી દુષ્ટ વાત કરવાનું પરિણામ શું આવે? વિજય અકથ્ય વેદનાનો ભાર માથે ઉપાડી રાજમહેલનાં સોપાન ચઢવા લાગ્યા. દ્વારપાલને કહ્યું:

'મહારાજાને નિવેદન કરો કે નગર-મહત્તરો આપનાં દર્શને આવ્યા છે.'

દ્વારપાલે શ્રીરામને નિવેદન કર્યું. શ્રીરામની સંમતિ લઈ દ્વારપાલે નગરમહત્તરોને શ્રીરામના મહેલમાં જવાની અનુમતિ આપી. નગર-મહત્તરો શ્રીરામની સમક્ષ પહોંચ્યા; નમન કરી ભૂમિ પર બેસી ગયા.

'કહો નગર-મહત્તરો, શા માટે પધાર્યા છો?' શ્રીરામે વાત્સલ્યભર્યાં શબ્દોમાં પૂછ્યું. પરંતુ આઠે મહત્તરોનાં મસ્તક નમી ગયાં હતાં...ને કંપી રહ્યાં હતા...શ્રીરામચન્દ્રજીનું રાજતેજ તેમને આંજી રહ્યું હતું. શ્રીરામચન્દ્રજીએ પુનઃ કહ્યું:

'નગર-મહત્તરો! તમને અભય છે.... તમે શા માટે ક્ષોભ અનુભવો છો? મને વિશ્વાસ છે તમારા પર, કે તમે એકાંતે મારા હિતકારી છો...તમે નિઃશંક બનીને વાતો કરો.'

શ્રીરામે મહત્તરોને આશ્વસ્ત કર્યા. વિજયશ્રેષ્ઠિને હવે બોલવા માટે હામ મળી. પોતાની સમગ્ર બુદ્ધિને ભેગી કરી અને તેમણે શ્રીરામ સામે જોયું. શેષ સાતે મહત્તરો વિજયશ્રેષ્ઠિ સામે જોઈ રહ્યા હતા. શ્રીરામે પણ વિજયશ્રેષ્ઠિ સામે મીટ માંડી.

'સ્વામિન્, જે નિવેદન કરવા જેવું હોય તે ન કરીએ તો સ્વામીનો દ્રોહ કર્યો ગણાય અને જો કરીએ છીએ તો આપનાથી સાંભળી શકાય એવું નથી. હે નાથ, સમસ્ત અયોધ્યામાં દેવી મૈથિલી માટે અપવાદ ફેલાઈ ગયો છે. અલબત્ દેવી મૈથિલી માટે તે ઘટતો નથી. પરંતુ યુક્તિથી તે ઘટે છે, માટે તે શ્રધ્ધેય બને છે. રાવણે જાનકીનું અપહરણ શા માટે કર્યું હતું ? જાનકી સાથે રમણ કરવા ! એકલાં જાનકીને તે લંકા લઈ ગયો અને દીર્ઘ સમય જાનકીને ત્યાં રાખ્યાં. અમે એમ કહેવા નથી ચાહતા કે જાનકી રાવણ પ્રત્યે રાગી હતાં, ભલે એ વિરક્ત રહ્યાં હોય, પરંતુ સમજાવટથી કે બલાત્કારથી રાવણે એમની શીલનો ભંગ કર્યો હોવો જોઈએ. કારણ કે રાવણની સ્રી-લોલુપતા જગપ્રસિદ્ધ હતી.'

'હે દશરથનંદન પ્રજા આ પ્રમાણે બોલી રહી છે, મેં તો તેનો અનુવાદ જ કર્યો છે, લોકોની ચર્ચા આપની સમક્ષ મૂકી છે. જ્યારે અમે નગરમાં આ ચર્ચા સાંભળી, અમે સ્તબ્ધ બની ગયા, વાતો કરનારાઓ પ્રત્યે ઘોર તિરસ્કાર પેદા થયો....પરંતુ ચારેકોર જ્યારે આ વાતો ચકરાવો લેવા માંડી અમે નગરમહત્તરો ભેગા થયા અને આપની સમક્ષ
૨૭ વાત રજુ કરી.'

'હા, આ પ્રવાદ છે; ને 'प्रायःप्रवादा लोकनिर्मिताः'

વાતો લોકોમાંથી થતી હોય છે, પરંતુ આ પ્રવાદ યુક્તિયુક્ત છે. આપે સહન શા માટે કરવો જોઈએ? જન્મથી આજ-સુધી મેળવેલી કીર્તિને શા માટે કલંકિત કરવી જોઈએ? આ દેવી સીતા અંગેનો પ્રવાદ સહી લઈને આપ કીર્તિને કલંકિત ન કરશો. હે દેવ, અમે આપને વિશેષ શું કહીએ?

વિજયશ્રેષ્ઠિને જે કહેવું હતું તે કહી દીધું....એકધારું કહી દીધું. અન્ય મહત્તરો કંપી રહ્યા હતા. શ્રીરામના ઘરની આવી વાત કરવાનું સાહસ શું પરિણામ લાવે. એ કલ્પનાથી ધ્રૂજી રહ્યા હતા. વિજયની વાતો શ્રીરામે ધ્યાન-પૂર્વક સાંભળી. જેમ જેમ તેઓ સાંભળતા ગયા દુઃખના ભારથી દબાતા ગયા. 'સીતા પર આવું કલંક? 'અવશ્ય લોકદ્રષ્ટિમાં સીતા કલંકિત બની ચૂકી છે.' આ વિચારોએ એમના હૃદયને અસહ્ય વેદના આપી, તે છતાં ધૈર્ય ધારણ કરી તેમણે નગર-મહત્તરોને પ્રત્યુત્તર આપ્યો :

'હે નગર-મહત્તારો, તમે જે વાત કરી તે સારું કર્યું, હું તમારી ઉપેક્ષા કરનારો નથી; તેમ તમે પણ મારી ઉપેક્ષા કેમ કરો? ભક્તજનો ઉપેક્ષાવાળા નથી હોતા. તમે અવશ્ય માનજો કે માત્ર એક સ્ત્રીને ખાતર હું અપયશને સહન નહીં કરું.'

શ્રીરામે નગર-મહત્તરોને સંતોષ આપ્યો. કલ્પનાતીત સંતોષ લઈને મહત્તરો ત્યાંથી વિદાય થયા. કલ્પનાતીત દુઃખથી શ્રીરામ વ્યથિત થયા.

શ્રીરામની સામે બે વિકલ્પ હતા. કાં તેઓ સીતાની ખાતર અપયશ સહન કરે. કાં તેઓ યશની ખાતર સીતાનો વિરહ સહન કરે! શ્રીરામને પિતાના વચન ખાતર વનવાસ

સ્વીકારતાં જે દુઃખ નહોતું થયું તેવું અભૂતપૂર્વ દુઃખ આજે તેઓ અનુભવી રહ્યા.

સીતાના વિરહની....સીતા વિનાના જીવનની કલ્પના પણ તેમને શૂન્ય બનાવી રહી હતી. સીતા ઉપર આવેલા કલંકથી પોતાની જાતને મુકત કરવા, પોતાની જાતને કલંકથી બચાવી લેવા સીતાના ત્યાગ વિના બીજો કોઈ વિકલ્પ તેમને દેખાતો નથી પરંતુ સીતાના ત્યાગની કલ્પના કરતાં જ તેમનું હૃદય દ્રવિત થઈ જાય છે.

'તો શું અપયશ સહન કરી લેવો? 'દુનિયાને જે બોલવું હોય તે બોલે.' એમ મન મનાવી લઈ અપયશની ચિંતા ત્યજી દેવી? પરંતુ એક સીતા માટે સમગ્ર રાજ-પરિવારના યશને ધક્કો પહોંચાડવો?' શ્રીરામ દિશાશૂન્ય બની ગયા. એમના મુખ પર ચિંતાઓ ઘેરાઈ ગઈ. દિવસભર અકથ્ય વેદના સહતા શ્રીરામે રાત્રિના સમયે સ્વયં નગરચર્ચા સાંભળવાનો નિર્ણય કર્યો.

સંધ્યાના રંગો વિલીન થઈ ગયા. અંધકાર ફેલાઈ ગયો. શ્રીરામે વેશપરિવર્તન કર્યું અને એકલા જ નગરમા નીકળી પડયા જયાં જયાં બે ચાર સ્ત્રી કે પુરુષો ભેગા થઈને વાતો કરતા હતા ત્યાંથી પસાર થવા લાગ્યા. એ લોકોની વાતો સાંભળવા લાગ્યા....એ જ વાતો... એ જ ચર્ચા ડગલેને પગલે શ્રીરામ સાંભળવા લાગ્યા....

'રાવણ સીતાને એની લંકામાં લઈ ગયો....સીતાને ત્યાં રાખી....રામ સીતાને લઈ આવ્યા ...સીતાને તેઓ સતી માને છે....રાવણે સીતાનો ઉપભોગ કેમ ન કર્યો હોય? રાવણ સીતાને છોડે? આ વિચાર રામે કર્યો જ નહીં....

રાગી મનુષ્ય દોષ જોતો જ નથી...રામને સીતામાં દોષ ન જ દેખાય....'

શ્રીરામનું મસ્તક ઘૂમવા લાગ્યું....હૃદયમાં વેદના ભરીને શ્રીરામ પાછા મહેલે આવ્યા. પલંગમાં પછડાઈ પડયા .. વિચારોનું તુમુલ યુદ્ધ ચાલ્યું....ચારે બાજુ અંધકાર દેખાય છે; શું કરવું....શું ન કરવું....એક બાજુ પ્રાણથી ય અધિક પ્રિય સીતા...બીજી બાજુ રાજપરિવારનો નિર્મળ યશ...કોનો ત્યાગ કરવો ? કોને બચાવી લેવું ?

કર્મોના વિચિત્ર ઉદય ક્યારે આવે ને ક્યારે જીવનને અંધકારમય બનાવી દે ...કોણ કહી શકે ? એવાં કર્મોથી બંધાયેલા જીવો સંસારમાં આવી ઘોર વેદનાઓ અનુભવતા ચારે ગતિમાં ભટકી રહ્યા છે.ધિક્કાર હો એવાં કર્મોને...

શ્રીરામની નિદ્રા ઉડી ગઈ છે....આખી રાત અકથ્ય વેદનામાં વીતાવી.

## ૯૭ : સીતા-ત્યાગ

'શું આ મારી ભ્રમણા તો નહીં હોય ? નગર મહત્તરોના મુખે શ્રવણ કરેલી વાતો મારા મન ને મસ્તકમાં ઘૂમરાઈ રહી છે....નગર ચર્ચામાં મને મારા મનનો જ પડઘો તો નહીં સંભળાયો હોય ? મારા અતિ વિશ્વાસપાત્ર ગુપ્તચરોને નગરમાં મોકલી લોકચર્ચાઓ જાણું ? હા,. મારે નિર્ણય કરવો જ જોઈએ !'

શ્રી રામે સ્વગત વિચાર કર્યો. ગુપ્તચરોને બોલાવી નગર-ચર્ચાની માહિતિ મેળવી લાવવા આજ્ઞા કરી. ગુપ્તચરો ચાલ્યા ગયા. શ્રીરામ પોતાના શયનકક્ષમાં અસ્તવ્યસ્ત મનોદશામાં આંટા મારી રહ્યા હતા ત્યાં દ્વારપાલે નમન કરી નિવેદન કર્યું :

'મહારાજાની જય હો. શ્રીરામે દ્વારપાલ સામે જોયું. દ્વારપાલે કહ્યું :

'વાનરદ્વીપના અધિપતિ મહારાજા સુગ્રીવ અને રાક્ષસદ્વીપના અધિપતિ મહારાજા બિભીષણ આપના દર્શન ચાહેછે.'

'એમને બહુમાનપૂર્વક લઈ આવ.' દ્વારપાલ નમન કરી ગયો ને તુર્ત જ બંને રાજેશ્વરોને લઈ આવી પહોંચ્યો. સુગ્રીવ અને બિભીષણે શ્રીરામને પ્રણામ કરી આસન લીધું. શ્રીરામે ઔપચારિક કુશલવાર્તાનો વિધિ પતાવ્યો. કુશાગ્રબુદ્ધિવાળા સુગ્રીવે શ્રીરામની અન્યમનસ્કતા પરખી લીધી બિભીષણે પણ શ્રીરામની મનઃસ્થિતિનું અનુમાન કર્યું. પરંતુ તેઓ તેનું કારણ જાણતા હતા. સુગ્રીવે શ્રીરામની આવી જ વ્યથા એક સમય અનુભવી હતી કે જ્યારે રાવણ સીતાને ઉપાડી ગયો હતો ને સીતાની ચારેબાજુ તપાસ કરવા છતાં સીતાજીની શોધ થઈ શકી ન હતી....ને શ્રીરામ સુગ્રીવની સહાયે સુગ્રીવની નગરીમાં આવ્યા હતા....ત્યારે સીતા વિનાના શ્રીરામની વ્યાકુળતા સુગ્રીવે જોઈ હતી. અને બીજીવાર લંકાના યુદ્ધમાં જ્યારે રાવણની 'અમોઘવિજયા' વિદ્યાએ લક્ષ્મણજીને પટકી દીધા હતા....ને લક્ષ્મણજીએ સુધ-બુધ ખોઈ નાંખી હતી.

સુગ્રીવ અને બિભીષણ સામે બેઠા હતા. છતાં શ્રીરામ આકાશ તરફ જોઈ રહ્યા હતા....સીતાના વિચારોમાં ખોવાઈ ગયા હતા બીજીબાજુ લક્ષ્મણજીને લૌકિકચર્ચાની કંઈક ગંધ આવી ગઈ....'નગર–મહત્તરો શ્રીરામ પાસે આવી ગયા... ને પછી શ્રીરામચંદ્રજી ખિન્ન થઈ ગયા છે.' આ વાત પણ લક્ષ્મણજીના કાને આવી ગઈ....તેઓ ત્વરિતગતિએ શ્રીરામના મહેલમાં આવી પહોંચ્યા. સીધા જ શયનકક્ષમાં પ્રવેશ કરી શ્રીરામના ચરણે વંદના કરી.

શ્રીરામ તો એમના વિચારોમાં ખોવાયેલા હતા : 'મેં જે સીતા માટે રાક્ષસકુલનો ક્ષય કર્યો....રૌદ્ર યુદ્ધ કર્યું.... અરેરે....એ સીતાના માટે આ શું આવી પડયું ? હું જાણું છું, સીતા મહાસતી છે...રાવણ સ્ત્રીલોલુપી હતો....મારૂં કુળ નિષ્કલંક છે..હા, આ રામે શું કરવું જોઇએ ? હું કેવી વિકટ સ્થિતિમાં મૂકાઇ ગયો ?'

ત્યાં ગુપ્તચરોએ પ્રવેશ કર્યો. શ્રીરામને અને લક્ષ્મણજીને નમન કરી તેમણે નિવેદન કર્યું : મહારાજા, અયોધ્યાની ગલી-ગલીમાં....ચોરે ને ચોંતરે બસ એક જ ચર્ચા છે... 'સીતાજી પવિત્ર....નિષ્કલંક ન હોઈ શકે. રાવણને ત્યાં દીર્ઘ સમય રહેલાં સીતાજીને રાવણની લોલુપતા છોડે ?' હે નાથ, પ્રજા જાત-જાતની વાતો કરી રહી છે...'

ગુપ્તચરોની વાત સાંભળી લક્ષ્મણજી રોષથી ધમધમી ઉઠયા :

'દેવી સીતા મહાસતી છે...કોઈ ચોક્કસ કારણોથી આ દોષ ઉપજાવી કાઢવામાં આવેલો છે, ભલે જેમને નિન્દા કરવી હોય તે કરે, એ નિંદકોનો યમરાજ આ લક્ષ્મણ બેઠો છે. લક્ષ્મણ સહન નહીં કરે'. લક્ષ્મણજીના શબ્દોથી ગુપ્તચરો ધ્રૂજી ઉઠયા, શ્રીરામ બોલ્યા :

'લક્ષ્મણ, પૂર્વે નગર-મહત્તરો મારી પાસે આવ્યા હતા, તેમણે મને સીતા અંગે નગરમાં ફેલાયેલા અપવાદની વાત કરી હતી. ત્યારપછી મેં સ્વયં નગર-ચર્ચાનું શ્રવણ કર્યું અને ત્યારબાદ મેં ગુપ્તચરોને પુનઃ નગર-ચર્ચાની માહિતી મેળવવાનો આદેશ કર્યો હતો. એટલે આ ચર-પુરુષોએ તો માત્ર લોકચર્ચાનો અનુવાદ જ કર્યો છે.'

'ભલે, પરંતુ આપ એ વાતોને ધ્યાનમાં ન લેશો.'

'ધ્યાન પર લીધા વિના ચાલે જ નહીં....સીતાનો મેં લંકા જઇને સ્વીકાર કર્યો...એ જ આ અપવાદનું મૂળ કારણ છે. હવે તુ સીતાના ત્યાગમાં વિઘ્ન કરીને પુનઃ અપવાદનું કારણ ન બન'

સીતાજીના ત્યાગની વાતથી લક્ષ્મણજી વિહ્‌વળ થઇ ગયા; તે બોલ્યા :

'હે આર્યપુત્ર, લોકોની વાતોથી દોરવાઈને દેવી સીતાનો ત્યાગ ન કરો. લોકોનું મોં બાંધી શકાતું નથી. ગમે તે પ્રકારે દેવી સીતાને કલંકિત કરવામાં આવી છે... પણ સીતાજી પૂર્ણ નિર્દોષ છે. લોકો હમેશા રાજપરિવારના દોષ જોતા હોય છે. રાજપરિવારને કલંકિત કરતા હોય છે. ભલે એવા લોકોને શિક્ષા ન કરો, પરંતુ એમની ઉપેક્ષા કરવી જોઇએ. એ લોકોની વાતો ધ્યાન પર લઈ કોઈ પગલું ન ભરવું જોઇએ.'

'લક્ષ્મણ, તું કહે છે તે સત્ય છે, લોકસ્થિતિ હમેશાં એવી જ હોય છે. પરંતુ યશસ્વી રાજાઓએ સર્વલોકવિરુદ્ધનો ત્યાગ કરવો જ જોઇએ.'

લક્ષ્મણ સ્તબ્ધ થઈ ગયા. સુગ્રીવ અને બિભીષણ શૂન્યમનસ્ક થઈ ગયા. તેમને સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ આવી ગયો.

લક્ષ્મણના અંગેઅંગમાં રોષ વ્યાપી ગયો. તેઓ આસન પરથી ઊભા થઈ ગયા ને બોલ્યા :

'યશ-અપયશનું કોઈ મહત્વ નથી. આપણા યશ ખાતર મહાસતી સીતાજીનો ત્યાગ કરવો કોઈ રીતે ઉચિત

નથી. સર્વથા અનુચિત છે. સીતાના સતીત્વ અંગે જો આપ નિ:શંક છો તો લોકોની વાતોથી–લોકોએ કરેલા અસત્ય અપવાદથી ભય પામવું શા માટે? આપ અપયશથી મુક્ત થવા દેવી સીતાનો ત્યાગ કરશો તો એ દેવી સીતાનું શું થશે? એનો આપે વિચાર કર્યો? આપના વિના દેવી સીતા જીવી શકશે? આપ હનુમાનને પૂછો કે દેવરમણ ઉદ્યાનમાં આપના વિના દેવી સીતાની શું પરિસ્થિતિ હતી? એમણે અન્નપાણીનો ત્યાગ કરી દીધો હતો....અતિ આગ્રહથી અંજનાપુત્રે પારણું કરાવ્યું હતું. અપકીર્તિના ભયથી સતી સીતાનો ત્યાગ કરવો સાવ અનુચિત છે

લક્ષ્મણજીનો દેહ ધ્રૂજી રહ્યો હતો. શ્રીરામના મુખ પર વિષાદમુક્ત દૃઢતાની રેખાઓ ઉપસી આવી હતી. લક્ષ્મણજી ી વાતનો....તર્કનો પ્રત્યઘાત આપતા શ્રીરામ બોલ્યા:

"સીતાનો ત્યાગ કરવો મારા માટે અનિવાર્ય છે.' તૂર્ત દ્વારપાલને બોલાવીને સેનાપતિ કૃતાન્તવદનને બોલાવી લાવવા સંદેશ મોકલ્યો. કૃતાન્તવદન આવી પહોંચ્યા. શ્રીરામ–લક્ષ્મણને નમન કરી ઉભા રહ્યા.

'કૃતાન્તવદન, કોઇ અરણ્યમાં સીતાને છોડી દો.'

'પરંતુ આપ વિચારો....આર્યપુત્ર . સીતાદેવી અત્યારે ગર્ભવતી છે....એવી સ્થિતિમાં '

'ભલે ગર્ભવતી હો, એનો ત્યાગ કરવો જ રહ્યો.' શ્રીરામ આસન પરથી ઊભા થઇ ગયા....લક્ષ્મણજી શ્રીરામના ચરણોમાં પડી ગયા....આંખોમાંથી ચોધાર આંસુ
૮ વહાવતા તેઓ બોલ્યા :

'મહાસતી સીતાનો ત્યાગ અનુચિત છે....ત્યાગ ન કરો.'

'હવે તારે એક શબ્દ પણ બોલવો નહીં. શ્રીરામે મુખ ફેરવી લીધું અને કૃતાન્તવદનને કહ્યું :

'સેનાપતિ, દેવી સીતાને સમ્મેતશિખરની યાત્રાનો દોહદ છે, માટે સમ્મેતશિખરની યાત્રાના બહાને તું એને વનમાં લઈ જજે ને ત્યાં ત્યજી દેજે.'

લક્ષ્મણજી આંસુ વહાવતા ત્યાંથી પોતાના મહેલમાં ચાલ્યા ગયા. શ્રીરામની મર્યાદાનાં બંધને લક્ષ્મણજીને નિરૂપાય બનાવી દીધા હતા. લક્ષ્મણજી વાસુદેવ હતા. સત્તા અને શક્તિના માલિક હતા પરંતુ શ્રીરામની ઉપરવટ થઈને મહાસતી સીતાની રક્ષા કરી શક્યા નહીં. સીતાજી પ્રત્યેની નિર્મળ ભક્તિથી લક્ષ્મણજી વ્યાકુળતા વેદના અને વ્યથાથી ઘેરાઈ ગયા, પરંતુ... કંઈ પણ કરી શક્યા નહીં.... શ્રીરામની આજ્ઞા તેમના માટે અલંઘ્ય હતી.

સેનાપતિ કૃતાંતવદન !

એ ગમે તેમ તોય રાજ્યનો સેવક હતો.... મહાસતીને બિહામણા વનમાં ત્યજી આવવાનું કામ એને કરવાનું હતું. એ શત્રુઓ માટે યમરાજ હતો, મિત્રો માટે નહીં. મહાસતી પ્રત્યે એના હૃદયમાં અનહદશ્રદ્ધા હતી પરંતુ શ્રીરામ સામે બચાવ કરવો વ્યર્થ લાગ્યો. 'જ્યાં લક્ષ્મણજીને શ્રીરામે અવગણી નાંખ્યા ત્યાં મારૂં શું ઉપજે ?' સેનાપતિનું હૃદય વેદનાથી ભરાઇ ગયું. હૃદયમાં વ્યથા અને આંખોમાં આંસુ લઈ કૃતાંતવદન સીતાજીના મહેલે પહોંચ્યા, રથને મહેલના દ્વારે સ્થાપી તેઓ સીતાજીના આવાસમાં પહોંચ્યા. પરિચારિકાએ સીતાજીને સેનાપતિના આગમનનું સૂચન કર્યું.

સીતાજી સ્વસ્થ બન્યાં અને સેનાપતિએ પ્રવેશ કર્યો. સીતાજીને નમન કરી નિવેદન કર્યું :

'શ્રીરામચંદ્રજીની સેવકને આજ્ઞા છે કે મહાદેવીનો યાત્રા-મનોરથ પૂર્ણ કરવો. આપશ્રીની ઈચ્છા સંમેતશિખર-તીર્થની યાત્રા કરવાની છે, તો આપ પધારો. રથ નીચે જ તૈયાર છે.' કૃતાન્તવદને હૃદયને દૃઢ કરી, નીચી દૃષ્ટિએ બોલી નાંખ્યું.

સીતાજી શ્રીરામનો આદેશ સાંભળી પ્રસન્ન થઈ ગયાં. ઘણા સમયથી તેમને સંમેતશિખરની યાત્રાનો દોહદ પ્રગટ્યો હતો. તેમણે શ્રીરામને દોહદ જણાવ્યો પણ હતો. પણ આજે એ મનોરથ પૂર્ણ થવાની આશા જન્મી! સીતાજીને બીજી કોઇ તૈયારી કરવાની હતી જ નહીં....તેઓ તૂર્ત વસ્ત્રપરિવર્તન કરી રાજમહેલના સોપાન ઉતરવા લાગ્યાં.

તેઓ ક્યાં જાણતાં હતાં કે એમના પ્રાણપ્રિય શ્રીરામ આજે એમની સાથે કપટ કરી રહ્યા હતા? તેઓ ક્યાં જાણતાં હતાં કે એમને તીર્થયાત્રાયે નહીં પરંતુ વન-યાત્રાયે લઈ જવામાં આવી રહ્યાં હતાં? તેઓ ક્યાં જાણતાં હતાં કે આજે અયોધ્યાના મહેલનાં પગથિયાં તેઓ સદા માટે ઉતરી રહ્યાં હતાં?

સીતાજી....! સીતાજીએ સતીત્વની રક્ષા માટે લંકા-પતિની સામે અપાર દૃઢતા અને મેરુવત્ નિશ્ચલતા દાખવી હતી....તે જ સીતાજીના મહાસતીત્વમાં અયોધ્યની પ્રજાએ અવિશ્વાસ પોકાર્યો! જે સીતાજીના મહાસતીત્વનો જયઘોષ દેવલોકના દેવોએ પોકારેલો....શ્રીરામે સાંભળેલો....એ

સીતાજીના સતીત્વમાં પ્રજાએ કરેલી શંકાથી પ્રેરાઇને શ્રીરામે સીતાના વિશ્વાસનો લાભ લઇ તેમનો ત્યાગ કર્યો... ! હા, સીતા-ત્યાગ કરવામાં શ્રીરામને અપાર દુઃખ હતું. સીતાના વિરહની વેદનાનો દાવાનલ સળગ્યો હતો....પરંતુ શું થાય ? જ્યાં પાપકર્મોનો ઉદય થાય ત્યાં આવી ન ધારેલી ઘટનાઓ બને જ. ત્યાં ન કલ્પેલાં દુઃખો ધસી આવે.... અકાળે આપત્તિનાં ઘનઘોર વાદળ ચઢી આવે.

# ૯૮ : 'સિંહનિનાદ' વનમાં

સીતાજી એટલે સરળતાની મૂર્તિ.

ન કોઈ શંકા કે ન કોઈ અવિશ્વાસ.

સરલ પ્રકૃતિના માનવને પ્રાયઃ સ્નેહીજનો....પરિજનોની પ્રવૃત્તિમાં શંકા જાગતી નથી. અવિશ્વાસ થતો નથી.સીતાજીને સેનાપતિના કથનમાં કોઇ શંકા ન જાગી ! અપશુકનો પણ થયા અને અશુભ-નિમિત્તો પણ થયાં...છતાં સીતાજી નિઃશંક બની રથમાં આરુઢ થયાં. રથની ચારે બાજુ પડદા પડી ગયા ને પવનવેગી ઘોડાઓ અયોધ્યાથી દૂર દૂર સીતાજીને ખેંચી ગયા. સીતાજીએ સેનાપતિને એટલું પણ ન પૂછયું કે : 'આર્યપુત્ર પાછળ જ રથમાં આવે છે ને ? અન્ય પરિ-જનોને લઇ કોણ આવે છે ? હજુ પાછળ બીજા રથોના આગમનનો ધ્વનિ કેમ સંભળાતો નથી ?'

ગંગાનદીના તટ પર રથ આવીને ઊભો.તટ પર તરાપો તૈયાર હતો. રથને તરાપા ચઢાવી કૃતાંતવદને ગંગા પાર

કરી. રથને ઉતારી લીધો અને 'સિંહનિનાદ' નામના વનમાં પ્રવેશ કર્યો. વનના મધ્યભાગે રથને ઊભો રાખી કૃતાંતવદન નીચે ઉતર્યો. તેના મુખ પર ગ્લાનિ હતી, આંખો આંસુઓથી ભરાયેલી હતી. શરીર કંપી રહ્યું હતું. સીતાજીએ કૃતાંતવદનને જોયો, તેમણે પૂછ્યું :

'સેનાપતિ રથ કેમ ઊભો રાખ્યો ?' સેનાપતિની દૃષ્ટિ જમીન પર જડાઈ ગઈ હતી. સીતાજીએ એની આંખમાંથી ટપકતાં આંસુ જોઈ ચિંતિત સ્વરે પૂછ્યું :

'અરે કૃતાંતવદન, આંખોમાંથી આંસુ શા માટે ? આ સમયે શોક શા માટે ? શું માર્ગ ભૂલાયો છે ? કોઇ ભય છે ?' સીતાજીએ એકી શ્વાસે પૂછી નાંખ્યું. કૃતાંતવદનને હવે પ્રત્યુત્તર આપ્યા વિના ચાલે એમ ન હતું....તેણે કહ્યું :

'દેવી, શું કહું ? જે કહેવા જેવું નથી, જે બોલવા જેવું નથી....ન કરવા જેવું મારે કરવું પડ્યું છે....કારણ કે સેવક છું....સેવકને ન કરવા જેવું ઘોર અકાર્ય પણ કરવું પડે છે....'

'હું કંઇ સમજી શકતી નથી સેનાપતિ, સ્પષ્ટ શબ્દોમાં કહો.' સીતાજીની વિહ્વળતા વધતી હતી.

'અપયશના ભયથી શ્રીરામે આપનો ત્યાગ કર્યો છે.... દેવી....'

'શાનો અપયશ ? શા માટે ત્યાગ ?'

'લોકોએ આપના માટે વાતો પ્રસારી છે કે 'સીતા રાવણથી દૂષિત છે, એવી સીતાનો રામે સ્વીકાર કર્યો....' જ્યારે ચરપુરુષોએ નગરચર્ચા સાંભળીને શ્રીરામને કહી અને

શ્રીરામે જ્યારે આપનો ત્યાગ કરી દેવાની વાત કરી ત્યારે લક્ષ્મણજીએ વિરોધ કર્યો, શ્રીરામને ઘણા સમજાવ્યા....પરંતુ શ્રીરામ ન માન્યા લક્ષ્મણજી રૂદન કરતા પોતાના મહેલે પહોંચ્યા અને શ્રીરામે આપને આ ભીષણવનમાં છોડી આવવાનો આદેશ મને પાપીને કર્યો....આ ભીષણવન....જે સાક્ષાત્ મૃત્યુનું જ દ્વાર છે તેમાં દેવી આપ માત્ર આપના જ સતીત્વના પ્રભાવે જીવી શકશો '

કૃતાંતવદનનું વજ્રહૃદય ધ્રુસકે ધ્રુસકે રડી પડયું.

સીતાજી મૂર્ચ્છિત થઈ રથમાંથી જમીન પર ઢળી પડયાં.

સીતાજીના મૂર્ચ્છિતદેહને જોઈ 'મહાસતીના પ્રાણ ઉડી ગયા....' એવી કલ્પના કૃતાંતવદનને આવી તેણે હૈયાફાટ રૂદન કર્યું....'અરેરે...હું કેવો પાપી....કેવું દારૂણ પાપ મારે કરવાનું આવ્યું....મહાસતીનું મૃત્યુ....' તે હતબુદ્ધિ-હતપ્રભ થઈ જમીન પર આળોટી પડયો. ભયંકર 'સિંહ-નિનાદ' વનના પશુઓ સ્તબ્ધ થઈ ગયાં....જાણે વન રડી પડયું .. રથના અશ્વો વિહ્વળ થઇ ગયા ...

ભારતની એ મહાસતી ..શ્રીરામની અર્ધાંગના....અયોધ્યાની મહારાણી આજે ભીષણવનમાં મૂર્ચ્છિત થઇને જમીન પર પડી હતી....રણમેદાન પર લાખો સુભટોને રોળી નાંખનારો સેનાપતિ અસહાય...નિઃસહાય...બની પોકે પોકે રડી રહ્યો હતો...સંસારની આ ઘટનાને જોનાર કોણ સંસારને ચાહે? કોણ સંસારનાં સુખોને ચાહે? આ જ તો સંસારની ભીષણતા છે! એ કયારે ક્રુર બનીને જીવ પર તૂટી પડે....કંઈ નિશ્ચિત નહીં.

સિંહનિનાદ વનનો વાયુ સીતાજીની વહારે દોડી આવ્યો.

વનનાં પંખીઓ પોતાની પાંખોમાં શીતલપાણી ભરી લાવ્યાં. સીતાજીની મૂર્છા દૂર થઈ...તેમણે ચારેબાજુ જોયું. 'હે રામ....' કરતાં સીતાજી પુનઃ મૂર્ચ્છિત થઈ ગયાં; પરંતુ કૃતાંતવદનને એટલું આશ્વાસન મળ્યું કે 'સીતાજી જીવંત છે!' વળી મૂર્છા દૂર થઇ, સીતાજીએ કૃતાંતવદન સામે જોઈ પૂછયું :

'અહીંથી અયોધ્યા કેટલી દૂર છે? શ્રીરામ કયાં છે?'

'દેવી, અયોધ્યા દૂર હો કે નજીક હો પૂછવાથી શું? શ્રીરામને યાદ કરવાનું શું પ્રયોજન? ઉગ્ર આજ્ઞા કરનારા શ્રીરામ પાસે જવાની કલ્પના પણ ત્યજી દો,'

'શું શ્રીરામે મને સર્વથા ત્યજી દીધી છે?',

'હા દેવી, આપનો શ્રીરામે સર્વથા ત્યાગ કર્યો છે, અન્યથા આવા ભીષણવનમાં શા માટે....?

સેનાપતિ રડી પડયો. સીતાજીના મુખ પર ગંભીરતા છવાઇ. તેમણે કંઈક વિચાર કર્યો અને સેનાપતિને કહ્યું :

'હે ભદ્ર! ભલે આર્યપુત્રે મારો ત્યાગ કર્યો પરંતુ તેઓ પ્રત્યે મારા હૃદયમાં શ્રદ્ધા છે, ભક્તિ છે. તું આર્યપુત્રને મારો આટલો સંદેશ આપજે. એમને કહેજે કે આપને લોકનિંદાનો ભય લાગ્યો, અપકીર્તિનો ભય લાગ્યો, તો આપે મારી પરીક્ષા કેમ ન કરી? આપ મારી પરીક્ષા કરીને લોકોની શંકા દૂર કરી શકત. જયાં શંકા હોય ત્યાં 'દિવ્ય' કરી શકાય છે.... પરંતુ આપે આમ ન કર્યું....હા, મારા અશુભ કર્મ....આ ભીષણવનમાં હું ભોગવીશ... મારું ભાગ્ય પરવાર્યું છે.... અભાગિની છું...પરંતુ આપે શું આપના વિવેકને અનુરૂપ આ પગલું ભર્યું? આપ વિશ્વના શ્રેષ્ઠ પુરુષ છો. આપને વિશ્વ

વિવેકી સમજે છે, હું પણ વિવેકી સમજુ છું....આ આપનું પગલું વિવેકને અનુરૂપ નથી....આપ આપના કુલને કલંકથી બચાવી લેવા તત્પર થયા અને મારો ત્યાગ કર્યો! શું આપના ઉજ્જવળ કુળને માટે પણ, એક અકલંક અનપ-રાધિની સ્રીનો આવા ભીષણવનમાં ત્યાગ કરાવી દેવો ઉચિત છે? શું આપ સ્વયં મારા સતીત્વમાં નિઃશંક ન હતા? વત્સ લક્ષ્મણને મારા નિર્મલ ચારિત્રમાં શ્રદ્ધા ન હતી? શું લોક–અપવાદથી બચવાનો બીજો કોઈ ઉપાય જ ન હતો? ભલે મારા પૂર્વકૃત પાપોના ઉદયએ આવેલાં દુઃખો હું ભોગવીશ....સંસાર જ દુઃખમય છે. પરંતુ અધમ પુરૂષોના કહેવાથી જેમ આપે મારો ત્યાગ કર્યો તેમ મિથ્યાદષ્ટિ જીવોના કહેવાથી જિનભાષિત ધર્મનો ત્યાગ ન કરશો....'

આટલું બોલતાં બોલતાં સીતાજીનો કંઠ ભરાઈ ગયો. આંખો આંસુઓથી ઉભરાઈ ગઈ....મૂર્ચ્છિત થઇને તેઓ જમીન પર ઢળી પડયાં. કૃતાંતવદન 'હા દેવી....' બોલતો મોટા સ્વરે રડી પડયો. અશ્વની આંખો સજલ બની ગઈ. થોડી ક્ષણો વીતી....મૂર્ચ્છા દૂર થઇને સીતાજીએ આંખો ખોલી....ઊભાં થઈ કૃતાંતવદનને કહેવા લાગ્યાં :

'મારા વિના શ્રીરામ કેવી રીતે જીવશે?...અરે હું જીવિત છતાં એમના માટે મૃત્યુ પામેલી છું...હે વત્સ, શ્રીરામનું કલ્યાણ હો, લક્ષ્મણને મારા આશીર્વાદ કહેજે અને હે વત્સ, शिवास्ते सन्तु पन्थानो... તુ શ્રીરામ પ[illegible] જા.'

કૃતાંતવન[illegible] [illegible] કૂરતાનો વિચાર ક[illegible]તી

૨૯ સીતા અને [illegible]ામ દંપતિના [illegible]

જીવન પર આંસુ વહાવે છે....પથ્થરની એક શીલાના સહારે આંખો બંધ કરીને બેઠેલાં સીતાજીને જુએ છે.... વારંવાર એ મહાસતીને પ્રણિપાત કરે છે. રથના અશ્વો પાસે જઈ અશ્વોની પીઠ પર હાથ ફેરવે છે. અશ્વો પગ પછાડે છે....મુખ હલાવી અયોધ્યા તરફ વળવાની ના પાડે છે....કૃતાંતવદન જંગલની ચારેબાજુ દૃષ્ટિ નાંખે છે. 'આ જંગલમાં આ મહાસતીને રહેવાનું ? કોના સહારે ? શું આ નરી ક્રૂરતા નથી ?' સેનાપતિ હતબુદ્ધિ થઈ રથમાં બેસી જાય છે અને રથને અયોધ્યાના માર્ગે હંકારી મૂકે છે.

જયાં સુધી સીતાજીનાં દર્શન થયાં ત્યાં સુધી એણે સીતાજી તરફ જોયા જ કર્યું.....

## ૯૯ : : શ્રી રામનો કલ્પાંત

બિહામણું જંગલ !

બિહામણા જંગલમાં કમલકોમલ સીતાજી ભયભીત બની ભટકી રહ્યાં છે... નથી ત્યાં કોઈ રાજમાર્ગ કે નથી ત્યાં કોઇ પગદંડી. ત્યાં પથરાયેલા છે કાંટા અને ઝાંખરા. સીતાજી પોતાના આત્માની જ નિંદા કરી રહ્યાં છે. 'મારા જ જીવે પૂર્વભવોમાં ભાન ભૂલીને જે પાપ આચર્યાં છે, તે પાપ આજે ઉદયમાં આવ્યાં છે....તે મારે ભોગવવાં જ જોઇએ.' કર્મનો સિદ્ધાંત સીતાજીને ક્ષણિક આશ્વાસન આપે છે. ને પુનઃ સીતાજીનું હૈયું ભરાઈ આવે છે, રડી પડે છે... ઠોકરો ખાઈને નીચે પડી જાય છે....જંગલમાં એ ચાલતાં જાય છે....રડવું....પડવું ને ચાલતાં જવું...'ક્યાં જઈ રહી છું ?' એ સીતાજી જાણતાં નથી. 'ક્યારે ભોજન મળશે ?' એ વિચાર નથી. 'ક્યાં આશ્રય મળશે ?' એની ચિંતા નથી. એ ચાલતાં જ જાય છે.

ત્યાં....જંગલમાં એક વિશાળ મેદાન હતું. મેદાનમાં સેંકડો સૈનિકોનો પડાવ હતો. સીતાજીએ સૈનિકોને જોયા. ક્ષણભર તે ધ્રુજી ઉઠયાં. પરંતુ એમને મન મૃત્યુ અને જીવન સમાન હતાં. નહોતો એમને મૃત્યુનો ભય કે નહોતો જીવનનો મોહ! તેઓ સ્વસ્થ બનીને આંખો બંધ કરીને શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતાં ઊભાં રહી ગયાં.

સૈનિકોની દૃષ્ટિ સીતાજી તરફ ગઇ. સૈનિકો સ્તબ્ધ થઈ ગયા. ભયભીત બની ગયા.

દિવ્યરૂપ!

અપૂર્વ તેજ!

'શું આ કોઈ વનદેવી છે?' સૈનિકો પરસ્પર વાતો કરવા લાગ્યા. સીતાજીને ધારી ધારીને જોવા લાગ્યા.

'આપણે મહારાજાને નિવેદન કરીએ.' આમ વિચારી સૈનિકો એમના રાજા તરફ દોડયા. સીતાજીનું ધૈર્ય તૂટી ગયું. તેઓ રડી પડયાં. જમીન પર બેસી ગયાં. તેમના કરુણ રૂદને વનને દ્રવિત કરી દીધું. રૂદનનો અવાજ રાજાના કાને પડયો. રાજા સ્વરના જાણકાર હતા. પોતાના તંબૂમાં બેઠા બેઠા એમણે નિર્ણય કર્યો: 'આ ધ્વનિ કોઈ ગર્ભવંતી મહાસતીનો છે.' તૂર્ત જ રાજા સીતાની પાસે પહોંચ્યો. તે કરુણાવંત હતો, પરંતુ સીતાજી શંકાથી કંપી ઉઠયાં. તૂર્ત જ પોતાના શરીર પરથી આભૂષણ ઉતારીને રાજાની સામે ધરી દીધાં.

'હે ભગિની! તું જરાપણ ભય ન રાખીશ. આ આભૂષણ તારાં જ છે ને તારાં જ અંગે એ રહેશે. હે ભગિની, તું કોણ છે? અહીં આ વનમાં તારો ત્યાગ કોણે કર્યો?

કોણ એવો અતિનિર્દય પુરૂષ છે કે જેણે મહાસતીને અહીં ત્યજી દીધી ? તું કહે, નિઃસંદેહ બનીને કહે. તારૂં કષ્ટ મારાથી જોયું જતું નથી....મારૂં હૃદય દુઃખી છે.' રાજાએ કરુણાભર્યા સ્વરે સીતાજીને કહ્યું. સીતાજીની દૃષ્ટિ જમીન પર જડાઈ ગઈ છે. તેઓને રાજાના સ્વરમ નિર્મળતા અને નિષ્કપટતા સંભળાય છે. તેમનું ભારે હૃદય કંઈક હળવાશ અનુભવે છે. ત્યાં રાજાના મંત્રી સુમતિએ સીતાજીને સંબોધીને કહ્યું :

'હે મહાસતી, આ મહારાજા વજ્રજંઘ છે. પિતા ગજવાહન અને માતા બંધુદેવીના સુપુત્ર છે પુંડરીકનગરીના વિશાળ રાજ્યના અધિપતિ છે. તેઓ આર્હત ધર્મના ઉપાસક છે, મહાન્ સત્વશીલ છે અને પરનારીસહોદર છે. તેઓ હાથીઓને પકડવા આ જંગલમાં સૈન્ય સાથે આવ્યા હતા. હાથીઓને લઇને હવે પાછા વળી રહ્યા હતા ત્યાં તારા રૂદનનો સ્વર સાંભળી, તારા દુઃખથી દુઃખી થઈ તેઓ અહીં આવ્યા છે, માટે તું નિર્ભય બની તારૂં દુઃખ કહે.'

મહામંત્રી સુમતિએ મહારાજા વજ્રજંઘનો પરિચય આપ્યો. સીતાજીને રાજા-મંત્રી પર વિશ્વાસ બેઠો. તેમણે પોતાનો જ્યાં પરિચય આપ્યો....રાજા અને મંત્રી સ્તબ્ધ બની ગયા. 'આ શ્રીરામનાં અર્ધાંગના દેવી સીતા છે....' આ જાણીને રાજા, મંત્રી સીતાજીને વંદી રહ્યા. મહાસતીના દર્શનથી ઉલ્લસિત થયા; પરંતુ જ્યાં સીતાજીએ પોતાની કરુણકથા સંભળાવી....રાજા ને મંત્રી ચોધાર આંસુ પાડી રહ્યા. સીતાજી રોતાં જાય છે....બોલતા જાય છે ને રડાવતાં જાય છે....મહારાજા વજ્રજંઘે સીતાજીને કહ્યું :

'હે મહાદેવી. તું મારી 'ધર્મભગિની' છે. એક ધર્મને આચરનારા સર્વે પરસ્પર બંધુજન છે. તું મને ભામંડલ માન અને ભાઈના ઘરને પાવન કર. સ્ત્રીઓના માટે પતિગૃહ પછી ભ્રાતૃગૃહ જ આશ્રય હોય છે. વળી તું ચિંતા ન કરીશ. શ્રીરામે લોકોના કહેવાથી તારો ત્યાગ કર્યો છે. એમણે સ્વયં ત્યાગ નથી કર્યો. એમને તો અત્યારે ઘોર પશ્ચાત્તાપ થતો હશે અને તારી જેમ જ તેઓ દુઃખી હશે....તેઓ અલ્પ સમયમાં જ તારી શોધ કરવા નીકળી પડશે. તારા વિરહથી વ્યાકુળ દશરથનંદન....ચક્રવાકી વિનાના ચક્રવાકની જેમ વેદના અનુભવી રહ્યા હશે. હે મહાસતી, તું નિશ્ચિંત અને નિર્ભય બનીને પુંડરીકનગરીમાં ચાલ. મારા ભાગ્યોદયથી જ આ ભીષણ વનમાં મને તારા જેવી ભગિની મળી ગઈ.'

વજ્રજંઘ રાજાનાં વચનોએ સીતાજીના વ્યથિત હૃદયને અપૂર્વ આશ્વાસન આપ્યું. તેણે ગર્ભસ્થ જીવોના હિત માટે પણ પુંડરીકનગરીમાં જવાનું હિતાવહ માન્યું. તેમણે સંમતિ આપતાં, તૂર્ત શિબિકા તૈયાર કરવામાં આવી. સીતાજીને બહુમાનપૂર્વક શિબિકામાં આરુઢ કરવામાં આવ્યાં અને રાજા વજ્રજંઘે પુંડરીકનગરી તરફ પ્રયાણ આરંભી દીધું.

સેનાપતિ કૃતાંતવદન અયોધ્યા પહોંચ્યા. શ્રીરામને પ્રણામ કરી કહ્યું :

'હે દેવ, 'સિંહનિનાદ' નામના વનમાં મેં દેવી સીતાનો ત્યાગ કર્યો છે. ત્યાગ કરીને સીધો અહીં આવ્યો છું. દેવી સીતા વારંવાર મૂર્ચ્છિત થઈ જતાં હતાં અને વારંવાર ચેતના પ્રાપ્ત કરતાં હતાં. જેમતેમ કરીને ધૈર્ય ધારણ કરીને તેમણે આ પ્રમાણે સંદેશ આપ્યો છે : **કયા નીતિશાસ્ત્રમાં કે**

કયા દેશમાં આવો આચાર છે કે એક પક્ષે કરેલા દોષારોપણથી બીજા પક્ષને સાંભળ્યા વિના શિક્ષા કરવી ? સદૈવ વિચાર-વિવેકસંપન્ન એવા આપે આ કાર્ય અવિચારી કર્યું છે. એમાં દોષ મારા દુર્ભાગ્યનો છે, આપ સદૈવ નિર્દોષ છો. પરંતુ હે નાથ, જેવી રીતે ખલ-પુરૂષોએ કરેલા અપવાદથી નિર્દોષ એવા પણ મારો ત્યાગ કર્યો તેવી રીતે મિથ્યાદ્રષ્ટિઓની વાણીથી આર્હતધર્મનો ત્યાગ ન કરશો.' આ પ્રમાણે સંદેશ આપીને દેવી સીતા મૂર્ચ્છિત થઇને ધરણીતલ પર ઢળી પડયાં હતાં....વનના શીતલપવનથી મૂર્ચ્છા દૂર થતાં ઉભાં થઇને તેઓ કરૂણ સ્વરે વિલાપી ઉઠયાં હતા કે 'મારા વિના રામ કેવી રીતે જીવી શકશે ? હા....હા....હું હણાઇ ગઈ....'

કૃતાંતવદનની વાત સાંભળતાં જ શ્રીરામ મૂર્ચ્છિત થઇને જમીન પર ઢળી પડયા. મહેલમાં હાહાકાર મચી ગયો. લક્ષ્મણજી દોડતા આવી પહોંચ્યા. તૂર્ત જ શીતલચંદનનું શ્રીરામના શરીરે વિલેપન કર્યું અને શીતલપાણીનો છંટકાવ કર્યો. થોડા સમયે શ્રીરામની મૂર્ચ્છા દૂર થઈ અને તેઓ કરુણસ્વરે રડી પડયા....ગદ્ગદ્ સ્વરે તેઓ બોલ્યા :

'કયાં છે એ મહાસતી સીતા ? કૃતાંતવદન, તું એને કયાં ત્યજી આવ્યો ? અહો....મેં દુષ્ટ લોકોનાં વચન સાંભળીને એ મહાસતીનો ત્યાગ કરી દીધો....સદા માટે એને ત્યજી દીધી... મેં ઘણું અવિચારી કૃત્ય કર્યું....એ ભીષણવનમાં એ...સીતાનું શું થયું હશે ?' શ્રીરામ લક્ષ્મણજીના ખોળામાં મસ્તક મૂકી રડી પડયા, લક્ષ્મણજીએ કહ્યું :

'હે પ્રભો, મહાસતી પોતાના શીલના પ્રભાવે હજુ એ વનમાં જ હશે. હજુ સમય વીત્યો નથી. આપ સ્વયં એ વનમાં પધારો....દેવી સીતાની શોધ કરીને અહીં લઈ આવો. વિલંબ ન કરો. અન્યથા....આપના વિરહથી વ્યથિત એ મહાસતી મૃત્યુને ભેટશે....'

'શું એ ભયંકર વનમાં હજુ સીતા જીવિત હશે!'

'અવશ્ય, એમનાં શીલના પ્રભાવે!'

'તો હું અત્યારે જ જાઉં છું.'

શ્રીરામ ઉભા થયા. લક્ષ્મણજી સાથે તૈયાર થયા. સેનાપતિ અને બિભીષણ વગેરે પણ તૈયાર થયા. પુષ્પક વિમાનમાં બેસી તેમણે 'સિંહનિનાદ' વનનો માર્ગ લીધો.

પુષ્પક વિમાન 'સિંહનિનાદ વન ઉપર આવી પહોંચ્યું. જે સ્થળે સેનાપતિએ સીતાજીનો ત્યાગ કર્યો હતો એ સ્થળે વિમાનને ઉતારવામાં આવ્યું. વિમાનમાંથી શ્રીરામ-લક્ષ્મણ વગેરે ઉતરી પડયા. ચારે બાજુ શોધ ચાલુ કરી. શ્રીરામ 'હે સીતા .. હે સીતા....' કરતા ચારે બાજુ ભટકવા લાગ્યા. લક્ષ્મણજી ઉંચા વૃક્ષો પર ચઢી ચારે બાજુ જોવા લાગ્યા. કૃતાંતવદન જંગલના કોતરો અને ઝાડીઓમાં પહોંચી જોવા લાગ્યો. બિભીષણ શ્રીરામની પાછળ પાછળ જઈ રહ્યા હતા.

પ્રતિસ્થલ, પ્રતિજલ....અને પ્રતિશૈલ ખૂંદી વળ્યા.
પ્રતિવૃક્ષ જોઈ વળ્યા પણ સીતાજી ન મળ્યા.

નિરાશા....હતાશાને અનુભવતા....દુઃખનાં ભારથી તૂટી પડેલા શ્રીરામ જમીન પર બેસી પડયા. લક્ષ્મણજી, બિભીષણ વગેરે પણ અતિદુઃખિત હૃદયે શ્રીરામની પાસે આવીને બેસી ગયા. શ્રીરામે કહ્યું :

'આવા ભયંકર જંગલમાં જાનકી કેવી રીતે જીવિત રહી શકે ? અવશ્ય વાઘ, સિંહ કે બીજું કોઇ પશુ સીતાને ભક્ષ્ય બનાવી ગયું....' સીતાના મૃત્યુની કલ્પનાએ શ્રીરામના હૃદયને ભાંગી નાંખ્યું, તે છતાં ય પુનઃ પુનઃ સીતાને શોધવા તેઓ ચારેબાજુ ભટકવા લાગ્યા....જંગલમાં પથરા પર, ઘાસ પર સીતાજીના પદચિહ્નો પણ ક્યાંથી મળે ? રામનું મન કિંકર્તવ્યમૂઢ બની ગયું.

'હે પ્રભો, સમગ્ર વન જોઈ વળ્યા, સીતાજી ન મળ્યા. હવે અહીં રોકવાથી શું વિશેષ છે ?' બિભીષણે શ્રીરામને કહ્યું.

'હા... સત્ય છે....હવે આ જીવનનું પણ કોઇ પ્રયોજન નથી....સીતા વિનાનું જીવન જીવવાથી શું વિશેષ છે ?' શ્રીરામની આંખો આંસુઓથી ભરાતી હતી અને છલકાતી હતી.

સન્ધ્યા થઈ ગઈ હતી. સહુ પુષ્પક વિમાનમાં ગોઠવાઈ ગયા અને અયોધ્યામાં પાછા આવ્યા. અયોધ્યાના મહેલો તેજવિહોણા થઇ ગયા હતા. સહુના મુખ પર ગ્લાનિ ઉદ્વેગ અને દુઃખ ઉભરાઇ આવ્યા હતાં.

બીજા દિવસે શ્રીરામે સીતાનું પ્રેતકાર્ય (મૃત્યુ પછીની ક્રિયા) કર્યું.

શ્રીરામને સમગ્ર વિશ્વ શૂન્ય ભાસે છે....

સર્વત્ર એમને સીતા...સીતા....દેખાય છે....

30 શ્રીરામનો સમગ્ર જીવનપ્રવાહ બદલાઈ ગયો....તેઓ વિરક્તદશામાં જીવવા લાગ્યા.

મહાસતી સીતાજી પુંડરીકપુર પહોંચ્યાં...તેમને પુંડરીકપુરમાં બીજી મિથિલાના દર્શન થયાં. રાજા વજ્રજંઘમાં ભ્રાતા ભામંડળના દર્શન થયા. રાજાએ સીતાજીને નિવાસ માટે એક સુંદર મહેલ આપ્યો. પરિચારિકાઓ આપી અને સીતાજીને કોઈ વાતે ઓછું ન આવે એવી સર્વ વ્યવસ્થા કરી. સીતાજીને રાજાએ કહ્યું : 'હે મહાસતી, તું અહીં નિઃશંક બનીને રહે, આ તારા બાંધવનું ઘર છે...અહીં તું કોઇ વાતે ખેદ ન અનુભવીશ. અલ્પ સમયમાં તારૂં સર્વ દુઃખ દૂર થઈ જશે.'

સીતાજીએ રાજાને પ્રણામ કર્યા અને રાજા ગયા. સીતાજી ધર્મપરાયણ બનીને ગર્ભનું પાલન કરતાં કાળનિર્ગમન કરવા લાગ્યાં. કાળક્રમે સીતાજીએ પુત્રયુગલને જન્મ આપ્યો. પરિચારિકાએ તુર્ત રાજા વજ્રજંઘને સમાચાર આપ્યા. રાજાએ રાજકુમારોનો જન્મમહોત્સવ નગરમાં ઉજવ્યો....

પોતાને પુત્રપ્રાપ્તિ થઈ હોય ને મહોત્સવ ઉજવે એના કરતાં પણ વિશેષ ઉલ્લાસથી રાજાએ સીતાના પુત્રજન્મનો મહોત્સવ ઉજવ્યો. ખૂબ પ્રસન્ન થઈને યાચકોને દાન આપ્યાં.

સીતાજીને પણ લાગ્યું કે 'અયોધ્યામાં પણ આનાથી વિશેષ ઉત્સવ ન થાત!' એમનું હૃદય પ્રફુલ્લિત બન્યું. જ્યારે સીતાજીએ બે પુત્રોને જોયા, એમનું મન નાચી ઉઠયું....એવું જ રૂપ! એવું જ લાવણ્ય!

પુત્રોના નામ પાડવાનો દિવસ આવ્યો. રાજા વજ્રજંઘે નગરમાં બીજો મહોત્સવ ઘોષિત કર્યો. પ્રથમ પુત્રનું નામ 'અનંગલવણ' અને બીજા પુત્રનું નામ 'મદનાંકુશ' રાખવામાં આવ્યું.

રાજા વજ્રજંઘે એમના લાલન-પાલન માટે ધાત્રીઓ રોકી. બાલ ઉદ્યાન બનાવ્યું. ક્રમશ બંને કુમાર મોટા થવા લાગ્યા. સહજ ચપળતા....અને સ્વાભાવિક ગુણોથી શોભતા કુમારોએ સીતાજીના હૃદયને પ્રસન્નતાથી ભરી દીધું. સીતાજીના વર્ષો હવે દિવસોની જેમ પસાર થવા લાગ્યાં. બંને કુમારો તરૂણ અવસ્થાના દ્વારે આવી ઊભા. સીતાજીને લાગ્યું: 'હવે આ કુમારોને કલાઓનું શિક્ષણ આપવું જોઈએ. એમના મુખ પર પ્રતિભા છે, બાહુઓમાં બળ છે અને આત્મામાં ઉત્સાહ છે.' સીતાજી એવા સુયોગ્ય કલાચાર્યની શોધમાં હતાં ત્યાં એક દિવસ સીતાજીના દ્વારે એક સિદ્ધ-પુરુષ ભિક્ષાર્થે આવી ઊભો. એનુ નામ હતું સિદ્ધાર્થ.

સિદ્ધાર્થ અણુવ્રતી હતો. અનેક વિદ્યાઓનો અને કલાઓનો સ્વામી હતો. દિવસની ત્રણે સંધ્યાઓ એ મેરુ-પર્વતનાં ચૈત્યોને જુહારવામાં ગાળતો. આકાશમાર્ગે જ

આવાગમન કરતો. તેનામાં જેમ વિદ્યાબલ-અને કલા હતી, તેવી રીતે તેનામાં સહજ નમ્રતા, નિઃસ્પૃહતા અને પરોપકારપરાયણતા હતી.

સીતાજીએ સિદ્ધાર્થને જોયો. આદર આપ્યો. બહુમાનપૂર્વક આસન આપીને પૂછ્યું :

'આપનો પરિચય આપવા કૃપા કરશો? આપની કુશળતા ચાહું છું.' સિદ્ધાર્થે પોતાનો પરિચય આપ્યો. સીતાજી પ્રસન્ન થયાં. સિદ્ધાર્થે સીતાજીનો પરિચય પૂછ્યો. સીતાજીએ પોતાનો પરિચય આપ્યો અને પુત્રજન્મ સુધીનો વૃત્તાંત કહી સંભળાવ્યો. સિદ્ધાર્થની સમક્ષ એમણે હૃદય ખોલ્યું.

સિદ્ધાર્થે કહ્યું :

'હે મહાસતી, શા માટે વૃથા સંતાપ કરો છો? લવ અને કુશ જેવા જેમના પુત્રો છે, એમણે સંતાપ કરવાની શી જરૂર છે? તમારા બંને પુત્રો પ્રશસ્ત લક્ષણને ધારણ કરનારા છે. તેઓ રામ–લક્ષ્મણની જ જોડી છે! અલ્પ સમયમાં જ તેઓ તમારા મનોરથ પૂર્ણ કરશે.'

સિદ્ધાર્થ અષ્ટાંગ નિમિત્તનો પારગામી હતો. લવ–કુશને જોતાં જ એમનું ઉજ્જવલ ભવિષ્ય એની સામે તરવરવા માંડ્યું હતું. સિદ્ધાર્થે લવ–કુશના તેજસ્વી ભવિષ્યનો ચિતાર આપ્યો. સીતાજીને અપૂર્વ આશ્વાસન મળ્યું. તેમણે કહ્યું :

'હે કલાનિધિ સિદ્ધપુરૂષ, તમે જો આ બાળકોને ચાહો છો, એમના ભવિષ્યને ઉજ્જવલ બનાવવા ચાહો છો તો તમે અહીં જ રહો અને આ બાળકોને શિક્ષણ આપો.'

'દેવી, મેં મારો પરિચય તમને પ્રથમ જ આપ્યો છે, હું એક સ્થળે રહેતો નથી, આકાશમાર્ગે ગમનાગમન કરતો અહર્નિશ જિનચૈત્યોની યાત્રા કરું છું. મારાથી અહીં કેમ રહી શકાય ?'

'ભલે, અત્યાર સુધી તમે તીર્થ-યાત્રાઓ જ કરી છે. તમારી પાસે જે કળાઓ છે, સિદ્ધિઓ છે, જ્ઞાન છે, તે શું તમે કોઈને નહીં આપો? એનો વારસો કોઈને નહીં આપો? જો આ બાળકો તમને સુપાત્ર દેખાતા હોય તો તમે એમને તમારા વારસદાર બનાવો. મારા જીવનનું જો કોઈ આશ્વાસન હોય તો માત્ર આ બાળકો છે....એ સિવાય સમગ્ર વિશ્વ મારા માટે અંધકારપૂર્ણ છે...'

'હે મહાસતી, તમારું કથન હૃદયસ્પર્શી છે, પરંતુ એક સ્થળે રહેવા માટે મારું મન....!'

'તમારે તમારા મનને સમજાવવું જ પડશે; તમારી આ ભાગ્યહીન ધર્મભગિની માટે અને આ કોમળ બાળકો માટે...' સીતાજીનો સ્વર ગદ્ગદ્ બની ગયો. સિદ્ધાર્થ વિચારમાં પડી ગયો. 'શ્રીરામની આ ધર્મપત્ની ...સંકટો.... આપત્તિઓના મારથી જીવનનો ઉલ્લાસ ખોઈ બેઠેલી એક મહાસતી....મારા અહીં રહેવાથી એના જીવનમાં જો ઉલ્લાસ પ્રગટતો હોય તો મારે રોકાઈ જવું જોઈએ.' સિદ્ધાર્થને સીતાજી પ્રત્યે સહાનુભૂતિ પ્રગટી.

'હે સિદ્ધાર્થ, તમારે અહીં રહેવું જ પડશે. હું મહારાજા વજ્રજંઘને પણ સમાચાર મોકલું છું. તેઓ પણ તમને આગ્રહ કરશે.'

'મહાસતી, હું તમારા આગ્રહને ટાળી શકતો નથી.

અહીં રહીશ.' સીતાજી પ્રસન્ન થઈ ગયાં. તેમણે રાજા વજ્રજંઘને સિદ્ધાર્થ અંગે વાત કરી. વજ્રજંઘ પણ પ્રસન્ન થયા. સિદ્ધાર્થ જેવા સિદ્ધપુરુષ લવ-કુશને કલાચાર્ય મળે તો અવશ્ય લવ-કુશ સર્વકળાઓમાં પારગામી થાય. તેમણે સિદ્ધાર્થને કહ્યું : હે મહાપુરૂષ, તમે અમારા પર મહાન્ અનુગ્રહ કર્યો છે. લવ-કુશ જેવા પુણ્યશાળી કુમારો સાચે જ સુપાત્ર છે. એવા સુપાત્રમાં તમારૂં જ્ઞાન પડશે....અવશ્ય તે સફળ બનશે.'

'રાજન્, મહાસતીના અતિ આગ્રહને અવગણવાની મારી શક્તિ નથી.'

'સત્ય છે સિદ્ધાર્થ, એ સાક્ષાત્ ધર્મમૂર્તિ છે.'

'એનાં બંને બાળકો અસાધારણ લક્ષણો ધરાવે છે. બીજા રામ-લક્ષ્મણ છે!'

'રામના સંતાન એવાં જ હોય ને!'

'રામને પણ પરાજિત કરે તેવાં!'

'આપની કલાઓ પ્રાપ્ત કરનારાઓ માટે એ પણ અશક્ય નથી.'

'હું દેવી સીતાના મનોરથ પૂર્ણ કરીશ.'

'આપનું વચન સિદ્ધવચન હોય છે....'

'ભગવાન જિનેશ્વરદેવનો અચિંત્ય પ્રભાવ છે!'

રાજા વજ્રજંઘે સિદ્ધાર્થને રમણીય નિવાસસ્થાન આપ્યું. સુંદર પુષ્પવાટિકાથી ઘેરાયેલું નિવાસસ્થાન જાણે એક આશ્રમ જ હતો. સિદ્ધાર્થને પણ નિવાસસ્થાન ગમી ગયું.

પ્રશસ્ત દિવસ ને મુહૂર્તે સિદ્ધાર્થે લવ-કુશનું કલાધ્યયન શરૂ કર્યું...લવ-કુશમાં જન્મજાત વિનયગુણ હતો.

બંને બાંધવો વિનયી, વિવેકી અને વડિલજનો પ્રત્યે આદર ધરાવનાર હતા. મૃદુ સ્વભાવ અને તીક્ષ્ણ બુદ્ધિથી તેમણે સિદ્ધાર્થનો સ્નેહ સંપાદન કરી લીધો. સિદ્ધાર્થને પણ લવ-કુશ પ્રત્યે ખૂબ સ્નેહ જાગ્રત થયો.

ગુરુનો સ્નેહ અને શિષ્યનો વિનય....ભેગા થયા પછી કયી સિદ્ધિ પ્રાપ્ત ન થાય ? ગુરૂનું વાત્સલ્ય અને શિષ્યની નમ્રતા... ભેગા થયા પછી કઇ કલા પ્રાપ્ત ન થાય ? લવ અને કુશની વિનમ્રતાએ સિદ્ધાર્થના હૃદયને હરી લીધું. સિદ્ધાર્થે ક્રમશઃ પોતાની કળાઓ, સિદ્ધિઓ અને જ્ઞાન બંને કુમારોને આપવા માંડયું.

વર્ષોથી સાધના હતી ! ગજબ ધૈર્ય અને અપૂર્વ પ્રગતિ આવશ્યક હતાં. ઉતાવળ, કંટાળો કે ઉદ્વેગને સ્થાન આપે પાલવે એમ ન હતું. બંને કુમારોએ તરુણ અવસ્થામાંથી યુવાવસ્થામાં પ્રવેશ કર્યો. શસ્ત્રકળામાં અને શાસ્ત્રકળામાં પારંગત બન્યા. સ્વર્ગનો દેવ પણ આ કુમારો સમક્ષ હાંફી જાય તેવા દુર્ધર્ષ યોદ્ધાઓ બની ગયા.

સીતાજી કયારેક કુમારોના યુદ્ધકૌશલને જુએ છે ! કયારેક એમની શાસ્ત્રચર્ચા સાંભળે છે, કયારેક ગુરુ-શિષ્યનો સ્નેહસભર વાર્તાલાપ સાંભળે છે....એમનું હૃદય પ્રસન્ન થઈ જાય છે. યુવાન પુત્રો તરફથી પણ સીતાજીને સ્નેહ, ભક્તિ અને આદર મળે છે; વિનય અને બહુમાન મળે છે.

લવ-કુશમાં યૌવનસુલભ ઉદ્ધતાઈએ પ્રવેશ કર્યો ન હતો. સૂર્યના પ્રકાશથી પણ ન ભેદી શકાય એવો મોહ-વાસનાનો અંધકાર એમના પર છવાયો ન હતો. કર્તવ્ય-વિમુખતા અને વિવેક-ભ્રષ્ટતાએ ભરડો લીધો નહોતો.

રાજા વજ્જંઘ લવ–કુશના વિકસતા વ્યક્તિત્વને જોતા હતા. તેમના મનમાં અનેક વિચારો લવ–કુશ અંગે આવતા હતા. એક દિવસ મહારાજાએ સીતાજી સમક્ષ પોતાના મનની વાત મૂકી.

'દેવી, હવે લવ-કુશ યૌવનમાં આવ્યા છે. અનેક કળાઓમાં પારંગત બન્યા છે.'

'સિદ્ધાર્થના અવિરત પરિશ્રમનું પરિણામ છે'

'બંને બાળકોએ ખંતથી ને ઉત્સાહથી કલાધ્યયન કર્યું છે ને કરે છે.'

'આપની કાળજી કેટલી બધી છે!'

'હું તો રાજ્યના કામકાજમાંથી ઊંચો નથી આવતો, શું કાળજી રાખું ? કાળજી તમારી છે. પહેલાં ગુરૂ તમે છો. સાચી માતા છો.'

'હું તો નિમિત્ત માત્ર છું, બાળકોનું પુણ્ય જ પ્રબળ છે.'

'એમના પ્રબળ પુણ્યોદયથી આકર્ષાઈને મેં એક વિચાર કર્યો છે....'

'નિઃસંકોચ કહો.'

'શશિચૂલાનો વિવાહ લવ સાથે કરવાની મારી ઈચ્છા છે.'

સીતાજી વજ્જંઘના પ્રસ્તાવથી વિચારમાં પડી ગયાં. શશિચૂલા વજ્જંઘની પુત્રી હતી. સુયોગ્ય હતી. અવારનવાર શશિચૂલા સીતાજીના પરિચયમાં આવતી હતી. રૂપ અને ગુણનો એનામાં સુભગ સંયોગ થયેલો હતો. પરંતુ અત્યારે લવનો વિવાહ કરવો કે નહીં, એ વિચારથી સીતાજી મૌન રહ્યાં.

'દેવી, કેમ મૌન રહ્યાં ? પ્રસ્તાવ ન ગમ્યો ?' વજ્જંઘે

પૂછ્યું.

'મારે શો વિચાર કરવાનો છે? આપને જ વિચાર કરવાનો છે ને જેમ યોગ્ય લાગે તેમ કરવાનું છે. આપના હૃદયે એ બાળકોનું હિત વસેલું છે.'

'શશિચૂલા અને બીજી બત્રીસ કન્યાઓ સાથે લવનો વિવાહ કરીએ.' વજ્રજંઘે સીતાજીની સંમતિ લઇ લીધી. એમનું હૃદય પ્રફુલ્લિત થઈ ગયું. ત્યાંથી તેઓ સીધા જ મહારાણી લક્ષ્મીવતી પાસે ગયા. લક્ષ્મીવતીને પોતાની ભાવના જણાવી. લક્ષ્મીવતી પ્રસન્ન થઈ ગઈ. લવ જેવો સુયોગ્ય કુમાર બીજો શોધ્યો જડે એમ ન હતો. શશિચૂલાને પણ વાત જાણવા મળી. એનું હૃદય આનંદથી ભરાઈ ગયું. વર્ષોથી એ લવને જોતી હતી. લવ પ્રત્યે એનું આકર્ષણ વધતું જ હતું.

બીજી બાજુ સીતાજીએ લવને પોતાની પાસે બેસાડીને રાજા વજ્રજંઘની વાતથી પરિચિત કર્યો. લવ લજ્જાથી શરમાઈ ગયો. તેણે કહ્યું :

'માતા, જે તને ગમે તે મને ગમે. આવી વાતમાં મને પૂછવાનું ન હોય.'

'વત્સ, હું જાણું કે છું તું મારી આજ્ઞા ન ઉત્થાપે. પરંતુ વિવાહ જેવી વાતમાં તને વાત કરવી જોઈએ. મહારાજા વજ્રજંઘના પ્રસ્તાવને જો કે મેં સ્વીકારી જ લીધો છે, કારણ કે તેઓનો આપણા પર અનહદ ઉપકાર છે. વળી તેમનો પ્રસ્તાવ પણ ઉચિત લાગ્યો, શશિચૂલા સુયોગ્ય કુમારી છે.'

૩૨ ત્યાં સિદ્ધાર્થ આવી પહોંચ્યા. લવે ઊભા થઇ અભિવાદન કર્યું. સીતાજીએ પ્રણામ કર્યા. લવે સિદ્ધાર્થને આસન પ્રદાન

કર્યું. સિદ્ધાર્થે આશીર્વાદ આપ્યા. સીતાજીએ સિદ્ધાર્થને ઉદ્દેશીને કહ્યું :

'હે મહાપુરુષ, મહારાજા વજ્રજંઘે લવનો વિવાહ નક્કી કર્યો છે! રાજકુમારી શશિચૂલા સાથે.'

'દેવી; મહારાજાનો નિર્ણય સુયોગ્ય છે. શશિચૂલા લવ માટે સુયોગ્ય કુમારી છે.'

સીતાજી વિચારમાં ખોવાઈ ગયાં હતાં. લવ જમીન પર દૃષ્ટિ સ્થાપીને બેઠો હતો.

'દેવી આપ શું વિચારમાં પડી ગયાં ?'

'દેવર્ષિ, વિચાર શું કરૂ ? મનમાં વિચારો આવ્યા જ કરે છે....લવના વિવાહમાં એના પિતાજી નહીં હોય....લક્ષ્મણ નહીં હોય...' સીતાજીની આંખો ભીની થઈ ગઈ હતી.

'દેવી, તમે એ વિચારોને ત્યજી દો. લવ-કુશને એમના પિતાજીનું મિલન સ્વાભાવિક જ થશે. હવે બહુ સમય નથી! હમણાં તો લવનો વિવાહ-મહોત્સવ ઉજવાઈ જવા દો.'

ત્યાં સિદ્ધાર્થને મહારાજા વજ્રજંઘનું તેડું આવ્યું. સિદ્ધાર્થ ઊભા થયા, સીતાજીએ ઉભા થઇ અભિવાદન કર્યું, લવ મહેલના દ્વાર સુધી વળાવવા ગયો. સિદ્ધાર્થે લવ સામે વાત્સલ્યભરી દૃષ્ટિ કરી. લવ શરમાઈ ગયો.

મહારાજાએ સિદ્ધાર્થનું સ્વાગત કર્યું. વિવાહ અંગે વાર્તાલાપ કર્યો. વિવાહમહોત્સવનો દિવસ નક્કી કર્યો.

દિવસ આવી લાગતાં મહોત્સવ મંડાયો. ભવ્ય ધામ-ધૂમથી શશિચૂલા અને બીજી બત્રીસ કન્યાઓનું લવે પાણિ-ગ્રહણ કર્યું. પુત્રવધુઓએ સીતાજીનાં ચરણે વંદના કરી.

# ૧૦૧ : : કુમારોનાં લગ્ન

લવનો લગ્નોત્સવ થઈ ગયા પછી મહારાજા વજ્રજંઘે કુશ માટે કુલીન કન્યાની પરિશોધ શરૂ કરી. તેમની દૃષ્ટિમાં પૃથ્વીપુર આવ્યું. મંત્રીઓને પૃથ્વીપુર મોકલી ત્યાંના નરેશ પૃથુની પુત્રી કનકમાલિકાની માંગણી કરી.

પરંતુ રાજા પૃથુએ માંગણી ન સ્વીકારી! એમ કહીને ન સ્વીકારી કે 'જેનો વંશ ન જાણતા હોઇએ એને પોતાની પુત્રી કેવી રીતે અપાય ?'

જ્યારે મંત્રીઓએ રાજા વજ્રજંઘને આ વાત કહી, રાજાને રોષ આવ્યો. જ્યારે લવ-કુશને સમાચાર મળ્યા, રોષથી ધમધમી ગયા. વજ્રજંઘે યુદ્ધની ઘોષણા કરી. રાજા પૃથુ પણ યુદ્ધ માટે તૈયાર હતા. લવ અને કુશને યુદ્ધમાં નહીં જવા સમજાવવામાં આવ્યા પરંતુ એ વીર કુમારો રોકાય શાના ? એમણે વજ્રજંઘને કહ્યું : હે જયેષ્ઠ! પૃથુને

અમારા વંશનો પરિચય આપવા અમને જ જવા દો. અમારો ને અમારા વંશનો પરિચય યુદ્ધના મેદાન પર જ અમે આપીશું !'

બંને કુમારોનો દૃઢ આગ્રહ જોઈ સીતાજીએ વિજય-તિલક કર્યું અને રાજા વજ્રજંઘની સાથે યુદ્ધપ્રયાણ કર્યું.

રાજા પૃથુનું સૈન્ય પણ પૃથ્વીપુરનગરના બાહ્યપ્રદેશમાં સજ્જ બનીને ઉભું હતું. બંને સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ જામી પડ્યું. પૃથુના સૈન્યે વજ્રજંઘના સૈન્યને બે પ્રહરમાં જ પરાજિત કરી દીધું. સૈનિકો ચારે દિશામાં નાસભાગ કરવા લાગ્યા, લવ–કુશે આ દૃશ્ય જોયું. અત્યાર સુધી બંને કુમારો યુદ્ધ નિહાળી રહ્યા હતા. સૈન્યનો પરાજય જોઈ બંને કુમારોએ યુદ્ધમાં ઝંપલાવ્યુ.

અપૂર્વ યુદ્ધકૌશલ અને અદ્ભુત વીરતાથી તેમણે સૈન્યમાં ચૈતન્યસંચાર કર્યો. નાસભાગ કરતા સૈનિકો અટકી ગયા અને કુમારોની યુદ્ધપ્રવીણતા પર મુગ્ધ બની ગયા.

લવ–કુશે પરાજયને વિજયમાં પલટી નાંખ્યો. રાજા પૃથુ ભાગવા લાગ્યા. લવ–કુશે પૃથુ સામે વિજયી–સ્મિત કરતા કહ્યું :

'રાજન્! અમારા કુલ–વંશ તો તમે જાણતા નથી. તો યુદ્ધમાંથી કેમ ભાગવા માંડ્યું ? તમે તો પ્રસિદ્ધ કુલ-વંશવાળા છો!'

રાજા પૃથુ ઊભા રહી ગયા. લવ–કુશની સામે નતમસ્તકે ઉભા રહી તેમણે કહ્યું :

'આપના આ અદ્ભુત પરાક્રમથી જ આપનો વંશ મેં જાણી લીધો. મહારાજા વજ્રજંઘે કુશ માટે મારી કન્યાની

માંગણી....સાચે જ મારા હિત માટે કરી હતી, એમ મને લાગે છે. આવો વર શોધ્યો પણ ન જડે! હું મારી કન્યા કનકમાલિકા અંકુશને આપું છું!'

ત્યાં મહારાજા વજ્રજંઘનો રથ આવી પહોંચ્યો. લવ અને કુશ રથમાંથી ઉતરી વજ્રજંઘને નમસ્કાર કરી ઉભા. વજ્રજંઘે બંને કુમારોને પોતાના બાહુપાશમાં લઈ સ્નેહ વરસાવ્યો.

'હે વીરકુમારો, તમે આજે દેવોને પણ ઈર્ષ્યા કરાવે તેવો સંગ્રામ કર્યો છે. તમારા માતાપિતાના કુળને ઉજ્જવલ બનાવ્યું છે!'

ત્યાં પૃથુરાજા પણ પાસે આવ્યા. મહારાજા વજ્રજંઘને પ્રણામ કરીને કહ્યું :

'હે મહારાજા, આપ મારો અવિનય ક્ષમા કરો. બંને કુમારોની અપૂર્વ વીરતાથી મેં એમના વંશને જાણ્યા છે... પુત્રી કનકમાલિકા હું વીરકુમાર અંકુશને આપું છું.'

'રાજન્, તમને ધન્યવાદ છે. પરાજય પછી પણ આપને સદ્બુદ્ધિની પ્રાપ્તિ થઈ.'

રાજા પૃથુએ કનકમાલિકાનો વિવાહ ઉત્સવ માંડયો. મહારાજા વજ્રજંઘે અનેક રાજા-મહારાજાઓને નિમંત્રણ મોકલ્યાં રાજા પૃથુએ પણ આમંત્રણ પાઠવ્યાં. ભવ્ય આડ-બરપૂર્વક કુશે કનકમાલિકાનું પાણિગ્રહણ કર્યું.

લગ્નોત્સવ થયા પછી મહારાજા વજ્રજંઘની અધ્યક્ષ-તામાં રાજસભા ભરાઇ.

ત્યાં આકાશમાર્ગે નારદજી રાજસભામાં આવી પહોંચ્યા!

'પધારો....પધારો દેવર્ષિ!' મહારાજા વજ્રજંઘે સિંહાસન

ઉપરથી ઊભા થઈ સ્વાગત કર્યું.

'કુશલ હો રાજન્ !' નારદજીએ આશીર્વચન ઉચ્ચાર્યાં. નારદજીને બેસવા માટે આસન આપવામાં આવ્યું. રાજાઓએ ને રાજકુમારોએ દેવર્ષિનું અભિવાદન કર્યું.

'દેવર્ષિ, આપ અહીં પધાર્યા છો તો આ રાજાઓની એક જિજ્ઞાસાને સંતોષવા કૃપા કરો.' રાજા વજ્રજંઘે નારદજી સામે સૂચક દૃષ્ટિ કરતાં કહ્યું. વજ્રજંઘની બાજુમાં જ રાજકુમારો લવ અને કુશ બેઠા હતા. તેમણે પણ નારદજીનું અભિવાદન કર્યું હતું અને નારદજીએ બંનેના મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપ્યા હતા. લવ-કુશ પ્રથમવાર જ નારદજીનાં દર્શન કરતા હતા. નારદજી અંગે સિદ્ધાર્થ પાસેથી પરિચય અવશ્ય એમને મળ્યો હતો. તેઓ નારદજી સામે ધારી ધારીને જોતા હતા. નારદજીએ પણ બે-ચાર વાર કુમારો સામે જોઈ લીધું હતું.

'કહો રાજન્, આ રાજાઓની શી જિજ્ઞાસા છે ?' નારદજીએ પૂછ્યું.

'દેવર્ષિ, આ આપની સમક્ષ બેઠેલા બે કુમારો-લવ અને કુશના વંશને જાણવો છે ! આપ આપના શ્રીમુખે એમનો પરિચય આપવા કૃપા કરો.'

નારદજીના મુખ પર સ્મિત રમવા લાગ્યું. તેમણે રાજા પૃથુ અને બીજાઓ તરફ વેધક દૃષ્ટિપાત કર્યો. લવ-કુશ સામે જોયું...દૃષ્ટિ મળી અને નારદજી પ્રસન્નતાથી છલકાઈ ગયા, બે ક્ષણ સ્વસ્થ બનીને તેમણે વક્તવ્ય ચાલુ કર્યું :

'આ વીરકુમારોના વંશનો પરિચય જોઇએ છે ?

આશ્ચર્ય ! આ સુપુત્રોના વંશને કોણ નથી જાણતું ? ભગવાન ઋષભદેવ જે વંશના ઉત્પત્તિ-કંદ છે ! એમના વંશમાં થયેલા ભરત આદિ ચક્રવર્તીઓને કોણ નથી જાણતું ? અને....આ કુમારોના પિતા શ્રીરામચંદ્રજીને કોણ નથી ઓળખતું ?'

'હેં ! શું આ કુમારો શ્રીરામના સુપુત્રો છે ?' રાજા પૃથુ અને બીજા રાજાઓ આશ્ચર્યથી ...હર્ષથી....આનંદથી નાચી ઉઠયા.

'હા, રાજેશ્વરો ! આ કુમારો શ્રીરામના સુપુત્રો છે. શ્રી લક્ષ્મણ એમના કાકા છે. શ્રીરામ-લક્ષ્મણ કે જેઓ આ કાળના બળદેવ-વાસુદેવ છે. જેમણે લંકાપતિ રાવણને રણમાં રોળ્યો અને સમગ્ર વિદ્યાધર વિશ્વને ઝુકાવી દીધું !

જ્યારે આ બંને કુમારો ગર્ભસ્થ હતા ત્યારે શ્રીરામે સીતાજીનો ત્યાગ કરી દીધો હતો. સીતાજી માટે પ્રજામાં અપવાદ બોલાતો હતો....જો કે એ એક ષડ્યંત્ર જ હતું પરંતુ શ્રીરામે લોકોના કહેવાથી સીતાજીને જંગલમાં ત્યજી દીધાં....'

લવની દૃષ્ટિ નીચી હતી. કુશની દૃષ્ટિ નારદજી ઉપર મંડાયેલી હતી, કુશના મુખ પર રોષયુક્ત હાસ્ય ઉપસી આવ્યું, તેણે કહ્યું :

'દેવર્ષિ, શ્રીરામે ઉચિત ન કર્યું. માતા વૈદેહીનો દારુણવનમાં ત્યાગ કરી દેવો, એ એમના જેવા માટે સાવ અનુચિત કહેવાય. અપવાદ....નિંદા....વગેરેનું નિરાકરણ કરવાના બીજા ઘણા ઉપાયો કરી શકાત. વિદ્વાન્ અને વિવેકી એવા શ્રીરામે અયોગ્ય પગલું ભર્યું.'

'કુમાર, તમારી વાત સત્ય છે. પરંતુ જે બનવાનું હતું તે બની ગયું છે. મહાપુરૂષો ભૂલ કરતા હોય છે ત્યારે તેમને કોણ સમજાવી શકે છે? તમારા કાકા લક્ષ્મણજીએ શ્રીરામને ઘણા સમજાવ્યા હતા પરંતુ તેઓ ન જ સમજ્યા.... कर्मणां गतिगहना!'

'બ્રહ્મર્ષિ, પોતાના યશની રક્ષા કરવા માટે એક મહાસતીના જીવનને નષ્ટ કરી દેવું તે શું ન્યાય છે? અમે જાણીએ છીએ કે પિતાજીએ પોતાના યશની રક્ષા માટે જ અમારી જનનીને વન્યપશુઓ સામે ફેંકી દીધી હતી.... પરંતુ धर्मो रक्षति रक्षितः' ધર્મની રક્ષા કરનારની રક્ષા ધર્મ કરે છે. અમારી માતાના સતીત્વે જ માતાની રક્ષા કરી, અમારી રક્ષા કરી....ને એ ભીષણ 'સિંહનિનાદ' વનમાં મહારાજા વજ્રજંઘ જેવા પરનારીસહોદર મહામના મહાપુરુષ મળી ગયા અને સુયોગ્ય આશ્રય મળી ગયો, અન્યથા શું થાત, એનો વિચાર પણ ધ્રૂજાવી દે છે.'

અંકુશે પોતાનું હૃદય ખોલી નાંખ્યું. નારદજીએ અંકુશની વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરી ત્યાં લવ બોલી ઉઠયો:

'બ્રહ્મર્ષિ, આપ એ કહો કે એ નગર અહીંથી કેટલું દૂર છે કે જ્યાં અમારા તાત એમના અનુજ લક્ષ્મણ સાથે બિરાજે છે?'

'વત્સ! વિશ્વશ્રેષ્ઠ એવા તાત અયોધ્યામાં બિરાજે છે. અહીંથી એ પ્રસિદ્ધ નગર એકસો સાઠ યોજન દૂર છે.' નારદજીએ લવ સામે દૃષ્ટિ કરી. લવના મુખ પર ગંભીરતા છવાયેલી હતી. નારદજી લવના હૃદયને સમજવા પ્રયત્ન કરવા લાગ્યા. એમને લાગ્યું કે લવનું હૃદય માત્ર અયોધ્યા જવા

જ નથી ઇચ્છતું પરંતુ વૈદેહીને થયેલા અન્યાયનો પ્રતિકાર ઝંખે છે. માતા પ્રત્યે ક્રૂર વર્તાવ કરનાર પિતા પ્રત્યે એના હૃદયમાં રોષ છે.

રાજસભાનું વિસર્જન થયું. સહુનાં મન.. તેમાંય કનકમાલાનું મન નાચી ઉઠયું. કનકમાલાની માતાની પ્રસન્નતાની હદ ન રહી. નગરની સેંકડો સ્ત્રીઓએ આવીને કનકમાલાને અભિનંદન આપ્યા. 'હું શ્રીરામની પુત્રવધુ બની છુ !' આ વિચારે કનકમાલાના ગૌરવમાં અપૂર્વ વૃદ્ધિ કરી.

લવ અને કુશ ભોજનાદિથી નિવૃત્ત થઈ મહારાજા વજ્રજંઘ પાસે પહોંચ્યા. બંને કુમારોને વાત્સલ્યથી પાસે બેસાડીને મહારાજાએ વાર્તા-વિનોદ કર્યો. વાત-વાતમાં અવસર શોધી લવે વજ્રજંઘને કહ્યું :

'હે તાતપાદ, અમે અયોધ્યા જવા ઇચ્છીએ છીએ. શ્રીરામ-લક્ષ્મણનાં દર્શન કરીએ !' લવે કુશ સામે જોઇ કુશની પણ સંમતિ મેળવી લીધી.

'વત્સ, તમારે જવાનું જ છે. હું પણ ચાહુ છું કે તમે તમારા વિશ્વવિજયી પિતાનાં દર્શન કરો....પરંતુ....' વજ્રજંઘ અચકાઈ ગયા.

'કેમ આપ બોલ્યા નહીં ?' કુશે આગ્રહ કર્યો. વજ્રજંઘના મુખ પર દુઃખ, વેદના અને રોષની સંયુક્ત લાગણીઓ તણાઈ આવી. તેમણે લવની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવીને કહ્યું: 'કુમારો, અયોધ્યા જવાનું છે પણ એક શરણાગત તરીકે નહીં....સમોવડીયા તરીકે....તે માટે હજુ આપણે કેટલાક દેશો પર વિજય મેળવવો પડશે....એક વિરાટ શક્તિ જાગ્રત

કરવી પડશે....પછી અયોધ્યા તરફ....'

'સત્ય....સત્ય... પિતાજી, આપનું વક્તવ્ય યથાર્થ છે.' લવ-કુશ બોલી ઉઠયા.

રાજા વજ્રજંઘ !

રાજા પૃથુ !

અને લવ-કુશ !

બે રાજાઓ અને એમના બે જમાઈ; ચારની સભાનું આયોજન થયું. મહારાજા પૃથુના મહેલના સભાખંડમાં ચારે મહાપુરૂષો ભેગા થયા. મહારાજા વજ્રજંઘના મનમાં એક ભવ્ય કલ્પના હતી. આજે એ કલ્પનાને સાકાર બનાવવાની યોજના ઘડવાની હતી. મહારાજા પૃથુના ગળે એ કલ્પના અને એને સાકર બનાવવાની યોજના ઉતારવાની હતી. લવ અને કુશને એના માટે ઉત્કંઠિત કરવાના હતા. મહારાજા વજ્રજંઘે પૃથુ સામેના સંગ્રામમાં લવ-કુશના અદ્વિતીય પરાક્રમને માપ્યું હતું. પુણ્યપ્રભાવના સૂર્યને પૂર્ણરૂપેણ પ્રકાશતો જોયો હતો. એમણે લવ-કુશ દ્વારા જ પોતાની ભવ્ય કલ્પનાને સાકાર બનાવવાનો નિર્ણય કર્યો હતો. હા, એમાં એમનો કોઈ સ્વાર્થ ન હતો. એ તો લવ-કુશના જ ઉત્કર્ષને ચાહતા હતા. વળી રાજા પૃથુ જેવા સ્વજન મળી ગયા હતા તેથી વજ્રજંઘના ઉત્સાહમાં અભિવૃદ્ધિ થઈ હતી.

તેમણે કહ્યું. 'હે કુમારો, આપણે અહીંથી જ વિજયયાત્રા આરંભવી જોઈએ. તમે પ્રાપ્ત કરેલી કળાઓ, જ્ઞાન અને વિજ્ઞાનનો પ્રયોગ કરી દેશ-વિદેશ પર વિજય મેળવવો જોઈએ. નિષ્ક્રિય બનીને બેસી રહેવાથી જ્ઞાન-વિજ્ઞાનનો

પ્રકાશ મંદ પડી જાય છે. તમારી સાથે વિજયયાત્રામાં હું અને મહારાજા પૃથુ પણ જોડાઈશું.'

મહારાજા પૃથુ બોલ્યા : 'મહારાજાનું કથન સત્ય છે. વિજયયાત્રામાં હું સાથે જ રહીશ. દિગંતવ્યાપી યશ-કીર્તિ પ્રાપ્ત કરી કુમારો વિજયમાળા પહેરે તેવી મારી કામના છે.' લવે કહ્યું : 'આપ બંને પૂજ્ય સ્થાને છો. વિજયયાત્રા માટે અમે પણ ઉત્સાહી છીએ. આપ વિજયયાત્રાનો ક્રમ ઇત્યાદિ નક્કી કરો. પ્રશસ્ત દિવસે પ્રસ્થાન કરીએ પરંતુ....' લવે કુશ સામે સૂચક દૃષ્ટિ કરી.

'માતાજી તો પુંડરીકપુર છે....એમની અનુજ્ઞા... પ્રાપ્ત કરવી જોઇએ.' કુશે કહ્યું. વજ્રજંઘે તેમને સમજાવ્યું કે તેઓ ઘોડેસ્વારને પુંડરીકપુર મોકલીને વૈદેહીને બધો જ વૃત્તાંત મોકલશે અને મહાસતીની અનુજ્ઞા પ્રાપ્ત કરશે. મહારાજા વજ્રજંઘે અને પૃથુએ વિજયયાત્રાનો કાર્યક્રમ ઘડી દીધો. લવ અને કુશ પણ કાર્યક્રમ જાણીને પ્રસન્ન થઈ ગયા.

મહાસતી સીતાજીના આશીર્વાદ આવી ગયા. વિજય-યાત્રાનું મુહૂર્ત પણ નીકળી ગયું. પૂર્વ તૈયારીઓ પણ થઈ ગઈ.

મહારાજા વજ્રજંઘ અને મહારાજા પૃથુએ પોતાનાં સૈન્યો સુવ્યવસ્થિત કર્યાં અને શુભ મુહૂર્તે વિજયપ્રસ્થાન કર્યું. લવ અને કુશના ઉત્સાહની સીમા ન રહી.

માર્ગમાં જે જે નાનાં-મોટાં રાજ્ય આવ્યાં, તેમને સરળતાથી સ્વાધીન કર્યાં. કેટલાક રાજાઓ સ્વયં શરણે આવ્યા. શરણાગત રાજાઓને એમના સૈન્ય સાથે લવ-કુશે પોતાની સાથે વિજયયાત્રામાં સમ્મિલિત કર્યા.

લોકપુરનગર આવ્યું. લોકપુરનો રાજા કુબેરકાંત અજેય ગણાતો હતો. પરાક્રમી ગણાતો હતો. લવ-કુશે કુબેરકાન્ત પાસે દૂત મોકલ્યો. શરણે આવી જવા સૂચન કર્યું; પણ કુબેરકાન્ત એમ શરણાગતિ સ્વીકારે શાનો ? યુદ્ધે ચડયો. લવ-કુશે એક જ પ્રહરના યુદ્ધમાં કુબેરકાંતને પરાજિત કરી લોકપુર પર પોતાની આજ્ઞા પ્રવર્તાવી.

કુબેરકાંતે લવ કુશના અપૂર્વ પરાક્રમને જોયું, તે મુગ્ધ થઈ ગયો. લવકુશે કુબેરકાંતને સાથે લીધો.

લંપાકદેશના એકકર્ણ રાજાને પરાજિત કર્યો. વિજય-સ્થલીન ભ્રાતૃશત રાજાને જીતી લીધો. આગળ વધ્યા.... ને પવિત્ર ગંગા સામે દેખાણી. ગંગાની પેલે પાર ઉત્તુંગ હિમાલયના ધવલ શિખરો દૃષ્ટિપથમાં આવ્યાં.

લવકુશે ગંગાતટે રાજાઓ સાથે મંત્રણા કરી. ગંગાની પેલે પારના દેશો અંગે માહિતી મેળવી. વિજયયાત્રા ગંગાના પેલે પારના દેશો સુધી લંબાવવાનો નિર્ણય કર્યો. સૈન્યને આદેશ અપાયો. તરાપાઓ તૈયાર થવા લાગ્યા અને થોડા જ દિવસોમાં વિશાળ સૈન્ય ગંગા ઉતરીને સામે કિનારે પહોંચી ગયું.

કૈલાસની ઉત્તર દિશામાં પ્રયાણ આરંભાયું.

રુસ, કુંતલ, કાવામ્બુ, નન્દિ, નન્દન, સિંહલ વગેરે દેશો પર વિજયધ્વજ ફરકાવીને લવ-કુશે સિંધુ નદી પાર કરી. સિન્ધુના સામે પારના આર્યદેશો અને અનાર્યદેશોને જીતી લીધા....અને પુંડરીકપુર તરફ પ્રયાણ આરંભી દીધું.

લવ-કુશ રાજાઓના પણ રાજા બની ગયા. એક વિશાળ સામ્રાજયના સ્વામી બની તેઓ પુંડરીકપુર આવતા હતા. માતા જાનકી કેટલી પ્રસન્ન થશે....એની કલ્પના પણ બંને ભ્રાતાઓને હર્ષથી ગદ્ગદ્ કરી દેતી હતી.

મહારાજા વજ્રજંઘે દૂતને પુંડરિકપુર મોકલી મંત્રીવર્ગને સંદેશ પહોંચાડી દીધો. મહાસતી સીતાને પણ વૃત્તાંત મળ્યો. સીતાજી પોતાના પ્રાણપ્યારા પુત્રોને જોવા ઉત્કંઠિત બની ગયા. મંત્રીઓએ સમગ્ર નગરને શણગારી દીધું. નગરજનોએ

ઉત્સવનું વાતાવરણ સર્જી દીધું. અનેક રાજ-રાજેશ્વરો સાથે, અપૂર્વ વિજયયાત્રા પૂર્ણ કરીને આવી રહેલા લવ અને કુશનું ભવ્ય સ્વાગત કરવા લાખો દેશવાસીઓ પુંડરીકપુરમાં એકઠા થયા.

મંત્રીવર્ગે અદ્ભુત નગર-પ્રવેશનું આયોજન કર્યું હતું. સહુથી અગ્રસ્થાને ગગનચુંબી વિજયધ્વજ શ્વેત અશ્વો વહી રહ્યા હતા. ત્યાર પછી વિવિધ વાદ્યોને બજાવતું વાદકવૃંદ સુંદર વેશભૂષામાં સજ્જ બનીને ચાલતું હતું. એમની પાછળ એકસો ને આઠ શણગારેલા હાથીઓ બે બેની પંક્તિમાં ચાલી રહ્યા હતા. ત્યારબાદ નૃત્યુકારોનું વૃંદ ચાલતું હતું અને એમની પાછળ એક વિશાળ રથમાં મહારાજા વજ્જંઘ આરુઢ થયેલા હતા. એમની પાછળ એક અત્યંત સુશોભિત રથમાં લવ અને કુશ બિરાજીત થયેલા હતા. ત્યારબાદ મહારાજા પૃથનો રથ હતો. એમની પાછળ ચાર-ચાર રથની પંક્તિમાં અન્ય આજ્ઞાંકિત રાજાઓ હતા. રાજાઓની પાછળ સૈન્યના વિજેતા પરાક્રમી સેનાપતિઓ અશ્વરોહી બનીને પ્રસન્ન મુદ્રામાં ચાલી રહ્યા હતા. સૌથી પાછળ હજારો વિજયઘેલા સૈનિકો અપૂર્વ હર્ષથી સશસ્ત્રસજ્જ બનીને નગરના રાજમાર્ગોને ધમધમાવી રહ્યા હતા.

નગરના અગ્રગણ્ય પુરૂષોએ મહારાજા વજ્જંઘનું અને કુમારો લવ-કુશનું સ્નેહભીનું સ્વાગત કર્યું. રાજમાર્ગો પર લાખો સ્ત્રી-પુરૂષોએ અક્ષત, પુષ્પ અને ગુલાલની વૃષ્ટિ કરી સ્વાગત કર્યું.

'અહો! ધન્ય છે, મહારાજા વજ્જંઘને, કે જેમના આવા દિગ્વિજયી ભાણેજો લવ-કુશ છે! ધન્ય છે દેવી

સીતાને....જેણે આવા દેવકુમારોને જન્મ આપ્યો!' ઠેરઠેર લોકોના મુખેથી પ્રશંસાનાં-પુષ્પો ખરવા લાગ્યાં.

સ્થળે સ્થળે કુમારોના નામનો જયધ્વનિ થવા લાગ્યો.

પુંડરિકપુર હર્ષઘેલું બની ગયું હતું, લવ અને કુશનો પુણ્યોદય સોળે કળાએ ખીલી ઉઠયો હતો. રાજપરિવારમાં આનંદ-આનંદ છવાઈ ગયો હતો. આ બધું જોઈ સાંભળીને સીતાજી નિઃસીમ આનંદમાં ડૂબી ગયાં હતાં. ત્યાં સ્વાગત-રાજસભામાંથી નિવૃત્ત થઇ લવ-કુશે આવીને સીતાજીનાં ચરણોમાં મસ્તક મૂકી દીધાં....ત્યારે સીતાજીએ બંને પુત્રોના મસ્તકે હર્ષના આંસુઓથી અભિષેક કર્યો અને વારંવાર આલિંગન આપવા લાગ્યાં.

'મારા પ્રિય પુત્રો, તમે રામ-લક્ષ્મણ સમાન બનો!' બંને પુત્રોને માથે હાથ મૂકી સીતાજીએ આશીર્વાદ આપ્યા.

'વિશ્વપાવની માતા, તારા આશીર્વાદથી અમે રામ-લક્ષ્મણને તુલ્ય જ નહીં, રામ-લક્ષ્મણના પણ વિજેતા બનીશું!' લવે સીતાજીની દૃષ્ટિમાં દૃષ્ટિ મીલાવીને કહ્યું.

ત્યાં કલાચાર્ય સિદ્ધાર્થ આવી પહોંચ્યા. બંને કુમારોએ ઊભા થઇ સિદ્ધાર્થનું સ્વાગત કર્યું અને બેસવા આસન આપ્યું. સિદ્ધાર્થે બંને શિષ્યોને આશીર્વાદ આપ્યા અને કહ્યુ :

'પ્રિય કુમારો હવે તમે કુમાર નથી રહ્યા, રાજેશ્વર બન્યા છો, ભવ્ય વિજય કરીને આવ્યા છો, પરંતુ હું તો તમને કુમાર જ કહીશ. તમે ધન્ય બન્યા છો ને અમને સહુને ધન્ય બનાવી દીધા છે... અપૂર્વ વિજય મેળવીને તમે શ્વેતકીર્તિ ઉપાર્જન કરી છે.'

ગુરુદેવ, એ આપનો પ્રભાવ છે. આ જનનીના

આશીર્વાદનું ફળ છે ને મામા વજ્રજંઘનું અદ્ભુત વાત્સલ્ય છે....' કુશે કૃતજ્ઞતા વ્યક્ત કરી.

ત્યાં દ્વારપાલે આવીને નમન કરી નિવેદન કર્યું:

'માતાજી, મહારાજા વજ્રજંઘ અને મહારાજા પૃથુ આપના દર્શને પધાર્યા છે.'

તુર્ત જ લવ-કુશ અને સિદ્ધાર્થ મહેલનાં દ્વારે ગયા. બંને રાજાઓનું સ્વાગત કરી મહેલમાં લઈ આવ્યા. રાજાઓએ સીતાજીને અભિનંદન કર્યું. સીતાજીએ પ્રતિવંદન કરી સુયોગ્ય આસને આરુઢ કર્યા.

' સીતે!' વજ્રજંઘ બોલ્યા.

'જી....'

'આ છે મહારાજા પૃથુ, તેમની સુપુત્રી તારી પુત્રવધુ છે!' કનકમાલિકા સીતાજીની પાછળ આવીને ઊભી રહી હતી. તેણે તુર્ત સીતાજીનાં ચરણે પ્રણામ કર્યાં.

'આ મદનાકુશની ધર્મપત્ની બની છે.' વજ્રજંઘે વધુ સ્પષ્ટતા કરી. સીતાજીએ પુત્રવધુને આશીર્વાદ આપ્યા. તેમના હૃદયમાં સંતોષ થયો.

'ખરેખર મહાસતીજી, આપે પુત્રરત્નોને જન્મ આપ્યો છે. બીજા જ રામ-લક્ષ્મણ છે. વિજયયાત્રામાં આ બે મહાપુરુષોના ગુણો ને પરાક્રમ....મેં પ્રત્યક્ષ નિહાળ્યાં....મારૂં હૃદય હર્ષથી ગદ્ગદ્ થઈ ગયું છે....મારો પુણ્યોદય કે મને આવા જમાઇ મળ્યા....' મહારાજા પૃથુએ કહ્યું. તેમની આંખો હર્ષાશ્રુથી ભીની થઈ ગઈ હતી. મહારાજા વજ્રજંઘ પણ આંખો લૂંછી રહ્યા હતા.

'રાજન, એ બધો પ્રભાવ શ્રી અરિહંત ભગવંતનો

છે. મહારાજા વજ્રજંઘ જેવા ધર્મબંધુનો છે. ને મહર્ષિ સિદ્ધાર્થ જેવા કલાચાર્યનો છે.' સીતાજીએ હર્ષથી ગદ્ગદ્ બનેલા સ્વરે કહ્યું.

'અને અમારી આ મહાસતી જનનીનો છે....' લવ કુશ એક સાથે બોલી ઉઠ્યા. મહારાજા વજ્રજંઘે લવને કાનમાં વાત કરી. અન્ય રાજાઓ મહાસતીનાં દર્શન કરવા ચાહે છે....તેઓને બોલાવું ?' લવ સીતાજી પાસે ગયો ને સીતાજીના બે હાથને પોતાના હાથમાં લઈ કહ્યું :' મા, અમે જે રાજાઓને જીતી આવ્યા છીએ તે રાજાઓ.... અમારી સતી-માતાનાં દર્શન ચાહે છે, તેઓ આવી રહ્યા છે....'

લવે વજ્રજંઘને સંકેત કર્યો. તુર્તજ મહેલના અન્ય ખંડમાં બેઠેલા રાજાઓને બોલાવવામાં આવ્યા. સહુએ મહાસતીનાં દર્શન કર્યાં. સીતાજીએ સહુને આશીર્વાદ આપ્યા અને પોતાના ખંડમાં ચાલ્યાં ગયાં. પુત્રવધુઓ પણ સીતાજીના ખંડમાં ચાલી ગઈ.

સીતાજીના જીવનમાં આ બીજો હર્ષનો દિવસ હતો. પહેલો દિવસ હતો લંકાથી અયોધ્યા આવ્યાં હતાં એ, અને આ બીજો દિવસ! આ દિવસે સીતાજી સ્વયં સાસુ છે!

પુત્રવધુઓને કોઈ કષ્ટ ન પડે, કોઈ અસુવિધા ન થાય એ માટે સીતાજીએ ખૂબ કાળજી લેવા માંડી. પુત્રવધુઓને સીતાજી તરફથી અતિ સ્નેહ અને વાત્સલ્ય મળવા લાગ્યાં. એ સ્નેહ ને વાત્સલ્ય પ્રેમ બનીને લવ-કુશને મળવા લાગ્યો !

3

સીતાજીના અંધકારમય બની ગયેલા જીવનમાં પુનઃ

પ્રકાશ રેલાઇ ગયો... એક નવી જ પરિવાર સૃષ્ટિમાં એ વિચરવા લાગ્યાં. પુત્રો અને પુત્રવધુઓ તરફથી એમને સ્નેહ આદર અને સન્માન મળતું હતું. મહારાજા વજ્જંઘ તરફથી માન-સન્માન અને નિર્મળ સ્નેહ મળતો હતો.

જીવન એટલે તડકો ને છાંયડો!

જીવન એટલે વિષ અને અમૃત!

પરંતુ છાંયડો થોડો સમય .. વધુ સમય તો બળબળતા તડકા જ! અમૃત ઘણું થોડું.... બાકી તો હલાહલ ઝેરના જ પ્યાલા! આવાં જીવન પર રાગ શા કરવા અને સ્નેહ શા ધરવા....? જીવનમુક્ત બનવું એ જ સાચુ છે. આત્મ-રમણતામાંજ પરમ શાંતિનો પરમાનન્દનો અનુભવ થાય છે.

દિવસો વીત્યા....મહિના વીત્યા.

રંગ-રાગ અને ભોગ-વિલાસમાં સમય પસાર થઈ જાય....ખબર પણ પડે નહી. એક દિવસ સીતાજી સિદ્ધાર્થને કહેતાં હતાં : 'મારા લવ-કુશ સાક્ષાત્ રામ-લક્ષ્મણ છે!' આ શબ્દો કુશે સાંભળ્યા. તેને શ્રીરામ યાદ આવ્યા.... 'મારી નિર્દોષ માતાને લોકોના કહેવા માત્રથી જંગલમાં ત્યજી દીધી....' આ વિકલ્પ જાગ્યો. વિકલ્પ સાથે જ રોષ જાગ્યો...કુશ ત્વરાથી લવ પાસે પહોંચ્યો.

'લવ, અયોધ્યા ક્યારે જવું છે?' લવ કુશ સામે જોઇ મૌન રહ્યો.

'રામ અને લક્ષ્મણને જોવા નથી? મળવું નથી?' કુશના સ્વરમાં રોષ હતો.

'આપણે મામાને મળીએ.' લવ બોલ્યો.

'ચાલો અત્યારે જ.' કુશ લવને લઈ મહારાજા વજ્જંઘ

પાસે પહોંચ્યો. વજ્રજંઘને પ્રણામ કરી બંને ભાઇઓ વિનય-પૂર્વક બેઠા. ઔપચારિક વાતો થઈ ગયા પછી લવ બોલ્યો:

'મામા, આપે પૂર્વે અમને અયોધ્યા જવાની સંમતિ આપી હતી, યાદ છે ?'

'હા, મેં સંમતિ આપી હતી.'

'તો અમને આજ્ઞા આપો. મહારાજા પૃથુને સંદેશ મોકલો. લંપાક, રૂસ, કાલામ્બુ, કુન્તલ વગેરે દેશના રાજાઓને યુદ્ધપ્રયાણ માટે આજ્ઞા કરો. યુદ્ધ–પ્રયાણનાં વાદ્ય વગડાવો....અમે અમારી માતાને અન્યાય કરનારનું પરાક્રમ તો જોઇએ.'

મહારાજા વજ્રજંઘે કહ્યું: 'કુમારો, તમે તમારી માતાની અનુમતિ મેળવો. મેં તો અનુમતિ આપેલી જ છે.'

'આપ સાથે જ ચાલો....માતાની સંમતિ મેળવવી જોઈશે....' લવે કહ્યું. બને કુમારો અને મહારાજા વજ્રજંઘ દેવી સીતાના મહેલે આવ્યા. સીતાજીએ મહારાજાનું સ્વાગત કર્યું. મહારાજાએ કહ્યું: 'દેવી, કુમારો અયોધ્યા જવાનું કહે છે....'

'ના, એમ જ નહીં, વિશાળ સૈન્યની સાથે જવું છે.... પિતાજીનું પરાક્રમ જોવું છે....' કુશ જરા રોષભર્યા સ્વરે બોલી ઉઠયો. સીતાજીની આંખો આંસુભીની થઈ ગઈ. તેઓ બોલી ઉઠયાં:

'નહીં, કુમારો! તમે યુદ્ધનો વિચાર ન કરો. પિતાજી સાથે યુદ્ધ કરાય જ નહીં....તમને આવી અનર્થકારી ઇચ્છા કેમ થઈ? તમારાં કેવાં કર્મો જાગ્યાં!' સીતાજીનો સ્વર

ગદ્‌ગદ્‌ થઈ ગયો. તેઓ આગળ બોલ્યાં :

'તમારાં પિતા અને કાકા દેવો માટે પણ દુર્જેય છે. જેમણે રાવણ જેવા ત્રૈલોકયવીરને પણ હણ્યો છે....એમની સાથે યુદ્ધ ? ના ના, હું સંમતિ નહીં જ આપું.'

'માતા, તેં તારા કુમારોનું પરાક્રમ કયાં જોયું છે ? રાક્ષસપતિ રાવણનો વધ કરનાર પિતાજી અને પિતૃવ્ય લક્ષ્મણજી સામે પણ તારા કુમારોને પરાક્રમ દર્શાવવા દે.'

'નહીં, નહીં વત્સ, તમે જો રામ–લક્ષ્મણનાં દર્શન કરવાની ઉત્કંઠા ધરાવો છો તો તમે વિનીત બનીને જ જાઓ.' 'पूज्ये हि विनयोऽर्हति' પૂજ્ય પુરૂષો સમક્ષ વિનય જ શોભે.'

'વિનય ? કોનો ? શ્રીરામનો વિનય થાય જ કેવી રીતે ? શત્રુનો વિનય ? જેણે અમારી માતાને અન્યાય કર્યો છે, તે અમારા શત્રુ છે....પછી ભલે તે પિતા હોય, કાકા હોય.... કોઇપણ હોય. એનો અમે વિનય કેવી રીતે કરીશું ? એ નહીં જ બને.' કુશ ગર્જી ઉઠયો.

'ના ના મારા પ્રિય પુત્રો, તમારા પિતાજીનો કોઈ દોષ જ નથી....જ્યાં મારાં જ કર્મ વાંકા હોય ત્યાં એ શું કરે ?' સીતાજીની આંખોમાંથી આંસુ વહી રહ્યાં.

'તો શું અમે ત્યાં જઈને એમ કહીશું કે 'અમે તમારા પુત્ર છીએ....?' આવું કહીને ત્યાં જઈ ઊભા રહેવું તે તેમના માટે પણ લજ્જાસ્પદ બનશે. માટે માતા, તું અમને રોક નહીં. યુદ્ધનું આહ્‌વાન જ પરાક્રમી એવા અમારા પિતાજીને આનંદદાયી લાગશે ! એ જ બંને પક્ષની કીર્તિને વધારનારૂં બનશે ! તું ચિંતા ન કર.'

લવે માતાના મનનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો.

સીતાજીનું મન જરાય માનવા તૈયાર ન હતું. 'પુત્રો પિતા સામે યુદ્ધે ચડે ! કદાચ અનર્થ થઇ જાય તો !' સીતાજીનું હૃદય ઘોર વ્યથા અનુભવવા લાગ્યું.

લવ અને કુશે સીતાજીને પ્રણામ કર્યા અને ઝડપથી તેઓ મહેલનાં પગથિયાં ઉતરી ગયા. સીતાજી 'લવ-કુશ લવ....કુશ' બોલતાં મૂર્ચ્છિત થઈ ગયાં. તૂર્ત જ પુત્રવધુઓએ શીતોપચાર કર્યા. મૂચ્છા દૂર થઈ. મહારાજા વજ્રજંઘે સીતાજીને આશ્વાસન આપતાં કહ્યું :

'દેવી, તું ચિંતા ન કરીશ. હું અને મહારાજા પૃથુ યુદ્ધમાં સાથે જઈશું. તારા લાડકવાયાઓને જરા ય આંચ નહીં આવવા દઈએ. હવે કુમારોને રોકી શકાય એમ નથી.'

મહારાજા પૃથુ પુંડરીકપુર આવી ગયા હતા. અન્ય રાજાઓને અયોધ્યા તરફ યુદ્ધપ્રયાણનો આદેશ આપવામાં આવ્યો. કુતૂહલ, વિસ્મય અને ભયથી અનેક રાજાઓ લવ-કુશ સામે જોઈ રહ્યા.

યુદ્ધની ભેરીઓ બજી ઉઠી.

હજારો રાજાઓ અને લાખો સૈનિકો સાથે લવ-કુશે અયોધ્યા તરફ પ્રસ્થાન કર્યું.

## ૧૦૩ : : અયોધ્યાના માર્ગે

નારદજી પર્યટન કરતા કરતા પહોંચ્યા રથનુપુર નગરમાં. મહારાજા ભામંડલે નારદજીનું યથોચિત સ્વાગત કર્યું અને કુશળપૃચ્છા કરી.

'દેવર્ષિ, હમણાં કયી બાજુથી પધારવાનું થયું ? કોઇ આશ્ચર્યકારી ઘટના ?' ભામંડલે પૂછયું.

'ભામંડલ, આર્યભૂમિમાં પર્યટન ચાલ્યા કરે છે. એવી કોઈ આશ્ચર્યકારી ઘટના તો સંપ્રતિ જોઇ નથી; પરંતુ પૃથ્વીપુર નગરમાં તારા બે ભાણેજોએ મહારાજા પૃથુની બુદ્ધિ ઠેકાણે લાવી દીધી!' નારદજીના મુખ પર હાસ્ય ફરી વળ્યું.

'મારા ભાણેજ? પૃથ્વીપુર નગરમાં? રાજા પૃથુની બુદ્ધિ? દેવર્ષિ, કંઈ સમજાયું નહીં.' ભામંડલની ઉત્કંઠા વધી ગઈ.

'હા, તારા બે ભાણેજ! દેવી સીતાજીના સુપુત્રો લવ અને કુશ! શું તું જાણતો નથી કે દેવી સીતાજીનો

શ્રીરામચંદ્રજીએ લોકનિંદાથી ડરીને, જંગલમાં ત્યાગ કર્યો હતો ? તે પછી પુંડરીકપુરના રાજા વજ્રજંઘ દેવીને ધર્મ-ભગિની માનીને પોતાના નગરમાં લઇ આવ્યા....દેવી ગર્ભવતી હતાં....પુંડરીકપુરમાં તેમણે બે પુત્રોનો જન્મ આપ્યો....મોટા પુત્ર લવ સાથે તો વજ્રજંઘે પોતાની કન્યાનું પાણિગ્રહણ કરાવ્યું અને કુશ માટે પૃથ્વીપુરના રાજા પૃથુની કન્યાની યાચના કરી પરંતુ પૃથુએ કહ્યું : ' જે કુમારનો વંશ કે કુલ ન જાણતા હોઈએ એને કન્યા કેમ અપાય ?' તેથી વજ્રજંઘ રોષે ભરાયા. યુદ્ધે ચડયા. યુદ્ધમાં લવ–કુશે અપૂર્વ પરાક્રમ બતાવ્યું ને રાજા પૃથુને પરાજિત કર્યા... પૃથુએ પોતાની કન્યા પરણાવી....પછી રાજસભા ભરાયેલી ત્યાં હું અચાનક જઈ ચઢયો ! પછી મેં જ લવ–કુશના વંશનો પરિચય રાજસભાને આપેલો....ત્યારે બધા જ અત્યંત પ્રસન્ન થઈ ગયા હતા.

ભામંડલ નારદજીની વાત સાંભળીને સ્તબ્ધ થઈ ગયા. કારણ કે તેઓ આ બધી વાત જાણતા જ ન હતા ! તેમનું હૃદય શોક, ઉદ્વેગ અને સંતાપથી ભરાઈ ગયું.

' દેવર્ષિ, આપે આ બધું શું કહ્યું ! સર્વથા સત્ય ?'

ભામંડલ, મને આશ્ચર્ય થાય છે કે તું વર્ષોથી દેવી સીતાજીને મળ્યો જ નથી ! જા પુંડરીકપુર નગરમાં, ' તને સીતાજી મળશે; ત્યાં મારી વાતની સત્યતા સમજાશે.'

'ભામંડલ જરાય વિલંબ કર્યા વિના વિમાનમાં બેસી પુંડરીકપુર આવ્યા. નારદજી પણ સાથે જ પુંડરીકપુર આવ્યા. તેઓ સીધા જ મહારાજા વજ્રજંઘના મહેલે પહોંચ્યા. પરંતુ

ત્યાંથી સમાચાર મળ્યા કે 'મહારાજા તો યુદ્ધયાત્રામાં છે;' એટલે સીતાજીના મહેલે આવ્યા. પરિચારિકા મહેલના દ્વારે ઊભી હતી, ભામંડલે કહ્યું.

'જા દેવી સીતાને કહે કે ભામંડલ આવ્યો છે....' પરિચારિકા ત્વરિતગતિથી સીતાજી પાસે પહોંચી ગઈ; સીતાજી પલંગમાં સૂતેલા હતાં. આસપાસ પુત્રવધુઓ બેઠેલી હતી.

'મહાદેવીજી, બહાર, એક તેજસ્વી રાજપુરૂષ આવ્યા છે. તેઓ પોતાનું નામ 'ભામંડલ' બતાવે છે ને આપને મળવા ચાહે છે.'

'ભામંડલ? ભ્રાતા ભામંડલ આજે અહીં!' સીતાજી સફાળાં ઊભાં થઈ ગયાં. પુત્રવધુઓને કહ્યું: ભામંડલ મારા ભાઈ છે!' તેઓ ત્વરિત ગતિએ મહેલના દ્વારે આવ્યાં ભામંડલને જોતાં જ સીતાજીની આંખો આંસુથી છલકાઈ ગઈ.. ભામંડલે સીતાને જોતાં જ સીતાજીના ચરણે પ્રણામ કર્યા. સીતાજીએ નારદજીનું સ્વાગત કર્યું અને બંનેને મહેલમાં લઈ આવી યોગ્ય આસન આપી બેસાડયા. સ્નાન-ભોજનાદિથી નિવૃત્ત થઈ ભામંડલે સીતાજીને પૂછયું:

'દેવી, લવ-કુશ કયાં છે?'

'અયોધ્યા!

શા માટે? કોની સાથે?'

'એમના પિતાજી ને કાકાજીને મળવા ગયા છે.... લાખો સુભટોની સાથે ગયા....' સીતાજીનો સ્વર ગદ્ગદ્ થઈ ગયો.

'એટલે?' ભામંડલને અશુભની આશંકા થઈ.

'ભાઈ, તારા ભાણેજોનું બળ-પરાક્રમ અદ્ભુત છે. તેઓને આર્યપુત્ર પ્રત્યે રોષ ભભૂકયો છે....પિતાની સામે પુત્રો યુદ્ધે ચડશે! જો કે મહારાજા વજ્રજંઘ અને મહારાજા પૃથુ સાથે ગયા છે, કોઇ અનર્થ નહીં થવા દે....પરંતુ આર્યપુત્ર અને લક્ષ્મણને તુ જાણે છે....વળી તેઓ કયાં જાણે છે કે 'આ કુમારો કોના છે!' કદાચ કંઈ અનર્થ....'

સીતાજી મુક્ત મને રડી પડયાં. ભામંડલે આશ્વાસન આપ્યું. રડતાં રડતાં સીતાજીએ પોતાનો સર્વવૃત્તાંત કહી સંભળાવ્યો. ભામંડળનું હૃદય દ્રવી ગયું તેમણે કહ્યું:

'સીતે, શ્રીરામે ઉતાવળમાં એક અકાર્ય તો કર્યું. હવે પુત્રવધનું બીજું અકાર્ય ન કરી બેસે તે માટે તું ઊભી થા, જરાય વિલંબ કર્યા વિના આપણે યુદ્ધ-છાવણીમાં જઈએ'

નારદજી બોલ્યાઃ 'ભામંડલનું કથન યથાર્થ છે. તમારે બંનેએ અત્યારે જવું ઉચિત છે. તમે જાઓ. હું અવસરે ત્યાં આવી પહોંચીશ.' નારદજી ત્યાંથી રવાના થયા. સીતાજી તૈયાર થયાં. પુત્રવધુઓને આવશ્યક સૂચનાઓ આપીને સીતાજી ભામંડલના વિમાનમાં આરુઢ થયાં. ભામંડલે વિમાનને આકાશમાં ઉંચે ચઢાવ્યું.

અયોધ્યાના બહિર્ભાગમાં લવ અને કુશનાં વિશાળ સૈન્યની છાવણી પડી હતી. લાખો સુભટો....લાખો હાથી.... ઘોડા અને રથો....છાવણી એક વિશાળ નગર જેવી લાગતી હતી. ભામંડલે વિમાનને લવ-કુશની છાવણીમાં જ ઉતાર્યું. અચાનક આકાશમાંથી વિમાનને ઉતરતું જોતાં જ સૈનિકો સતર્ક બની ગયા શસ્ત્રસજ્જ બનીને દોડી આવ્યા. જેવું

વિમાન ભૂમિ પર ઉતર્યું, સૈનિકોએ ઘેરી લીધું. લવ અને કુશને વૃત્તાંત મળતાં બંને દોડી આવ્યા. જ્યાં તેમણે વિમાનમાં સીતાજીને જોયાં....શસ્ત્ર ત્યજી દઈ ચરણે નમસ્કાર કર્યા. સીતાજીએ ત્યાં જ ભામંડલનો પરિચય આપ્યો:

'વત્સો, આ તમારા મામા છે!' કુમારોએ ભામંડલના ચરણે પ્રણામ કર્યા. સૈનિકોએ પણ લવ-કુશનું અનુકરણ કર્યું.

સીતાજી અને ભામંડલને લઈ લવ-કુશ પોતાના નિવાસસ્થાને આવ્યા. નિવાસમાં પ્રવેશતાં જ ભામંડલે લવ-કુશને પોતાના બાહુપાશમાં જકડી લીધા અને વારંવાર બંને ભાણેજના મસ્તકે આલિંગન આપી, વાત્સલ્ય વરસાવ્યું. સ્નેહભીના, વાત્સલ્યનીતરતા શબ્દોમાં ભામંડલે સીતાજીને કહ્યું :

'સીતે, તું સાચે જ પુણ્યશાલિની છે. પૂર્વે તું વીરપત્ની તો હતી જ, આજે તું વીરમાતા છે! અને મારી તું ભગિની છે!' ત્યારે પછી લવ-કુશ સામે જોઈ ભામંડલ બોલ્યા :

'હે પ્રિય કુમારો! તમને જોઈને હું અતિ હર્ષાન્વિત થયો છું. તમે વીર પુત્રો છો અને વીર છો પરંતુ તમે શ્રીરામ અને લક્ષ્મણજીની સામે યુદ્ધે ન ચડો....તમે જાણતા નથી એ બે પરમ પરાક્રમીની શક્તિ હું જાણું છું. મેં તો રાવણ સાથેના યુદ્ધમાં એમની રણચતુરી ને વીરતા પ્રત્યક્ષ જોઈ છે....રાવણ જેવો રાવણ માર્યો ગયો....તમે ઉતાવળમાં જ યુદ્ધનો નિર્ણય કર્યો લાગે છે....'

'સ્નેહ ભીરુતા લાવે છે, આપ અમારા પ્રત્યેના સ્નેહથી પ્રેરાઈને બોલી રહ્યા છો. પૂર્વે આપની આ ભગિની અને

અમારી જનની પણ આ પ્રમાણે જ કહેતી હતી, પરંતુ હવે યુદ્ધ ત્યજીને....એ શત્રુ જેવા પિતાની શરણાગતિ સ્વીકારવી એ એમના માટે પણ લજ્જાસ્પદ બનશે!' લવે ભામંડલને કહ્યું.

એક બાજુ નારદજીનું ભામંડલ પાસે જવું, ભામંડલનું સીતાજી પાસે આવવું, સીતાજીને લઈ ભામંડલનું લવ-કુશની સૈન્ય-શિબિરમાં આવવું....આ બધું થતું હતું, ત્યારે બીજી બાજુ અયોધ્યામાં આશ્ચર્ય, કુતુહલ અને રોષ પેદા થઈ રહ્યો હતો.

જ્યારે લવ-કુશના વિશાળ સૈન્યે અયોધ્યાને ચારે દિશાઓમાં ઘેરી લીધી અને સમાચાર શ્રીરામ-લક્ષ્મણ પાસે પહોંચ્યા ત્યારે તેઓની કલ્પનામાં આવો કોણ મોટો શત્રુ પાક્યો,' તે ન જ સમજાયું! બંનેને વિસ્મય થયું. બંનેને રોષ આવ્યો. ગુપ્તચરોને મોકલ્યા. વૃત્તાંત સાંભળીને આવ્યા, નિવેદન કર્યું :

'મહારાજા! લાખો સુભટોના સૈન્યે અયોધ્યાને ઘેરી લીધી છે. આવા વિશાળ સૈન્યના અધિપતિ બે કુમાર છે....લવણ અને અંકુશ! લોકો તેમને લવ-કુશના હુલામણા નામથી બોલાવે છે. આ સૈન્યમાં દશેક હજાર રાજાઓ આ બે કુમારોની સેવા કરે છે!'

ગુપ્તચરોના વૃત્તાંતથી શ્રીરામ-લક્ષ્મણ તર્ક-વિતર્કમાં પડી ગયા. 'કોણ હશે એ લવણ અને અંકુશ? આ શત્રુનું નામ પણ સાંભળ્યું નથી!' ત્યાં લક્ષ્મણજી ગર્જી ઉઠયા.

'ભલે ગમે તે હોય, એ પતંગીયાઓ આર્યપુત્રની પરાક્રમ-આગમાં પડીને ભસ્મ થઈ જશે. યુદ્ધની તૈયારી

કરો.' સેનાપતિ કૃતાંતવદનને લક્ષ્મણે આજ્ઞા કરી.

આ મહાપુરૂષો જાણતા નથી કે તેઓ કોની સામે યુદ્ધ કરવા જવાના છે! એ પણ જાણતા નથી કે દેવી સીતાજી અયોધ્યાના સીમાડામાં એક સૈન્ય-શિબિરમાં બેઠેલાં છે!

અયોધ્યામાં યુદ્ધ-ભેરી બજી ઉઠી. લાખો સુભટો યુદ્ધ માટે તત્પર થયા. સુગ્રીવ અને બિભીષણ પણ અયોધ્યામાં હતા. શ્રીરામ-લક્ષ્મણ સાથે તેઓ પણ યુદ્ધ-સજ્જ બનીને ચાલ્યા. અયોધ્યાના દરવાજા ખોલી નાંખવામાં આવ્યા. રામસૈન્ય હર્ષનાદો કરતું બહાર નીકળ્યું.

બંને સૈન્યો સામસામા ગોઠવાયાં.

આદેશ મળતાં જ યુદ્ધનો પ્રારંભ થઇ ગયો. સુગ્રીવ, બિભીષણ વગેરે વિદ્યાધરો આકાશમાર્ગે યુદ્ધ કરવા લાગ્યા. ભૂમિસેનાનો વિનાશ કરવા લાગ્યા. લવ-કુશના સૈન્યમાં આકાશમાર્ગે યુદ્ધ કરનારા વિદ્યાધરો ન હતા. ત્યાં ભામંડલે વિચાર્યું : 'સુગ્રીવ વગેરે વિદ્યાધરો અવશ્ય લવ-કુશની ભૂમિ-સેનાનો નાશ કરશે, માટે મારે યુદ્ધમાં પ્રવેશવું પડશે.' સીતાજીને છાવણીમાં રાખીને ભામંડલે આકાશ-માર્ગે લવ-કુશના પક્ષે યુદ્ધ આરંભી દીધું.

ઘનઘોર યુદ્ધ જામ્યું.

લવના રથના સારથી મહારાજા વજ્રજંઘ હતા. કુશના રથના સારથી પૃથુ મહારાજા હતા. લવે વજ્રજંઘને કહ્યું. 'પ્રથમ મને રામસૈન્યની મધ્યે લઇ જાઓ.' વજ્રજંઘે લવના રથને રામસૈન્યમાં દોડાવ્યો. લવની જ પાછળ કુશનો રથ દોડી આવ્યો. બંને ભાઇઓએ તીરવર્ષાથી રામસૈન્યમાં હાહાકાર વર્તાવી દીધો.

સુગ્રીવે ભામંડલને જોયા....એને આશ્ચર્ય થયું. રામ-

ભક્ત ભામંડલ શત્રુપક્ષે કેમ ?' સુગ્રીવ ભામંડલ પાસે પહોંચી ગયો. ભામંડલને પૂછ્યું :

'ભામંડલ, આ બે તેજસ્વી કુમારો કોણ છો ?'

'શ્રીરામના પુત્રો !'

'હેં ! સત્ય ?'

'સાવ સત્ય. દેવી સીતા પણ છાવણીમાં જ છે !'

'એમ ?' સુગ્રીવના આનંદની અવધિ ન રહી. સુગ્રીવ બિભીષણ પાસે પહોંચી ગયો. બિભીષણને વાત કરી. બંને રાજાઓ યુદ્ધમેદાન ત્યજીને ભામંડલને લઈ લવ-કુશની છાવણીમાં પહોંચ્યા; જ્યાં દેવી સીતાજી હતા !

બંને રાજાઓએ હર્ષથી રોમાંચિત શરીરે સીતાજીને નમસ્કાર કર્યા અને સીતાજીની સામે ભૂમિ પર બેસી ગયા.

'ભામંડલ, લવ-કુશ કુશળ તો છે ને ?' સીતાજીએ ઉત્કંઠાથી પૂછ્યું.

'ઉશ્કેરાયેલા સિંહની જેમ તેઓ રામસૈન્ય પર તૂટી પડયા છે રામસૈન્યમાં હાહાકાર વર્તાવી દીધો છે...'

'શ્રીરામને એમનો પરિચય....'

'નહીં, પરિચય આપવો નથી....કુમારોનું પરાક્રમ જ પરિચય આપશે !' સુગ્રીવે કહ્યું.

'પરંતુ જો લક્ષ્મણજી....'

'સામે પણ લક્ષ્મણજી જ છે દેવી ! ચિંતા ન કરો !' સુગ્રીવે સીતાજીને હૈયાધારણ આપતાં કહ્યુ.

સુગ્રીવ, ભામંડલ અને બિભીષણ યુદ્ધના પ્રેક્ષક બની ગયા. લવ અને કુશની યુદ્ધકુશળતા, પરાક્રમ અને અદમ્ય યુધ્ધોત્સાહ જોઈ સ્તબ્ધ થઇ ગયા.

શ્રીરામ સૈન્યમાં હાહાકાર વર્તાઇ ગયો. સૈનિકો ચારે દિશામાં ભાગવા લાગ્યા. લવ અને કુશના રથો હવે શ્રીરામ અને લક્ષ્મણજી ની દિશામાં દોડવા લાગ્યા.

શ્રીરામ-લક્ષ્મણે લવ-કુશને જોયા.

શ્રીરામ અને લક્ષ્મણજીના રથ સાથે જ હતા. લવ-કુશને એકીટસે જોઈ રહેલા શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું : 'લક્ષ્મણ, આ સુંદર કુમારો....આપણા શત્રુઓ કોણ છે ? સાચું કહું તો મન સ્વભાવિક રીતે જ તેમને ચાહવા લાગ્યું છે....કેવું મનોહર રૂપ છે બંનેનું ! એમ થાય છે કે કુદીને એમના રથમાં જઈને ભેટી પડું ! આમની સાથે યુદ્ધ કેવી રીતે થાય ?'

શ્રીરામ લક્ષ્મણને કહી રહ્યા છે ત્યાં તો લવનો રથ સામે આવીને ઉભો રહ્યો. કુશનો રથ લક્ષ્મણજીની સામે આવીને ઉભો રહ્યો. બંને કુમારોએ પોતાના પિતાને અને કાકાને નજરે નિહાળ્યા....હૃદય આનંદિત થયું. લવે શિષ્ટ ભાષામાં શ્રીરામને કહ્યું.

'હે અજયપુરૂષ ! રાવણ જેવા રાવણને પણ રણમાં

રોળી નાંખનાર પરાક્રમી પુરુષ....ઘણા સમયથી તમને જોવાની ઈચ્છા આજે ફળી છે....વીરયુદ્ધની મારી કામના આજે ફળી છે. રાવણ સાથેના યુદ્ધમાં પણ તમારી 'વીર-યુદ્ધની કામના સફળ નહીં થઇ હોય તે હું પૂર્ણ કરીશ અને તમે મારી ઈચ્છા પૂર્ણ કરશો'

લવનાં વચનો સાંભળતાં જ શ્રીરામ–લક્ષ્મણે ધનુષ્ય-ટંકાર કરી રણમેદાન ધ્રુજાવી દીધું. એની સામે લવ અને કુશે પણ ધરણી ધ્રુજાવતો ધનુષ્ય ટંકાર કર્યો.

શ્રીરામના રથનું સંચાલન કૃતાન્તવદન કરતો હતો. એમની સામે લવના રથનું સંચાલન મહારાજા વજ્રજંઘ કરી રહ્યા હતા.

લક્ષ્મણજીનો રથ વિરાધ હાંકતો હતો, કુશના રથના સારથી મહારાજા પૃથુ બન્યા હતા. બંને પક્ષે પીઢ, અનુભવી અને યુદ્ધવિશારદ સાથીઓ હતા.

શ્રીરામ અને લવનું ભીષણ યુદ્ધ જામ્યું. ચારે દિશામાં રથો ઘુમતા હતા અને રણવીરો ચપળતાથી શસ્ત્રો ફેંકી એક-બીજાને પરાજિત કરવા પ્રયત્ન કરતા હતા. લવ જાણતો હતો કે 'સામે પિતાજી છે!' શ્રીરામ જાણતા ન હતા કે 'સામે મારો જ પુત્ર છે!' લવ સંભાળીને યુદ્ધ કરતો હતો. શ્રીરામ શત્રુને વીંધી નાખવા તલપાપડ બન્યા હતા. બીજીબાજુ લક્ષ્મણજીને કુશ હંફાવી રહ્યો હતો. વિરાધ અને પૃથુ રથસંચાલનમાં વિશારદ હતા. કુશ પોતાની તમામ કલાને પ્રદર્શિત કરતો દેવોને પણ દર્શનીય યુદ્ધ કરી રહ્યો હતો.

અનેક શસ્ત્રોથી શ્રીરામે યુદ્ધ કર્યું....પરંતુ માત્ર

રક્ષણાત્મક યુદ્ધ કરતા હતા. હૃદયમાં શત્રુનાશ કરવાનો ઉત્સાહ ન હતો. ઉલ્લાસ ન હતો. તેમણે કૃતાન્તવદનને કહ્યુ

'કૃતાન્ત, મારા રથને બાજુમાં લઈ લે.'

કૃતાન્તવદને રથને લવના રથથી દૂર લીધો. લવની સામે અયોધ્યાના સૈનિકોએ યુદ્ધ કરવા માંડયું. શ્રીરામે કૃતાન્તવદનને કહ્યુ :

'આમ યુદ્ધ કયાં સુધી લંબાવવું ? તું રથને શત્રુના રથ સાથે ભીડાવી દે....હું ક્ષણવારમાં શત્રુને જીવતો જ પકડી લઉં.'

'મહારાજા. અશ્વો થાકી ગયા છે. શત્રુએ અશ્વોને જર્જરિત કરી દીધા છે....અંગે અંગમાં તીરો પ્રવેશી ગયાં છે....તેઓને કશાથી (ચાબુક)મારવા છતાં આગળ વધતા નથી. અરે, આ રથ પણ શત્રુના શસ્ત્રોથી ભાંગી જવા જેવો થઈ ગયો છે....અને આ મારા બંને બાહુઓ આપ જુઓ....અશ્વોની લગામ પણ પકડી શકવા શક્તિમાન નથી અને ચાબુક પણ વીંઝી શકતો નથી મહારાજા શત્રુ તરુણ છે તે ખરૂં પરંતુ પરાક્રમમાં વરુણને પણ પરાજિત કરે તેવો છે....'

'કૃતાન્તવદન, મારા હાથમાંથી પણ ધનુષ્ય જાણે સરી રહ્યું છે....બાહુ શિથિલ પડી ગયા છે. આ વજ્રાવર્ત ધનુષ્ય તો આ શત્રુ સામે કામ જ કરતું નથી ! આ 'મુશલરત્ન' પણ માત્ર ગાત્રને ખંજાળવા પુરતું જ કામનું રહ્યું છે...કે જેની શકિત શત્રુઓનો સમૂલ નાશ કરવાની છે ! બીજું મારૂં પ્રસિદ્ધ 'હલરત્ન' નામનું શસ્ત્ર....જેને જોતાં જ ભલભલા શત્રુઓ દૂર ભાગી જાય...એ માત્ર જમીન ખેડવા

જેવું હળ બની ગયું છે....મને સમજાતું નથી કે સદૈવ યક્ષદેવોથી અધિષ્ઠિત આ મારા શસ્ત્રોનેઅસ્ત્રો....શત્રુઓની સંહારલીલા સર્જનારાં....આજે એમની આ અવસ્થા કેમ થઇ ગઇ છે ?'

શ્રીરામના મુખ પર વિષાદ પથરાયો હતો. કૃતાન્તવદન કિંકર્તવ્યમૂઢ બનીને લવનું યુદ્ધચાતુર્ય જોઈ રહ્યો હતો. શ્રીરામ પણ વારંવાર લવ સામે જોતા હતા. તેઓ બોલ્યા: 'સારથી, આ તરૂણને જોઉં છું....મને એ શત્રુ જ નથી ભાસતો ! મારૂં મન એના પ્રત્યે આકર્ષાઈ જાય છે....શસ્ત્રો ત્યજી દઇ....એની પાસે જઈ એને ભેટી લઉં ? શું કરૂં ? કેવી એમની સુકોમળ કાયા છે ? મુખ કેવું લાલ-લાલ બની ગયું છે ?' શ્રીરામ લવ સામે જોઈ રહ્યા.

જેવી દશા શ્રીરામની લવ સામે થઈ તેવી જ દશા કુશની સામે લક્ષ્મણજીની થઈ ! તેમનાં વાસુદેવના શસ્ત્રો ને અસ્ત્રો કુશની સામે નિષ્ફળ ગયાં ! લક્ષ્મણજી કુશ સામે ક્ષણભર વિસ્મયભરી આંખે જોઈ રહ્યા....ત્યાં કુશે લક્ષ્મણજી પર તીરઘાત કરી દીધો....લક્ષ્મણજી મૂચ્છિંત થઇને રથમાં ઢળી પડયા....વિરાધ ભયભીત બની ગયો. તેણે લક્ષ્મણજીના રથને અયોધ્યા તરફ હંકારી મુકયો.

શ્રીરામનું ધ્યાન એ બાજુ હતું જ નહીં. શ્રીરામ તો લવ તરફ જ એકાગ્ર હતા. લક્ષ્મણજીનો રથ અયોધ્યાના દરવાજે પહોંચ્યો, ત્યાં લક્ષ્મણજીની મૂર્ચ્છા દૂર થઇ....તેમણે ચારે તરફ જોયું તો....ન મળે યુદ્ધમેદાન કે ન મળે શત્રુ એવો કુશ ! તેમણે વિરાધને બૂમ પાડી :

'વિરાધ, આપણે કયાં છીએ ? શત્રુ કયાં છે ? તું

મને ક્યાં લઈ જાય છે ?'

'મહારાજા, શત્રુના તીરઘાતથી આપ મૂર્ચ્છિત થઈ ગયા, શત્રુ આપને બંધનગ્રસ્ત કરે એ પૂર્વે આપને સુરક્ષિત સ્થળે લઈ જવા મેં...'

'અરે વિરાધ.. તેં અતિ અયોગ્ય પગલું ભર્યું... શ્રીરામનો હું ભ્રાતા....અને મહારાજા દશરથનો હું પુત્ર. રણમાંથી ભાગવા જેવું અનુચિત કાર્ય ! તું જલ્દી મારા રથને પાછો વાળ....યુદ્ધમેદાન પર લઈ ચાલ....ક્યાં છે શત્રુ? હું હવે એક ક્ષણનો ય વિલંબ કર્યા વિના શત્રુનો શિરચ્છેદ કરીશ....આ મારૂં ચક્રરત્ન અલ્પક્ષણોમાં જ શત્રુનો સંહાર કરશે....મારો રથ પાછો વાળ !'

લક્ષ્મણજીએ ગર્જના કરી, વિરાધ ધ્રૂજી ઉઠયો. તેણે રથને પાછો વાળ્યો પરંતુ એના મનમાં ભય, શંકા અને ચિંતા હતી. શત્રુનું અદ્‌ભુત પરાક્રમ એણે જોયું હતું. લક્ષ્મણજી જેવાને તીરઘાતથી મૂર્ચ્છિત કરી દેનાર એણે આવો પરાક્રમી શત્રુ બીજો જોયો ન હતો. પરંતુ લક્ષ્મણજીની આજ્ઞા આગળ બીજો કોઈ વિકલ્પ ટકી શકે એમ ન હતો. વિરાધે વિરોધ ન કર્યો. તેણે યુદ્ધભૂમિ પર રથને વાળ્યો.યુદ્ધભૂમિમાં પ્રવેશતાં'જ લક્ષ્મણજી રોષથી ભભૂકી ઉઠ્યા:

'ઊભો રહે દુષ્ટ શત્રુ....તું ક્યાં જાય છે ? હમણાં જ ચક્રરત્નથી તારો નાશ કરૂં છું !'

લક્ષ્મણજીએ ચક્રને આકાશમાં ઘુમાવ્યું....જાણે બીજો જ સૂર્ય ! ઘુમાવીને તેમણે કુશ ઉપર ચક્રને ફેંક્યું. લવ અને કુશે આવતા ચક્રરત્નને તોડી નાંખવા અનેક શસ્ત્રપ્રહારો કર્યા, પરંતુ તેમના પ્રયત્ન નિષ્ફળ ગયા.

ચક્ર આવ્યું....

અંકુશને પ્રદક્ષિણા દીધી !

અને ! લક્ષ્મણજીના હાથમાં પાછું પહોંચી ગયું !

જ્યાંથી આવ્યું હતું ત્યાં જ પાછું !

લક્ષ્મણજી રોષથી સળગી ગયા; તેમણે પુનઃ ચક્રરત્નને આકાશમાં ઘુમાવ્યું અને પૂર્ણ શક્તિથી કુશ ઉપર ફેંક્યું....

પરંતુ એ તો ચક્રરત્ન હતું ! દેવોથી અધિષ્ઠિત હતું ! ચક્રરત્નનો એ અબાધિત નિયમ હતો કે સમાનગોત્રીય પુરુષ ઉપર ચક્ર પ્રહાર ન કરે. કુશ લક્ષ્મણજીનો સમાનગોત્રીય પુરૂષ હતો. ચક્ર એના પર પ્રહાર ન કરે પરંતુ ચારેબાજુ પ્રદક્ષિણા આપી બહુમાન કર્યું !

આ તરૂણ શત્રુઓ પર તો ચક્રરત્ન પણ કામ કરતું નથી! સેનામાં ખળભળાટ થઈ ગયો. શ્રીરામ લક્ષ્મણજી પાસે દોડી આવ્યા....ચક્રરત્ન લક્ષ્મણજીના હાથમાં નિષ્ક્રિય પડયું હતું. લક્ષ્મણજી વિષાદમગ્ન થઇ ગયા હતા.

'આર્યપુત્ર, સમજાતું નથી આજે શું થવા બેઠું છે ? બે વખત ચક્રરત્ન નિષ્ફળ ગયું....સર્વ શસ્ત્ર અને સર્વ અસ્ત્ર તો આ દુશ્મનોનું કંઇજ બગાડી શકે એમ નથી....'

'લક્ષ્મણ, શું આ ભારતમાં નવા તો બલદેવ–વાસુદેવ પેદા નથી થયા ? આ શત્રુઓ કોઇ અજબ છે... આવા શત્રુઓ ક્યાંય જોયા નથી.'

'યુદ્ધ થોભાવી દેવું જોઇએ....નિરર્થક માનવસંહાર શા માટે ?

શ્રીરામના મુખ પર વિષાદ અને ગ્લાનિ છવાઈ ગયાં.

તેઓ શૂન્યમનસ્ક બનીને લક્ષ્મણજી સામે જોઇ રહ્યા. બીજીબાજુ લવ અને કુશ હર્ષથી નાચી ઉઠ્યા.

ત્યાં આકાશમાર્ગે દેવર્ષિ નારદ અને કલાચાર્ય સિદ્ધાર્થ યુદ્ધક્ષેત્રમાં ઉતરી આવ્યા. શ્રીરામ અને લક્ષ્મણજીને પ્રણામ કર્યા. લવ અને કુશે સિદ્ધાર્થના સંકેતાનુસાર યુદ્ધ થોભાવી દીધું. સહુનું ધ્યાન નારદજી અને સિદ્ધાર્થ તરફ દોરાયું. ત્યાં મુખ પર સ્મિત સાથે નારદજી બોલ્યા :

'હે દશરથનંદન! હર્ષના સ્થાને વિષાદ કેમ? આનંદના સ્થાને શોક શા માટે? પુત્રોથી પરાજય તો વંશને ઉજ્જવલ કરનાર હોય છે! હે મહાપુરુષ! આ બે કુમાર મહાસતી સીતાના લાડકવાયા પુત્ર લવ અને કુશ છે! યુદ્ધ તો બ્હાનું છે....તેઓ તમારા દર્શન માટેજ આવેલા છે.... હે સુમિત્રાનંદન, આ શત્રુઓ નથી! માટે તો તમારૂં ચક્રરત્ન નિષ્ફળ ગયું! પૂર્વે પણ ભરત ચક્રવર્તીનું ચક્રરત્ન બાહુબલી ઉપર નિષ્ફળ ગયું હતું, માટે વિષાદ ન કરો. લવ પર ચક્રરત્ન કેવી રીતે કામ કરે?' નારદજીની વાત સાંભળીને શ્રીરામ અને લક્ષ્મણજી સ્તબ્ધ થઈ ગયા. તેઓ રથની નીચે ઉતરી ગયા અને શ્રીરામે નારદજીને પૂછ્યું :

'દેવર્ષિ! શુ વૈદેહી જીવંત છે? ક્યાં છે?'

'હે દશરથકુલશણગાર! દેવી વૈદેહી જીવંત છે!' નારદજીએ, મહાસતી સીતાના જંગલમાં કરાયેલા ત્યાગથી માંડીને લવ-કુશનો જન્મ....લગ્ન....દિગ્વિજય....ઈત્યાદિ સર્વવૃત્તાંત કહી સંભળાંવ્યો. કલાચાર્ય સિદ્ધાર્થનો પરિચય આપ્યો.

શ્રીરામ વિસ્મય લજ્જા, ખેદ અને હર્ષની સંયુક્ત

લાગણીઓથી મૂચ્છિત થઈ ગયા. લક્ષ્મણજી, વિરાધ કૃતાન્ત-વદન વગેરેએ તૂર્ત જ શિતલ જલ-ચંદનાદિના ઉપચારો કર્યા; મૂર્ચ્છા દૂર થતાં જ શ્રીરામ ઊભા થયા....તેમણે દૂર રથારૂઢ ઉભેલા લવ-કુશને જોયા....શ્રીરામની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. લક્ષ્મણજીની આંખો પણ આંસુભીની થઈ ગઈ.

શસ્ત્રો રથમાંથી ફેંકયા અને શ્રીરામ અને લક્ષ્મણ દ્રુત ગતિથી લવ-કુશ તરફ ચાલ્યા. એ અરસામાં શત્રુઘ્ન પણ યુધ્ધભૂમિ પર આવી ગયા હતા.

'કુશ, પિતા અને પિતૃવ્ય આપણી પાસે આવી રહ્યા છે, આપણે સામે જઈએ...' તૂર્ત જ બંને ભાઈઓ રથની નીચે ઉતરી ગયા અને શ્રીરામ-લક્ષ્મણ તરફ દોડયા. શસ્ત્રો દૂર ફેંકયા....

બંને કુમારોએ શ્રીરામનાં ચરણોમાં મસ્તક મૂકી દીધાં.

ત્યાર પછી લક્ષ્મણજીનાં ચરણોમાં મસ્તક સ્પર્શ કર્યો. શ્રીરામ ભૂમિ પર જ બેસી ગયા. લવ અને કુશને પોતાના ઉત્સંગમાં લીધા. વારંવાર કુમારોના મસ્તકે આલિંગન આપતા શ્રીરામ મોટા સ્વરે રડી પડયા....શોક અને સ્નેહની મિશ્રલાગણીઓએ શ્રીરામના હૃદયને દ્રવિત કરી દીધું.

ચારે બાજુ રાજાઓ, સેનાપતિઓ અને સુભટો બેસી ગયા હતા. મહારાજા વજ્રજંઘ અને મહારાજા પૃથુ પાસે જ બેઠા હતા. સહુની આંખો આંસુભીની થઈ ગઈ.

બંને કુમારોને લક્ષ્મણજીએ પોતાના ઉત્સંગમાં લીધા. બાહુપાશમાં જકડયા અને મસ્તકે વારંવાર આલિંગન આપ્યા.

લક્ષ્મણનું વજ્રહૃદય રડી પડ્યું હતું. લવ અને કુશની આંખો પણ આર્દ્ર બની ગઇ હતી.

શત્રુઘ્ને પોતાના બાહુ પ્રસારીને કુમારોને પોતાની પાસે લીધા. સ્નેહથી નવરાવી દીધા. યુદ્ધભૂમિ સ્નેહીમિલનની ભૂમિ બની ગઇ.

પિતા-પુત્રના મિલનના સમાચાર દેવી સીતાજી પાસે પહોંચી ગયા!

## ૧૦૫ : લવ-કુશ અયોધ્યામાં

પુત્રોનું પરાક્રમ જોયું, પિતા-પુત્રોનું મિલન જોયું.... સીતાજી પ્રસન્ન થયાં અને શિઘ્ર વિમાન દ્વારા પુંડરીકપુર ચાલ્યાં ગયાં.

સુગ્રીવ, વિભીષણ અને ભામંડલ યુદ્ધક્ષેત્ર પર આવ્યા કે જ્યાં પિતા-પુત્રોના સંગમનો મહોત્સવ મંડાયો હતો. બીજા પણ રાજાઓ ત્યાં ભેગા થઈ ગયા હતા. સહુ અભૂતપૂર્વ આનંદમાં ગરકાવ થઈ ગયા હતા.

ભામંડલે મહારાજા વજ્રજંઘનો પરિચય આપતાં કહ્યું: 'હે દશરથનંદન! આ છે મહારાજા વજ્રજંઘ! કે જેમણે મહાસતી સીતાને આશ્રય આપ્યો! અને શ્રીરામનંદન લવને પોતાની કન્યા પરણાવી....'

'વજ્રજંઘ, તમે મારે મન ભામંડલ સમાન છો. પરમ ઉપકારી છો. મારા પુત્રોને જન્મથી માંડી આજદિનપર્યંત મોટા કર્યા....તમારા ઉપકારનો હું ક્યારેય ભૂલી નહીં શકું.'

'હે જગદ્વંદ્ય મહાપુરુષ, એમાં ઉપકાર શાનો ? એક કર્તવ્ય હતું ને મેં કર્તવ્યપાલન કર્યું છે....એથી અધિક કંઈજ નહી.' ત્યારબાદ મહારાજાએ શ્રીરામને પૃથુનો પણ પરિચય આપ્યો. શ્રીરામ પોતાના બંને વેવાઈઓ સાથે ભેટયા અને અયોધ્યાનું આતિથ્ય સ્વીકારવા વિનંતી કરી. શ્રીનારદજી અને સિદ્ધાર્થને પણ અયોધ્યા પાવન કરવા આગ્રહ કર્યો.

સુગ્રીવે લવ-કુશને સંકેતથી સમજાવી દીધું કે 'સીતાજી પુંડરીકપુર ચાલ્યાં ગયાં છે....' લવ-કુશ નિશ્ચિંત બન્યા.

પુષ્પકવિમાન આવી પહોંચ્યું. શ્રીરામ–લક્ષ્મણ અને શત્રુઘ્નની સાથે લવ અને કુશ વિમાનમાં આરૂઢ થયા. તેમની જ પાછળ મહારાજા વજ્રજંઘ, પૃથુ, બિભીષણ, સુગ્રીવ વગેરે બેસી ગયા. તે સિવાય અયોધ્યાનો સમગ્ર રાજપરિવાર પુષ્પકમાં ગોઠવાઈ ગયો. ખેચરોએ વાજિંત્રોના નાદથી આકાશને ગજવી દીધું. ધીમી ગતિથી પુષ્પકવિમાન અયોધ્યાના રાજમાર્ગો ઉપરથી પસાર થવા લાગ્યું. હજારો સ્ત્રી-પુરુષો લવ અને કુશને જોઈ પ્રસન્ન થવા લાગ્યા. શ્રીરામના જયધ્વનિ સાથે લવ-કુશના નામનો પણ જયધ્વનિ ગુંજવા લાગ્યો. કયારેક મહાસતી સીતાના નામનો પણ જયધ્વનિ સંભળાવા લાગ્યો. લવ અને કુશ પ્રથમવાર જ અયોધ્યા જઈ રહ્યા હતા....તેમને વારંવાર માતા સીતા યાદ આવતી હતી... શ્રીરામ વારંવાર કુમારોને સ્નેહાલિંગન આપતા હતા.

રાજમહેલે આવ્યા પછી શ્રીરામે મંત્રીમંડલને આજ્ઞા કરી:

'સમગ્ર રાજયમાં મહાન્ ઉત્સવ મંડાવો. સર્વ મંદિરોમાં પૂજન રચાવો. દીન-હીન યાચકોને દાન આપો. કારાવાસ-

માંથી બંદીજનોને મુકત કરો.' મંત્રીમંડલે શ્રીરામની આજ્ઞા શિરોધાર્ય કરી અને અયોધ્યાના વિશાળ રાજ્યમાં મહોત્સવો મંડાયા.

શ્રીરામના મહેલમાં જ લવ અને કુશને ઉતારવામાં આવ્યા. હજારો નાગરિકો સીતાજીના બે પરાક્રમી પુત્ર-રત્નોને જોવા, સત્કારવા અને અભિનંદવા આવવા લાગ્યા. શ્રીરામનો મહેલ વર્ષો પછી પુનઃ ચેતનવંતો બન્યો. જ્યારથી સીતાજીનો શ્રીરામે ત્યાગ કર્યો હતો ત્યારથી શ્રીરામનો મહેલ શૂન્યવત્ બની ગયો હતો.

આજે લવ અને કુશને લક્ષ્મણજીની સાથે ભોજન કરવાનું હતું. બંને રાજકુમારોને લક્ષ્મણજી પોતાના મહેલે લઇ આવ્યા હતા. લક્ષ્મણજીની હજારો રાણીઓનું અંતેપુર લવ-કુશનું સ્વાગત કરવા, તેમને લાડ લડાવવા અધીરૂં બન્યું હતું.

લક્ષ્મણજીએ આ પ્રસંગે વાનરદ્વીપના અધિપતિ સુગ્રીવને પોતાના મહેલે ભોજન માટે નિમંત્રણ પાઠવ્યું હતું. સાથે બિભીષણ, હનુમાન, અંગદ, ભામંડલ ઈત્યાદિ ગાઢ-સ્નેહી વર્ગને પણ ભોજન માટે આમંત્ર્યા હતા. લક્ષ્મણજીના આમંત્રણને સ્વીકારી સહુ ત્યાં આવ્યા.

ભોજન પૂર્વે તો લવ-કુશની બાંધવબેલડી લક્ષ્મણજીના અંતેપુરની રાણીઓના લાડ-કોડમાંથી જ મુકત ન થઇ, ભોજનનો સમય થતાં લક્ષ્મણજી લવ-કુશને લઇ આવ્યા. સુગ્રીવ આદિ રાજાઓએ લવ-કુશનું વીરોચિત સ્વાગત કર્યું. દેવી સીતાજીના પુત્રો તરીકે સ્નેહાલિંગન આપ્યાં.

વિદ્યાધરોએ દિવ્ય વાજિંત્રોના નાદ કર્યા....અને ભોજન-પ્રારંભ થયો. સહુએ અતિ હર્ષથી, આનંદથી અને ઉમંગથી ભોજન કર્યું....પરંતુ સુગ્રીવના મુખ પર હર્ષ ન હતો. સુગ્રીવ ગંભીરતાથી ભોજન કરતા હતા. વારંવાર તેમની દૃષ્ટિ લવ કુશ તરફ જતી હતી. ભાસંડલ સુગ્રીવના મુખ-પરની રેખાઓ વાંચવા પ્રયત્ન કરી રહ્યા હતા. જ્યારે લવ-કુશ તો સ્નેહસાગરમાં ડૂબકીઓ મારતા આ નવી દુનિયામાં લીન થઇ ગયા હતા.

ભોજનવિધિ પૂર્ણ થયા પછી સહુ લક્ષ્મણજીના વિશાળ મંત્રણાગૃહમાં પ્રવેશ્યા. વિશાળ સિંહાસન પર લક્ષ્મણજી લવ-કુશ સાથે આરુઢ થયા. તેમની આસપાસ ગોઠવાયેલાં સિંહાસનો પર બિભીષણ, સુગ્રીવ આદિ રાજા મહારાજાઓ આરૂઢ થયા.લક્ષ્મણજીએ આમંત્રિત મહેમાનોને ઉદ્દેશીને કહ્યું :

'પ્રિય મિત્રો, આજે તમે મારા નિમંત્રણથી મારે દ્વારે પધાર્યા તેથી મને ઘણો હર્ષ થયો છે. આજનો ભોજન-સમારંભ મેં મારા પ્રિય કુમારો લવ-કુશના આગમનના ઉપલક્ષ્યમાં યોજ્યો છે. તમે સહુએ અહીં પધારીને મારા આનંદમાં વૃદ્ધિ કરી છે.'

થોડી ક્ષણો મૌનમાં વીતી. મહારાજા સુગ્રીવે લક્ષ્મણજી સામે જોયું. લક્ષ્મણજીની મૌન સ્વીકૃતિ લઇ સુગ્રીવે કહ્યું :

'મહારાજા સુમિત્રાનંદનનો જય હો. અમે સહુ તો આપના સદૈવના સાથી છીએ. અમે આપના હાર્દિક સ્નેહથી આકર્ષાઇને આવ્યા છીએ. મહાસતી સીતાજીના બે સુપુત્રો

લવણ અને અંકુશના પુનઃપુનઃ દર્શન કરવાથી હૃદય તૃપ્તિ અનુભવે છે....એમનાં દર્શન કરૂં છું ને મહાદેવી સ્મૃતિપટ પર આવે છે....જયાં સુધી મહાદેવી અયોધ્યામાં ન પધારે ત્યાં સુધી હૃદય દુઃખી બન્યું રહેશે ...' સુગ્રીવે આંસુભીની બનેલી આંખોને ઉત્તરીયવસ્ત્રથી સાફ કરી. ગળગળા સ્વરે પુનઃ સુગ્રીવ બોલ્યા :

'જ્યારે યુદ્ધભૂમિ પર....આ કુમારોના પક્ષે ભામંડલને યુદ્ધ કરતા જોયા....આશ્ચર્ય થયું અને એમને પૂછયું ત્યારે મહાન્ આશ્ચર્ય અનુભવ્યું ! એ સમયે લવણ-અંકુશની છાવણીમાં બિરાજેલાં દેવી સીતાજીનાં મેં દર્શન કર્યાં....એ પાવન મૂર્તિનાં દર્શન કરી હર્ષ અને વિષાદ અનુભવ્યો. મહારાજા બિભીષણ પણ સાથે હતા....હર્ષથી શ્રીરામ દ્વારા ત્યજાયેલાં મહાસતી....હૃદય પર વેદનાના પાષાણ મૂકીને જીવી રહ્યાં છે....આ બે કુમારોનાં દર્શન જ એમનું જીવન છે....માટે હે અયોધ્યાપતિ, મારી આપને વિનંતિ છે કે દેવી સીતાજીને અયોધ્યા લઇ આવવાં જોઇએ....તે માટે શ્રીરામચંદ્રજીને સમજાવવા જોઇએ....અન્યથા આ કુમારોને મહાસતીજી પાસે મોકલી દેવા જોઇએ....પતિ અને પુત્રો વિના સીતાજી જીવી નહીં શકે.'

સુગ્રીવ સિંહાસન પર બેસી ગયા; પરંતુ એમની વાણીએ સહુનાં હૃદય હલાવી દીધાં. લવ અને કુશ તો રડી જ પડયા. ભામંડલ અને બિભીષણની આંખોમાંથી આંસુઓ વહી રહ્યાં. હનુમાનજી ઉદ્વિગ્ન થઈ બોલી ઉઠયા :

'આ બધું શું બની ગયું....કેવી રીતે બની ગયું.... મને તો ઘણા સમયે જાણ થઈ. જે થયું છે તે ખૂબ જ

અયોગ્ય થયું છે. દેવી સીતાજીને તત્કાલ અયોધ્યા લઈ આવવા જોઈએ. અયોધ્યાપતિ મને આજ્ઞા કરે તો હું લઈ આવું. મહારાજા સુગ્રીવનું કથન સાવ સત્ય છે....પતિ અને પુત્રો વિના મહાસતી જીવી નહીં શકે.

લક્ષ્મણજી વિચારમાં પડી ગયા. એમને એ દિવસ યાદ આવી ગયો....જે દિવસે શ્રીરામે સીતાજીના ત્યાગનો નિર્ણય કર્યો હતો....લક્ષ્મણજીએ સ્પષ્ટ વિરોધ કર્યો હતો....શ્રીરામનાં ચરણોમાં પડીને....આંખોમાંથી આંસુ વહાવીને....સીતાજીનો ત્યાગ નહીં કરવા વિનવ્યા હતા....છતાં શ્રીરામ પોતાના નિર્ણયને વળગી રહ્યા હતા....લક્ષ્મણજીને એ પ્રસંગની સ્મૃતિ સાથે રોષ આવી ગયો....પરંતુ તૂર્ત જ બીજો પ્રસંગ સ્મૃતિપટ પર આવી ગયો...સીતાજીનો જંગલમાંત્યાગ કરીને આવેલા કૃતાંતવદને જ્યારે સીતાજીનો સંદેશ શ્રીરામને કહી સંભળાવ્યો હતો ત્યારે શ્રીરામ મૂર્ચ્છિત થઈને ઢળી પડયા હતા....અને કરુણ આક્રંદ કરતા સીતાજીને પાછાં લઈ આવવા જંગલમાં દોડી ગયા હતા....આ દૃશ્ય આંખ સામે આવતાં લક્ષ્મણજીનો રોષ દૂર થયો....તેમણે સુગ્રીવ સામે જોયું, હનુમાનજી સામે જોયું અને બોલ્યા :

'હે કપીશ્વર અને હનુમાન, તમારું કથન સત્ય છે.... જગદ્વંદનીય દેવી સીતાજીને પુનઃઅયોધ્યામાં લઈ આવવાં જોઈએ. કપીશ્વર, તમે તો સાક્ષી છો....મેં આર્યપુત્રને સીતાજીનો ત્યાગ કરતા સમયે પણ નિષેધ કર્યો હતો.... પરંતુ આર્યપુત્રે નિર્ણય ન બદલ્યો. આપણે સહુ હવે પુનઃ પ્રાર્થના કરીએ....મને એમ લાગે છે કે આર્યપુત્ર માની જશે.'

'અને જો પિતાજી નહીં માને તો અમે પુંડરીકપુર પાછા ચાલ્યા જઈશું; એ વાત પણ આપ પિતાજીને જણાવી

દેજો.' લવે લક્ષ્મણજીનો હાથ પકડી કહી દીધું. લક્ષ્મણજીએ લવના મસ્તકે હાથ ફેરવી કહ્યું :

'વત્સ, આર્યપુત્રને હું અવશ્ય કહીશ. માતૃભક્ત પુત્રનું આ જ કર્તવ્ય હોય.'

લક્ષ્મણજીએ ભામંડલ સામે જોઈ કહ્યું :

'આપણે આર્યપુત્રને ક્યારે મળીશું ?' ભામંડલે લક્ષ્મણજી સામે જોયું, તેમના મુખ પર રૂક્ષ સ્મિત ફરકી ગયું. તેમણે કહ્યું :

'આર્યપુત્રને આપ કહો ત્યારે મળીએ....પણ મળવાનો કોઈ વિશેષ અર્થ છે ? જ્યારે શ્રીનારદજીએ યુદ્ધભૂમિ પર પુત્રોનો પરિચય કરાવ્યો....સીતાજી જીવતાં છે ને પુંડરીકપુરમાં છે.' એમ કહ્યું હતું ત્યારે પણ....'સીતાને પુંડરીકપુરથી લઈ આવો અને પુત્રો સાથે જ અયોધ્યામાં તેમનો પ્રવેશ કરાવો.' એમ ન બોલ્યા .. એ શ્રીરામ પાસે જવાનો હું કોઈ વિશેષ અર્થ જોતો નથી.'

ભામંડલની વાત સાંભળીને સહુ વિચારમાં પડી ગયા. ભામંડલનું કથન સત્ય હતું. કુમારોના નગરપ્રવેશ-સમયે શ્રીરામે સીતાજીની સ્મૃતિ પણ કરી ન હતી. સીતાજીનો કુશળ વૃત્તાંત પણ પૂછ્યો ન હતો....એટલે શ્રીરામ સીતાજીને અયોધ્યા લઈ આવવાની વાતમાં સમત થાય કે નહીં, એ માટે ભામંડલની શંકા સહુને વ્યાજબી લાગી.

'મામાજી. માની લો કે પિતાજી સંમત નહીં થાય, તો ચિંતા શા માટે ? અમે માતા પાસે ચાલ્યા જઈશું ! માતાને કોઈ વાતે ઓછું નહીં આવવા દઈએ.' કુશ બોલ્યો.

'તો આપણે આવતી કાલે જ મળીએ.' લક્ષ્મણજીએ સુગ્રીવને કહ્યું.

'આપશ્રી જ વાત કરશો તો ઠીક રહેશે.'

'ના, આપણે સહુ સાથે જ આર્યપુત્રને પ્રાર્થના કરીશું; માટે તમારે સહુએ આવવાનું છે.'

'પરંતુ અમારું પ્રયોજન નથી.' લવ-કુશ બોલ્યા.

'સત્ય છે. કુમારોએ અમારી સાથે આવવાનું નથી.'

સહુ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

લવ અને કુશ પોતાના નિવાસે પહોંચ્યા. બંને લક્ષ્મણજીના મહેલમાં થયેલી ચર્ચાના વિચારમાં ચઢી ગયા હતા. માતા પ્રત્યે કાકા લક્ષ્મણજીથી માંડી સહુ રાજા-મહારાજાઓની શ્રદ્ધા, ભક્તિ અને સમર્પણથી બંને ભાઈઓ પ્રભાવિત થયા હતા. સુગ્રીવના હૃદયસ્પર્શી વક્તવ્યથી તેમનું મન ગદ્ગદ્ થઈ ગયું હતું....પરંતુ શ્રીરામ કબૂલ થશે કે કેમ, એની શંકા હતી.

'જો પિતાજી કાલે સંમત ન થયા તો?' કુશે લવનો નિર્ણય જાણવા પૂછયું.

'એવી શંકા શા માટે કરવી? પિતાજી સંમત થઈ જશે. એમ મને લાગે છે.' લવે આત્મવિશ્વાસ વ્યક્ત કર્યો.

'હા, માતાનો ત્યાગ કર્યા પછી પાછળથી પિતાજી જંગલમાં શોધ કરવા ગયા હતા... માતાને પાછી લઈ આવવાના સંકલ્પથી જ ગયા હતા - માટે હવે ના તો નહીં જ કહે.'' કુશ બોલ્યો.

'છતાંય આપણો નિર્ણય છે કે માતાજીને અહીં લાવવામાં નહીં આવે તો આપણે અહીંથી ચાલ્યા જઈશું.' કુશે છેલ્લો ઉપાય પણ પુનઃ જાહેર કર્યો.

રાત ઘણી વીતી ગઈ હતી. બંને ભાઈઓ નિદ્રાધીન થયા....એમને ક્યાં ખબર હતી કે ભાવિમાં શું છુપાયેલું છે!

\+ \+ \+

શ્રી લક્ષ્મણજીના મહેલે બિભીષણ, સુગ્રીવ, હનુમાન, ભામંડલ, અંગદ આદિ રાજાઓ જઈ પહોંચ્યા. લક્ષ્મણજીએ સહુનું સ્વાગત કર્યું. ત્યાંથી સહુ સાથે શ્રીરામના મહેલે પહોંચ્યા.

શ્રીરામને પ્રણામ કરી સહુ ઉચિત આસને બેઠા. કુશલ-પૃચ્છાનો ઔપચારિક વિધિ પતી ગયા પછી લક્ષ્મણજીએ સ્વસ્થતાથી શ્રીરામને કહ્યું :

'આર્યપુત્રને અમારા સહુની એક પ્રાર્થના છે કે મહાદેવી સીતાજી પુંડરીકપુરમાં રહેલાં છે. આપના વિરહથી વ્યાકુળ અને લવ-કુશ વિના સંતપ્ત મહાદેવી....ને શીઘ્ર અહીં લાવવા જોઈએ. અન્યથા મહાદેવીનું જીવન ભયમાં છે. પતિ અને પુત્ર વિના તેઓ જીવી નહીં શકે. માટે જો આપ આજ્ઞા આપો તો અમે આજે જ તેમને અહીં લઈ આવીએ.'

લક્ષ્મણજીએ જે કહેવાનું હતું તે સ્પષ્ટતાથી ને સ્વસ્થતાથી કહી દીધું. ત્યારબાદ સુગ્રીવ ઊભા થયા અને શ્રીરામને નમન કરી બોલ્યા :

'હે મહાપુરુષ, મહાદેવીને બહુમાનપૂર્વક અયોધ્યા લઇ આવવાં જોઈએ. આપના વિરહથી તેઓ સંતપ્ત છે....વળી હવે પ્રજામાં પણ તેઓ માટે અપવાદ બોલાતો નથી. તેઓશ્રી પરમ વિશુદ્ધ મહાસતી છે, એ વાત નિઃશંક છે.'

'દેવોએ પણ મહાદેવીની મહાસતી તરીકે ઉદ્ઘોષણા કરી હતી.' હનુમાનજી બોલી ઉઠયા.

'મહારાજા, લવણ અને અંકુશ પણ હવે આપની પાસે આવ્યા છે....કે જે બે કુમારોના સહારે મહાદેવી કંઇક શાતા અનુભવતા હતાં....' સુગ્રીવ બોલ્યા.

શ્રીરામના મુખ પર ગંભીરતા છવાયેલી હતી. દૃષ્ટિ જમીન પર મંડાયેલી હતી. લક્ષ્મણજી, સુગ્રીવ વગેરેની વાત તેઓ સાંભળતા હતા; વિચારતા હતા. તેઓએ સુગ્રીવ સામે જોયું અને ખૂબ દૃઢતાસૂચક સ્વરે બોલ્યા.

'કપીશ્વર; જાનકીને કેવી રીતે અયોધ્યા લાવી શકાય ?' શ્રીરામ ક્ષણભર મૌન રહ્યા....સહુના જીવ અદ્ધર થઈ ગયા. શ્રીરામ આગળ વધ્યા : 'જાનકી ઉપર પ્રજાએ મૂકેલું કલંક ક્યાં દૂર થયું છે ? હા, કલંક સાચું નથી, અસત્ય છે.... પરંતુ અસત્ય એવો પણ લોકાપવાદ અંતરાય છે....ભારે અંતરાય છે....હું માનું છું કે જાનકી સતી છે; એનું ચારિત્ર નિષ્કલંક છે....એ જાણે છે કે તે નિર્મળ છે.'

શ્રીરામ પુનઃ વિચારમાં પડી ગયા. લક્ષ્મણજી અસ્વસ્થ બની ગયા. સુગ્રીવ વગેરે ચિંતામગ્ન થઈ ગયા. લક્ષ્મણજીએ કહ્યું :

'અમે સહુ આ વાત સાંભળવા આવ્યા નથી. એની

એ લોકાપવાદની વાત જો કરવાની હોય તો અમે ચાલ્યા જઈએ. કુમારો લવ અને કુશ પણ મહાદેવી પાસે ચાલ્યા જશે, આજે પણ હું કહું છું કે જે કોઈ દેવી સીતા માટે અપવાદ બોલશે તેનો હું શિરચ્છેદ કરીશ....હવે હું સહન નહી કરી શકું.'

'લક્ષ્મણ, શું હું જાનકીને નથી ચાહતો? જાનકી વિનાનું મારૂં જીવન સ્મશાનવત્ બની ગયું છે, એ તારાથી અજાણ છે? જાનકીના વિરહની વ્યથા તો હું જ જાણું છું. પરંતુ હવે હું જાનકીને એ રીતે અયોધ્યામાં લાવવા ચાહુ છું કે પ્રજાના એક પણ માણસને પાછળથી કંઈપણ બોલવાનું ન રહે. માટે વિશુદ્ધિની કસોટીમાંથી જાનકી પસાર થાય....પ્રજા કસોટી જુએ. પછી જાનકી અયોધ્યામાં પ્રવેશે. જે મન-વચન-કાયાથી વિશુદ્ધ છે એવી જાનકીને કસોટીમાં ભય પામવાનું નથી.'

'આપ કેવી કસોટી કરવા ચાહો છો?' લક્ષ્મણજીએ પૂછ્યું.

'એ નિર્ણય પછી કરીશું.'

'તો દેવી સીતાને અમે લઈ આવીએ?'

પહેલાં અયોધ્યાની બહાર વિશાળ મંચ બંધાવો. મંડપો બંધાવો. જેમાં હજારો પ્રજાજનો બેસી શકે, અનેક રાજાઓ બેસી શકે....હું ત્યાં જઈશ....પછી તમે જાનકીને લઈ આવો.'

'પછી ત્યાં આપ મહાદેવીની કસોટી (દિવ્ય) કરશો?'

'હા.'

'જેવી આપની ઈચ્છા અને આજ્ઞા.'

શ્રીરામને પ્રણામ કરી લક્ષ્મણજી, બિભીષણ, સુગ્રીવ વગેરે લક્ષ્મણજીના આવાસે આવ્યા. હર્ષ અને વિષાદની મિશ્ર લાગણીઓ અનુભવતા રાજાઓ ભવિષ્યની કલ્પનામાં ડૂબી ગયા હતા. લક્ષ્મણજી મહેલમાં આવતાં જ લવ–કુશે પૂછ્યું :

'પિતાજી સંમત થઈ ગયા ને?

'સંમત થયા પરંતુ તેઓ મહાદેવીના સતીત્વની કસોટી કરી પ્રજા સમક્ષ નિષ્કલંક સિદ્ધ કરીને પછી નગર પ્રવેશ કરાવશે....!'

'ભલેને કસોટી કરે! અમારી માતા અકલંક છે....!' નિર્દોષભાવે લવ–કુશ બોલ્યા.

લક્ષ્મણજીએ બંને કુમારોને ઉત્સંગમાં લઈ મસ્તકે સ્નેહાલિંગન આપ્યું.

કપીશ્વર સુગ્રીવે પ્રવેશ કર્યો, લક્ષ્મણજીને પ્રણામ કરી નિવેદન કર્યું :

'મેં મંત્રીવર્ગને સૂચના આપી દીધી છે; નગરની બહાર વિશાળ મંડપ બંધાઈ જશે. વિશાળ મંચની શ્રેણી પણ બંધાઈ જશે, જેથી પ્રજાજનો ઉંચે બેસીને પણ જોઇ શકે.'

'અને હવે તમે પુંડરીકપુર જવાની તૈયારી કરો.'

'જેવી આપની આજ્ઞા. આવતી કાલે પ્રભાતે જઈશ....'

'પુષ્પકવિમાન લઇને જજો. મહાદેવીને મારા તરફથી પણ પુનઃપુનઃ પ્રાર્થના કરીને અયોધ્યા પધારવા કહેશો. કહેજો કે આપનો બાળ લક્ષ્મણ....આપનાં દર્શન માટે આતુર છે.'

'અવશ્ય કહીશ મહારાજા! મહાદેવીને લીધા વિના પાછો નહીં આવું.'

'કપીશ્વર, માતાને અમારા બંનેની યાદ આપજો; પ્રણામ કહેજો અને અવશ્ય માતાને લઇને આવજો....અમે સાથે આવીએ ?' કુશ બોલ્યો.

'તમારો કુશલ-વૃત્તાંત મહાદેવીને નિવેદન કરીશ પરંતુ તમારે સાથે આવવાની જરૂર નથી....તમારા આવવાથી કદાચ....'

'ના ના, અમારો આગ્રહ નથી. આપ આપની યોજનાનુસાર કાર્ય કરો એ જ ઉચિત છે.' લવે સુગ્રીવની મુંઝવણ ટાળી.

પુષ્પક વિમાન પુંડરીકપુર તરફ ઉડયું.

સુગ્રીવના મનમાં અનેક તર્ક-વિતર્ક ઉઠી રહ્યા હતા. 'શું મહાદેવી અયોધ્યા આવવા રાજી થશે ? એમના મન પર પડેલો શ્રીરામે કરેલા ત્યાગનો ઘા રૂઝાઇ ગયો હશે ? એમનું મન શ્રીરામ પ્રત્યે વિરક્ત તો નહીં બની ગયું હોય ? પરંતુ ભલેને શ્રીરામ પ્રત્યે તેઓ વિરક્ત બન્યાં હોય, લવ અને કુશ પ્રત્યે તો એમનો સ્નેહ અપરંપાર છે ...એમના માટે પણ તેઓ આવશે! પણ ના....કુમારોને તો તેઓ પુંડરીકપુર પણ બોલાવી લે! ના ના....હું એમને એવી રીતે સમજાવીશ કે તેઓ આવવા તૈયાર થઈ જશે....હા, મારે વાત તો સ્પષ્ટ કરવી જ પડશે કે 'શ્રીરામ આપની પાસે 'દિવ્ય' કરાવવાના છે !' એમને પાછળથી એમ ન થાય કે 'સુગ્રીવ મારી સાથે છળ રમી ગયો.' પરંતુ મહાસતીને 'દિવ્ય'નો ભય જ નહીં લાગે....'

પુંડરિકપુર આવી ગયું, પુષ્પક વિમાનને નીચે ઉતારવામાં આવ્યું.

પરિચારિકા સાથે પોતાના આગમનના સમાચાર મોકલ્યા. સીતાજીએ દ્વારે આવીને કપીશ્વરનું સ્વાગત કર્યું. સુગ્રીવે સીતાજીને પ્રણામ કર્યા.

સીતાજીએ સુગ્રીવનો યથોચિત આદર-સત્કાર કર્યો. સ્નાન-ભોજનાદિથી નિવૃત્ત થયા પછી સુગ્રીવે અવસર જોઈ સીતાજી સમક્ષ વાત મૂકી.

'મહાદેવી, હું શ્રીરામની આજ્ઞાથી અહીં આપની પાસે આવ્યો છું. આપના માટે શ્રીરામે પુષ્પક વિમાન મોકલ્યું છે. આપ પુષ્પક વિમાનને શોભાવો અને અયોધ્યા પધારો શ્રી લક્ષ્મણજી આપનાં દર્શન માટે આતુર છે....કુમારો લવ અને કુશ પણ આપની નિરંતર સ્મૃતિ કરી રહ્યા છે.'

કપીશ્વર, તમે ભલે અહીં આવ્યા, પરંતુ હું અયોધ્યા કેવી રીતે આવું? હજુ એ ભયાનક દૃશ્ય ભૂલાતું નથી.... 'સિંહનિનાદ' જેવા ભયંકર જંગલમાં સગર્ભા એવી મારો ત્યાગ કરી દીધો હતો....એનું દુઃખ હજુ પણ શમ્યું નથી.... ત્યાં વળી નવા દુઃખ માટે આર્યપુત્ર પાસે આવું? અયોધ્યા આવવાનું હવે આ જીવનમાં કોઈ પ્રયોજન નથી....'

સીતાજીનો સ્વર કંપી રહ્યો હતો. હૃદયનું દુઃખ શબ્દો દ્વારા હળવું બની રહ્યું હતું. સુગ્રીવ ખૂબ સહાનુભૂતિપૂર્વક સાંભળી રહ્યા હતા. પુનઃ પ્રણામ કરીને તેઓ બોલ્યા :

'મહાદેવી આપનુ કથન સત્ય છે....આપના દુઃખની કલ્પના મને પણ કંપાવી જાય છે. આપે અદ્ભુત સહન-શક્તિથી દુઃખનો પ્રતિકાર શાંતિથી કર્યો છે....પરંતુ હવે દુઃખોનો અંત આવી ગયો છે. શ્રીરામ અને લક્ષ્મણ અનેક

રાજાઓ સાથે, મંત્રીમંડલ સાથે અને હજારો પ્રજાજનો સાથે અયોધ્યાની બહાર સિંહાસન પર બેઠા છે....આપની રાહ સહુ જોઇ રહ્યા છે, શ્રીરામચંદ્રજી ઇચ્છે છે કે મહાદેવી 'દિવ્ય' કરીને પોતાના શીલની વિશુદ્ધિ પ્રજાને સમજાવે.... માટે મહાદેવી કૃપા કરીને અવશ્ય અયોધ્યા પધારો.'

'કપીશ્વર, શુદ્ધિની પરીક્ષા માટે તો હું તત્પર જ છું....ભલે, હું અયોધ્યા આવીશ.'

સીતાજીએ સ્વીકૃતિ આપી. સુગ્રીવ પ્રસન્ન થઇ ગયા. મહારાજા વજ્રજંઘને સંદેશ મોકલ્યો. મહારાજા આવી ગયા. સીતાજીએ મહારાજાને અયોધ્યા જવાનો પોતાનો નિર્ણય જણાવ્યો. મહારાજા, વજ્રજંઘની આંખો ભીની થઈ ગઈ.

'દેવી મને હર્ષ પણ થાય છે અને દુઃખ પણ થાય છે....પ્રિય બહેન એના ઘેર જાય....એ હું સમજુ છું.... તું સુખી થા....પણ આ તારા ધર્મના ભાઇને કયારેક યાદ કરજે....અહીં મારાથી કોઈ ભૂલ થઈ હોય તો ક્ષમા કરજે.' વજ્રજંઘ રડી પડયા. સીતાજી રડી પડયાં. સુગ્રીવનું હૃદય ભરાઇ આવ્યું.

હે ધર્મભ્રાતા! આપના ઉપકારો હું જન્મ-જન્માંતર નહીં ભૂલી શકું....આપ પિતા, ભ્રાતા....માતા બન્યા છો.... આપને મેં અને કુમારોએ ઘણું કષ્ટ આપ્યું છે. આપે અમારા સુખ માટે શું નથી કર્યું ? હે અકારણબંધુ, આપના અપાર વાત્સલ્યથી અને નિઃસ્વાર્થ સ્નેહથી, જીવનમાં આવી પડેલા ઘોર કષ્ટને સહવા હું શક્તિમાન બની છું.... આવું દુઃખ સંસારમાં કોઇ સ્ત્રીને ન ભોગવવું પડે, એવી પરમાત્માને પ્રાર્થના કરૂં છું....'

સીતાજીની આંખોમાંથી આંસુઓ વહી રહ્યાં. મહારાજા વજ્રજંઘે રૂંધાતા સ્વરે કહ્યું : 'હે ભદ્રે, તું જ્યારથી પુંડરિકપુરમાં આવી છો, ત્યારથી મારું, મારા પરિવારનું ને સમગ્ર પ્રજાનું સુખ વધ્યું છે....આનંદ વધ્યો છે. તું અહીંથી જાય છે એ વાત દુઃખદાયી છે....પરંતુ બહેન ભાઇને ઘેર સદા કેવી રીતે રહી શકે ?'

મહારાજાએ શિઘ્ર સમગ્ર નગરમાં સીતાજીના અયોધ્યાગમનના સમાચાર આપ્યા. પ્રજાજનો સમાચાર મળતાં જ સીતાજીના મહેલ પાસે દોડી આવવા લાગ્યા. સીતાજીએ પુત્રવધુઓને સાથે ચાલવા માટે તૈયારી કરવા સૂચવ્યું અને સ્વયં મહેલના ઝરૂખે જઇ પ્રજાજનોનું અભિવાદન ઝીલવા લાગ્યાં. હજારો સ્ત્રીપુરૂષોની આંખો આંસુભીની થઇ ગઈ હતી.

'હવે સીતાજી સદા માટે અયોધ્યા જાય છે....લવ કુશ એમના પિતાજી પાસે પહોંચી ગયા છે....હવે સીતાજી પુંડરિકપુરમાં નહીં રહે....' પ્રજાજનો પરસ્પર આવી વાતો કરવા લાગ્યા.

'મહાદેવી ! હવે આપણે ત્વરા કરવી જોઇએ.' સુગ્રીવે બે હાથ જોડી નમન કરી વિનમ્ર ભાષામાં કહ્યું: સીતાજીએ બે હાથ જોડી પ્રજાને નમસ્કાર કર્યા અને ઝરૂખામાંથી મહેલમાં આવ્યાં. પુત્રવધુઓ તૈયાર થઈ ગઈ હતી. મહારાજા વજ્રજંઘના કહેવાથી સીતાજી વજ્રજંઘના અંતેપુરમાં પણ ગયાં અને રાણીઓને મળી આવ્યાં.

સીતાજી શણગારેલા પુષ્પક વિમાનમાં આરૂઢ થયાં. તેમની પાછળ પુત્રવધુઓ ચઢી ગઈ અને સહુથી છેલ્લે મહારાજા સુગ્રીવ બેસી ગયા.

'મહાસતી સીતાજીનો જય હો !' પ્રજાજનોએ જય-ધ્વનિ કર્યો.

મહારાજાએ બંને હાથ જોડી સહુને વિદાય આપી.

મહારાજાએ વિદાય તો આપી પરંતુ તેઓ ભાવિના ભેદ ક્યાં જાણતા હતા !! સીતાજીને આ છેલ્લી વિદાય.... છેલ્લાં દર્શન કરી રહ્યા હતા....એ તેઓ ક્યાં જાણતા હતા !! અરે, સ્વયં સીતાજીને એ જ્ઞાન ક્યાં હતું કે તેઓ હવે અયોધ્યામાં પ્રવેશ નથી કરવાનાં !

વિમાને ગતિ પકડી.

અયોધ્યાની દિશામાં સુગ્રીવે પુષ્પક વિમાનને વાળ્યું.

અયોધ્યાના હજારો સ્ત્રી-પુરુષો સીતાજીની રાહ જોઇ રહ્યા હતા.

અયોધ્યાનો બાહ્યપ્રદેશ !

માહેન્દ્રોદય ઉદ્યાન !

ભવ્ય વિશાળ મંડપો બંધાયા છે. વિવિધ કુસુમોનાં તોરણ બંધાયાં છે. સેંકડો રાજાઓ અને હજારો પ્રજાજનો બેઠેલા છે. આતુર નયને પુષ્પક વિમાનની રાહ જોવાઈ રહી છે. સહુની દૃષ્ટિ ક્ષિતિજ પર મંડાયેલી છે. મધ્યાહ્નનો સમય પૂર્ણ થયો છે ને સૂર્ય પશ્ચિમ દિશા તરફ ઢળી રહ્યો છે.

ત્યાં આકાશની ક્ષિતિજ પર પુષ્પક વિમાન દેખાયું. પ્રજાજનો ઊભા થઇ ગયા. રાજાઓ ઊંચા થઇને જોવા લાગ્યા. તીવ્ર ગતિથી આવતા પુષ્પક વિમાને અલ્પ ક્ષણોમાં જ અયોધ્યાની હદમાં પ્રવેશ કર્યો. અયોધ્યાને અંતરિક્ષમાં જ ત્રણ પ્રદિક્ષિણા આપીને સુગ્રીવે વિમાનને માહેન્દ્રોદય ઉદ્યાનમાં ઉતાર્યું.

કુમારિકાઓએ અક્ષતાદિથી સીતાજીને વધાવ્યાં. સીતાજી પુષ્પકવિમાનમાંથી નીચે ઉતર્યાં, પાછળ પુત્રવધુઓ ઉતરી

અને છેલ્લે કપીશ્વર સુગ્રીવ ઉતર્યા. તૂર્ત જ લક્ષ્મણજી સિંહાસન પર ઉઠીને દોડી આવ્યા....સીતાજીનાં ચરણે ભાવપૂર્વક પ્રણામ કર્યા.બીજા રાજાઓ પણ લક્ષ્મણજીને અનુસર્યા.

સીતાજીને સિંહાસન પર આરુઢ કરવામાં આવ્યાં. પુત્રવધુઓને લઈ ભામંડલ અયોધ્યામાં ચાલ્યા ગયા. લવ અને કુશ અયોધ્યામાં હતા.

ભામંડલ, સુગ્રીવ, બિભીષણ, હનુમાન, અંગદ વગેરે અનેક રાજા-મહારાજાઓ સહિત લક્ષ્મણજીએ નમ્રતાથી અને ભક્તિથી સીતાજીને કહ્યું :

'મહાદેવી, આપની આ અયોધ્યામાં આપના મહેલમાં પ્રવેશ કરો અને આ ધરતીને પાવન કરો....અમારી આપને આગ્રહપૂર્ણ પ્રાર્થના છે.'

'વત્સ! અયોધ્યામાં પ્રવેશ કરીશ....એ પૂર્વે મને શુદ્ધ થવા દે. જ્યાં સુધી મારા પર ચઢેલું કલંક દૂર ન થાય ત્યાં સુધી હું નગરમાં પ્રવેશ નહીં કરૂં.'

લક્ષ્મણજીએ સીતાજીને પુનઃ વંદના કરી અને શ્રીરામ પાસે પહોંચી સીતાજીના સંકલ્પની જાણ કરી. શ્રીરામ તો એ ચાહતા હતા જ. તેઓ સીતાજી પાસે પહોંચ્યા. સીતાજી સિંહાસન પરથી ઊભાં થયાં.

શ્રીરામના મુખ પર ગંભીરતા છવાયેલી હતી. એ ગંભીરતાનું હાર્દ હતું ન્યાયની નિષ્ઠુરતા. એમનો સીતાજી પ્રત્યેનો રાગ અત્યારે ભાગી ગયો હતો. સીતા તરફની કોઈપણ કોમળ લાગણી શ્રીરામના હૃદયમાં ન હતી.... તેમની દૃષ્ટિ જમીન ઉપર હતી, તેમણે કહ્યું :

'વૈદેહી, રાવણના ઘરમાં રહેવા છતાં રાવણે તારૂં શીલ ખંડિત ન કર્યું હોય તો અહીં ઉપસ્થિત સર્વ લોકોની સમક્ષ, તારી શુદ્ધિ માટે આ દિવ્ય કર.'

સીતાજીના મુખ પર સ્મિત આવી ગયું....પરંતુ એ સ્મિત હૃદયના ઉલ્લાસનું ન હતું, પરંતુ હૃદયની અપાર વ્યથાનું હતું....એ સ્મિત દ્વારા શ્રીરામના 'દિવ્ય' કરવાના આદેશનો નિર્ભયતાથી સ્વીકારવા કરવા તૈયાર થયાં હતાં. તેમના હૃદયમાં વર્ષોથી....જ્યારથી શ્રીરામે ત્યાગ કર્યો હતો ત્યારથી....શ્રીરામને કહેવા માટે હૃદય તલસતું હતું, તે કહેવા તેમણે મુખ ઉંચું કર્યું, દૃષ્ટિ તીવ્ર થઈ અને વચન નીકળ્યું :

'ઓહો! આર્યપુત્ર....આપના જેવા બીજા કોઇ વિદ્વાન આ પૃથ્વી પર નથી! મારો દોષ જાણ્યા વિના, હું દોષિત છું કે નિર્દોષ, એનો નિર્ણય કર્યા વિના....ભયંકર જંગલમાં મારો ત્યાગ કર્યો! ધન્ય છે આપને! હે કાકુત્સ્થ! પહેલાં દંડ કરીને....આજે હવે તમે મારી પરીક્ષા લેવા તત્પર થયા છો....વાહ, ધન્ય છે તમને....સાચે જ તમે વિચક્ષણ છો? ચિંતા ન કરશો....હું પરીક્ષા આપવા તૈયાર છું.'

શ્રીરામના મુખ પર લજ્જા, ખેદ અને ગ્લાનિની રેખાઓ ઉપસી આવી. તેઓ બોલ્યા :

'જાનકી! હું જાણું છું....માનું છું કે તમારો દોષ નથી. લોકોએ જે અપવાદ તમારા માટે પેદા કર્યો છે એને દૂર કરવા માટે હું પરીક્ષા લેવા ચાહું છું....'

'કોણ ના કહે છે? પાંચે પ્રકારનાં દિવ્ય કરવાનું હું સ્વીકારું છું. તમે કહો તો ભડભડતી આગમાં પ્રવેશ કરું. તમે કહો તો અભિમંત્રિત ચોખા ખાઇ જોઉં. તમે કહો તો ત્રાજવે બેસું. તમે કહો તો ગરમ–ગરમ સીસું પી જાઉં.... તમે કહો તો જીભ પર તલવાર ચલાવી દઉં....! શું ચાહો છો તે કહો. તમારી અયોધ્યાની પ્રજાને પૂછી જુઓ....'

એ જ સમયે આકાશમાં રહેલાં નારદજી અને સિદ્ધાર્થ બોલી ઉઠયા :

'નહીં નહીં, હે રાઘવ, સીતા સતી છે, મહાસતી છે. અમે નિશ્ચયપૂર્વક કહીએ છીએ....એ મહાસતી છે....બીજો કોઇ વિકલ્પ કરશો નહીં.'

ત્યાં ઉપસ્થિત અયોધ્યાવાસી લોકો પણ બોલી ઉઠ્યા:

'હે દશરથનંદન, સીતાજી મહાસતી છે....એમની પાસે દિવ્ય ન કરાવશો. અમે માનીએ છીએ કે તેઓ અવશ્ય મહાસતી છે....'

લોકોમાં હાહાકાર વર્તાઈ ગયો. સહુ શ્રીરામને વિનવવા લાગ્યા સીતાજીએ પાંચ દિવ્ય કરવાના કરેલા પડકારે સહુનાં હૃદય કંપાવી દીધાં. પરંતુ શ્રીરામ દૃઢતાથી બોલ્યા :

'હે પ્રજાજનો, તમને કોઈ મર્યાદા નથી....તમારા વચનની કોઈ મર્યાદા નથી. તમે જ લોકોએ પૂર્વે કલ્પેલા કલંકથી જાનકી કલંકિત કરાઈ હતી....આજે તમે કહો છો કે 'સીતા મહાસતી છે!' પહેલાં તે દોષિત કેવી રીતે હતી અને અત્યારે મહાસતી કેવી રીતે? 'રાવણના ઘેર રહેલી સીતા શુદ્ધ ન હોય' એમ કહેનારા પણ તમે જ હતા ને? 'પરસ્રીલંપટ રાવણે સીતાના શીલને અખંડિત રાખ્યું જ ન

હોય.' એમ ચોરે-ચોતરે તમે જ વાત કરતા હતા ને? આજે તમે શાથી કહી રહ્યા છો કે 'સીતા મહાસતી છે?' પુનઃ તમે કહેશો કે 'સીતા કલંકિત છે!' કોણ તમને રોકી શકશે? તમને નિર્ણય થઇ જાય, પુનઃ ક્યારેય શંકા ન જાગે માટે સીતા ભલે 'દિવ્ય' કરે. સીતા પોતાના સતીત્વની પ્રતીતિ કરાવવા ભડભડતી આગમાં પ્રવેશ કરશે....'

'નહીં....નહીં મહારા....' પ્રજાજનનો ચિત્કાર કરી ઉઠ્યા.

'સીતા દિવ્ય કરશે જ, તમારા કહેવાથી જ....તમારા કલ્પનાજન્ય દોષારોપણથી જ જાનકીનો મેં ત્યાગ કર્યો.... આજે તમારા મનમાં જાનકીના સતીત્વની પ્રતીતિ થાય તે માટે એ દિવ્ય કરશે....આગમાં પ્રવેશ કરશે....'

અયોધ્યાની ગલી-ગલીમાં સીતાજીની દિવ્ય કરવાની પ્રતિજ્ઞાના સમાચાર ફેલાઈ ગયા....'સીતાજી કાલે ભડભડતી આગમાં પ્રવેશ કરશે....' આ વાત સાંભળી સહુ નગરજનોનાં હૃદય કંપવા લાગ્યાં શ્રીરામે આજ્ઞા કરી :

'ત્રણસો હાથ લાંબો-પહોળો ખાડો ખોદવામાં આવે. બે પુરુષની ઊંચાઈ જેટલો ઊંડો ખોદવામાં આવે. એ ખાડાને ચંદનના લાકડાંથી ભરવામાં આવે!'

સીતાજીને માહેન્દ્રોદય ઉદ્યાનમાં જ રમણીય કુટીરમાં રાખવામાં આવ્યાં. શ્રીરામ, લક્ષ્મણજી, શત્રુઘ્ન, લવ-કુશ અને સુગ્રીવ-ભામંડલાદિ..માહેન્દ્રોદયમાં જ રોકાયા. શ્રીરામનું મન ઉદ્વેગથી ભરેલું હતું. લક્ષ્મણજી ભારે મનોમંથનમાં પડી ગયા હતા. લવ-કુશ 'અમારી માતા મહાસતી છે....એની પ્રતીતિ અયોધ્યાવાસીઓને થઈ જશે.' એ કલ્પનાની મધુરતા અનુભવતા હતા. સુગ્રીવ-હનુમાનાદિ લંકાના

એ ભીષણયુદ્ધના સંસ્મરણોમાં ખોવાયા હતા....'જે સીતાજી માટે આપણે ભીષણયુદ્ધ કર્યું તે જ સીતાજી કાલે આપણા સહુનાં દેખતાં જ આગમાં પ્રવેશ કરશે....!! કેવી સંસારની ભીષણતા !'

માહેન્દ્રોદય ઉદ્યાનમાં જ્યારે સીતાજીના 'દિવ્ય' માટે ખાઈ ખોદાઈ રહી છે ત્યારે એ જ અયોધ્યાની બીજી દિશામાં એક મહામુનિ રાક્ષસીના ઉપદ્રવોને અપૂર્વ ધૈર્યથી સહન કરતા કર્મક્ષય કરી રહ્યા છે!

વાત આ પ્રમાણે હતી :

વૈતાઢ્ય પર્વતના ઉત્તર વિભાગના રાજા હરિવિક્રમને જયભૂષણ નામનો કુમાર હતો. જ્યારે જયભૂષણ યૌવનમાં આવ્યો, એના પિતાએ આઠસો કન્યાઓ સાથે કુમારનું પાણિગ્રહણ કરાવ્યું.

એક દિવસ જયભૂષણે પોતાની એક પત્ની કિરણમંડલાને. પોતાના મામાના પુત્ર હેમશિખ સાથે શયનસુખ માણતી જોઈ. એને રોષ આવ્યો. વૈરાગ્ય થયો. રોષમાં તેણે કિરણમંડલાને કાઢી મૂકી અને....વૈરાગ્યથી તેણે સંસારનો ત્યાગ કરી દીક્ષા લીધી.

કિરણમંડલાએ જયભૂષણ તરફ વેરની ગાંઠ બાંધી. મૃત્યુ પામી અને રાક્ષસી થઇ. જયભૂષણ મુનિ વિચરતા-વિચરતા અપૂર્વ આત્મસાધના કરતા અયોધ્યાના બાહ્યપ્રદેશમાં પધાર્યા. પ્રમાદ નહીં, આરામ નહીં. નિરંતર ધ્યાન અને કાયોત્સર્ગ. પરબ્રહ્મમાં જ લીનતા!

મહામુનિએ વિશિષ્ટ ધ્યાન આરંભ્યું. પેલી રાક્ષસી મહામુનિને શોધતી ત્યાં આવી પહોંચી. પૂર્વજન્મનું વૈર

હતું....મહામુનિ ઉપર ઉપસર્ગ આરંભ્યા.

ઉપસર્ગોમાં પણ જે સમતા જાળવે, ધ્યાન અખંડ જાળવે તેને 'કેવળજ્ઞાન' પ્રગટે! મહામુનિ જયભૂષણને કેવળજ્ઞાન પ્રગટ્યું! ઈન્દ્રે અવધિજ્ઞાનથી જોયું...દેવો સાથે, કેવળજ્ઞાનનો મહોત્સવ ઉજવવા ઇન્દ્ર અયોધ્યા દોડી આવ્યા. દેવોએ અયોધ્યાના માહેન્દ્રોદય ઉદ્યાનમાં તૈયાર થતી અગ્નિ ખાઇ જોઇ...વૃત્તાંત જાણ્યો. દેવોએ ઈન્દ્રને નિવેદન કર્યું:

'હે દેવરાજ ઈન્દ્ર, લોકોએ મૂકેલા જુઠા કલંકથી.... પોતાની શુદ્ધિની પ્રતીતિ માટે સીતા અગ્નિમાં પ્રવેશ કરશે....'

ઈન્દ્રે તુર્ત સેનાપતિને આજ્ઞા કરી: 'તમે દેવી સીતાનું સાન્નિધ્ય કરો. એ મહાસતી છે. હું મહર્ષિના કેવળજ્ઞાનનો મહોત્સવ કરીશ.'

ઇન્દ્રે મહર્ષિના કેવળજ્ઞાનનો ભવ્ય મહોત્સવ રચ્યો. કેવળજ્ઞાની મહર્ષિએ સુવર્ણમય કમળ પર આરુઢ થઈ દિવ્ય દેશના આપી. ઇન્દ્રે અપૂર્વ આનંદ અનુભવ્યો.

ઇન્દ્રનો સેનાધિપતિ દેવો સહિત સીતાજીની રક્ષા માટે તત્પર બનીને આકાશમાં અદૃશ્ય થઈને ઊભો હતો.

રાત વીતી ગઇ ને પ્રભાત થયું.

ખાઈ ચંદનના લાકડાંથી ભરી દેવામાં આવી હતી. મંચ ઉપર શ્રીરામ-લક્ષ્મણ લવ-કુશ સહિત અનેક રાજાઓ આરૂઢ થયા હતા, ચારેબાજુ બાંધેલા માંચડાઓ ઉપર હજારો નગરવાસીઓ બેસી ગયા, હતા. અવકાશમાં દેવર્ષિ નારદ અને સિદ્ધાર્થ પણ ઉપસ્થિત હતા.

શ્રીરામે સેવકોને આજ્ઞા કરી. 'અગ્નિ સળગાવો.

સેવકોએ ચારેબાજુથી ખાઈમાં ભરેલાં ચંદનના લાકડાંઓ સળગાવ્યાં. જવાલાઓ નીકળવા લાગી.

સીતાજી એક અલગ મંચ ઉપર ધ્યાનમગ્ન બનીને બેઠાં હતાં. પરમેષ્ઠિનમસ્કારના ધ્યાનમાં લીન હતાં. શ્રીરામ સીતાજી તરફ અને ખાઇમાંથી નીકળતી જવાળાઓ તરફ જોતાં હતાં. શ્રીરામના હૃદયમાં કંપારી પેદા થઈ ગઇ.... તેમને વિચાર આવ્યો.... :

'અહો ! મેં આ કેવી વિષમ....અતિવિષમ પરિસ્થિતિ ઉપસ્થિત કરી દીધી ? આ મૈથિલી મહાસતી છે....શંકા વિના એ અગ્નિમાં પ્રવેશ કરશે....અને....જેમ દૈવની ગતિ વિચિત્ર હોય છે તેમ દિવ્યની ગતિ પણ વિષમ જ હોય છે....કયારેક સાચો માણસ પણ માર્યો જાય, કદાચ સીતા..' શ્રીરામનું હૃદય ચીસ પાડી ઉઠયું... એમને એમની જાત પર ધિક્કાર છૂટયો....વળી વિચારો આગળ વધ્યા ...સીતા પ્રત્યેનો રાગ પુનઃ જાગ્રત થયો....'આ એ વૈદેહી છે કે જેણે મારી પાછળ વનવાસમાં ભટકવાનું પસંદ કર્યું હતું. હું એને એકલી મૂકીને ગયો હતો ને રાવણ ઉપાડી ગયો હતો. મારા જ વાંકે એનું અપહરણ થયું હતું....ત્યાર પછી લોકોના અપયશથી બચવા મેં એ મહાસતીનો ત્યાગ કરી દીધો હતો....અને આજે પુનઃ હું જ એને અગ્નિમાં.... ભડભડતી આગમાં ફેંકવા તૈયાર થઇ ગયો છું....'

શ્રીરામનું મન આ મંથન કરી રહ્યું હતું ત્યાં સીતાજી પોતાના સ્થાનેથી ઊભાં થઈ અગ્નિ–ખાઈ પાસે પહોંચી ગયાં હતાં.

તેમણે શ્વેતવસ્ત્ર ધારણ કર્યાં હતાં. મુખ પર પૂર્ણ સ્વસ્થતા હતી. હૃદયમાં સતીત્વની દૃઢતા હતી અને અદ્ભુત નિર્ભયતા હતી.

ભીષણ અગ્નિજ્વાલાઓની સામે નિર્ભય સીતાજી આંખો બંધ કરીને ઊભાં. પરમાત્મા અરિહંતનું ભગવંતનું ધ્યાનકર્યું.

ચારેબાજુનો કોલાહલ શાંત થઇ ગયો. સહુના જીવ અદ્ધર થઇ ગયા. ત્યાં મહાસતી સીતાજીનો મેઘગંભીર ધ્વનિ સંભળાયો :

'હે ચાર દિશાના લોકપાલો! અને લોકો! સાંભળો, જો મેં રામ સિવાય મનથી પણ બીજા પુરૂષની અભિલાષા કરી હોય તો આ અગ્નિ મને પ્રજાળી દો! અને જો મેં રામ સિવાય બીજી કોઈ પણ પુરુષની અભિલાષા નથી કરી તો અગ્નિ પાણી થઈ જાઓ! શિતલ થઈ જાઓ!'

નમસ્કાર મહામંત્રનું સ્મરણ કર્યું.

અને....અગ્નિમાં છલાંગ મારી...

પરંતુ સીતાજી છલાંગ મારે એ પૂર્વે જ ક્ષણોમાં જ દેવરાજ ઈન્દ્રના સેનાપતિએ આગ બુઝાવી દીધી હતી....જ્યાં સીતાજી છલાંગ મારી....ખાઇ પાણીથી છલકાઈ ગઈ....!

નિર્મળ જલથી ભરપૂર સુશોભિત સરોવરમાં એક વિશાળ કમલ ઉપસી આવ્યું. એ દેવનિર્મિત હતું. કમળ પર સીતાજી આરુઢ થયાં.

જાણે સાક્ષાત્ લક્ષ્મીદેવી!

ચારેબાજુ આનંદ આનંદછવાઇ ગયો. 'મહાસતી સીતાનો જય હો.' એવા પોકારો થવા લાગ્યા...[illegible] તુ સરોવરનાં

પાણી ઉછળવા લાગ્યાં! જેમ સમુદ્રમાં ભરતી આવે તેમ સરોવરમાં ભરતી આવી....ચારેબાજુ પાણી ધસવા લાગ્યાં. ભયંકર અવાજો થવા લાગ્યા.

પાણી ઊંચા બાંધેલા મંચ સુધી પહોંચી ગયાં.... સહુને ડૂબી જવાનો ભય લાગ્યો. વિદ્યાધરો તો આકાશમાં ઉડીને ઊભા રહ્યા! પણ બિચારા માનવો શું કરે? તેમણે મહાદેવી સીતાજીને પોકારો કર્યા :

'હે મહાસતી સીતા, અમારી રક્ષા કરો....બચાવો....'

સીતાજી ધ્યાનમગ્ન હતાં. લોકોનો આર્તનાદ સાંભળી તેમણે આંખો ખોલી....લોકોની ભયગ્રસ્ત સ્થિતિ જોઈ, શ્રીરામ-લક્ષ્મણ ભયભ્રાન્ત બની ગયા હતા. સીતાજીએ પાણી ઉપર હાથ મૂકી પાણી પાછાં વાળ્યાં. દેવોએ સીતાજીની ઈચ્છા મુજબ પાણી પાછાં વાળ્યાં. સરોવર શાંત બની ગયું. અનેક કમલોથી સુશોભિત બની ગયું.

અવકાશમાં નારદ, સિદ્ધાર્થ વગેરે નાચી ઉઠ્યા. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી.

'અહો શીલ! અહો શીલ! સીતાજીના શીલનો અપૂર્વ પ્રભાવ!' દેવોએ દિવ્યધ્વનિ કર્યો. લોકોએ આકાશને જયધ્વનિથી ભરી દીધું....

સહુથી વિશેષ આનંદ અનુભવ્યો લવ અને કુશે! તેમની આંખો હર્ષના આંસુઓથી છલકાઈ ગઈ....હૃદય ગદ્ગદ્ થઈ ગયું....બંને ભાઈઓએ એક-બીજા સામે જોયું ઉભા થયા....અને સરોવરમાં કૂદી પડ્યા....

તરતા તરતા માતા સીતા પાસે પહોંચી ગયા! સીતાજીએ

બંને પુત્રોના મસ્તકે હાથ પ્રસાર્યાં....ઉત્સંગમાં લઈ સ્નેહ વરસાવ્યો....સીતાજીની બંને બાજુ લવ–કુશ બેસી ગયા. ઉંચા મંચ પર બેઠેલા સ્ત્રી–પુરૂષોએ આ અદ્‌ભુત દૃશ્ય નીહાળ્યું....બે પુત્રો સાથે સીતાજી ખૂબ શોભી રહ્યાં હતાં. શ્રીરામ અને લક્ષ્મણ પણ આ દુર્લભ દૃશ્ય જોઈ હર્ષ ગદ્‌ગદ્‌ થઈ ગયા.

દેવોએ સીતાજી પાસે પહોંચવા સુધીનો માર્ગ કર્યો.... અને અવકાશમાં સીતાજીના સતીત્વનો જય જયકાર કરતા, મહાસતીને પુનઃપુનઃ નમસ્કાર કરતા સ્વસ્થાને ચાલ્યા ગયા.

શ્રીરામ સિંહાસનેથી ઉઠ્યા; સીતાજી તરફ ચાલ્યા.

લક્ષ્મણજી, શત્રુઘ્ન, ભામંડલ સુગ્રીવાદિ પણ શ્રીરામને અનુસર્યા- સીતાજી પાસે જઈ સહુએ નમસ્કાર કર્યા. સીતાજીના સતીત્વને ભકિતભાવથી અંજલી આપી. શ્રીરામનું હૃદય પશ્ચાતાપથી વ્યાકુળ હતું ને લજ્જાથી તેઓ સીતાજી સામે જોવા પણ શકિતમાન ન હતા.

શ્રીરામનાં નેત્ર સ્નેહયુકત હતાં....છતાં વેદનાથી ભરપુર હતાં. તેઓ બોલ્યા :

'હે દેવી, નગરવાસી લોકો સ્વભાવથી જ અસદ્‌દોષની ઉદ્‌ભાવના કરનારા હોય છે. મેં તેમના કહેવામાં આવી જઈ તારો ત્યાગ કર્યો....ભયંકર પશુઓથી ભરેલા ગાઢ અરણ્યમાં....હે દેવી તું તારા સતીત્વનાં પ્રભાવથી જ જીવંત રહી....હે વૈદેહી, તેં ઘણું સહન કર્યું છે....મેં ઘણું કષ્ટ આપ્યું છે....બાકી હતું....તે 'દિવ્ય' કરાવ્યો....તારૂં પરમ વિશુદ્ધ સતીત્વ લોકોની સમક્ષ પ્રગટ થયું....દેવોએ સાન્નિધ્ય કર્યું....હે મૈથિલી! મને ક્ષમા કરી દે....હું મારા સર્વ

અપરાધોની ક્ષમા ચાહું છું...આવ, આ પુષ્પકવિમાનમાં આરૂઢ થા...

અયોધ્યામાં ચાલ અને પૂર્વે જે રીતે મારા તન-મન-નયનને સુખ અને પ્રસન્નતા આપતી હતી તે જ રીતે પુનઃ મને સુખ આપ, પ્રસન્નતા આપ....'

શ્રીરામના શબ્દોએ સહુનાં નયનો સજલ કરી દીધાં. પરંતુ સીતાજીના મુખ પર ગંભીરતા વધતી ગઈ. તેમનું મન કોઈ દૃઢ સંકલ્પ કરી રહ્યું હતું...તેમનું હૃદય સંસારસુખોથી અલિપ્ત બનવા તલસી રહ્યું હતું.

'હે આર્યપુત્ર! આપનો કોઈ દોષ નથી....લોકોનો પણ દોષ નથી....! બીજા કોઇનો ય દોષ નથી....દોષ છે મારાં જ પૂર્વકૃત કર્મોનો....મેં પૂર્વનાં જીવનોમાં...પૂર્વ ભવોમાં એવાં પાપ કર્યાં હશે... એ પાપોથી કર્મ બંધાયા હશે ...આ ભવમાં તે ઉદય આવ્યાં....મારાં પાપકર્મ ઉદય આવે ત્યારે આપના જેવા મહાન પુરુષના હાથે પણ મને દુઃખ જ મળે....એમા આપનો દોષ ન કહેવાય.

પરંતુ ...એ કર્મોનો આઠે પ્રકારનાં કર્મોનો ક્ષય...નાશ કરવાનો મેં સંકલ્પ કરી લીધો છે. હવે હું પુનઃ પસ્તાવા નથી ચાહતી, પુણ્યકર્મના ભરોસે....વિશ્વાસે રહેવા નથી ચાહતી...જ્યારે આપ મને લંકાથી લઈ આવ્યા ત્યારે હું પુણ્યકર્મના વિશ્વાસે રહી....અંતે મને એ કર્મોએ જ દગો દીધો....આ સંસાર જ એવો છે. જ્યાં સુધી ચાર ગતિ-મય સંસારમાં જીવ ભટકે છે ત્યાં સુધી કર્મો એને સતાવે જ છે....માટે હવે હું એ કર્મોનો જ ક્ષય કરનારી પવિત્ર

પ્રવ્રજ્યા....ચારિત્ર સ્વીકારીશ....સંસારનો ત્યાગ કરીશ.... મેં હૃદયથી સંકલ્પ કરી લીધો છે....'

સીતાજી કમલ પરથી નીચે ઉતર્યાં....પોતાના હાથે જ માથાના વાળનું લુંચન કરીને વાળ શ્રીરામને સોંપ્યા... શ્રીરામ સ્તબ્ધ બની....કિંકર્તવ્યમૂઢ બની દૃશ્ય જોઈ રહ્યા. લવ અને કુશ માતાના અણધાર્યા સંકલ્પથી ડઘાઈ ગયા....કોઈને કંઈ સુઝતું નથી....

શ્રીરામ મૂર્ચ્છિત થઈ જમીન પર ઢળી પડયા.... તેમની મૂર્ચ્છા દૂર થાય તે પૂર્વે જ સીતાજી ત્યાંથી જ્યાં કેવળજ્ઞાની મુનીશ્વર જયભૂષણ હતા ત્યાં પહોંચી ગયાં. મહામુનિને પ્રાર્થના કરી :

'મને ચારિત્ર આપી આ ભવસાગરથી તારો.'

મહામુનિએ સીતાજીને ચારિત્ર આપ્યું. સીતાજી સાધ્વી બની ગયાં. મહામુનિએ 'સુપ્રભા' નામના શ્રેષ્ઠ સાધ્વીજીને સીતાજી સોંપ્યાં.

સીતાજીએ પોતાનું શેષ જીવન તપશ્ચર્યાના ચરણે ધરી દીધું....જ્ઞાન-ધ્યાનને મૌન સાથે વિવિધ દુષ્કર તપશ્ચર્યાથી કર્મોનો નાશ કરવા માંડયો.

શ્રીરામની મૂર્ચ્છા દૂર કરવા લક્ષ્મણજી આદિ સર્વે રોકાઈ ગયા હતા....

લવ અને કુશે માતા સાધ્વીને અશ્રુપૂર્ણ નયને વંદના કરી....

હૃદયેશ્વરી દેવી સીતાએ એકાએક સંસારત્યાગનો નિર્ણય જાહેર કર્યો....મસ્તકના કેશનો લોચ કર્યો....વાળ શ્રીરામચન્દ્રજીના ખોળામાં ફેંકયા અને કેવળીજ્ઞાની મહામુનિ જયભૂષણ પાસે જઇ ચારિત્ર અંગીકાર કર્યું.... શ્રીરામ મૂચ્છિંત થઈ ઢળી પડયા.

ઘટના સામાન્ય ન હતી, અસામાન્ય....અસાધારણ હતી....કોઈને કલ્પના ન હતી કે સીતાજી આવો ગજબ નિર્ણય કરશે. શ્રીરામ સહિત અયોધ્યાની સમગ્ર પ્રજાને પોતાના નિષ્કલંક ચારિત્રની પ્રતીતિ કરાવ્યા પછી સીતાજીનું મન આ સંસારવાસનાં તમામ સુખોથી નિર્લેપ થઇ ગયું. તેમના હૃદયમાં સંસારના કોઇ પાત્ર પ્રત્યે રાગ રહ્યો નહિ, દ્વેષ રહ્યો નહિ. રાગ ન હોય પછી દ્વેષ થાય જ કયાંથી?

શ્રીરામ મૂચ્છિંત થઈ ગયા. લક્ષ્મણજી વગેરે શ્રીરામની મૂર્ચ્છા દૂર કરવાના ઉપાયો કરવા લાગ્યા, જ્યારે

સુગ્રીવ, ભામંડલ વગેરે સીતાજીની પાછળ ચાલ્યા. સીતાજીએ કેવળજ્ઞાની ભગવંત જયભૂષણ પાસે વિધિપૂર્વક ચારિત્ર સ્વીકાર્યું. સુગ્રીવ, ભામંડલ વગેરેએ સીતાજીને વંદના કરી અને પાછા આવ્યા.

શ્રીરામ મૂર્ચ્છા દૂર થતાં જ બોલી ઉઠ્યા :

'દેવી સીતા ક્યાં છે?' તેમની અધીર આંખોએ ચારે બાજુ જોયું. ચારે બાજુ તો ભૂચર અને ખેચર વીંટળાઈ વળેલા હતા. કોઇએ જવાબ ન આપ્યો. સહુની આંખો આંસુભીની થઇ ગઇ હતી. શ્રીરામની આંખોમાં વિહ્વળતા છવાઈ ગઈ. મુખ પર રોષ આવી ગયો. તેઓએ રાડ પાડી :

'હે વિદ્યાધરો' હે માનવો, જો તમારે મરવું ન હોય તો તમે જલદી મારી પ્રિયા સીતાને બતાવો. ભલે એનું મસ્તક કેશ વિનાનું હોય; મને તે બતાવો....'

પરંતુ કોણ બોલે? મૌન! કોઇ જ જવાબ આપતું નથી. શ્રીરામે ચારેબાજુ જોયું. પાસે જ બેઠેલા લક્ષ્મણજી સામે જોયું. લક્ષ્મણજીની આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં. શ્રીરામે લક્ષ્મણજીના બે હાથ પકડી કહ્યું :

'વત્સ! વત્સ લક્ષ્મણ....મારું ધનુષ્ય લાવ, મારાં તીર લાવ, આ સહુ કેવા ઉદાસીન બેઠા છે? મારા દુઃખની જ્યારે સીમા નથી ત્યારે આ લોકોને જાણે મારી કંઈ પડી જ નથી.' શ્રીરામે ધનુષ્ય ઉપાડયું. લક્ષ્મણજીએ શ્રીરામનાં ચરણોમાં મસ્તક ઢાળી દઈ નમન કરી કહ્યું :

'આર્યપુત્ર....આર્યપુત્ર આપ શું કરો છો? આ લોકો તો આપના સેવકો છે; આપના આજ્ઞાકારી વિનમ્ર સેવકો

છે. આપ દેવી સીતા માટે પૂછો છો ? જેવી રીતે આપે ન્યાયનિષ્ઠાથી, દોષના ભયથી દેવી સીતાનો ત્યાગ કર્યો હતો તેવી રીતે આત્મ નિષ્ઠાથી ભવભ્રમણનાં ભયથી દેવી સીતાએ સર્વનો ત્યાગ કરી દીધો. સર્વસુખો, સમગ્ર સંસાર ત્યજી દીધો. આપની સમક્ષ જ દેવીએ કેશલુંચન કર્યું અને મહામુનીશ્વર જયભૂષણ પાસે જઈ વિધિપૂર્વક ચારિત્ર સ્વીકારી લીધું છે. સુગ્રીવ અને ભામંડલ ત્યાં જઈને આવ્યા. એ જયભૂષણ મુનીશ્વરને હમણાં જ કેવળજ્ઞાન પ્રગટ્યું છે. માટે એ કેવળજ્ઞાનનો મહોત્સવ આપે પણ કરવો જોઈએ અને ત્યાં જ એ મહાસતી મહાવ્રત ધારીને બેઠાં છે! જેવી રીતે નારીજગતને એમણે પવિત્ર સતીત્વનો માર્ગ બતાવ્યો તેવી રીતે હવે તેઓ મોક્ષમાર્ગને બતાવી રહ્યાં છે.'

શ્રીરામ એકટીસે લક્ષ્મણજી સામે જોઈ રહ્યા હતા. લક્ષ્મણજીની વાણી એમને જચી ગઈ.એઓ સ્વસ્થ તે બન્યા. આવેશ, વિહ્‌વળતા, વ્યાકુળતા શમી ગયાં, લક્ષ્મણજીના શબ્દો એમના કાનમાં ગુંજતા હતા : 'ભવના ભયથી દેવી સીતાએ સર્વત્યાગ કરી દીધો. તેઓ મનોમન વિચારી રહ્યા: 'સીતાએ સર્વત્યાગ કર્યો. મારો પણ ત્યાગ કર્યો. સાવ સ્વભાવિક છે. મેં અપકીર્તિના ભયથી એનો ત્યાગ કરી દીધો હતો: જાણતો હતો કે એ મહાસતી છે, છતાં મેં એનો ત્યાગ કર્યો હતો....વર્ષો વીતી ગયા....એના હૃદયમાં હવે મારા પ્રત્યે રાગ ક્યાંથી હોય ? એના જીવનમાં હું જ સર્વસ્વ હતો.એણે સર્વસ્વનો ત્યાગ કરી દીધો. એણે ઉચિત જ કર્યું. સ્વાભાવિક જ હતું.' તેઓએ લક્ષ્મણજી સામે જોયું ને બોલ્યા.

'સારું કર્યું....સીતાએ કેવળજ્ઞાની પાસે ચારિત્ર સ્વીકાર્યું તે....'

'અમે ત્યાં જઈ આવ્યા આર્યપુત્ર!' સુગ્રીવે કહ્યું.

'કેટલે દૂર છે તેઓ ?'

'નજીક જ છે. થોડા સમય પૂર્વે જ એ મહામુનીશ્વરને કેવળજ્ઞાન પ્રગટ થયું છે દેવોએ કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો છે. સીતાજીએ વિધિપૂર્વક ચારિત્ર અંગીકાર કર્યું છે. અમે વંદન કરીને આવ્યા.'

'તો હું પણ ત્યાં ચાલુ છું.' શ્રીરામ બોલ્યા.

શ્રીરામ સ્વસ્થ બન્યા તેથી પરિવારને ખૂબ આનંદ થયો. લક્ષ્મણજીએ કેવળજ્ઞાની ભગવંત પાસે જવાની તૈયારીઓ કરી દીધી.

શ્રીરામ રથારૂઢ થયા. લક્ષ્મણજી શ્રીરામ પાસે બેસી ગયા અને વિશાળ પરિવાર સાથે સહુ ઉદ્યાન તરફ ચાલ્યા.

ઉદ્યાનમાં આવીને શ્રીરામે લક્ષ્મણજી સહિત કેવળજ્ઞાની ભગવંતને ભાવપૂર્વક વંદના કરી. કેવળજ્ઞાનીની ઉપદેશગંગા વહેતી રહી હતી શ્રીરામે પરિવાર સાથે દેશના સાંભળવા બેસી ગયા.

ચારે બાજુ ત્યાગ અને વૈરાગ્યનું વાતાવરણ જામેલું હતું શ્રીરામ, લક્ષ્મણજી અને સમગ્ર રાજપરિવારનાં હૃદય સીતાજીના સર્વત્યાગથી ગદ્‌ગદ્ બનેલાં હતાં; તેમનાં મન પણ અંતર્મુખ બનેલાં હતાં; માનવજીવનનું મૂલ્યાંકન કરી રહ્યાં હતાં. સંસારના વૈષયિક સુખોથી તેઓ અત્યારે વિમુખ જેવા બની ગયા હતા. સીતાજીના ત્યાગે સહુની ભોગવાસનાઓ પર સખત પ્રહાર કરી દીધો હતો.

મહામુનીશ્વરની દેશના સંસારની ચારગતિ...એનાં સુખ દુઃખ અને એનાં કારણો બતાવી રહી હતી, સુખ અને દુઃખના સ્વાભાવિક ચક્રને બતાવી રહી હતી. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ .. સંસારમાં સુખ કાયમી નહીં અને દુઃખ

કાયમી નહિ. કાયમી સુખ કેવળજ્ઞાનીએ મોક્ષમાં બતાવ્યું. એ મોક્ષ મેળવવા તેમણે ધર્મનો માર્ગ બતાવ્યો. કર્મનાં અનંત બંધનો તોડવા માટે અહિંસા સંયમ અને તપનો પુરૂષાર્થ બતાવ્યો, એ પુરૂષાર્થ 'ભવ્ય' આત્મા જ કરી શકે એ સિદ્ધાન્ત સમજાવ્યો. 'અભવ્ય' આત્મા મોક્ષનો પુરૂષાર્થ ન કરી શકે એ વાત સમજાવી.

દેશના પૂર્ણ થઇ. શ્રીરામે વિનયપૂર્વક કેવળજ્ઞાનીને પૂછયું :

'હે પ્રભો! મારા પર કૃપા કરીને મને બતાવો કે મારો આત્મા 'ભવ્ય' છે કે 'અભવ્ય'?'

'તમે 'ભવ્ય' જ છો. એટલું નહિ, આ જ જીવનમાં કેવળજ્ઞાની બની મોક્ષે જશો' કેવળજ્ઞાની ભગવંતે શ્રીરામના ભવિષ્યને સ્પષ્ટ કર્યું. સભામાં બેઠેલા સહુ મનોમન શ્રીરામને વંદી રહ્યા. શ્રીરામે પુનઃ પ્રશ્ન કર્યો.

'ભગવંત, મોક્ષ તો ચારિત્રથી જ મળે. ચારિત્ર એટલે સર્વત્યાગ! હું સર્વત્યાગ કરી શકું એમ નથી. બધું જ ત્યજી શકું; લક્ષ્મણનો ત્યાગ કરી શકવા સમર્થ નથી.'

કેવલજ્ઞાની ભગવંતે કહ્યું :

'હે રામચંદ્ર! જન્મજન્માંતરમાં બાંધેલાં કર્મોના ઉદયથી સુખદુઃખ આવે છે, ને તે જીવને ભોગવવાં પડે છે. તમે 'બલદેવ'નું પુણ્ય લઈને આવ્યા છો, એટલે 'બલદેવ'ની સંપત્તિ તમારે ભોગવવી જ પડશે. અલબત્, કેટલાંક કર્મ એવાં હોય છે કે જેને પ્રગટ રીતે ન ભોગવવા પડે. લક્ષ્મણ જેવા ભાઇનું સુખ તમારે ભોગવવાનું છે, કારણ કે નિકાચિત કર્મોનાં ઉદય ભોગવવા જ પડે છે.

અમુક કર્મોના ઉદય ભોગવાઈ ગયા તમે સર્વત્યાગનો વિચાર નહિ કરી શકો. પરંતુ જ્યારે એ કર્મો ભોગવાઈ જશે ત્યારે તમે સ્વતઃ ત્યાગ કરી દેશો; ચારિત્ર સ્વીકારશો અને મોક્ષ પ્રાપ્ત કરશો.'

'પરંતુ હે પ્રભો, મારું વર્તમાન જીવન, ભૂતકાળનું જીવન... એ બધું જોઉં છું ત્યારે મને એમ લાગે છે કે હું સર્વત્યાગનો માર્ગ નહિ લઈ શકું.'

'સત્ય છે તમારી વાત....જ્યારે સૂર્ય ઉપર ઘનઘોર વાદળ છવાયેલાં હોય ત્યારે સૂર્યના પ્રકાશની કલ્પના પણ કરવી મુશ્કેલ હોય. અત્યારે તમારા આત્મા પર ઘનઘોર કર્મોનાં વાદળ છવાયેલાં છે. એ વાદળ વિખરાઈ જશે ને તમારો આત્મા જ્ઞાનપ્રકાશથી ઝળહળી ઉઠશે. આ જ ભવમાં તમારાં સર્વ કર્મોનો અંત આવી જવાનો છે! અનંત અનંતકાળનાં કર્મો આ ભવમાં જ નાશ પામી જશે. તમે મોક્ષગામી છો.'

કેવળજ્ઞાની ભગવંતની વાણીથી શ્રીરામને અપૂર્વ આનંદ થયો. શ્રીરામે કેવળજ્ઞાનીને પુનઃ વંદના કરી અને જ્યાં દેવી સીતા ચારિત્ર અંગીકાર કરીને બિરાજ્યાં હતાં ત્યાં ગયા. આર્યા સીતા નીચી દૃષ્ટિએ ધ્યાનમાં લીન હતાં. શ્રીરામે હાથ જોડી, મસ્તક નમાવી વંદના કરી અને પરિવાર સાથે ત્યાંથી પાછા વળ્યા.

સમગ્ર અયોધ્યામાં સીતાજીના સર્વત્યાગની વાતો થઈ રહી હતી. સ્ત્રી-પુરુષોનો સતત પ્રવાહ ઉદ્યાન તરફ વહી રહ્યો હતો. અયોધ્યાની મહારાણીને સાધ્વી વેશમાં જોઈ સહુનાં મસ્તક ઝૂકી જતાં હતાં. અયોધ્યાના રાજપરિવારમાં સર્વ-ત્યાગની પરંપરા હતી. ભગવાન ઋષભદેવથી માંડીને એ

એ પરંપરા ચાલી રહી હતી પરંતુ સીતાજીના સર્વત્યાગે અયોધ્યાના જ રાજ્યમાં નહિ, વિદ્યાધરોની દુનિયામાં પણ આશ્ચર્ય ફેલાવી દીધું હતું. 'જે સીતા માટે શ્રીરામે લંકાપતિ રાવણનો વધ કર્યો એ સીતાએ રામનો સર્વસ્વનો ત્યાગ કરી દીધો !'

શ્રીરામને સીતાના સર્વત્યાગના વિચારમાં ને પોતાના ભવિષ્યના વિચારોમાં એ રાતે નિદ્રા ન આવી.

# ૧૦૯ : શ્રીરામ અને સુગ્રીવના પૂર્વભવ

કેવળજ્ઞાની શ્રી જયભૂષણની દેશનાએ અયોધ્યાની પ્રજાને ધર્મરંગે રંગી દીધી. હજારો સ્ત્રી-પુરુષો કલાકોના કલાકો સુધી મહામુનિની દેશના સાંભળી આત્મજ્ઞાન પ્રાપ્ત કરતાં હતાં. બીજે દિવસે પણ શ્રીરામ આદિ દેશના શ્રવણ કરવા ઉદ્યાનમાં પહોંચ્યા. દેશના પૂર્ણ થયા પછી બિભીષણે મસ્તકે અંજલિ જોડી કેવળજ્ઞાની ભગવંતને પ્રશ્ન કર્યો :

'હે ભગવંત! આપે દેશનામાં કહ્યું કે આ સંસારમાં સર્વસંબંધો કોઈને કોઈ કર્મોને આધારે બંધાતા હોય છે. સ્નેહના સંબંધો પણ કર્મથી હોય છે ને દ્વેષના સંબંધો પણ કર્મથી હોય છે; તો મને એ જાણવાની જિજ્ઞાસા પ્રગટી છે કે :

(૧) રાવણે સીતાનું અપહરણ કર્યું, એની પાછળ કેવું કર્મ કામ કરતું હતું?

(૨) લક્ષ્મણે યુદ્ધમાં રાવણનો વધ કર્યો, એની પાછળ કયું કર્મ હતું?

(૩) સુગ્રીવ, ભામંડલ. આ લવ-કુશ અને હું-અમે સહુ શ્રીરામ પ્રત્યે અત્યંત અનુરાગી છીએ, એની પાછળ કયું કર્મ કામ કરી રહ્યું છે? અને એ કર્મ અમે કયારે અને કેવી રીતે બાંધેલું? આપ ત્રિકાલજ્ઞાની છો. કોઈ ભૂતભાવિની વાત આપનાથી અજાણ નથી... સર્વ જીવોના સર્વકાળના સર્વે પર્યાયો આપ જાણો છો. આપ મારા પર કૃપા કરીને આ ભૂતકાળના ભેદ ખોલી આપો.'

બિભીષણના પ્રશ્ને સભામાં રસવૃત્તિ જાગ્રત કરી. શ્રીરામ, લક્ષ્મણજી, સુગ્રીવ, લવ-કુશ વગેરે તો ખૂબ ઉત્કંઠિત થઇ ગયા. કેવળજ્ઞાની વીતરાગ જયભૂષણ મુનીશ્વરના મુખે પોતાના જન્મજન્માંતરના ભૂતકાળને જાણવામાં સહજ સ્વભાવિક વૃત્તિ જાગે જ. આમે ય મનુષ્યમાં ભૂતકાળ જાણવાની વૃત્તિ રહેલી જ હોય છે.

કેવળજ્ઞાની શ્રી જયભૂષણે બિભીષણની જિજ્ઞાસા સંતોષવા માટે ભૂતકાળને વાચા આપી :

અસંખ્ય વર્ષ પૂર્વેનો કાળ હતો.

આ જ ભરતક્ષેત્ર હતું. તેમાં ક્ષેમપુર નામનું નગર હતું.

ક્ષેમપુરમાં નયદત્ત નામના શેઠ રહેતા હતા. તેમની પત્નીનું નામ સુનન્દા હતું. તેમને બે પુત્ર હતા. એકનું નામ ધનદત્ત અને બીજાનું નામ વસુદત્ત.

નયદત્ત શેઠના પાડોશમાં યાજ્ઞવલ્કય નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. એની સાથે ધનદત્ત અને વસુદત્તની મિત્રતા હતી.

એ જ ક્ષેમપુર નગરમાં સાગરદત્ત નામના બીજા શેઠ રહેતા હતા. તેમની પત્નીનું નામ હતું રત્નપ્રભા. તેમને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનું નામ ગુણધર અને પુત્રીનું નામ ગુણવતી.

ગુણવતી જયારે યૌવનમાં આવી, રૂપ અને ગુણથી એની શોભા વધી ગઈ. સાગરદત્ત શ્રેષ્ઠીએ ગુણવતી માટે સુયોગ્ય વરની શોધ કરવા માંડી. તેમની દૃષ્ટિમાં નયદત્ત શેઠનો પુત્ર ધનદત્ત સુયોગ્ય લાગ્યો. તેમણે નયદત્તની સમક્ષ વાત મૂકી. નયદત્તે સાગરદત્તની વાત વધારી લીધી. ધનદત્તની સાથે ગુણવતીનું સગપણ થઇ ગયું.

બીજી બાજુ નવી જ ઘટના બની. ગુણવતીની માતા રત્નપ્રભાની પાસે એ જ નગરના ધનાઢ્ય શ્રીકાન્ત શ્રેષ્ઠિએ ગુણવતીની માગણી કરી અને જો ગુણવતી મળે તો લાખો સોનામહોરો રત્નપ્રભાને આપવાની વાત કરી. રત્નપ્રભાને શ્રીકાંતની સોનામહોરોએ લલચાવી દીધી. રત્નપ્રભાએ શ્રીકાન્તની માગણી સ્વીકારી લીધી! સાગરદત્તને આ ઘટનાની જરા પણ ગંધ ન આવી; પરંતુ ધનદત્તના મિત્ર યાજ્ઞવલ્કયને ગંધ આવી ગઇ! કારણ કે તે શ્રીકાન્ત શ્રેષ્ઠિના પાડોશમાં રહેતો હતો. એ જાણતો હતો કે ગુણવતીનું સગપણ એના મિત્ર ધનદત્ત સાથે થઇ ગયું છે, બીજીબાજુ રત્નપ્રભાએ શ્રીકાન્ત શેઠ સાથે ગુણવતીનો સોદો કરી દીધો, એ જાણીને એને આશ્ચર્ય થયું. ધનદત્ત સાથે વિશ્વાસઘાત થયેલો જોઈ એનું મિત્ર-હૃદય રોષે ભરાયું. તેણે પોતાના મિત્રને વાત કરી.

'ધનદત્ત, ગુણવતી તને નહીં મળે.'

'કેમ ?' ધનદત્ત આશ્ચર્ય પામ્યો.

'ગુણવતી ખાનગીમાં શ્રીકાન્તને અપાઈ ગઈ છે! શ્રીકાન્તે ગુણવતીની માતાને ધનથી ભરી દીધી છે!'

'શું કહે છે તું ? આવો વિશ્વાસઘાત ?' ધનદત્તનો ભાઈ વસુદત્ત રોષથી સળગી ઉઠયો.

'ચોખ્ખો વિશ્વાસઘાત છે.' યાજ્ઞવલ્કયે રોષ અને ચિંતાથી કહ્યું :

'હું એ નહીં બનવા દઉં. ગુણવતી શ્રીકાન્તને નહીં પરણી શકે. હું શ્રીકાન્તને જ યમલોક પહોંચાડી દઈશ.' વસુદત્તે કહ્યું. ત્રણે મિત્રો કેટલીક વાતો કરીને છૂટા પડયા. વસુદત્તે શ્રીકાન્તનો વધ કરવાની યોજના વિચારી લીધી. રાત્રીના સમયે જયારે શ્રીકાન્ત નગરની બહાર યક્ષના મંદિરેથી પાછો આવતો હતો, રસ્તામાં જ વસુદત્ત તલવારથી એના પર તૂટી પડયો. શ્રીકાન્ત પણ તલવાર સાથે હતો. વસુદત્તના પ્રહારથી શ્રીકાન્ત ત્યાં જ મરાયો, પરંતુ મરતાં મરતાં એણે વસુદત્ત પર પણ તલવારનો પ્રહાર કરી દીધો હતો. વસુદત્ત પણ તરફડતો ત્યાં જ મર્યો.

એક સ્ત્રીને ખાતર....વસુદત્ત શ્રીકાંત એકબીજાથી મરાયા...! મનુષ્યજીવન આ રીતે હારી ગયા....મરીને જંગલમાં આ બંને હરણ થયા.

ગુણવતીની માતાને જયારે આ સમાચાર મળ્યા, ત્યારે તે બેબાકળી થઇ ગઈ. સાગરદત્તે રત્નપ્રભાને ખૂબ ઠપકો આપ્યો. ગુણવતી તો પોતાને માટે બનેલી આ ભયંકર

ઘટનાથી ખૂબ વ્યાકુળ બની ગઈ, તેણે આપઘાત કર્યો.... મરીને એ એજ જંગલમાં હરણી થઇ! પેલા બે હરણોએ આ હરણીને જોઈ! બંને હરણ (મૃગ) હરણી માટે જંગલમાં લડવા લાગ્યા! વાસના લઈને માર્યા હતા ને! ગુણવતીમાં બંનેની વાસના હતી. શ્રીકાંત એને પોતાની પત્ની બનાવવાની વાસના લઈને મર્યો હતો. વસુદત્ત 'ગુણવતી શ્રીકાંતની પત્ની ન બને–' એ વાસનામાં મર્યો હતો....એ વાસના પશુના ભવમાં પણ જાગ્રત થઈ! હરણી બનેલી ગુણવતીને જોઈ બંને લડવા માંડયા....મર્યા અને ભવોમાં ભટકવા લાગ્યા....

ધનદત્ત! એ તો પાગલ જ બની ગયો. વસુદત્તના મૃત્યુથી અને ગુણવતીના આપઘાતથી એ અતિવ્યાકુળ બની ગયો હતો. તે ઘર, ગામ ત્યજી જંગલોમાં ભટકવા લાગ્યો. એક દિવસ એને કંઈ જ ભોજન ન મળ્યુ. ભૂખથી એ વ્યાકુળ બનેલો હતો...ભોજન શોધતો શોધતો એ રાત્રિના સમયે એક વન–ઉદ્યાનની પાસે પહોંચ્યો. ત્યાં એણે કેટલાક સાધુપુરુષોને જોયા. એને તો ખાવાની ઈચ્છા હતી. તેણે સાધુઓને કહ્યુ :

'હે સાધુઓ, મને ભોજન આપો.'

'હે ભદ્ર, અમે જૈન સાધુ છીએ. આ તો રાત્રિ છે. દિવસે પણ અમે ભોજનનો સંગ્રહ રાખતા નથી તો રાતે અમારી પાસે ભોજન હોય જ ક્યાંથી? તારે પણ રાત્રે ભોજન ન કરવુ જોઈએ....અરે, પાણી પણ રાત્રે ન પીવુ જોઈએ. રાત્રે ભોજન–પાણીમાંઅનેક જીવો પડે છે....તે જોઇ

શકાતા નથી.' સાધુઓમાંથી એક સાધુએ વાત્સલ્યભર્યા શબ્દોમાં ધનદત્તને બોધ આપ્યો.

'પણ મને તીવ્ર ભૂખ લાગી છે.'

'સાચી વાત છે. ભુખ તેં અત્યાર સુધી સહન કરી છે, તો હવે રાત્રિનો શેષ ભાગ પણ સહન કરી લે. સંસારમાં જીવ દુ:ખ કેટલાં સહે છે! માટે શાંતિથી સહન કર. ધર્મનું શરણ લે. ધર્મ તારી રક્ષા કરશે.'

ધનદત્તને મુનિની વાણીથી શાંતિ મળી. એ ત્યાં જ રહ્યો. પ્રભાતે મુનિએ એને શ્રાવકધર્મ સમજાવ્યો. ધનદત્તે શ્રાવકધર્મ સ્વીકાર્યો. શ્રાવકધર્મનું પાલન કરી એ પહેલા સૌધર્મ દેવલોકમાં દેવ થયો.

મુનિ ભગવંતોના પરિચયથી એના ચિત્તમાંથી ગુણવતીનો રાગ અને શ્રીકાંત ઉપરનો દ્વેષ નીકળી ગયો હતો. એનું ચિત્ત સમતાવાળું બન્યું હતું, તેથી એ દેવલોકમાં ગયો અને અસંખ્ય વર્ષ ત્યાં સુખ ભોગવ્યું.

સંસારની કેવી વિચિત્રતા છે! જેની સાથે વિશ્વાસઘાત થયો હતો એ ધનદત્ત ભવભ્રમણની ભીષણતાથી બચી ગયો અને વસુદત્ત ભવભ્રમણમાં ફસાઈ ગયો! ધનદત્ત દેવલોકનાં સુખોમાં રમે છે....વસુદત્ત તિર્યંચ યોનિ અને નરક યોનિનાં ઘોર દુ:ખ અનુભવે છે.

દેવલોકમાં ધનદત્તનું આયુષ્ય પૂર્ણ થયું. એનું ત્યાંથી ચ્યવન થયું. મહાપુર નગરમાં એ પદ્મરુચિ નામનો શ્રેષ્ઠિપુત્ર બન્યો. એવા પરિવારમાં એ જન્મ્યો કે જ્યાં માતા-પિતા ધર્મરંગે રંગાયેલાં હતાં. જન્મથી જ એને ધર્મના સંસ્કારો મળ્યા, દયા-કરુણા તો એના પ્રાણ હતાં. કોઈ

પણ જીવનું દુઃખ જોઈ એ દુઃખ દૂર કરવા તત્પર રહેતો. પદ્મરુચિ યૌવનમાં આવ્યો પરંતુ યૌવનના ઉન્માદથી અને સ્વચ્છંદતાથી એ મુક્ત હતો, એક દિવસ ઘોડા પર બેસીને એ પોતાના ગોકુલ તરફ જતો હતો, માર્ગમાં તેણે એક ઘરડા બળદને છેલ્લા શ્વાસ લેતો પડેલો જોયો. પદ્મરૂચિના હૃદયમાં દયા આવી ગઈ. તે ઘોડા પરથી નીચે ઊતર્યો. બળદની પાસે જઈ એના કાનમાં 'શ્રી નમસ્કાર-મહામંત્ર' સંભળાવ્યો....

નમસ્કાર-મહામંત્રના અક્ષરો બળદના કાનમાં ગયા! ભલે બળદ મહામંત્રના અર્થને ન સમજ્યો, ભલે મહામંત્રના પ્રભાવનું એને જ્ઞાન ન હતું, પરંતુ મહામંત્રના અક્ષરોનો જ અદ્ભુત પ્રભાવ છે! તેનું મૃત્યું થયું. મરીને એ જ નગરના રાજાને ત્યાં પુત્રરૂપે જન્મ્યો. પદ્મરૂચિ બળદને મૃત્યુ પામેલો જોઈ, એના અગ્નિસંસ્કારની વ્યવસ્થા કરી પોતાને સ્થાને ચાલ્યો ગયો. વર્ષો વીતી ગયાં અને આ ઘટના વિસારે પણ પડી ગઇ.

રાજકુમારનું નામ 'વૃષભધ્વજ' પાડવામાં આવ્યું હતું. વૃષભધ્વજ યૌવનમાં આવ્યો. ઘોડેસ્વાર બનીને એને ભ્રમણ કરવાનો શોખ હતો. એક વખત કુમાર પેલી જગાએ જઈ ચઢયો....કે જે જગાએ....પૂર્વભવમાં એ બળદ તરીકે મૃત્યુ પામ્યો હતો!

માંડયુ...'એ હું વૃદ્ધ બીમાર બળદ... અંતિમ શ્વાસ લેતો હતો...ત્યાં એક ઘોડેસ્વાર આવ્યો...નીચે ઊતર્યો...મારી પાસે આવી...મારા કાનમાં એણે નમસ્કારમંત્ર સંભળાવ્યો, એ પુરુષની મુખાકૃતિ એની સમક્ષ ઉપસ્થિત થઈ કેવો સોહામણો યુવાન હતો...! કેવો દયાળુ અને સૌમ્ય હતો!

પૂર્વભવની સ્મૃતિએ એને વિહ્વળ કરી દીધો. પશુમાંથી માનવ બનાવનાર એ ઉપકારી મહાપુરૂષની મુખાકૃતિ એને આકર્ષી રહી હતી. એ પુરૂષ આ નગરમાં જ હશે? પરંતુ આવા મોટા નગરમાં મારે એને કયાં શોધવો? પરંતુ કોઈ પણ ઉપાયે મારે એને શોધી કાઢવો તો પડશે જ!' એણે એક ઉપાય શોધી કાઢયો. જે સ્થળે બળદ તરીકેના ભવમાં એનું મૃત્યુ થયું હતું ત્યાં એણે જિન-મંદિર બંધાવ્યું. મંદિરની એક ભીંત ઉપર એણે ચિત્રાલેખન કરાવ્યું...એ જ પ્રસંગનુ ચિત્ર...આબેહૂબ! મરવા પડેલો બળદ....બાજુમાં શણગારેલો ઘોડો ઊભો છે....બળદના કાનમાં એક કૃપાળુ પુરૂષ નવકારમંત્ર સંભળાવે છે!'

મંદિરના રક્ષકોને સૂચના આપી: 'આ ચિત્ર જોઇને જે પુરૂષ બોલી ઊઠે: "આ તો મારા જ જીવનની ઘટના છે....મેં જ આ રીતે બળદને નવકારમંત્ર સંભળાવ્યો હતો!' એ પુરૂષ કોણ છે, એ પૂછીને મને સમાચાર આપવા.'

દિવસો વીતવા લાગ્યા. રાજકુમાર એ ઉપકારી પુરૂષને મળવા આતુર બનતો જતો હતો. ત્યાં એક દિવસે એની આશા ફળી.

પદ્મરૂચિ એક દિવસે એ જિનમંદિરે દર્શન માટે ગયો. પ્રભુદર્શન કર્યા પછી એણે ભીંત પર બળદનું ચિત્ર જોયું. એને આશ્ચર્ય થયું : 'આ તો મારા જ જીવનનો પ્રસંગ છે! મેં જ આ બળદને શ્રી નવકારમંત્ર સંભળાવ્યો હતો. આ ચિત્રમાં જાણે હું જ સ્વયં નવકારમંત્ર સંભળાવું છું! આ ચિત્ર કોણે બનાવરાવ્યું હશે?' મંદિરના રક્ષકોએ પદ્મરૂચિને મંદિરમાં જ રોકવાની પ્રાર્થના કરી અને શીઘ્ર રાજકુમાર વૃષભધ્વજને બોલાવી લાવ્યા. રાજકુમારે પદ્મ-રૂચિને જોયો. પરિચિત મુખાકૃતિ લાગી. પદ્મરૂચિને પૂછયુંઃ 'તમે આ ચિત્ર અંગે શું જાણો છો?'

'રાજકુમાર, આ મરતા બળદને મેં જ નવકારમંત્ર સંભળાવ્યો હતો! કોણે આ પ્રસંગ અહીં ચિત્રમાં બના-વરાવ્યો?' પદ્મરુચિએ ચિત્ર સામે જોયા પછી રાજકુમાર સામે કુતૂહલથી જોયું. રાજકુમારે પદ્મરૂચિને નમન કર્યું અને કહ્યું.

'હે મહાપુરૂષ! આ વૃદ્ધ બળદ એ જ હું રાજપુત્ર વૃષભધ્વજ! આપે સંભળાવેલ શ્રી નમસ્કાર-મહામંત્રના અચિંત્ય પ્રભાવથી હું આ માનવજીવન પામ્યો....પશુમાંથી માનવ બન્યો! જો આપે મારા પર દયા કરીને શ્રી નવ-કારમંત્ર ન સંભળાવ્યો હોત તો હું આજે કેવી પશુયો-નિમાં હોત?'

'હે શ્રેષ્ઠિનંદન ! તમે જ મારા ગુરુ છો, મારા સ્વામી છો, મારા આરાધ્ય દેવ છો. તમને શોધી કાઢવા માટે જ મેં આ મંદિર બનાવરાવ્યું અને આ ચિત્ર બનાવરાવ્યું ! આ ભૂમિ પર હું અચાનક આવી ચડ્યો હતો અને મને પૂર્વભવનું સ્મરણ થઈ ગયું હતું....હવે હું તમારા વિના એક ક્ષણ પણ રહી શકીશ નહીં. આ મારૂં વિશાળ રાજ્ય તમે સ્વીકારો અને ભોગવો...જે કંઈ મારૂં છે એ બધું જ તમારૂં છે.'

રાજકુમાર પદ્મરૂચિને ભેટી પડ્યો, પદ્મરૂચિએ સ્નેહ-સભર શબ્દોમાં કહ્યું :

'કુમાર, શ્રી નમસ્કાર-મહામંત્રનો જ આ અચિંત્ય પ્રભાવ છે....તમે આજથી મારા પરમ પ્રિય મિત્ર છો. મારા હૃદયથી હું તમને ચાહીશ.'

વૃષભધ્વજ અને પદ્મરુચિને મિત્રતા બંધાણી. ગાઢ સ્નેહ થયો. પદ્મરૂચિએ વૃષભધ્વજને પણ બારવ્રતધારી શ્રાવક બનાવ્યો. દીર્ઘકાળપર્યંત શ્રાવકજીવન પાળીને બંને મિત્રો મૃત્યુ પામ્યા. મરીને તેઓ બીજા દેવલોકમાં દેવ થયા.

પદ્મરૂચિનો જીવ બીજા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરીને વૈતાઢ્ય પર્વત પર નન્દાવર્તનગરમાં નયનાનન્દ નામનો રાજકુમાર થયો. દીર્ઘકાળ રાજ્ય ભોગવીને ચારિત્ર લીધું. ચારિત્રની આરાધના કરીને કાળધર્મ પામ્યો. માહેન્દ્ર દેવ-લોકમાં દેવ થયો.

ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી, મહાવિદેહક્ષેત્રમાં ક્ષેમાપુ-રીમાં શ્રીચન્દ્ર નામના રાજકુમાર થયા. ક્રમશઃ રાજા બન્યા.

દીર્ઘકાળ રાજ્ય કર્યું, પછી સમાધિગુપ્ત નામના મહર્ષિ પાસે દીક્ષા લીધી. ચારિત્રની આરાધના કરી બ્રહ્મદેવલોકમાં દેવ થયા.

દેવલોકમાંથી ચ્યવન થયું. ને અયોધ્યામાં મહારાજા દશરથના ઘરમાં પુત્ર થયા. તે જ આ શ્રીરામ !'

બિભીષણ, સુગ્રીવ, લવ-કુશ વગેરે એકરસથી જયભૂષણ મહામુનિને સાંભળી રહ્યા હતા. શ્રીરામના પૂર્વભવોને જાણી સહુ ગદ્દગદ્દ થઈ ગયા. બિભીષણે પૂછ્યું : 'પદ્મરૂચિનો જીવ એ તો શ્રીરામચન્દ્રજી થયા, પરંતુ વૃષભધ્વજ કુમારનું શું થયું ?'

'એ કુમાર ક્રમશઃ બીજા બીજા ભવો કરીને આ સુગ્રીવ બન્યો છે !'

સુગ્રીવને શ્રીરામ પ્રત્યે આટલો દઢ અનુરાગ કેમ છે, એનું કારણ સમજાઈ ગયું !

'પરંતુ પેલી ગુણવતીનું શું થયું ? પેલા વસુદત્તનું ને શ્રી કાન્તનું શું થયું ?'

'પેલા શ્રીકાન્તનું શું થયું પ્રભો ?' બિભીષણે જયભૂષણ મહામુનિને પ્રશ્ન પૂછયો. મહામુનિએ કહ્યું.

'બિભીષણ! એ શ્રીકાન્ત ઘણા ભવોમાં ભટકયો...તેના કેટલાક છેલ્લા ભવો બતાવું છું. 'મૃણાલકંદ' નામના નગરમાં રાજા શંભુને હેમવતી નામની રાણી હતી. એ હેમવતીની કૂખે શ્રીકાન્તનો જીવ આવ્યો. એનું નામ વજ્રકંઠ રાખવામાં આવ્યું.

પેલો વસુદત્તનો જીવ પણ અનેક યોનિઓમાં ભટકતો ભટકતો આ જ નગરમાં આવી પહોંચ્યો! રાજા શંભુના પુરોહિતનું નામ હતું વિજય અને એની પત્નીનું નામ હતું રત્નચૂડા. રત્નચૂડાની કુક્ષીએ વસુદત્તનો જીવ આવ્યો, તેનું નામ શ્રીભૂતિ.'

પેલી ગુણવતી? એ શ્રીભૂતિની પત્ની સરસ્વતીની કૂખે પુત્રી થઇને અવતરી!

મૃણાલકંદ નગરમાં પુનઃ ત્રણેના જીવ–શ્રીકાંત, વસુદત્ત

અને ગુણવતીના જીવ ભેગા થઈ જ ગયા! અસંખ્ય વર્ષોથી એમનાં પરસ્પરના વૈર ચાલ્યાં આવે છે. કેવી વિટંબણાઓ છે? જીવ જો આ વિટંબણાઓને સમજે તો શું કયારેય કોઈની સાથે વૈર બાંધે ખરા?

ગુણવતીનો જીવ વેગવતી. વેગવતી જયારે યૌવનમાં આવી....ઉન્માદથી ફરવા લાગી. 'હું રાજપુરોહિતની પુત્રી છું! રૂપવાન છું! ધનવાન છું!' આ ઘમંડથી તે ઉદ્ધત બની ગઈ હતી. એક દિવસ નગરના ઉદ્યાનમાં એણે એક મહામુનિને ધ્યાનસ્થદશામાં ઊભેલા જોયા. અનેક ભાવિક સ્ત્રી-પુરુષો એમને વંદન કરતાં હતાં. વેગવતીને મુનિનો ઉપહાસ કરવાનું મન થયું....! તે એ મુનિની પાસે આવી અને લોકોને કહેવા લાગી:

'અરે ભોળા લોકો, તમે આ સાધુને વંદન કરો છો? અરે, આ સાધુને તો મેં એક સ્ત્રી સાથે કામક્રીડા કરતો જોયો છે....એ સ્ત્રીને બીજે સ્થળે મોકલી દઈ આ અહીં ઊભો છે....તમે એને કેમ વંદના કરો છો?'

રાજપુરોહિતની પુત્રી કહે, પછી શું બાકી રહે? વંદન કરનારા જ મુનિરાજને તાડન કરવા લાગ્યા! પ્રશંસા કરનારા જ કલંકની ઘોષણા કરવા લાગ્યા!

વેગવતીને મજા પડી ગઈ! 'મારો...મારો...આ મુનિ નથી...આ તો ઢોંગી છે...અબ્રહ્મ સેવનારો દુરાચારી છે...' લોકો બૂમો પાડતા જાય છે ને મુનિરાજ પર પ્રહારો કરતા જાય છે.

મહામુનિએ વેગવતીને બોલાવી નથી, સતાવી નથી કે ડરાવી નથી. મહામુનિ અખંડ બ્રહ્મચારી અને મહાન આત્મસાધક છે... છતાંય વેગવતીએ પોતાના ઉન્માદમાં.... બે ઘડી મોજ આવે તે માટે મુનિ પર કલંક ચઢાવ્યું ! મુનિ ઉપર ઉપદ્રવ કરાવરાવ્યો.... ધન–સત્તા અને યૌવનના ઉન્માદમાં એ ભાન ભૂલી ગઈ કે મારી આ ચેષ્ટાનાં ફળ મારે જયારે ભોગવવાં પડશે ત્યારે કેવા દારુણ દુઃખ આવશે !

આ જ જીવની અજ્ઞાનદશા છે ને ! એ જે પ્રવૃત્તિ કરે છે, એના ફળનો વિચાર–એના વિપાકનો વિચાર–એ કરતો નથી. જ્ઞાનશૂન્ય જીવ આ રીતે કર્મો બાંધે છે ને ચોર્યાશી લાખ યોનિમાં ભટકયા કરે છે. વેગવતીએ ભાન ભુલીને મહામુનિને પજવવા માંડયા.

મહામુનિનું નામ હતું સુદર્શન. તેમણે દઢ પ્રતિજ્ઞા કરી :

જયાંસુધી હું નિષ્કલંક ઘોષિત નહીં થાઉ ત્યાં સુધી હું અહીંથી એક તસુ પણ હલીશ નહીં. ધ્યાન ચાલુ જ રાખીશ.' દેવો પણ એ મહાપુરુષને ચરણે નમે છે કે જેનું મન ધર્મમાં રમતું હોય છે. મહામુનિ પર મનુષ્યોએ ઉપદ્રવ કર્યો. ક્ષેત્રદેવતાથી સહન ન થયું. ક્ષેત્રદેવે અવધિજ્ઞાનથી સર્વ વૃત્તાંત જાણી લીધો....ને 'આ સર્વ અનર્થનુ મૂળ વેગવતી છે' એ જાણી...વેગવતીને એણે શિક્ષા કરી.
૪૨ એનું ગોરું ને રૂપાળુ મુખડું કોલસા જેવુ કાળુ બનાવી દીધું ! ચામડીનો રંગ જ બદલાઈ ગયો ! અચાનક જ !

લોકો વેગવતીના બદલાયેલા મુખને જોઈને ગભરાઈ ગયા.... બોલી ઉઠયા :

'વેગવતી, તારૂં મુખ એકદમ કાળું કેમ થઈ ગયું ?'

'હે ! મારું મુખ કાળું ? ના....ના....' વેગવતી ગભરાઈ ગઈ.

'ખરેખર, સાવ કાળું....શું થયું ?' લોકોએ કહ્યું... આ વાત વાયુવેગે નગરમાં ફેલાઇ ગઈ. વેગવતીના પિતા શ્રીભુતિને ખબર પડી. એ દોડી આવ્યો. વેગવતીના કાળા મુખને જોઈ... શ્રીભુતિ કમકમી ઉઠયો....લોકોએ સમગ્ર વૃત્તાંત શ્રીભુતિને કહ્યો. 'વેગવતીના કહેવાથી જ મહામુનિ પર ઉપદ્રવ થયો.' આ જાણીને શ્રીભુતિ વેગવતી પર રોષથી ધમધમી ઉઠયો.

'અરે દુષ્ટા, તેં આ શું કર્યું ? આવા મહામુનિ પર સાવ ખોટું આળ ચઢાવ્યું ? મહામુનિને કલંકિત કર્યા....તેં જરાય વિચાર ન કર્યો ? જો તારા પાપનું તત્કાળ ફળ તને મળ્યું તારૂ મુખ તો જો...કેવું કાજળ જેવું શ્યામ થઈ ગયું છે ?' શ્રીધર રોષથી બોલી ઉઠયો.

'પિતાજી, મારી ભુલ થઈ ગઈ. મહામુનિ સાવ નિર્દોષ છે. મેં પાપિણીએ એમના પર ખોટું જ કલંક લગાડયું. એમના પર ઘોર ઉપસર્ગ કર્યા.' વેગવતી રડી પડી.

'હમણાં ને હમણાં એ મહામુનિની ક્ષમા માંગ. મહામુનિ નિષ્કલંક છે, એમ જાહેર કર. તારા આ ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કર. અન્યથા મારા ઘરમાં તારે આવવાનું નથી.' શ્રીધરે રોતી વેગવતીને એના પાપનું ભાન કરાવ્યું.

વેગવતી તુર્ત જ જયાં મહામુનિ ઊભા હતા ત્યાં ગઇ અને ત્યાં ઊભેલા સેંકડો લોકો સાંભળે એ રીતે બોલી :

'હે ભગવંત, આપ સર્વથા નિર્દોષ છો; નિષ્કલંક છો. મેં દુષ્ટાએ આપના પર ખોટું જ કલંક મૂક્યું. રૂપ-સત્તા ને યૌવનના ઉન્માદમાં છકી જઇને મેં અવિચારી કૃત્ય કર્યું છે. હું અજ્ઞાની છું, પાપી છું. હે ક્ષમાનિધિ! મને ક્ષમા કરો. મને પાપમુક્ત કરો. આપ ખરેખર મહા-મુનિ છો... મહાન તપસ્વી છો.'

વેગવતીએ ગદ્ગદ કંઠે આંખોમાં આંસુ ભરીને ક્ષમ-યાચના કરી. મહામુનિએ ધ્યાન પૂર્ણ કરીને વેગવતીને 'ધર્મલાભ'ની આશીષ આપી. જેમણે જેમણે મહામુનિ સાથે દુષ્ટ વ્યવહાર કર્યો હતો તેમણે તેમણે મહામુનિનાં ચરણોમાં પડી ક્ષમા માંગી અને પુનઃ મહામુનિના ગુણ ગાવા લાગ્યા.

આવી છે દુનિયા! એને નિંદા કરતાંય વાર નહીં ને પ્રશંસા કરતાંય વાર નહી! એને રીઝતાં વાર નહીં ને ખીજતાંય વાર નહીં! એટલે મહામુનિઓ દુનિયાની પ્રશંસાથી રાજી થતા નથી અને નિંદાથી નારાજ થતા નથી. એ તો હંમેશાં સમભાવમાં રહે છે. આત્મભાવમાં રમણતા કરે છે. દુનિયા સદૈવ બાહ્યદૃષ્ટિથી જોનારી હોય છે....બાહ્યદૃષ્ટિથી જ નિર્ણયો કરનારી હોય છે. એવી અજ્ઞાની દુનિયાની ભિન્નભિન્ન ચેષ્ટાઓને આધારે જ્ઞાની મુનિવરો હર્ષ-શોક કરતા નથી.

વેગવતીએ સુદર્શન મહામુનિ પાસે આર્હતધર્મ

સ્વીકાર્યો; શ્રાવિકા બની. મહામુનિના ઉપદેશથી એનામાં સ્થિરતા આવી. ઉન્માદ ગયો ને વિવેક પ્રગટ્યો. મહામુનિએ પણ હૃદયમાં કોઈ ડંખ રાખ્યા વિના વેગવતીના આત્માના કલ્યાણ માટે એને ધર્મોપદેશ આપ્યો. મહામુનિનાં હૃદય સદૈવ સરળ અને ઉદાર હોય છે.

વેગવતી શ્રાવિકા બની પરંતુ એના પર એક ભારે સંકટ આવ્યું.

વેગવતીના રૂપ–યૌવને નગરના ઘણા યુવાનોને આકર્ષ્યા હતા, પરંતુ એક દિવસ એ રાજકુમાર વજ્રકંઠની નજરમાં આવી ગઈ. વજ્રકંઠ વેગવતીને જોતાં જ કામાતુર બની ગયો. તેણે પોતાની પાસે ઊભેલા પ્રતિહારીને પૂછ્યું :

'આ કન્યા કોની છે ?'

'મહારાજા, રાજપુરોહિત શ્રીભૂતિની આ કન્યા છે. એનું નામ વેગવતી છે.' પ્રતિહારીએ રાજકુમારની આંખોને ઓળખવા પ્રયત્ન કર્યો અને મનમાં હસ્યો.

વજ્રકંઠને આખી રાત નિદ્રા ન આવી. વેગવતીના વિચારોમાં એ વિહ્વળ બની ગયો. એની કલ્પનાસૃષ્ટિમાં વેગવતીની સૌન્દર્યમયી દેહયષ્ટિ જડાઇ ગઈ હતી. એને મેળવવા. અને ભોગવવા એ અધીર બની ગયો હતો. પોતાના પુરોહિતની જ કન્યા હતી એટલે એને મેળવવી સરળ હતી. બીજે દિવસે રાજકુમારે શ્રીભૂતિને પોતાના આવાસમાં બોલાવ્યો.

'શ્રીભૂતિ! હું માગું તે આપીશ ?'

'મહારાજકુમાર! મારી પાસે આપને આપવા જેવું

શું છે? જે છે તે આપનું જ આપેલું છે ને!'

શ્રીભૂતિએ સરળ હૃદયથી જવાબ આપ્યો. એને રાજકુમારના આશયની ગંધ પણ નહોતી આવી.

'શ્રીભૂતિ, તું ખરેખર મારો પ્રીતિપાત્ર પુરોહિત છે. મને શ્રદ્ધા છે કે હું માગીશ તે તું મને આપશે જ. હું તારી પુત્રી વેગવતીને માગું છું! હું એને મારી રાણી બનાવવા ચાહું છું. કહે, તું આપીશને?'

શ્રીભૂતિ તો સ્તબ્ધ થઇ ગયો. એને કલ્પના પણ ન હતી કે રાજકુમાર વેગવતીની માંગણી કરશે. એ મૂંઝવણમાં પડી ગયો. એણે કહ્યું :

'મહારાજકુમાર, હું અત્યારે આનો જવાબ નહીં આપી શકું. મારે વેગવતીને અને એની માતાને પૂછવું પડશે.'

'તું પૂછીને મને તુર્ત જ જવાબ આપ. મારે બીજો જવાબ જોઇતો નથી. એ સમજજે કે તારે મને વેગવતી આપવી જ પડશે....જા, પૂછીને તુર્ત જવાબ આપી જા.'

શ્રીભૂતિએ નમન....કમને નમન કર્યું અને મહેલની બહાર નીકળી ગયો. એના મનમાં રાજકુમાર પર ભયંકર રોષ ઊભરાયો, ચિંતા પણ થઈ. વ્યગ્ર ચિત્તે એ ઘેર પહોંચ્યો. પિતાને ઉદાસ જોઈ વેગવતીએ શ્રીભૂતિને પૂછ્યું:

'પિતાજી, આજે કેમ ઉદાસ દેખાઓ છો?'

'બેટી, જ્યાં રાજકુમારની દૃષ્ટિ બગડે ત્યાં બીજું શું થાય?'

'રાજકુમારને રૂઠવાનું કારણ?' વેગવતીએ ચિન્તાથી

પૂછ્યું. શ્રીભૂતિ વેગવતીની રૂપવાન કાયા તરફ જોઇ રહ્યો. એના શ્રાવિકાના જીવન તરફ જોઇ રહ્યો. વેગવતીએ પુનઃ પૂછ્યું :

'પિતાજી, કહોને, રાજકુમારના આપના પર શા માટે નારાજ થયા ?'

'એને વેગવતી જોઇએ છે !'

'હેં !' વેગવતીની આંખો પહોળી થઈ ગઈ. તેણે રાજકુમારને અનેક વાર જોયો હતો. ભારે શરીરનાને મિથ્યાદર્શનમાં રાચતા રાજકુમારને પરણવાની કલ્પનાથી પણ એ કંપી ઉઠી.

'પિતાજી, આપે શું કહ્યું ?'

'મારી બેટીને અને એની માતાને પૂછીને જવાબ આપીશ.

'પિતાજી આપ ના પાડી દેજો. હું એને પરણવા નથી ચાહતી.'

'બેટી, હું જ એ મિથ્યાત્વી સાથે તને પરણાવવા તૈયાર નથી પરંતુ....'

'શું પિતાજી; કહો.'

'રાજકુમારે તારી માગણી નથી કરી, આજ્ઞા કરી છે. જીદ્દ છે રાજાની.'

'એટલે ?'

'કોઇ પણ રીતે એ તને પરણવા ચાહે છે....!'.... વેગવતી ગભરાઈ ગઇ....એ શ્રીભૂતિનાં ચરણો પકડી બેસી ગઈ....એની આંખોમાં ભય તરવરવા લાગ્યો.

'બેટી, ભય ન પામ, મને એક જ ઉપાય દેખાય છે:

આપણે આ નગર છોડી ચાલ્યાં જઈએ. કોઈ બીજા જ રાજ્યમાં આશ્રય લઈએ.'

'તો એમ કરીએ...હું તૈયાર છું.' વેગવતીએ શ્રીભૂતિના ઉપાયને સ્વીકારી લીધો.

શ્રીભૂતિ રાજકુમાર પાસે પહોંચ્યો કુમારે તુર્ત જ પૂછ્યું :

'કહે શ્રીભૂતિ, વેગવતીને તું લઈને આવ્યો ?' આંખોમાં વિષયવાસનાના નશા સાથે કુમારે શ્રીભૂતિને પૂછ્યું. કુમારની નફ્ટાઈભરી વાત સાંભળી શ્રીભૂતિ રોષથી ધમધમી ઉઠયો. એ જવાબ આપે તે પૂર્વે કુમારે શ્રીભૂતિના બે ખભા હચમચાવીને પૂછ્યું.

'આજે જ મારે વેગવતી જોઈએ....જા, અત્યારે જ એને લઈ આવ. તને જોઈએ એટલું ધન આપીશ.' શ્રીભૂતિથી હવે સહન ન થયું. રોષ હૃદયમાં ન રહી શકયો. તેણે ધબાંગ કરતા બે મુક્કા વજ્રકંઠના મોં પર મારી દીધા. વજ્રકંઠના મુખમાંથી લોહીની ધારા તૂટી પડી. છંછેડાયેલા સિંહની જેમ કુમાર શ્રીભૂતિ તરફ ધસ્યો. શ્રીભૂતિ પાસે શસ્ત્ર ન હતું. શંભુએ દોડતા શ્રીભૂતિ પર તલવારનો પ્રહાર કર્યો. શ્રીભૂતિની ગરદન કપાઈ ગઈ.

કપાયેલા શ્રીભૂતિને ત્યાં જ પડતો મૂકીને કુમાર ઘોડા પર બેસી શ્રીભૂતિને ઘેર પહોંચ્યો. શ્રીભૂતિના ઘરમાં એકલી વેગવતી જ હતી. વેગવતીની માતા બહાર ગયેલી હતી. ઘોડાને બહાર મૂકી કુમાર ઘરમાં દાખલ થઈ ગયો.

'વેગવતી .. વેગવતી....'તેણે સત્તાવાહી સૂરે બૂમ પાડી.

ઉપરને માળે બેઠેલી વેગવતી અપરિચિત અવાજ સાંભળી ચમકી ગઈ. તે નીચે આવી. તેણે કુમારને સામે ઉભેલો જોયો. તેની મોટી આંખોમાં તીવ્ર વાસનાની ભૂખ હતી. વેગવતી થરથર ધ્રુજવા લાગી....તેની આંખો ભયથી પહોળી થઈ ગઈ. કુમાર બે હાથ પહોળા કરી વેગવતીને પોતાના બાહુપાશમાં જકડી લેવા આગળ ધસ્યો. વેગવતીએ ચીસ પાડી :

'ઓ પિતાજી....'

કુમાર એની ચીસ સાંભળીને હસ્યો અને બોલ્યો : અરે, છોકરી, તારો બાપ તો યમલોકમાં પહોંચી ગયો. તને તો હું મારા સ્વર્ગલોકમાં વસાવીશ... આવ, મારી ઈચ્છાને પૂર્ણ કર.'

વેગવતી ભયથી ભાગી. ઉપરને મજલે ચઢી ગઈ, પરંતુ એ દરવાજો બંધ કરે એ પૂર્વે જ કુમાર એની પાછળ પહોંચી ગયો. મજલાનો દરવાજો બંધ કર્યો અને વેગવતીને પકડી. વેગવતીએ હાહાકાર કરવા માંડયો; કાલાવાલા કરવા માંડયા : 'મને છોડી દો, હું તો તમારી બહેન....' કુમારે એક હાથ એના મુખ પર દાબી દીધો અને બીજા હાથથી એના શરીર પર અધિકાર કરી લીધો. વેગવતી નિરૂપાય બની ગઈ. કુમારે નિર્લજ્જ બનીને વેગવતીના શીલનો ભંગ કર્યો. વેગવતીને ભોગવીને જ એ જંપ્યો.

વેગવતીનું અંતઃકરણ કકળી ઉઠ્યું. તેણે વજ્રાકંઠને અભિશાપ આપ્યો : 'હે દુષ્ટ, તેં અસહાય એવા મારા

શીલનું ખંડન કર્યું. ભવાંતરમાં હું તારા વધનું નિમિત્ત બનીશ.'

કુમાર વજ્રકંઠ ગભરાયો....તેણે વેગવતીને છોડી દીધી. વેગવતીને પિતા વિનાનું જીવન અકારું લાગ્યું. માતા તો આપઘાત કરી ચૂકી હતી. વેગવતીએ 'હરિકાન્ત' નામનાં સાધ્વીજી પાસે જઈ ચારિત્ર અંગીકાર કર્યું.

ચારિત્ર પાળી, આયુષ્ય પૂર્ણ કરી વેગવતી બ્રહ્મદેવ-લોકમાં ગઈ.

ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરી તે જનકસુતા સીતા થઈ!'

જયભુષણ મહામુનિએ સીતાજીના પૂર્વભવો પરથી પડદો ઉચક્યો!

## ૧૧૧ : લક્ષ્મણજી વગેરેના પૂર્વભવ

કેવળજ્ઞાની ભગવંતની શ્રી જયભૂષણ અમૃતમય વાણી વહી રહી હતી. શ્રીરામ-લક્ષ્મણજી-બિભીષણ-સુગ્રીવ-લવ-કુશ વગેરે એ પવિત્ર વાણીપ્રવાહમાં સ્નાન કરી રહ્યા હતા અને પરમાનંદ અનુભવી રહ્યા હતા. સીતાજીના પૂર્વભવો પરથી પડદો ઉંચકાયો, તેની સાથે રાવણના પૂર્વભવોનો સામાન્ય ઈશારો તો મળી જ ગયો હતો. બિભીષણે પૂછ્યું

ભગવંત, એ રાજકુમાર વજ્રાકંઠનું શું થયું ?'

વજ્રાકંઠને અનેક તિર્યંચ યોનિના ભવોમાં ને નરકમાં ભટકવું પડ્યું....એમ કરતાં વળી એને મનુષ્યભવ મળ્યો.... એ બ્રાહ્મણ પુત્ર પ્રભાસ થયો. જ્યારે તે યૌવનમાં આવ્યો, એણે એક દિવસ શ્રી વિજયસેન નામના મહાન ઋષિને જોયા. પ્રભાસનો કોઈક પુણ્યોદય જાગ્યો. એણે વિજયસેન મુનિનો પરિચય કર્યો. ધર્મ સમજ્યો અને સંસાર ત્યજી સાધુ બની ગયો....

વજ્રકંઠના ભવ પછીના લગભગ બધા જ ભવ દુર્ગતિના! ત્યાર પછીનો એટલે વર્ષો પછીનો ભવ બ્રાહ્મણનો! ત્યાં મુનિપરિચય થાય છે ને દીક્ષા લે છે! કેવી છે આ કર્મોની વિચિત્રતા?

એક દિવસ આ પ્રભાસમુનિએ એક અદ્ભુત દૃશ્ય જોયું :

વિદ્યાધર રાજા કનકપ્રભ સમ્મેતશૈલની યાત્રા માટે જતો હતો....ઈંદ્ર જેવા વૈભવથી શોભતા કનકપ્રભને જોઈને પ્રભાસમુનિના હૃદયમાં પડેલી ભૌતિક સુખોની વાસના સળવળી ઊઠી, ત્યાગીને રાગીનો વૈભવ વહાલો લાગ્યો! તપસ્વીને રાજેશ્વરના ભોગો પ્રિય લાગ્યા! પ્રભાસમુનિએ દીક્ષા લઈને ખૂબ તપ કર્યો હતો, ઘણા જ પરીષહો સહન કર્યા હતા, જ્ઞાન પણ મેળવ્યું હતું. એ જાણતા હતા કે 'આ તપશ્ચર્યા ઈચ્છિત ફળ આપી શકે છે.' તેમને કનકપ્રભ રાજાનો ભોગ-વૈભવ ગમી ગયો. એમણે મનમાં દૃઢ સંકલ્પ કર્યો : 'આ તપશ્ચર્યાના ફળથી હું આવા કનકપ્રભ રાજા જેવાં બલઐશ્વર્યને પ્રાપ્ત કરનારો થાઉં!'

આયુષ્ય પૂર્ણ થયું. મરીને ત્રીજા દેવલોકમાં ઉત્પન્ન થયા.

ત્રીજા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરીને વજ્રકંઠનો જીવ (શ્રીકાન્તનો જીવ) હે બિભીષણ, તારો મોટો ભાઈ રાવણ થયો!'

'પ્રભો! મારો વૃત્તાંત?' બિભીષણની ઉત્સુકતા વધી ગઈ.

'ધનદત્ત-વસુદત્તનો મિત્ર જે યજ્ઞવલ્ક્ય બ્રાહ્મણ હતો, તે અનેક ભવોમાં ભ્રમણ કરતો તું બિભીષણ થયો છે!'

'પ્રભો, પેલો શ્રીભૂતિ, જે વજ્રકંઠથી હણાયો હતો; તે

મરીને ક્યાં ગયો ?' બિભીષણે પૂછ્યું.

'એ શ્રીભૂતિ....મરતી વખતે તેણે શ્રી નવકારનું સ્મરણ કર્યું હતું તેથી દેવલોકમાં ગયો. ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરીને સુપ્રતિષ્ઠપુરમાં 'પુનર્વસુ' નામનો વિદ્યાધર થયો.

પુનર્વસુ એક દિવસ પુંડરીક વિજયમાં પહોંચ્યો. પુંડરીક વિજયનો (વિજય એટલે પ્રદેશ) અધિપતિ હતો ત્રિભુવનાનન્દ. ત્રિભુવનાનન્દની કન્યા હતી અનંગસુંદરી. અનંગસુંદરી નગરની બહાર ઉદ્યાનમાં સખીઓ સાથે ક્રીડા કરતી હતી. એ જ ઉદ્યાનમાં પુનર્વસુ ગયેલો હતો. તેણે અનંગસુંદરીને જોઇ. તેનું અદ્ભુત રૂપ જોઇને અનંગસુંદરી પર પુનર્વસુ મોહિત થઈ ગયો. પુનર્વસુ પણ જાણે બીજો કામદેવ જ હતો. અનંગસુંદરીએ પુનર્વસુને જોઇ લીધો. બંનેની નજર મળી. દૃષ્ટિથી સંકેત થયો અને દૃષ્ટિથી જ એકબીજા સાથે બંધાઈ ગયાં !

પુનર્વસુએ અનંગસુંદરીનું અપહરણ કરી જવાની તક શોધવા માંડી. અનંગસુંદરી પણ શીઘ્રાતિશીઘ્ર પુનર્વસુના સ્નેહમધુર સાન્નિધ્યની ઝંખના કરવા લાગી; પણ એક ચક્રવર્તી પિતાની એ પુત્રી હતી....એનું અપહરણ કરી જવું એ સામાન્ય કામ ન હતું; પરંતુ પુનર્વસુ સાહસવીર હતો.

એક દિવસ એણે અનંગસુંદરીનું અપહરણ કર્યું. વિમાનમાં અનંગસુંદરીને લઈ તે ભાગ્યો. પરંતુ ત્રિભુવનાનન્દે ખબર મળતાં જ વિદ્યાધરોનું સૈન્ય પાછળ મોકલ્યું. આકાશમાં જ મુકાબલો થઈ ગયો. એકલો પુનર્વસુ અનેક વિદ્યાધર સૈનિકો સાથે ઝઝૂમવા લાગ્યો. પરંતુ ત્યાં એક

દુર્ઘટના બની ગઈ....અનંગસુંદરી વિમાનમાંથી નીચે પડી ગઈ....એક એવી વૃક્ષઘટામાં પડી કે ન તો એ પુનર્વસુને હાથ આવી કે ન ત્રિભુવનાનન્દને હાથ આવી.

પરંતુ પુનર્વસુ ઘેર ન ગયો, તેણે દીક્ષા લીધી. તપ કર્યો. પરંતુ શા માટે? અનંગસુંદરી માટે! કાળધર્મ પામી એ દેવલોકમાં ગયો....ત્યાંથી ચ્યવીને એ લક્ષ્મણ થયો છે!'

લક્ષ્મણજીના પૂર્વભવને બતાવીને કેવળજ્ઞાની મહાત્મા આગળ વધે છે. લક્ષ્મણજી પોતાનો પૂર્વભવ સાંભળીને આશ્ચર્ય અનુભવે છે. પુનર્વસુના ભવમાં અનંગપુંદરી સાથે થયેલા પ્રણયની વાતે લક્ષ્મણજીને વિચારમાં મૂકી દીધા તેમણે પૂછ્યું :

'હે મહર્ષિ, એ અનંગસુંદરીનું શું થયું?'

'એ વિમાનમાંથી નીચે પડી. એક વૃક્ષઘટામાં પડી. પડતાં જ એ બેભાન થઈ ગઈ. જંગલના શીતલ પવનથી જ્યારે એની મૂર્છા ઉતરી ત્યારે એને ભાન આવ્યું....જ્યારે એણે પોતાની જાતને વૃક્ષોની ઘટામાં જોઈ....એ રડી પડી. 'પુનર્વસુ....પુનર્વસુ'ની બૂમો પાડવા લાગી. પણ પુનર્વસુ તો બીજા જ ભવમાં અનંગસુંદરી મેળવવા દીક્ષા લઈ ચૂકયો હતો! જંગલમાં એકલી અનંગસુંદરી ફરવા લાગી....એક સુયોગ્ય સ્થળે એ રહી ગઈ અને તપશ્ચર્યાનો માર્ગ લીધો. એના મનમાં પુનર્વસુ જ હતો.

તપશ્ચર્યાથી એની કાયાનાં લોહી-માંસ સુકાઈ ગયાં; એનું કાયિક સૌન્દર્ય વિલાઈ ગયું એની માનસિક વૃત્તિ-

એમાં પણ પરિવર્તન આવી ગયું. એક દિવસ સંધ્યા સમયે અનંગસુંદરી ઝરણાને કિનારે એક પથ્થર પર બેઠી હતી....એણે 'અનશન' કરી લીધું હતું. ખાવાનું ને પીવાનું સદંતર ત્યજી દીધું હતું....આંખો બંધ કરીને પરમાત્માના ધ્યાનમાં એ લીન બની હતી, ત્યાં એક ભયંકર અજગર આવી પહોંચ્યો....

અનંગસુંદરી તો પરમાત્મ-ધ્યાનમાં લીન હતી....એને શી ખબર કે યમદૂત આવી પહોંચ્યો છે ? અજગરે એનું ભયંકર ડાચું ફાડયું.. પથ્થરની શિલા પર અનંગસુંદરીના પગ લટકતા હતા. અજગરે પગેથી સુંદરીને ગળવા માંડી. સુંદરીને દેહની મમતા જ કયાં હતી ? પછી એને દુઃખ કે વેદના કયાંથી હોય ? અજગર અનંગસુંદરીને ગળી ગયો ! સુંદરી ધર્મધ્યાનમાં લીન રહી... એનો આત્મા બીજા દેવલોકમાં દેવી બન્યો.

દેહ પર જેને મમત્વ હોય તેને જ દેહના દુઃખમાં અસમાધિ થાય. શારીરિક વેદનામાં આર્તધ્યાન થાય.... તપશ્ચર્યા દેહનું મમત્વ તોડવા માટે કરવાની છે, જેથી દેહ પર જયારે આપત્તિ આવે ત્યારે દુ.ખ ન થાય, અસમાધિ ન થાય. મૃત્યુ સમયે....અજગર જયારે જીવતી ગળી જાય ત્યારે ધર્મધ્યાનમાં લીન રહેવું ! કેવો નિર્મમ ભાવ !

'પ્રભો, એ અનંગસુંદરી દેવલોકમાં દેવી થઈ. ત્યાંથી ચ્યવીને એ કયાં જન્મી છે ?' બિભીષણે પોતાની જિજ્ઞાસા વચ્ચે જ પ્રગટ કરી દીધી.

'બિભીષણ, એ જ તો આ વિશલ્યા છે ! લક્ષ્મણની પટ્ટરાણી !'

સભામાં બેઠેલી વિશલ્યાએ લક્ષ્મણજી સાથેના પૂર્વભવના પ્રણયસંબંધને જ્યારે જાણ્યો... એ રોમાંચિત થઇ ગઈ. એણે ક્ષણભર લક્ષ્મણજી તરફ જોઇ લીધું અને શરમાઈ ગઈ.

બિભીષણની બાજુમાં જ ભામંડલ બેઠા હતા. ભામંડલનો પૂર્વવૃત્તાન્ત જાણવાની જિજ્ઞાસાથી બિભીષણે કેવળજ્ઞાની ભગવંતને પૂછયું !

'હે નાથ ભામંડલના પૂર્વભવ પર પ્રકાશ પાડશો ?'

'બિભીષણ, ભામંડલ એનો પૂર્વભવ જાણે છે ! પૂર્વે જ્ઞાની ભગવંત પાસેથી એણે પોતાનો પૂર્વભવ જાણેલો છે. છતાં તને કહું : ગુણવતીના ભવમાં ભામંડલ એનો ભાઈ ગુણધર હતો... અનેક ભવોમાં ભટકતાં ભટકતાં એ રાજકુમાર કુંડલમંડિત થયો હતો....ત્યાં દીર્ઘકાળ શ્રાવકજીવન જીવીને મૃત્યુ પામ્યો, અને તે સીતાના ભ્રાતા ભામંડલ રાજા થયા !'

'આપે ભામંડલનો વૃત્તાન્તા અતિ સંક્ષેપમાં કહ્યો !' બિભીષણ બોલી ઊઠયા.

'લંકાપતિ, મારો વૃત્તાન્ત હું જ આપને કહીશ !' ભામંડલે બિભીષણના કાનમાં કહ્યું.

'હે હિતકારી મુનીશ્વર, આપે મારા પર પરમ કૃપા કરી છે....જન્મજન્માન્તરના ભેદ આપ સિવાય કોણ ખોલી શકે ? પ્રભો, આ લવણ અને અંકુશના પૂર્વજન્મ અંગે કહેવા કૃપા કરશો ?' બિભીષણની આગળ જ લવણ અને અંકુશ બેઠા હતા. એમને આજે કેવળજ્ઞાનીની દેશના સાંભળવા ખૂબ આનંદ આવી રહ્યો હતો. જ્યારે બિભીષણે

એમને માટે પ્રશ્ન પૂછયો, ત્યારે એ અતિપ્રસન્ન થઈ ગયા. એકબીજા સામે જોઈને પ્રસન્નતા વ્યક્ત કરી. બિભીષણે બંનેના મસ્તકે હાથ મૂકયા.

'મહાનુભાવ! સાંભળો, કાકન્દીનગરી હતી. તેમાં વામદેવ નામનો બ્રાહ્મણ રહેતો હતો, તેની શ્યામલા નામની પત્ની હતી. તેને બે પુત્રો હતા: વસુનન્દ અને સુનન્દ.

એક દિવસ ઘરમાં આ બે ભાઈઓ જ હતા, ત્યાં એક મહામુનિ ભિક્ષા માટે આવી ચઢ્યા. મુનિને એ દિવસે એક મહિનાના ઉપવાસનું પારણું હતું. વસુનન્દે અને સુનન્દે ખૂબ ભક્તિથી મહામુનિનું સ્વાગત કર્યું અને ઉત્તમ દ્રવ્યો વહોરાવ્યાં.

દાનધર્મનો કેવો દિવ્ય પ્રભાવ! બંને ભાઈઓ આયુષ્ય પૂર્ણ કરીને યુગલિક માનવો થયા. ખૂબ જ સરળ, ભદ્રિક અને મંદકષાયી! ત્યાંથી મૃત્યુ થયું ને પ્રથમ દેવલોકમાં દેવ થયા....દેવભવનું આયુષ્ય પૂર્ણ થયું ને પુનઃ કાકન્દીનગરીમાં રાજકુમાર થયા. રાજા રતિવર્ધન અને રાણી સુદર્શનાના એ પ્રિયંકર અને શુભંકર નામના અતિપ્રિય કુમારો થયા. ક્રમશઃ બંને ભાઈઓ રાજા થયા. દીર્ઘકાળ રાજ્ય પાળીને ચારિત્ર સ્વીકાર્યું.

ચારિત્ર પાળીને ગ્રૈવેયક દેવલોકમાં દેવ થયા ને ત્યાંથી ચ્યવીને આ લવણ-અંકુશ થયા!'

લવ-કુશ પ્રસન્ન થઈ ગયા. તેમની દૃષ્ટિ એમના કલાગુરુ સિદ્ધાર્થ પર ગઈ....તેમને કેળવજ્ઞાની ભગવંતને પૂછયું.

'પ્રભો, અમારા કલાગુરૂ સિદ્ધાર્થનો અમારા પર આટલો

પ્રેમ શાથી છે?'

'કુમારો! એ તમારી પૂર્વભવની માતા છે! જ્યારે તમે પ્રિયંકર ને શુભંકર રાજપુત્રો હતા ત્યારે એ તમારી માતા સુદર્શના હતી! તમારા પ્રત્યે વાત્સલ્ય અપાર હતું. તેણે વચ્ચે અનેક ભવ કર્યા અને એ સિદ્ધાર્થ થઇ છે!'

કેવળજ્ઞાની ભગવંતની દેશના સાંભળીને પર્ષદામાં બેઠેલા અનેક જીવોના હૃદયમાં સંવેગ જાગ્યો....સંસાર પર વૈરાગ્ય થઇ ગયો. 'આવો છે આ સંસાર? જનમજનમના કેવા ચિત્રવિચિત્ર સંબંધો! આવા સંસારનો ત્યાગ કરીને ચારિત્ર સ્વીકારીને આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટાવીએ..'

સેનાપતિ કૃતાન્તવદન તો હર્ષવિભોર થઈ ગયો, તેની આંખોમાંથી હર્ષના આંસુ વહી રહ્યાં. તે ઉભો થયો અને કેવળજ્ઞાનીને વંદન કરી બોલ્યો :

'હે નાથ! મારા પર દયા કરો, આપની અમૃતથી પણ અધિક મીઠી વાણી સાંભળીને મારું મન સંસારનાં સુખોથી વિરક્ત બન્યું છે....મને ચારિત્ર આપી....મારો આ ભવ-સાગરથી ઉદ્ધાર કરો'

'કૃતાન્તવદન, તમારો મનોરથ શુભ છે, પવિત્ર છે. તમે તમારા શુભ મનોરથને સફળ કરો.' કૃતાન્તવદને ત્યાં જ ચારિત્ર સ્વીકાર્યું.શ્રીરામ અને લક્ષ્મણજીએ કૃતાન્તવદન મુનિવરને ભાવપૂર્વક વંદના કરી.

બીજા નગરજનોએ વ્રત-નિયમો ધારણ કર્યા.

૪૪ શ્રીરામ વગેરે ઊભા થયા. કેવળજ્ઞાનીને પુનઃ પુનઃ વંદના કરીને જ્યાં આર્યા સીતા હતાં ત્યાં ગયા. આર્યા

સીતા એમના સ્વાધ્યાય-ધ્યાનમાં લીન હતાં. શ્રીરામ આર્યા સીતાને જોઈ વિચારે છે : 'અહો, કમલકોમલ અંગવાળી આ મારી પ્રાણપ્રિયા સીતા....કેવી રીતે ટાઢ–તડકાનાં કષ્ટ સહન કરશે ? આ સંયમભાર....જે સહુથી મોટો ભાર છે, એ કેવી રીતે ઉપાડી શકશે ? અરે, હું તો હૃદયથી પણ ન ઉપાડી શકું, પરંતુ હા....આ એ સીતા છે કે જેના સતી-ત્વને રાવણ પણ ભાંગી ન શક્યો....એવી આ સીતા લીધેલી પ્રતિજ્ઞાને પ્રાણને ભોગે પણ પાળનારી છે....'શ્રીરામે વંદના કરી. લક્ષ્મણજી અને બીજા રાજાઓએ શ્રદ્ધાથી નિર્મલ બનેલા હૈયેથી વંદના કરી.

સહુ અયોધ્યામાં પાછાં વળ્યાં....સાંભળેલા પૂર્વભવોને યાદ કરતાં કરતાં...!

## ૧૧૨ : :કંચનપુરના સ્વયંવરમાં

સંસારનો પ્રવાહ અસ્ખલિત ગતિથી વહે જાય છે. અનંત અનંત જીવો આ પ્રવાહમાં વહે જાય છે. બહુ થોડા જીવો એ પ્રવાહમાંથી બહાર નીકળે છે ને મુક્તિ પ્રાપ્ત કરે છે. સંસારપ્રવાહના જીવો એમને જુએ છે.... જોનારાઓમાં કોઇ હસે છે! કોઇ રડે છે....થોડો સમય એની ચર્ચા કરે છે ને પછી ભૂલી જાય છે....પુનઃ એ પ્રવાહમાં મગ્ન થઇ જાય છે.

સીતાજી અને સેનાપતિ કૃતાન્તવદને ચારિત્ર લીધું, સંસારપ્રવાહથી કંઈક અળગા થયા. અયોધ્યામાં એની ચર્ચા થઇ. કોઈએ અભિનંદન આપ્યાં, કોઇએ ત્યાગની પ્રશંસા કરી....કોઈ રડયા અને કોઈએ કોઈના કાનમાં કહ્યું પણ ખરું : 'દીક્ષા ન લે તો શું કરે!! રામે દુઃખ ઓછાં આપ્યાં હતાં ?'

સારા પણ કાર્યની બધા પ્રશંસા ન કરે, એ આ

સંસારની રીત છે. ખરાબ કામની બધા નિંદા કરે, એ આ દુનિયાની રીત છે. આ સંસાર આમ જ ચાલ્યા કરે છે.

દિવસો વીત્યા. અયોધ્યાના રાજમહેલમાં હવે માત્ર સીતાજીની સ્મૃતિ જ શેષ રહી હતી. કૃતાન્તવદન મુનિ તો સંયમ આરાધી દેવલોકવાસી થયા હતા. સીતાજીએ પણ ઘોર તપશ્ચર્યા તપવા માંડી હતી, સાઠ વર્ષ એ તપમાં વીતી ગયાં હતાં.

શ્રીરામચન્દ્રજી, લક્ષ્મણજી, લવ-કુશ વગેરે અયોધ્યાના વિશાળ રાજ્યને સુવ્યવસ્થિત કરી પ્રજાનું યોગક્ષેમ કરવામાં નિરત હતા. ત્રણ ખંડના વિશાળ રાજ્યનું પાલન કરી રહ્યા હતા. અલબત્, સીતાજીની દીક્ષા પછી શ્રીરામ રાજ્યની ખટપટોથી મુક્ત થયા હતા. લવ અને કુશ લક્ષ્મણજીના પુર્ણ સહયોગી બન્યા હતા. બીજીબાજુ લક્ષ્મણજીને પણ પુત્રરત્નોની પ્રાપ્તિ થઇ હતી. જ્યેષ્ઠ પુત્રનું નામ હતું શ્રીધર. શ્રીધર વગેરે જ્યારે યૌવનમાં આવ્યા, લક્ષ્મણજીએ સુયોગ્ય રાજકન્યાઓ સાથે એમનું પાણિગ્રહણ કરાવ્યું. લવ અને કુશ શ્રીધર વગેરે સાથે ખૂબ જ સ્નેહથી વ્યવહાર કરતા હતા. પરંતુ શ્રીધર વગેરેને લવ-કુશ તરફ આંતરિક ઇર્ષ્યા ક્યારેક ક્યારેક સતાવતી હતી.

લક્ષ્મણજીનો લવકુશ પ્રત્યેનો સ્નેહ, શ્રીધર વગેરેની ઇર્ષ્યામાં પ્રબળ નિમિત્ત બન્યો હતો. 'અમારા પિતાજી અમારા કરતાં વધારે લવ-કુશને કેમ ચાહે?' આ વૃત્તિએ લક્ષ્મણપુત્રોને ઈર્ષાળુ બનાવ્યા હતા. તેઓ લવ-કુશ પ્રત્યે બાહ્યવ્યવહાર તો વિનયપૂર્વક જ કરતા હતા, પરંતુ હૃદયમાં

પ્રેમ ન હતો, સ્નેહ ન હતો.

× × ×

વૈતાઢ્ય પર્વત....

કાંચનપુર નગર.

વિદ્યાધરપતિ રાજા કનકરથને બે પુત્રી હતી. એકનું નામ મન્દાકિની, બીજીનું નામ ચન્દ્રમુખી.

બંને કન્યાઓ ગુણવતી અને રૂપવતી હતી. રાજા કનકરથે તેમને માટે સુયોગ્ય વરની તપાસ કરાવી, પરંતુ નિરાશા સાંપડી. એક દિવસ બંને પુત્રીઓને બોલાવીને રાજાએ કહ્યું :

'બેટી તમારા બંને માટે હું કેટલો ચિંતાતુર છું તે તમે જાણો છો ?'

'પિતાજી અમારા માટે આપ શાને ચિંતાતુર ?' મન્દાકિનીએ પૂછયું.

'તમારા બંને માટે સુયોગ્ય રાજકુમારોની શોધ કરી રહ્યો છું....મળતા નથી. કોઈનામાં રૂપ છે, તો ગુણ નથી ! કોઇનામાં ગુણ છે તો રૂપ નથી. કોઈનામાં રૂપ છે. ગુણ છે તો પરાક્રમ નથી....કોઇ પરાક્રમી છે તો ખાનદાની નથી....હું તમને જોઉં છું....મેં કેટલી કાળજીથી તમને ઘડી છે ? જેના તેના હાથમાં તમને સોંપી દેવાનું સાહસ ન કરી શકું' વૃદ્ધ પિતાએ બંને પુત્રીના મસ્તકે વાત્સલ્ય-ભર્યા હાથ પ્રસાર્યા. સ્નેહ, ચિંતા અને વ્યથાના ભાવોથી રાજાની આંખો ભરાયેલી હતી. મન્દાકિનીએ આંખોના ભાવ વાંચી લીધા. તેના પિતૃભક્ત હૃદયને દુઃખ થયું.

બે ક્ષણ મન્દાકિનીએ વિચારી લીધું, કંઇક ! તુર્ત પિતાના હાથ પકડીને કહ્યું :

'પિતાજી આપે જ અમને ભાગ્ય પર પર ભરોસો રાખવાનું નહોતું કહ્યું ?'

'કહ્યું હતું!'

'તો મને એક વિચાર આવે છે.'

'શો?'

'આપ અમારા બંનેનો સ્વયંવર રચો. સ્વયંવરમાં ભૂચર-ખેચર સર્વે રાજાઓને નિમંત્રણ આપો....અમે જ ત્યાં વરી લઈશું! અમારા ભાગ્ય મુજબ અમને પતિ મળશે આપ બીજી કોઇ ચિંતા ન કરો.'

મન્દાકિનીની વાત ચન્દ્રમુખીને પણ ગમી ગઈ. રાજા કનકરથે મન્દાકિનીની વાત સ્વીકારી. બંને પુત્રીઓને વિદાય કરી. રાજાએ તુર્ત મહામંત્રીને બોલાવીને સ્વયંવર માટેની વાત કરી : 'મારી ચિંતાનો જલદી અંત આવી જાય અને પુત્રીઓ એમના ઘેર જાય....બસ પછી હું નિવૃત્ત થઈશ. મારે પણ પછી આત્મહિતમાં પ્રવૃત્ત થવું છે.'

'મહારાજા, સ્વયંવરનો વિચાર બરાબર છે, સુયોગ્ય છે. એ માટેની જરૂરી કાર્યવાહી હું આરંભી દઉં છું.' મહામંત્રી રાજાને પ્રણામ કરી વિદાય થયા. રાજાનું મન હળવું બની ગયું.

*

અયોધ્યાનો ભવ્ય દરબાર આજે ભરચક ભરાયો હતો. રાજસિંહાસન પર શ્રીરામ અને લક્ષ્મણજી આરુઢ થયા હતા. લવ-કુશ અને શ્રીધર વગેરે રાજકુમારો પણ ક્રમશઃ સિંહાસનો પર બેસી ગયા હતા; ત્યાં દ્વારપાલે આવીને, નમન કરીને નિવેદન કર્યું :

'મહારાજાનો જય હો. દ્વાર પર વિદ્યાધરપતિ મહારાજા કનકરથનો દૂત આવીને ઊભો છે. આપશ્રીનાં દર્શન કરવા ચાહે છે.

'આવવા દો દૂતને.' દ્વારપાલ નમન કરીને ચાલ્યો ગયો અને અલ્પ સમયમાં જ રાજા કનકરથના દૂતે રાજસભામાં પ્રવેશ કર્યો. અયોધ્યાની રમણીયતા અને ભવ્યતાથી દૂત પ્રભાવિત થયો હતો. રાજદરબારની ઝાકઝમાળ અને દિવ્યતા જોઈને એ સ્તબ્ધ બની ગયો. તેણે આવીને શ્રીરામ અને લક્ષ્મણને નમન કર્યું અને નિર્દિષ્ટ આસન પર એણે વિશ્રામ લીધો.

'કહો, મહારાજા કનકરથ કુશળ છે?' શ્રીરામે પૂછ્યું.

'હે ઉત્તમ પુરુષ! મહારાજા કનકરથે આપની કુશળતા ચાહી છે અને એક વિશિષ્ટ પ્રયોજનથી મને અહીં મોકલ્યો છે.'

'કહો, મહારાજાનો શો સંદેશ છે?'

'હે શ્રેષ્ઠ પુરુષ! અમારા મહારાજાને બે પુત્રી છે : મન્દાકિની અને ચન્દ્રમુખી. મહારાજાએ એ બંને રાજકુમારીનો સ્વયંવર રચ્યો છે. સ્વયંવરમાં ભૂચર અને ખેચર સર્વે રાજાઓને નિમંત્રણ પાઠવ્યાં છે. આપને કહેવરાવ્યું છે કે આપ અને લક્ષ્મણજી સર્વે રાજકુમારો સાથે અવશ્ય સ્વયંવરમાં પધારશો.

દૂતની વાત સાંભળીને શ્રીરામે લક્ષ્મણજી સામે જોયું અને દૂતને કહ્યું :

'સ્વયંવરમાં રાજકુમારોને મોકલીશ. અમારું શું પ્રયોજન છે?'

'મહારાજા! અમારા રાજા આપની મિત્રતા ચાહે છે, આ નિમિત્તે આપ તેમના મહેમાન બનો અને મિત્રતા બાંધો, એવી એમની કામના છે.'

શ્રીરામે લક્ષ્મણજી સામે જોઇ, લક્ષ્મણજીની ઇચ્છા જાણીને દૂતને સ્વીકૃતિ આપી વિદાય કર્યો. લક્ષ્મણજીએ લવ-કુશ, શ્રીધર વગેરે કુમારોને કાંચનપુર સ્વયંવરમાં જવા માટે તૈયાર થવા આદેશ કર્યો. લક્ષ્મણજીના અઢીસો પુત્ર હતા, સર્વેને તૈયાર થવાની આજ્ઞા મળી.

નિર્ણીત દિવસે પુષ્પક વિમાનમાં આરુઢ થઇ શ્રીરામ, લક્ષ્મણજી અને સર્વે રાજકુમારો વૈતાઢ્ય પર્વત પર કાંચનપુર જવા ઊપડી ગયા.

*

કાંચનપુરમાં અનેક વિદ્યાધર રાજાઓ ને રાજકુમારો આવી પહોંચ્યા હતા; અનેક ભૂચર રાજાઓ ને રાજકુમારો આવી ગયા હતા. મહારાજા કનકરથે સહુનું સ્વાગતપૂર્વક બહુમાન કર્યું હતું.

સ્વયંવરમંડપની ભવ્ય રચના કરવામાં આવી હતી.

મન્દાકિની અને ચન્દ્રમુખીના આનંદની અવધિ ન રહી. રોજરોજ નવાનવા આવતા જતા રાજાઓ અને રાજકુમારો અંગેની વિસ્તૃત માહિતી દાસીઓ પાસેથી એમને મળતી હતી: ક્યારેક હાસ્યરસ રેલાઈ જતો તો ક્યારેક ગંભીર બનીને સાંભળતી. ક્યારેક રોમાંચ અનુભવતી તો ક્યારેક

ઉત્સુકતા અનુભવ કરતી. જ્યારે કાંચનપુરમાં પુષ્પક વિમાન ઊતરી આવ્યું ને શ્રીરામ-લક્ષ્મણ રાજકુમારો સાથે ઉતર્યા, મહારાજા કનકરથે સ્વાગત કર્યું ત્યારે રાજકુમારીઓની દાસી ત્યાં હાજર જ હતી. દાસીએ શ્રીરામ-લક્ષ્મણ અને રાજકુમારોને જોયા જ કર્યા! દોડીને સીધી પહોંચી મન્દાકિની પાસે.

'દેવી! અયોધ્યાના રાજકુમારો આવી ગયા છે.'

'ઘણાય દેશના રાજકુમારો આવ્યા છે.'

'પણ આ તો ગજબ જ છે. આવું રૂપ-લાવણ્ય મને તો કોઇનામાંય દેખાતું નથી. અદ્‌ભૂત છે.'

દાસીએ બંને રાજકુમારીની સમક્ષ અયોધ્યાના રાજકુમારોની પ્રશંસા કરી.

'હવે બે દિવસ જ આડે છે ને! સ્વયંવરમંડપમાં એમને જોઈશું! એમના પરાક્રમ, યુદ્ધકૌશલ્ય વગેરેની કીર્તિ તો સાંભળેલી છે. ખાનદાની તો શ્રેષ્ઠ છે. એક જ વસ્તુ મહત્વની છે!'

'એ શું?'

'સહજ આકર્ષણ! જ્યાંસુધી પરસ્પર હાર્દિક ખેંચાણ ન અનુભવાય, લગ્નજીવન નિષ્ફળ જાય.'

'એવા આકર્ષણની કેવી રીતે ખબર પડે?' દાસીને જાણે લગ્નજીવનનું રહસ્ય જાણવા મળ્યું!

'રોમરાજી વિકસ્વર થઇ જાય-પ્રથમ જ દર્શને! હૃદય હર્ષનો અતિરેક અનુભવે.' મન્દાકિનીએ દાસીના કાનમાં કહ્યું ને તે શરમાઈ ગઈ, દાસી હસી પડી ને ચાલી ગઇ.

મન્દાકિની અને ચન્દ્રમુખી અયોધ્યાના રાજકુમારોના વિચારમાં રમવા લાગી. બીજા બીજા રાજાઓની વાતો પ્રશંસાઓ એમની પાસે થવા લાગી. સ્વયંવરનો દિવસ આવી લાગ્યો હતો. વિદ્યાધર દુનિયાનાં સિદ્ધહસ્ત કારીગરોએ સ્વયંવરમંડપની રચના કરી હતી. અજોડ સજાવટ અને અદ્વિતીય શોભા! રાજા કનકરથના આનંદની સીમા રહી ન હતી.

સ્વયંવરનો દિવસ આવી ગયો. બંને રાજકુમારીઓને એમની કુશળ સખીઓએ વસ્ત્ર ને અલંકારોથી શણગારી. જ્યારે તેઓ શણગાર સજીને આરીસા સામે આવી ત્યારે તેઓ પોતાને જ ઓળખી ન શકી!

સ્વયંવરમાં આવેલા રાજાઓ ને રાજકુમારો પણ શ્રેષ્ઠ શણગાર સજીને મંડપમાં આવવા લાગ્યા હતા. તેમને માટે નિયત કરેલે સ્થાને આવીઆવીને તેઓ પોતાના દમામ સાથે બેસી જતા હતા.

શ્રીરામચન્દ્રજી અને લક્ષ્મણજીએ કુમારોને સ્વયંવરમંડપમાં મોકલ્યા. તેઓ સ્વયં ન ગયા. એમને જવાનું જ ન હતું, તેઓ તો રાજા કનકરથના આગ્રહથી જ આવ્યા હતા. લવ-કુશ અને શ્રીધર વગેરે કુમારો પણ સ્વયંવરમંડપમાં પહોંચી ગયા અને યથાસ્થાને ગોઠવાઈ ગયા. સ્વયંવરમંડપ રાજાઓ ને રાજકુમારોથી ભરાઇ ગયો. સ્વયંવરની કાર્યવાહી શરૂ કરતાં કાંચનપુરના મહામંત્રીએ નિવેદન કર્યું :

'પધારેલા માનનીય મહારાજાઓ ને રાજકુમારો,

અમને અત્યંત આનંદ થાય છે કે અમારા આમંત્રણનો સ્વીકાર કરી આપ અમારા નગરમાં પધાર્યા છો. અમારા મહારાજા કનકરથની ઈચ્છાનુસાર તેઓની બે રાજકુમારી મન્દાકિની અને ચન્દ્રમુખીના સ્વયંવરનું આયોજન કરવામાં આવ્યું છે. બંને રાજકુમારી હમણાં સ્વયંવરમંડપમાં આવશે, તેમની ઈચ્છા મુજબ તેઓ ગમે તે બેના ગળામાં વરમાળા આરોપશે....આપ મોટી સંખ્યામાં છો. બે સિવાય બીજા બધાને નિરાશ થવું પડશે. પરંતુ આપ સુજ્ઞ છો, સ્વયંવરની આ જ પદ્ધતિ હોય છે.'

અલ્પ સમયમાં જ બંને રાજકુમારીઓએ મંડપમાં પ્રવેશ કર્યો. આવીને મહારાજા કનકરથને પ્રણામ કર્યા. રાજાએ આશીર્વાદ આપ્યા અને વરમાળા આરોપવાનો આદેશ આપ્યો. કુલવૃદ્ધા બંને રાજકુમારીઓની આગળ થઈ અને જે રાજા કે કુમાર સામે જઇને રાજકુમારી ઉભી રહે, તેમનો પરિચય આપવા માંડયો. રાજકુમારીઓ આગળ ચાલે એટલે કુલવૃદ્ધા આગળ ચાલે.

અનેક રાજાઓ ને રાજકુમારોને નિરાશ કરતી બંને કન્યાઓ લવ અને કુશ સામે આવીને ઊભી રહી. કુલવૃદ્ધાએ પરિચય આપવા માંડયો, પરંતુ લવ-કુશને જોતાં જ બંને કન્યાઓ રોમાંચિત થઈ ગઇ! મન્દાકિનીએ લવના ગળામાં વરમાળા આરોપિત કરી દીધી અને ચન્દ્રસુખીએ કુશના ગળાના વરમાળા પહેરાવી દીધી!

'શ્રીરામપુત્ર લવણ-અંકુશનો જય હો!' જયધ્વનિથી

મંડપ ગાજી ઉઠયો. મહારાજા કનકરથ વગેરેના આનંદની અવધિ ન રહી. આનંદ આનંદ છવાઈ ગયો.

પરંતુ લક્ષ્મણજીના અઢીસો કુમારો તુર્ત જ મંડપ છોડીને ચાલ્યા ગયા. પોતાને ઉતારે પહોંચી ગયા, રોષથી તેઓ સળગી ઊઠયા હતા. તેમને પોતાનું ઘોર અપમાન લાગ્યું. બંને કન્યાઓને મેળવવા તેઓ લવ-કુશ સામે લડી લેવા તૈયાર થઇ ગયા.

જ્યારે તેઓ રોષથી સ્વયંવરમંડપ ત્યજીને ચાલ્યા ગયા, લવ-કુશના ગુપ્તચરો એમની પાછળ પહોંચી ગયા હતા. કુમારોની પ્રતિક્રિયા જાણીને તૂર્ત તેમણે આવીને લવ-કુશને કહ્યું :

'મહારાજકુમાર, શ્રીધર વગેરે અપમાનથી રોષે ભરાયા છે!'

'એમનું અપમાન કોણે કર્યું ?' લવ-કુશે આશ્ચર્યથી પૂછ્યું.

'એ રાજકુમારીઓએ! એમણે આપ બંનેનાં ગળામાં વરમાળા આરોપિત કરી, તેમાં તેમને અપમાન લાગ્યું છે ને આપની સાથે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયા છે.'

લવ-કુશ વિચારમાં પડી ગયા. લવે કુશ સામે જોયું. લવ બોલ્યા :

'શ્રીધર વગેરેને રોષ કરવાનું કોઈ પ્રયોજન નથી; છતાં તેઓ આપણા પર રોષે ભરાયા છે....એ આપણા ભાઈ ઓ છે....અવધ્ય છે....એમના પર શસ્ત્ર ચાલે જ નહીં અને આપણે ક્યાં જુદા છીએ ? જેમ આપણા બન્ને

તાતમાં ભેદ નથી તો એમના પુત્રો વચ્ચે પણ ભેદ નથી. તો એમના પુત્રો વચ્ચે પણ ભેદ ન જ હોઈ શકે.'

'સત્ય છે જયેષ્ઠ ભ્રાતા, એ આપણા બંધુ છે. એમના પર શસ્ત્ર ન જ ઉપાડાય, એમને સમજાવવા પ્રયત્ન કરવો જોઈએ.'

શ્રીધરના ગુપ્તચરોએ લવ-કુશનો વાર્તાલાપ સાંભળ્યો. તેઓ દિંગ થઈ ગયા. લવ-કુશની ઉદાત્ત ભાવનાઓ જાણી તેઓ શ્રીધર પાસે દોડી ગયા. શ્રીધર વગેરે તો શસ્ત્ર સજીને લડી લેવાના જોશમાં હતાં. ગુપ્તચરોએ આવીને એ અઢીસો કુમારોને લવ-કુશનો વાર્તાલાપ કહી સંભળાવ્યો. શ્રીધર વિસ્મય પામી ગયો.

'શું કહો છો ? લવ-કુશના હૃદયમાં અમારા પ્રત્યે આવો પ્રેમ છે ? અહો....ક્યાં એ ઉત્તમ કુમારો અને ક્યાં અમારી અધમ વૃત્તિઓ....' શ્રીધરે શસ્ત્રો ફેંકી દીધાં. અઢીસોય કુમારોએ શસ્ત્રોનો ત્યાગ કર્યો. લડવાનો જુસ્સો ઊતરી ગયો....પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

'અહો ! આ સંસાર કેવો છે ? ભાઈઓ સાથે લડી લેવાનો અધમ વિચાર કર્યો. ક્યાં અમારા બંને તાતપાદનો સ્નેહ અને ક્યાં અમારી ઈર્ષ્યા....આ બધી કર્મોની વિટંબણા છે....કર્મો જ નાચ નચાવે છે; માટે હવે કર્મોનો જ નાશ કરવાનો પુરૂષાર્થ કરી લઈએ.' શ્રીધરે પોતાના ભાઈઓને, સંસારનો ત્યાગ કરી આત્મકલ્યાણ સાધવાનો પોતાનો નિર્ણય જણાવ્યો. સહુ સંમત થઈ ગયા. તેઓ જ્યાં લવ-કુશ હતા ત્યાં આવ્યા.

લક્ષ્મણજીના અઢીસોય પુત્રો લવ–કુશના ચરણે પડી ગયા. ગદ્‌ગદ સ્વરે ક્ષમાયાચના કરી. લવે શ્રીધરને પોતાના બાહુપાશમાં જકડી લીધો. સ્નેહની વર્ષા કરી.

'અમે અધમ છીએ....આપ ઉત્તમ છો....અમને ક્ષમા કરો કુમાર....' શ્રીધર રડી પડ્યો.

'શ્રીધર, એમ ન બોલ. મનુષ્યના જીવનમાં આવી ભૂલો થઈ જતી હોય છે; પરંતુ અમારા હૃદયમાં તારા પ્રત્યે પૂર્ણ વાત્સલ્ય છે. તમે નિર્ભય રહો; નિશ્ચિંત રહો.'

'કુમાર, હવે તો પૂર્ણ નિર્ભય બનવા પરમાત્મા જિનેશ્વરદેવના બતાવેલા ચારિત્રમાર્ગે જવાનો અમે સંકલ્પ કર્યો છે. આ સંસાર જ એવો છે જ્યાં માનવ ભાન ભૂલી જાય....ન કરવાના કામો કરી બેસે. વિષયોની સ્પૃહામાંથી જ કષાયો પેદા થાય છે. માટે વિષયોની સ્પૃહા જ ત્યજી દેવી જોઈએ....અમે નિર્ણય કર્યો છે....તાતપાદની અનુજ્ઞા લઇ ચારિત્ર સ્વીકારવું, કર્મોની સામે લડી લેવું અને આત્માના સ્વરૂપને પ્રાપ્ત કરી અવિકારી સ્થિતિ પ્રાપ્ત કરવી.'

લવ અને કુશની આંખોમાં આંસુ ઉભરાયાં....ગદ્‌ગદ સ્વરે લવ બોલ્યા :

'હે ઉત્તમ પુરુષ, ધન્ય છે તમને....સર્વત્યાગના વીર માર્ગે ચાલવા તમે તત્પર બન્યા છો. અમે તમારી માનસિક અશાન્તિમાં નિમિત્ત બન્યા....અમને ક્ષમા કરજો.... અમને પણ આ અસાર સંસારમાંથી મુક્ત કરવાની કૃપા કરજો.'

અઢીસો કુમારો જ્યાં શ્રીરામ અને લક્ષ્મણજી હતા ત્યાં

પહોંચ્યા. કુમારોએ બંને તાતને પ્રણામ કર્યા. શ્રીરામ-લક્ષ્મણજીને કુમારોમાં થયેલ સંઘર્ષની ખબર જ ન હતી. તેઓને તો લવ કુશ વરમાળાના અધિકારી બન્યા, એનો આનંદ હતો.

કુમારોએ બનેલી ઘટના વૈરાગ્યભર્યા શબ્દોમાં કહી સંભળાવી. શ્રીધરે શ્રીરામનાં ચરણોમાં મસ્તક મૂકીને કહ્યું:

'હે તાતપાદ, હવે અમારું મન આ સંસારના કોઈ પણ સુખોમાં રાચી-માચી શકે એમ નથી. અમારું મન ચારિત્રની સાધનામાં જ શાન્તિ પામશે, માટે અમારા પર કૃપા કરો અને અનુમતિ આપો.'

શ્રીરામ અઢીસો રાજકુમારોને જોઈ રહ્યા. એક બાજુ લવ-કુશ સ્વયંવરમાં બે રાજકુમારીને વરે છે. બીજી બાજુ શ્રીધર વગેરે રાજકુમારો ચારિત્રના માર્ગે જવા તત્પર થાય છે! શ્રીરામે લક્ષ્મણજી સામે જોયું. લક્ષ્મણજીની દૃષ્ટિ ભૂમિ પર જડાઈ ગઈ હતી. શ્રીરામ બોલ્યા :

'લક્ષ્મણ!'

'જી!' લક્ષ્મણજીએ સફાળા શ્રીરામ સામે જોયું. શ્રીરામે ઈશારાથી અઢીસો રાજકુમારોને જવાબ આપવાનું સૂચવ્યું. લક્ષ્મણજીએ કહ્યું :

'આપને જેમ ઉચિત લાગે તેમ કરવા કૃપા કરો.' શ્રીરામે અઢીસો કુમારોને ચારિત્રની અનુમતિ આપી.

શ્રી મહાબલ મુનીશ્વરનાં ચરણોમાં લક્ષ્મણજીના અઢીસો કુમારોએ ચારિત્ર લીધું.

## ૧૧૩ : : ભામંડલનું મૃત્યુ

કેટલાક દિવસથી ભામંડલ અયોધ્યામાં આવેલા હતા. શ્રીરામ અને લક્ષ્મણજીનાં દર્શન કર્યા વિના એમને ક્યાં ચેન પડે! લવ અને કુશને જોયા વિના એમને ક્યાં જંપ વળે! એક દિવસ બંને ભાણેજ સાથે ભામંડલ મહેલની અટ્ટાલિકામાં બેઠા હતા. ભામંડલ લંકાના યુદ્ધની રોમાંચક વાતો યાદ કરી રહ્યા હતા.

'મામા, માતા સાધ્વીજીનાં દર્શન ઘણા સમયથી કર્યાં નથી. આપણે જઈએ દર્શન કરવા! ક્યાં હશે અત્યારે તેઓ!'

'હા, મારી પણ ખૂબ ઈચ્છા છે....આપણે જઈએ.' કુશે સમર્થન કર્યું. ભામંડલ બંને રાજકુમારોનાં મુખ જોઈ રહ્યા. કુમારોની આંખો દૂર દૂર જંગલોમાં વિરાગી બનીને....નિર્મમ બનીને વિચરતાં સીતાજીને જોઈ રહી હતી. હૃદયનો સ્નેહ મુખ પર ઉપસી આવ્યો હતો.

'અવશ્ય, હું પણ તમારી સાથે આવીશ. મને પણ દર્શન કરવાની ઘણી જ ઉત્કંઠા છે. તમે આજે ઉચિત વાત કરી... વૈતાઢ્ય ઉપર ગયા પછી ભૂલી જવાત અથવા પ્રમાદ થઈ જાત...' ભામંડલે કુમારો સામે જોઈ દૂર ક્ષિતિજ પર દૃષ્ટિ સ્થાપી....એમના મનમાં એક વિચાર સ્ફૂર્યો....એ વિચાર પ્રશ્નરૂપ હતો: 'સીતાએ ચારિત્ર્ય લીધું....એમને શ્રીરામ પ્રત્યે વિરક્તભાવ આવે તે તો સ્વાભાવિક હતું. પરંતુ એ આ કુમારોના સ્નેહને કેમ કરીને છોડી શક્યાં? એક ક્ષણ પણ કુમારને પોતાથી દૂર નહીં રાખનારાં સીતાજી સદા માટે કેવી રીતે દૂર ચાલ્યાં ગયાં? શું એમને કુમારોની સ્મૃતિ નહીં આવતી હોય?' ભામંડલને વિચારોમાં ચઢેલા જોઈ લવ બોલ્યા :

'મામાજી, શું વિચારમાં પડી ગયા?' ભામંડલની વિચારધારા તૂટી. તેમણે લવ સામે જોયું. લવની પ્રશ્નસૂચક દૃષ્ટિ જોઈ.

'કંઈ નહીં, તમે તૈયારી કરો. આપણે જઇએ.'

'પણ ક્યાં? સાધ્વીજી અત્યારે ક્યાં હશે?'

'તપાસ કરી લઇશું. તમે તૈયાર થાઓ' લવ–કુશ તૈયારી કરવા ચાલ્યા ગયા. ભામંડલ ત્યાંથી શ્રીરામ પાસે પહોંચ્યા. શ્રીરામને વાત કરી. શ્રીરામે પુષ્પક વિમાન લઇને જવાનું કહ્યું. લવ–કુશને એમના પરિવારને સાથે લઈ જવાનું સૂચન મોકલ્યું. બીજી બાજુ સીતાજી ક્યાં વિચરે છે તેના સમાચાર નગરશ્રેષ્ઠિ પાસેથી મેળવ્યા.

૪૬ મિથિલાની આસપાસના પ્રદેશમાં તેઓ વિચરે છે, તેવા

સમાચાર મળ્યા.

ભામંડલ, લવ-કુશ અને એમના પરિવારની સાથે પુષ્પક વિમાનમાં બેસી મિથિલા તરફ ઉપડ્યા. અલ્પ સમયમાં જ પુષ્પક મિથિલામાં આવી પહોંચ્યું. મિથિલામાં તપાસ કરતાં સીતાજીનું ચોક્કસ સ્થાન મળી ગયું. વિમાનને ઉપાડ્યું ને નિશ્ચિત સ્થળે જઈ પહોંચ્યાં.

એક સુંદર ઉદ્યાનમાં અનેક આર્યાઓ સાથે સીતાજી સ્વાધ્યાય-ધ્યાનમાં લીન હતાં. ભામંડલ અને લવ-કુશે પરિવાર સાથે આર્યા સીતાજીને વંદન કરી. સીતાજીએ 'ધર્મલાભ'ના આશીર્વાદ આપ્યા. સહુ વિનયપૂર્વક સીતાજીની સમક્ષ બેસી ગયા. સુખશાતા પૂછી અને સીતાજીના કૃશ થઇ ગયેલા દેહને જોઇ લવ બોલી ઉઠ્યો :

'હે પૂજ્ય, આપના દેહમાં કોઈ વ્યાધિ છે? કોઈ પીડા? આટલી બધી કૃશતા....'

'ભાગ્યશાળી! દેહને તપશ્ચર્યાથી તપાવ્યા વિના આત્મા પુષ્ટ થતો નથી. દેહ અને ઈન્દ્રિયોને દમવી પડે. આત્માનું શાશ્વત સુખ મેળવવા દેહ-ઇન્દ્રિયોનાં નાશવંત સુખો ત્યજી દેવા પડે.' સીતાજીએ લવની શંકાનું સમાધાન કરતા કહ્યું.

'દેહ તો મોક્ષમાર્ગની આરાધનાનું સાધન છે ને? એને તો જાળવવો જોઈએ ને?'

'લવ, મોક્ષમાર્ગની આરાધનામાં દેહનું મમત્વ બાધક છે. દેહનું....ઇન્દ્રિયોનું મમત્વ જ જીવને વિષય-કષાયમાં ફસાવે છે....દેહનું મમત્વ તોડવા માટે તપશ્ચર્યાનો જ માર્ગ શ્રેષ્ઠ છે. શરીર ભોગનું સાધન ન રહે, એ યોગનું સાધન

બને એ માટે તપશ્ચર્યા કરવી જ રહી.'

'આપે સંયમ સ્વીકારીને ઘણો ત્યાગ કર્યો છે, હવે આપને શા માટે આવી ઘોર તપશ્ચર્યા કરવી પડે ?'

'વત્સ! ઘરવાસ ત્યજી અણગાર અવસ્થા આવી એટલે સ્વજન-પરિજન, વૈભવ-સંપત્તિ, વગેરેનું મમત્વ ગયું પરંતુ શરીર તો સાથે જ છે ને ? એનું પણ મમત્વ ત્યજી દેવાનું છે. શરીરનું મમત્વ ન જાય તો આ જીવનમાં પણ વિષય-કષાયની પીડા રહ્યા કરે....શરીરનો રાગ જવો જ જોઇએ.'

આર્યા સીતાનાં વચન સાંભળી લવ-કુશના ભાવુક આત્મા પ્રસન્ન થઈ ગયા. તેમને સીતાજીનું તપોમય જીવન ગમી ગયું. સીતાજીએ આત્મહિતનો ઉપદેશ આપ્યો. સર્વે આર્યાઓને વંદન કરી, સુખશાતા પૂછી તેઓ વિમાનમાં ગોઠવાઇ ગયા અને અયોધ્યામાં પાછા આવી ગયા.

*

અયોધ્યા આવતાં જ ભામંડલ વગેરે શ્રીરામ પાસે ગયા.

શ્રીરામે સીતાજીની સુખશાતા પૂછી. ભામંડલે કહ્યું : 'હે પૂજ્ય, આર્યા સીતાએ ઘોર તપશ્ચર્યાથી દેહનું દમન કર્યું છે. મોક્ષમાર્ગની આરાધનામાં નિરત છે. કેવું એમનું પ્રસન્ન, નિર્વિકાર જીવન છે !! કોઈ વિષયોની સ્પૃહા નહીં, કોઈ કષાયોની કાલિમા નહીં....સાચે જ સીતાએ માનવ-જીવન સફળ બનાવ્યું.' ભામંડલની આંખો હર્ષનાં આંસુથી છલકાઈ ગઇ. શ્રીરામ ભામંડલના શબ્દોમાં ખોવાઇ ગયા. એમની કલ્પનાસૃષ્ટિમાં સીતાજીની મૂર્તિ તરવરી રહી.

'હે આર્યપુત્ર, સાચે જ મારૂં મન પણ આવા નિર્ગ્રંથ જીવન તરફ આકર્ષાય છે....આ માનવજીવન તો જ સફળ બને.' શ્રીરામ ભામંડલ સામે જોઈ રહ્યા. કંઈ બોલ્યા નહીં. ભામંડલ ત્યાંથી ઉઠીને લવ-કુશને મહેલે આવ્યા. ભોજનાદિથી નિવૃત્ત થઈને ભામંડલ બંને ભાણેજની પાસે બેઠા. એમના ચિત્તમાં ભારે ગડમથલ ચાલી રહી હતી.

'બસ, મારી એક ઈચ્છા પૂર્ણ થઈ જાય, પછી ચારિત્ર લઈ નિષ્પાપ જીવન વ્યતીત કરું.' લવની સામે જોઇ ભામંડલ બોલ્યા.

'કઇ ઈચ્છા ?' લવે પૂછ્યું.

'મારી ઇચ્છા છે કે વૈતાઢ્યપર્વતની ઉત્તરશ્રેણિ અને દક્ષિણશ્રેણિ પર વિજય મેળવું. સમગ્ર વિદ્યાધર દુનિયા પર એકચક્રી રાજ્ય સ્થાપિત કરું, પછી ચારિત્ર લઉં!'

'આપના માટે અશક્ય નથી, આપ આપનો મનોરથ પૂર્ણ કરી શકો. બિભીષણ, સુગ્રીવ અને હનુમાન જેવા આપના મિત્રો છે. બંને તાત અને અમે બંને ભાણેજ આપની સાથે જ છીએ. આપ તો વિજયયાત્રાનું મુહૂર્ત જ કઢાવો મામા!' લવે ભામંડલની ઈચ્છાને પ્રોત્સાહન આપ્યું. ભામંડલ લવની વાત સાંભળી ઉત્સાહિત થયા. તેમણે પોતાનો અંદાજ વ્યક્ત કર્યો : 'લવ, વૈતાઢ્યપર્વત પર આમેય એવા પરાક્રમી રાજાઓ થોડા જ છે. મોટા ભાગના તો અત્યારે રંગરાગમાં ડૂબેલા છે. બહુ સરળતાથી વિજય મેળવી શકાય એમ છે. બિભીષણ વગેરે મિત્ર રાજાઓ અને શ્રીરામ-લક્ષ્મણજી સાથે હોય પછી વિજયમાં શંકા જ શાની ?'

ભામંડલ વૈતાઢ્યપર્વત પર એકચક્રી સામ્રાજ્ય સ્થાપવાની યોજના વિચારવા લાગ્યા. તેમણે લક્ષ્મણજીને પણ વાત કરી. અચાનક અયોધ્યા આવી પહોંચેલા સુગ્રીવને પણ વાત કરી. સહુએ ભામંડલને સહયોગ આપવાનું વચન આપ્યું. ભામંડલ પ્રસન્ન થયા. થોડાક દિવસ રોકાઈને તેઓ રથનુપુર નગરે જવા તૈયાર થયા પોતાના વિમાનમાં તેઓ રથનુપુર આવી ગયા. પોતાના મંત્રીમંડળને બોલાવી ગુપ્ત મંત્રણાઓ કરી. મંત્રીમંડળ પણ વૈતાઢ્ય-વિજયની યોજનામાં સંમત થઈ ગયું.

દિવસો વીતે છે.

ભામંડલનું મન વૈતાઢ્ય વિજયની યોજનામાં ગૂંથાયું છે

એક દિવસ, ભામંડલ મહેલની અગાસીમાં ઊભા હતા. એકલા જ ઊભા ઊભા આકાશના રંગો નિહાળતા હતા. તેમની કલ્પનાસૃષ્ટિમાં આર્યા સીતાજી આવ્યાં : 'કેવું અદ્ભુત જીવન! આત્માના કલ્યાણનું જીવન...હું પણ એવું જીવન ચાહું છું. પરંતુ એક વાર હું સમગ્ર વૈતાઢ્યનો સ્વામી બનું....સર્વત્ર યથેચ્છ વિચરી શકું, પછી શ્રમણ બનું. શ્રમણ બનીને ઘોર તપશ્ચર્યા કરી; ઇન્દ્રિયોનું દમન કરીશ. દિવસોના દિવસો સુધી ધ્યાનસ્થ દશામાં રહીશ. કષાયોનું શમન કરીશ. કર્મનાં બંધનોથી મુક્ત થવા સતત પુરુષાર્થ કરીશ. મારી કામનાઓ પૂર્ણ થશે'

આ વિચારોમાં ભામંડલ લીન હતા ત્યાં જ એક ભયંકર અકસ્માત થયો. આકાશમાંથી વિદ્યુત (વીજળી) ભામંડલ

પર તૂટી પડી. ભામંડલનો દેહ પટકાઈ પડ્યો. મહેલ ધણધણી ઊઠ્યો.

ભામંડલનું પ્રાણપંખેરૂં ઊડી ગયું.

દ્વારે ઉભેલા સૈનિકો ધસી આવ્યા....પરંતુ શું કરી શકે? મહેલમાં સમાચાર ફરી વળ્યા. અંતેપુર દોડી આવ્યું. મંત્રીમંડળ આવી પહોંચ્યું. નગરમાં જેમ જેમ વાત ફેલાણી, લાખો સ્રીપુરુષો શોકસાગરમાં ડૂબી ગયા. જરાય વિલંબ કર્યા વિના સમાચાર અયોધ્યા પહોંચાડવામાં આવ્યા.

'ભામંડલનું મૃત્યુ! વિદ્યુત્પાતથી?' શ્રીરામ....લક્ષ્મણજી, લવ-કુશ વગેરે સ્તબ્ધ થઇ ગયા. તૂર્ત જ પુષ્પક વિમાનમાં બેસી સહુ રથનુપુરનગરમાં આવી પહોંચ્યા. ભામંડલના પ્રાણવિહોણા દેહને જોઈ સહુની આંખો આંસુભીની થઈ ગઈ. વૈતાઢયપર્વતના અનેક રાજાઓ પણ ઉપસ્થિત થઈ ગયા હતા. બિભીષણ, સુગ્રીવ અને હનુમાન પણ આવી પહોંચ્યા.

રામાયણકાળનો એક દીપક બુઝાઇ ગયો હતો. ભામંડલના દેહનો અંતિમવિધિ કરવામાં આવ્યો. એમનો આત્મા 'દેવકુરૂ' નામના પ્રદેશમાં યુગલિક માનવ બન્યો. એ 'દેવકરૂ'નો પ્રદેશ જ એવો હોય છે કે ત્યાં રાગ-દ્વેષનાં તોફાન નહીં, કોઈ ઝઘડા નહીં. કષાયની તીવ્રતા નહીં.

યુગલિક મનુષ્યો મરીને દેવલોકમાં જ જાય. ભામંડલનો આત્મા એવો યુગલિક મનુષ્ય બન્યો.

યુદ્ધો બંધ થઈ ગયા હતાં. ભારતવર્ષમાં પ્રજા નિર્ભયતાથી જીવન જીવી રહી હતી. રાજાઓ પ્રજાની સુખશાંતિ માટે પ્રયત્ન કરી રહ્યા હતા. ધર્મગુરુઓ ધર્મનો ઉપદેશ આપી પ્રજાને મોક્ષમાર્ગ બતાવી રહ્યા હતા. રાજતંત્ર ધર્મનાં સિદ્ધાન્તોને અનુકૂળ વર્તી રહ્યું હતું. ભૌતિક આબાદીની સાથે પ્રજાની આધ્યાત્મિક ઉન્નતિ થઈ રહી હતી.

મહારાજા ભરત અને સીતાજીના ત્યાગે તત્કાલીન ભારત પર ત્યાગની ઘેરી છાયા પાથરી હતી. લાખો નિર્ગ્રન્થ સાધુપુરૂષો ભારતભૂમિ પર વિચરી રહ્યા હતા. ત્યાગપ્રધાન ભવ્ય સંસ્કૃતિમાં પ્રજા ઉછરી રહી હતી.

હનુપુરના વિશાળ રાજ્યને હનુમાનજી સાંભળી રહ્યા હતા. અવારનવાર તેઓ સમ્મેતશિખર, મેરૂ વગેરે તીર્થોની યાત્રા કરી આત્માની પ્રસન્નતા મેળવતા હતા. ભામંડલના અણધાર્યા મૃત્યુએ હનુમાનજીને વિશેષ અન્તર્મુખ બનાવ્યા

હતા. કયારેક કયારેક તેઓ અનંત ભૂતકાળના વિચારમાં ઉતરી જતા હતા. કયારેક તેઓ અનંત ભવિષ્યના ચિંતનમાં ડૂબી જતા હતા. જ્યારે જ્યારે જ્ઞાની મહાત્માપુરુષોનાં દર્શન થતાં, તેઓ ઉપદેશ સાંભળવા બેસી જતા. જિનોકત તત્ત્વોના શ્રવણમાં લીન બની જતા.

તીર્થભૂમિઓમાં દિવસોના દિવસો વિતાવતા. પરમાત્માના પૂજનમાં એકાકાર બની જતા. હનુમાનજીનું આ આધ્યાત્મિક પરિવર્તન હતું. ખૂનખાર યુદ્ધો ખેલનાર હનુમાનજી આત્મનિષ્ઠ બનતા જતા હતા. એક દિવસ તેઓ મેરુપર્વત પર યાત્રાર્થે ગયા. મેરૂપર્વત પર આવેલાં જિનમંદિરો અને જિનમૂર્તિઓનાં દર્શન–વંદન–પૂજન–કરી તેઓ પાછા વળી રહ્યા હતા. તેમણે અસ્ત થતા સૂર્યને જોયો....વિમાનને થોભાવી દીધું....સૂર્યને જોઈ જ રહ્યા.... એ દર્શન માત્ર દર્શન ન હતું....એ દર્શનમાં હનુમાનજીનું ચિંતન ભળ્યું.

'આ એ જ સૂર્ય છે કે જે પ્રભાત ઉગ્યો હતો... અત્યારે તે અસ્ત થઇ રહ્યો છે....શું આ એમ નથી સૂચવતો કે 'સર્વમશાશ્વતમ્' બધું જ અશાશ્વત છે....અસ્થિર છે. ચંચળ છે....! આ ભોગસુખો નાશવંત છે. આ રાજ્ય....આ વૈભવ....અરે, આ શરીર પણ નાશવંત છે....સંસારમાં જે કાંઇ દેખાય છે....બધું જ ક્ષણિક છે....કંઇ કાયમ ટકનારૂં નથી. નાશવંત ઉપરનો રાગ મિથ્યા છે. નાશવંત ઉપરનો દ્વેષ મિથ્યા છે....આ વિશ્વ પરિવર્તનશીલ છે. મનુષ્યના ભાવો પરિવર્તનશીલ છે....બધું જ પરિવર્તનશીલ ! ખરેખર....જિનેશ્વર ભગવંતે આ વિશ્વનું

સ્વરૂપ યથાર્થ બતાવેલું છે....આ સૂર્યનો અસ્ત એનું જ પ્રતીક છે. રોજ એ ઉગે છે ને રોજ અસ્ત પામે છે; રોજ એ મનુષ્યોને વિશ્વની વિનશ્વર સ્થિતિનું ભાન કરાવે છે. આજે મને સત્ય સમજાયું : હવે શા માટે....કોને માટે મારે રાજ્ય ચલાવવાં ? શા માટે સંસારમાં રહેવું ? ભોગ-સુખોથી સર્યું....ઇન્દ્રિયોના સુખોથી સર્યું....હવે તો અણ-ગાર બનું....નિર્ગ્રંથ બનું....અરણ્યોમાં ધ્યાનસ્થ બનીને આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરું.'

સૂર્ય અસ્ત થઈ ગયો હતો. અંધકાર પથરાવા માંડયો હતો. હનુમાનજીએ વિમાનને ગતિ આપી, હનુપુર આવી ગયા. મહેલમાં પહોંચ્યા, રાણી લંકાકુમારીએ સ્વાગત કર્યું. વસ્ત્રપરિવર્તન કરી હનુમાનજીએ વિશ્રામ લીધો. લંકાકુમારી ભદ્રાસન પર બેસી ગયાં. હનુમાનજીએ રાણી સામે જોયું. રાણીએ કહ્યું:

'નાથ, તીર્થયાત્રા સુખપૂર્વક થઇ ?'

'હા દેવી, આજે અપૂર્વ તીર્થયાત્રા થઈ. આજે તીર્થે તરવાની પ્રેરણા આપી....જે તારે તે તીર્થ ! આ ભવસા-ગરને તરવાની પ્રબળ પ્રેરણા લઈને આવ્યો છું.' હનુમાન-જીએ રાણીના પ્રત્યુત્તરની અપેક્ષાથી રાણી સામે જોયું.

'સ્વામીનાથ, આપનું વચન યથાર્થ છે. ભવસાગરને તર્યા વિના મોક્ષસુખ ન જ મળે.' હનુમાનજી જેવા પ્રત્યુ-ત્તરની આશા રાખતા હતા તેવો જ પ્રત્યુત્તર મળ્યો.

'હવે હું સંસારવાસ ત્યજી ચારિત્ર અંગીકાર કરીશ; રાજકુમારનો રાજ્યાભિષેક કરીને.'

લંકાકુમારી હનુમાનજી સામે જોઈ રહી. ઝાંખા દીપકને તેજ કર્યો હનુમાનજીના મુખ પર એણે વૈરાગ્યની ચમક જોઇ. એકાએક સંસારત્યાગના નિર્ણયને સાંભળીને લંકાકુમારી વિચારમાં પડી ગઈ. જો કે છેલ્લાં વર્ષોમાં હનુમાનજીનું આધ્યાત્મિક પરિવર્તન તે જોઈ રહી હતી. સંસારનાં સુખોમાં ઉદાસીનતા અને ધર્મધ્યાનમાં તલ્લીનતા એણે જોઈ હતી. તેણે આત્મ–સાક્ષીએ કંઇક વિચાર્યું અને બોલી :

'નાથ, જે આપનો નિર્ણ તે મારો નિર્ણય, હું પણ આપની સાથે સંસારત્યાગ કરીશ.'

લંકારાણીએ પોતાનો નિર્ણય જાહેર કર્યો હનુમાનજીના મુખ પર પ્રસન્નતા છવાણી.

'તેજ ઉચિત છે દેવી, શાશ્વત સુખ મેળવવા સંસારનાં અસ્થિર ચંચળ સુખોનો ત્યાગ કરવો જ રહ્યો'

લંકારાણી પોતાના શયનકક્ષમાં ગયાં. હનુમાનજી પંચપરમેષ્ઠિનું ધ્યાન કરતા કરતા નિદ્રાધીન થયા.

બીજે દિવસે પ્રભાતે નિત્યકર્મથી નિવૃત્ત થઈ હનુમાજીએ મહામંત્રીને બોલાવ્યા. મહામંત્રીને તેમણે પોતાનો નિર્ણય જણાવ્યો અને રાજકુમારના રાજ્યાભિષેકની તૈયારીઓ કરવા સૂચના આપી. સાથે સાથે પોતાના મિત્ર રાજાઓને અને આજ્ઞાંકિત રાજાઓનો પણ સમાચાર પાઠવીને પોતાના સંસારત્યાગના નિર્ણયની જાણ કરી.

અંતેપુરમાં અને હનુપુરમાં વાત વાયુવેગે પ્રસરી ગઈ. 'લંકારાણી પણ હનુમાનજી સાથે ચારિત્ર લેવાનાં છે,' એ વાત પણ પ્રસરી ગઈ. અંતેપુરની રાણીઓ હનુમાનજી પાસે આવી. તેમણે પણ ચારિત્રને માર્ગે ચાલવાની ઈચ્છા વ્યક્ત કરી.

જેમ જેમ બીજા રાજાઓને સમાચાર મળતા ગયા હનુપુરમાં આવવા લાગ્યા. સાડા સાતસો રાજાઓ હનુપુરમાં આવી પહોંચ્યા. શુભ દિવસે રાજકુમારનો રાજ્યાભિષેક કરી દેવામાં આવ્યો. એ અરસામાં નજીકમાં વિચરતા આચાર્યભગવંત ધર્મરત્નસૂરી પણ હનુપુર પધારી ગયા. બીજી બાજુ સાધ્વીજી લક્ષ્મીવતીજી પણ શિષ્યાઓના વિશાળ પરિવાર સાથે હનુપુરમાં આવી ગયાં.

વિદ્યાધરોની દુનિયામાં હનુમાનજીના સંસારત્યાગના સમાચારે ભારે ઉત્તેજના પેદા કરી દીધી. સહુનાં મસ્તક એ મહાન પરાક્રમી રાજાને ચરણે નમી પડ્યાં. લાખો વિદ્યાધરો દીક્ષામહોત્સવમાં ભાગ લેવા હનુપુરમાં આવી પહોંચ્યા.

હનુમાનજી પરિવાર સાથે ધર્મરત્નસૂરિજીનાં દર્શન-વંદને ઉદ્યાનમાં પહોંચ્યા વિધિપૂર્વક વંદના કરીને આચાર્યદેવની સમક્ષ વિનયપૂર્વક બેઠા આચાર્યદેવે 'ધર્મલાભ' ના આશીર્વાદ આપ્યા. હનુમાનજીએ અંજલિ જોડી કહ્યુ :

'હે કૃપાનાથ, આ સંસારનાં વિષયસુખોથી મારૂં મન નિવૃત્ત થયું છે. આત્માનું શાશ્વત સુખ મેળવવા હું ઉત્કંઠિત થયો છું અસ્ત થતાં સૂર્યને જોઈ મારો અંતરાત્મા જાગી ગયો છે. મને ચારિત્રરત્ન આપી મારો આ ભવ-

સાગરથી ઉદ્ધાર કરો.' વિનય-નમ્રતા અને સંવેગ-વૈરાગ્ય-ભરી વાણીમાં હનુમાનજીએ આચાર્યદેવને પ્રાર્થના કરી. આચાર્યદેવ બોલ્યા: 'હે મહાનુભાવ! તમારી ભાવના ઉચિત છે, તમારો નિર્ણય પ્રશસ્ત છે. માનવજીવન મોક્ષ-પ્રાપ્તિના પુરૂષાર્થ માટેનું જીવન છે. તેમ તમારી ભાવનાને સફળ બનાવો એજ મારી કામના છે.'

હનુમાનજીનો હર્ષોલ્લાસ વધી ગયો. તેઓ પુનઃ પુનઃ ગુરૂદેવને વંદના કરી નગરમાં આવ્યા. નગરમાં સર્વ મંદિરોમાં મહોત્સવો ઉજવવાની આજ્ઞા કરી. સર્વે રાજકેદીઓને બંધનમુક્ત કર્યા.

બીજી બાજુ એક મહત્ત્વપૂર્ણ ગંભીર ઘટના બની.

દીક્ષામહોત્સવ-પ્રસંગે આવેલા સાડાસાતસો રાજાઓ ભેગા થયા. સહુના મન રાગ અને ત્યાગના વિચારમાં અટવાયાં હતાં. હનુમાનજીના સંસારત્યાગના નિર્ણયે રાજાઓના રાગને હચમચાવી મૂક્યા હતા. શું જીવનમાં સંસારત્યાગ કરવો આવશ્યક જ છે? સંસારનાં સુખોનો ત્યાગ કર્યા વિના મુક્તિ ન મળે? મન પવિત્ર રાખવાથી ન ચાલે? અનેક પ્રશ્નો હતા. સાડાસાતસો રાજાઓ પહોંચ્યા હનુમાનજી પાસે. હનુમાનજીએ સર્વેનું ઉચિત સન્માન કર્યું. રાજાઓને લઈ હનુમાનજી મહેલના ઉદ્યાને ગયા. ત્યાં વૃક્ષોની ઘટાઓ નીચે સ્વચ્છ ભૂમિ પર સહુ બેઠા. સર્વે રાજાઓનાં મુખ પર ગંભીરતા છવાયેલી હતી. સહુનાં હૃદય હનુમાનજી પ્રત્યે અનુરાગવાળાં હતાં. હનુમાનજીએ જ વાર્તાનો પ્રારંભ કર્યો:

'કહો, સહુ કુશળ છો ને?'

'આપનાં દર્શનથી અમે સહુ કુશળ છીએ. પ્રસન્ન છીએ; પરંતુ અમારા સહુના મનમાં કેટલાક પ્રશ્નો છે, મૂંઝવણો છે. એ આપ જ દૂર કરી શકો એમ છો.'

'કહો મારા મિત્રો, તમારા પ્રશ્નો પ્રગટ કરો, તમને મારા અલ્પજ્ઞાન અનુસાર ઉત્તર આપીશ.'

મહેન્દ્રપુરના રાજા શ્વેતકીર્તિએ પૂછ્યું :

'મહારાજા, મોક્ષ છે અને મોક્ષ મેળવવા પુરૂષાર્થ કરવો જોઈએ, એ વાત અમે માનીએ છીએ, પરંતુ એ મોક્ષ-અવસ્થા મેળવવા માટે શું સંસારનો ત્યાગ કરવો જ પડે?'

'શ્વેતકીર્તિ, હું સંસારનો ત્યાગ કરતો નથી, સંસારમાં હું રહી જ શકું એમ નથી! ત્યાગ કરવાનું તત્ત્વ નથી, ત્યાગ સ્વાભાવિક જ થઈ જતો હોય છે. જેમાં મન ન માને તેને ત્યજી જ દેતું હોય છે. મને આત્માના શુદ્ધ સ્વરૂપની એટલી તીવ્ર અભિલાષા છે કે હું સંસારમાં રહી શકતો નથી. મને અરણ્ય પુકારે છે, મને એકાંત પુકારે છે, પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ સિવાય મને કંઈ જ હવે ગમતું નથી.'

'મહારાજા, આપનું કથન સત્ય છે. સંસાર પ્રત્યે અણગમો, એ શું દ્વેષ નથી? રાગ-દ્વેષથી મુક્ત થવાના પુરૂષાર્થમાં આ અણગમો બાધક ન બને?'

'મહાનુભાવ! સંસાર ત્યાજ્ય છે, હેય છે. જે પદાર્થ જેવો હોય તે પદાર્થ પ્રત્યે તેવો ભાવ જાગે, તેમાં દોષ નથી. હેય પ્રત્યે હેય ભાવ અને ઉપાદેય પ્રત્યે ઉપાદેય ભાવ હોવો

જોઈએ. એમ કરતાં આત્માને સમત્વની પ્રાપ્તિ થાય. સમત્વથી સિદ્ધિ પ્રાપ્ત થાય.'

રાજાઓને હનુમાનજીનાં વચનોથી ખૂબ તૃપ્તિ થતી જાય છે, એમનાં મનનું સમાધાન થતું જાય છે. તેમનો આંતર-ઉત્સાહ વધતો જાય છે, શ્વેતકીર્તિ બોલી ઉઠ્યા :

'હે મહાપુરૂષ, હું પણ આપની સાથે જ ચારિત્ર સ્વીકારીશ.'

સભામાં ઉપસ્થિત રાજાઓ બોલી ઉઠ્યા :

'અમે પણ આપની સાથે ચારિત્ર સ્વીકારીશું; અમે પણ સંસારત્યાગ કરીશું. માનવજીવનના મહાન કર્તવ્યને અદા કરીશું.'

'ધન્ય છે તમને સહુને....તમે સહુ ચારિત્રપંથે ચાલશો ....તમે મુક્તિનો પુરૂષાર્થ કરશો....એનાથી તમારૂં આત્મ-કલ્યાણ તો સાધશે જ, પ્રજાને પણ ત્યાગનો ઉચ્ચતમ આદર્શ પ્રાપ્ત થશે.'

હનુમાનજીએ સાડા-સાતસો રાજાઓના સંકલ્પને વધાવ્યો. અનુમોદના કરી. શ્વેતકીર્તિએ ઊભા થઈ, વિનય-પૂર્વક કહ્યું :

'હે કૃપાનાથ! જ્યારે અમે સહુ-સાડા-સાતસો રાજાઓ આપની સાથે ચારિત્ર લઈએ તો અમારે અમારાં રાજ્યોમાં સૂચના તો આપવી જોઈએ ને? રાજપરિવારોને પણ સૂચના કરવી જોઈએ ને? મંત્રીવર્ગને સૂચના કરીને રાજકુમારોના રાજ્યાભિષેક પણ કરવા પડે ને? માટે આપ કૃપા કરીને થોડા દિવસ લંબાવો, જેથી સહુનો માર્ગ નિર્વિઘ્ન બને.'

હનુમાનજીને રાજા શ્વેતકીર્તિની વાત ઉચિત લાગી. તેમણે એક સપ્તાહનો સમય આપ્યો. સભા વિસર્જિત થઈ. દરેક રાજાએ પોતપોતાના દૂતોને પોતપોતાના રાજ્યમાં રવાના કરી સૂચના-સંદેશા મોકલી આપ્યાં. સાડા-સાતસો રાજ્યમાં સમાચાર વાયુવેગે પહોંચી ગયા. 'હનુમાનજી સાથે સાડા-સાતસો રાજાઓ ચારિત્રને માર્ગે-ત્યાગને માર્ગે જાય છે.' લાખો સ્ત્રી-પુરૂષો હનુપુર આવવા નીકળી પડયાં. દરેક રાજાનો રાજપરિવાર રથોમાં ને અશ્વો પર આરૂઢ થઈ હનુપુર આવવા લાગ્યો.

આચાર્યભગવંત ધર્મરત્નસૂરિજીને પણ હનુમાનજીએ સાડા-સાતસો રાજાઓના સંસારત્યાગના સંકલ્પની જાણ કરી. આચાર્યભગવંતે અનુમતિ આપી અને વધુ સમય રોકાવાનું પણ સ્વીકાર્યું.

થોડા જ દિવસોમાં સાડા-સાતસો રાજાઓના પરિવાર હનુપુરમાં આવી ગયા. દરેક રાજાએ પોતાના પરિવારને સંસારત્યાગનો નિર્ણય સમજાવ્યો. પરિણામ એ આવ્યું કે દરેક રાજાની રાણી પણ ચારિત્ર લેવા તત્પર થઈ ગઈ!

કેવા એ પરિવાર! કેવા એ પતિ-પત્નીના સંબંધ! ભોગમાં સાથે તેમ ત્યાગમાં પણ સાથે! કેવી એ ભોગોમાં અનાસક્તિ! કેવો એ ધન્ય કાળ અને કેવાં એ રાજા-રાણી! સાડા-સાતસો રાણી ચારિત્ર લેવા તત્પર બની ગઈ. 'અમારા સ્વામીનાથ ત્યાગને પંથે જાય તો અમારે પણ ત્યાગને જ પંથે જવાનું. અમારે સંસારવાસ ન જોઇએ.'

પુરૂષની સાથે સ્ત્રીની હોડ ત્યાગમાં, ભોગમાં નહીં ! કેવો નિર્મળ સ્નેહ અને કેવું અદ્‌ભુત સમર્પણ ? જીવન જીવવાનો સાચો આનંદ આવા સંબંધોમાં ને આવા આદર્શોમાં જ સમાયેલો છે.

સાડા–સાતસો રાજ્યમાં સમાચાર ફેલાઈ ગયા : 'રાજાઓની સાથે રાણીઓ પણ સંસારત્યાગ કરી ચારિત્રના મહાન પંથે ચાલવા તત્પર બની ગઈ છે !' રાજ્યોમાં આનંદઆનંદ છવાઈ ગયો. પ્રજાએ રાજા–રાણીઓને ક્રોડ ક્રોડ અભિનંદન આપ્યાં. પરમાત્મા જિનેશ્વરદેવના શાસનની ભૂરિભૂરિ પ્રશંસા કરી.

દીક્ષામહોત્સવનાં ભવ્ય મંડાણ થઈ ગયાં. હનુપુરનગરને ઈન્દ્રપુરી બનાવી દેવામાં આવી. બાહ્ય ભૂમિભાગ પર સેંકડો નવાં નગર ઊભા કરી દેવામાં આવ્યાં. વિદ્યાધરોએ બાર–બાર યોજનના વિસ્તારમાં ભવ્ય મહેલો ઉભા કરી દીધા. ત્યાગી રાજા–મહારાજાઓના સન્માન માટે પ્રજામાં અપૂર્વ ઉત્સાહ જાગ્યો. લાખો પ્રજાજનો રાજારાણીઓનાં દર્શન કરવા ઉમટી પડયા. દર્શન કરીને ધન્ય બનવા લાગ્યાં.

દીક્ષાનો દિવસ આવી લાગ્યો. હનુપુરના ભવ્ય રાજ મહેલથી દીક્ષાનો વરઘોડો ચઢયો. સાડા–સાતસો રથમાં રાજાઓ રાણીઓ સાથે આરુઢ થયા. વિદ્યાધરોએ દિવ્ય વાજિંત્રોના સૂરોથી આકાશમંડળને ભરી દીધું. હસ્તિસેના, અશ્વસેના અને ભૂમિસેના વરઘોડામાં શામિલ થઇ. વિદ્યાધરો સેંકડો વિમાનોમાં બેસી આકાશમાર્ગે ચાલવા લાગ્યા.

નિરંતર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. વરઘોડો નગરના બાહ્ય-ઉદ્યાનમાં આવી પહોંચ્યો.

'ભગવાન મુનિસુવ્રત સ્વામીની જય!

'આચાર્ય ધર્મરત્નસૂરિની જય!'

જયનાદથી ઉદ્યાન ગૂંજી ઉઠ્યું. હનુમાનજી લંકારાણી સાથે રથમાંથી ઉતરી આચાર્યદેવની પાસે પહોંચ્યા. વંદના કરી વિનયપૂર્વક યથાસ્થાને ઊભા રહ્યા. ક્રમશઃ દરેક રાજા-રાણી રથમાંથી ઉતરીને દીક્ષામંડપમાં આવવા લાગ્યાં. આચાર્યદેવે શુભ સમયે ચારિત્રપ્રદાનની ક્રિયા આરંભી દીધી.

સાડા-સાતસો રાજાઓ અને સાડા સાતસો રાણીઓ ચારિત્રી બન્યાં. કેશલુંચન કરીને કષાયોનું લુંચન કરવાના સંકલ્પવાળા બન્યા. હનુપુરનગરની ભૂમિ ત્યાગી મહાપુરુષોના મહાભિનિષ્ક્રમણથી પાવન-પાવન બની ગઈ.

સાડા-સાતસો આર્યાઓને પ્રવ્રજિત કરી આર્યા લક્ષ્મીવતીજીએ હનુપુરથી પ્રયાણ કર્યું. સાડા-સાતસો નૂતન મુનિવરોને લઈ આચાર્યદેવ ધર્મરત્નસૂરિએ પણ હનુપુરથી પ્રસ્થાન કર્યું.

રાજાઓ અણગાર બની ગયા.

રાણીઓ આર્યા બની ગઈ....

દુનિયા સ્તબ્ધ બની ગઈ! હનુમાનજીએ કર્મોનો ક્ષય કરી નિર્વાણ પ્રાપ્ત કર્યું.

અયોધ્યામાં શ્રીરામને હનુમાનજી પ્રવ્રજિત બન્યાના સમાચાર જ્યારે મળ્યા ત્યારે શ્રીરામ ઊંડા વિચારમાં પડી ગયા.

'હનુમાને શા માટે ચારિત્ર લીધું ? શા માટે સંસારના વિપુલ સુખોનો ત્યાગ કર્યો ? એને શાનું દુઃખ હતું ? સુખ-વૈભવ અને સંપત્તિનો ત્યાગ કરી કષ્ટમય ચારિત્ર એણે શા માટે સ્વીકાર્યું ? ખરેખર, હનુમાને બરાબર ન કર્યું.'

શ્રીરામે કેવું વિચાર્યું ! ! એ જ ભવમાં નિર્વાણ પામનારા એ મહાપુરૂષને પણ કર્મની વિટંબણા કેવી ? ભરતજી અને સીતાજીએ ચારિત્ર લીધેલું છે, કૃતાંતવદને ચારિત્ર લીધેલું છે; એ પ્રસંગો શ્રીરામે જોયા છે છતાં આજે હનુમાનજી માટે તેઓ કેવો વિચાર કરે છે ! !

દેવલોકનો સૌધર્મ-ઈન્દ્ર અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે છે. શ્રીરામને જુએ છે. શ્રીરામના વિચારો જાણે છે. અને એ સ્તબ્ધ થઈ જાય છે : 'ચરમ-શરીરી શ્રીરામ ચારિત્રધર્મને હસી કાઢે છે ? આ જ જીવનમાં તેઓ સ્વયં ચારિત્રી બનવાના છે ! ચારિત્રની ઉપાસના કરીને કર્મોનો નાશ કરવાના છે. આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટાવવાના છે, એવા શ્રીરામ આજે હનુમાનજીએ લીધેલા ચારિત્રને હસી કાઢે છે ! અહો, કર્મની કેવી ઘોર વિટંબણા છે ! પરંતુ એ કર્મો કયે સ્વરૂપે એમને મૂંઝવી રહ્યાં છે ? હા, જાણ્યું. શ્રીરામ અને લક્ષ્મણજીનો ગાઢ સ્નેહ....એ સ્નેહનું બંધન જ એમને સંસાર પ્રત્યે નિર્વેદ નથી જાગવા દેતું ! કેવો એ બે ભાઈઓનો સ્નેહ છે ! વિશ્વમાં અન્યત્ર દુર્લભ....!'

સૌધર્મેન્દ્રને વિચારમાં પડી ગયેલા જોઈ સભામાં બેઠેલા દેવોએ પ્રશ્ન કર્યો :

'હે દેવરાજ! આપ ગંભીર વિચારમાં ડૂબી ગયા.... એવો કયો વિચાર આવ્યો ?'

'હે સૌધર્મવાસી દેવો! મેં અવધિજ્ઞાનથી શ્રીરામને જોયા, તેમના વિચારો જાણ્યા, હનુમાનજીએ ચારિત્ર લીધું એ શ્રીરામને ન ગમ્યું !'

'એમ કેમ ?'

'શ્રીરામને સંસાર પ્રત્યે વૈરાગ્ય થવામાં ભ્રાતૃસ્નેહ બાધક બન્યો છે. શ્રીરામ અને લક્ષ્મણજીનો સ્નેહ અદ્વિતીય અને અદ્ભુત છે. એ સ્નેહ શ્રીરામને ભવનિર્વેદ નહીં થવા દે!'

'આવો અદ્ભુત સ્નેહ!' દેવો વિસ્મય પામી ગયા. સભામાં બેઠેલા દેવોમાંથી બે દેવોના મનમાં કૌતુક જાગ્યું! તેમને સ્નેહની પરીક્ષા કરવાની ઈચ્છા થઈ. તેમણે ઈન્દ્રને વાત ન કરી. મનમાં જ નિર્ણય કર્યો.

સ્નેહની પરીક્ષા!

કેવી ચેષ્ટા! કેવું સાહસ! બીજાઓના જીવનમાં કેવો હસ્તક્ષેપ ?

## ૧૧૫ : : લક્ષ્મણજીનું મૃત્યુ

સ્નેહની પરીક્ષા!

સ્નેહની પરીક્ષા સ્નેહીને નથી કરવી; સ્નેહની પરીક્ષા ત્રીજી જ વ્યક્તિને કરવી છે. સ્નેહ માટે સ્નેહની પરીક્ષા નથી કરવી, બે સ્નેહી વચ્ચે કેવો પ્રેમ છે.' એવી જિજ્ઞાસાને સંતોષવા પરીક્ષા કરવી છે! એક સ્નેહીના વિરહમાં બીજો સ્નેહી કેવું દુઃખ અનુભવે છે, એના આધારે સ્નેહની માત્રાનું માપ નીકળે છે. એક સ્નેહીની ખાતર બીજો સ્નેહી કેટલું દુઃખ સહી શકે છે, એના આધારે સ્નેહની માત્રાનું માપ નીકળે છે....

'સ્નેહ' આંખોથી જોઈ શકાતો નથી, કાનોથી સાંભળી શકાતો નથી, નાકથી સૂંઘી શકાતો નથી કે જીભથી ચાખી શકાતો નથી. સ્નેહ હૃદયનું એક સંવેદન છે. બીજાના હૃદયનાં સંવેદન કેવી રીતે જોઈ શકાય? પરંતુ એ સંવેદનની પ્રક્રિયાઓ શરીર પર ક્યારેક જોઈ શકાય છે.

એ દેવોએ શ્રીરામ–લક્ષ્મણ વચ્ચેના સ્નેહનાં પારખાં કરવાની યોજના ઘડી કાઢી...એમણે પોતાની યોજનાનું કેન્દ્ર લક્ષ્મણજીના મહેલને બનાવ્યું. લક્ષ્મણજીના સ્નેહની પ્રતિક્રિયાઓ જોવાનો નિર્ણય કર્યો.

તેઓ અયોધ્યામાં આવ્યા.

દેવો હતા ને! દૈવી શક્તિ એમની પાસે હતી, પોતાની ઈચ્છાઓ...કલ્પનાઓને તેઓ પ્રતિભાસિત કરી શકતા હતા. તેમણે ઈન્દ્રજાળ રચી.

લક્ષ્મણજી પોતાના મહેલમાં બેઠા હતા. સિંહાસન પર બેસી અંતેપુર સાથે વાર્તાવિનોદ કરતા હતા ત્યાં તેમને કાને રુદનના સ્વરો અથડાયા. એ કંઇ વિચારે એ પૂર્વે તો તેમણે અંતેપુરની હજારો રાણીઓને રૂદન કરતી જોઈ... રાણીઓના માથાના વાળ વીખરાયેલા હતા....આંખોમાંથી ચોધાર આંસુ વહી રહેલાં હતાં. છાતી પર પ્રહાર કરતી.... 'હા રામ .. હા પદ્મ....હા રામ...આ શું થયું ? આવું અકાળ મૃત્યુ....હવે આ વિશ્વનું શું થશે....' આ પ્રમાણે વિલાપ કરી રહી હતી....આખા મહેલમાં રોકકળ મચી ગઈ હતી....વાતાવરણ અતિ ગંભીર બની ગયું હતું.

લક્ષ્મણજી સ્તબ્ધ બની ગયા. તેમની આંખો પહોળી થઈ ગઈ....તેઓ બોલી ઉઠ્યા :

'શું મારા પ્રાણપ્રિય ભ્રાતાનું મૃત્યુ થયું ? મારા જીવનના આધાર મૃત્યુ પામ્યા? દુષ્ટ કૃતાન્તે આ શું કર્યું ? મને અંધારામાં રાખી...એ યમરાજ આર્યપુત્રને ઉપાડી ગયો ?....' લક્ષ્મણજી આગળ બોલી ન શકયા, કંઇ વિચાર

ન કરી શક્યા અને એમનું હૃદય બંધ પડી ગયું....પ્રાણ-પંખેરુ ઉડી ગયું. સિંહાસન પર જ મૃત્યુ પામ્યા.

પરમ સ્નેહી એવા શ્રીરામના મૃત્યુના આભાસે લક્ષ્મણજીના પ્રાણ હરી લીધા. કર્મોનો કેવો દારૂણ વિપાક? કોણ એ વિપાકને-પરિણામને ખાળી શક્યું છે?

દેવોએ લક્ષ્મણજીને મૃત્યુ પામેલા જોયા...ને ધ્રુજી ઊઠ્યા. બેબાકળા બની ગયા. વિષાદગ્રસ્ત બની એકબીજા સામે જોવા લાગ્યાં.

'અહો....આ આપણે શું કર્યું? વિશ્વનો આધાર-ભારતનો પ્રાણ આપણે હરી લીધો. અરેરે....! આ શું કરી બેઠા? સ્નેહનાં આવાં પારખાં હોય ખરાં? કેવું અવિચારી કૃત્ય કર્યું? ખરેખર, દેવરાજ ઈન્દ્રનાં વચનોમાં જ વિશ્વાસ રાખ્યો હોત તો આવું ન બનત. અથવા સ્નેહનાં પારખાં કરવાનો બીજો કોઈ ઉપાય કર્યો હોત તો આવા વિશ્વના શ્રેષ્ઠ પુરૂષનું મૃત્યુ ન થયું હોત. લક્ષ્મણજીના મૃત્યુના સમાચાર શ્રીરામને મળશે ત્યારે શું થશે? શું લક્ષ્મણજીના મૃત્યુના આઘાતને શ્રીરામ સહન કરી શકશે? શ્રીરામનો લક્ષ્મણજી ઉપર અત્યંત સ્નેહ છે. લક્ષ્મણજીનું મૃત્યુ શ્રીરામના....'દેવો વિહ્વળ બની ગયા. બીજી દુર્ઘટના બનાવની કલ્પનાથી થરથર ધ્રુજી ઉઠ્યા.

સ્નેહની પરીક્ષા થઈ ગઈ. પણ પરિણામ શું આવ્યું? 'રામ-લક્ષ્મણનો પ્રેમ અદ્વિતીય છે, એનો નિર્ણય થઈ ગયો. પરંતુ પરિણામ શું? દેવોને આવી પરીક્ષા લેવાની શી જરૂર હતી? એવા અખતરા કરવાના હોય? બીજા

જીવોના જીવનમાં, પરિણામનો વિચાર કર્યા વિના, જો હસ્તક્ષેપ કરવામાં આવે તો આવા અનર્થ સર્જાતા હોય છે.

હૃદયમાં અપાર વેદના, આંખોમાં દીનતાપૂર્ણ વિવશતા અને થઈ ગયેલા પાપનો ઘોર પશ્ચાત્તાપ લઈને દેવો દેવલોક તરફ ચાલ્યા ગયા. રચેલી ઈન્દ્રજાળ સમેટાઈ ગઈ.... ઈન્દ્રજાળે સર્જેલી ભયંકર હોનારાત રહી ગઈ. સિંહાસન ઉપર નિશ્ચેષ્ટ દશામાં, નિષ્પ્રાણ લક્ષ્મણજીને જ્યારે અંતેપુરની સ્ત્રીઓએ જોયા....રાણીઓ ચીસ પાડી ઊઠી.

'હે સ્વામીનાથ, શું થયું આપને ? આપ આમ કેમ બેઠા છો ?' રાણીઓએ લક્ષ્મણજીના દેહને સ્પર્શ કરી જોયો. પ્રાણ વિનાના દેહને સ્પર્શ કરે કે એ દેહને હચમચાવે.... શું કરવાનું ? રાણીઓનું હૈયાફાટ રુદન અયોધ્યાની ગલીઓમાં પડઘા પાડવા માંડયું. ત્વરિત ગતિએ મૃત્યુના સમાચાર રાજમહેલોમાં અને અયોધ્યામાં પહોંચી ગયા..શ્રીરામ, રાણીઓના રૂદનને સાંભળીને તુર્ત દોડી આવ્યા. વિશલ્યાનો કરુણ વિલાપ જોઈ રામચન્દ્રજી બોલી ઊઠ્યા.

'અરે, આ અકાળે અમંગળ ? શા માંટે ? હું જીવંત છું અને આ અનુજ લક્ષ્મણ જીવિત છે, પછી તમારે રોવાનું શા માટે ?'

સિંહાસન પર નિશ્ચેષ્ટ પડેલા લક્ષ્મણજીનાં દેહને જોઇ, શ્રીરામ બોલી ઊઠ્યા:

'ભાઈ, લક્ષ્મણ ! તને શું થયું છે ? શો રોગ છે ? તું બોલતો કેમ નથી ? વ્યાધિનું નિવારણ ઔષધ છે. હું ઔષધોપચાર કરાવું છું.' રાણીઓ સામે જોઈ ને શ્રીરામે કહ્યું :

'તમે રડો નહીં મારા લઘુબંધુને કોઈ રોગ છે, હમણાં અયોધ્યાના શ્રેષ્ઠ વૈદ્યો આવશે અને ચિકિત્સા કરશે.'

સમગ્ર મંત્રીમંડલ મહેલમાં આવી પહોંચ્યું હતું. મહામંત્રી તો સમજી જ ગયા હતા કે 'લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે.' પરંતુ શ્રીરામને પોતાનો નિર્ણય તેઓ જણાવી શકે એમ ન હતા. શ્રીરામ 'લક્ષ્મણ મૃત્યુ પામે' એ માને એમ જ ન હતા, પરંતુ મહામંત્રીએ વિમાન દ્વારા બિભીષણ, સુગ્રીવ વગેરેને તુર્ત બોલાવી લીધા હતા. શત્રુઘ્ન શ્રીરામની પાસે આવીને બેસી ગયા હતા. શત્રુઘ્નને ખ્યાલ આવી ગયો હતો કે 'લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે.... હવે વૈદ્યો કંઈ જ કરી શકે એમ નથી.' પરંતુ શ્રીરામને સમજાવી શકાય એમ ન હતું.

જો કે શત્રુઘ્ન, વિશલ્યા વગેરે રાણીઓ અને મંત્રીમંડળ 'લક્ષ્મણજી મૃત્યુ પામ્યા.' એ વાત જાણી ગયાં. પરંતુ લક્ષ્મણજીનું મૃત્યુ કેવી રીતે થયું?' એ જાણી ન શકયાં. કેવી રીતે જાણે? એ જાણનાર બે દેવો હતા ને એક લક્ષ્મણજી હતા! પરંતુ લક્ષ્મણજીના મૃત્યુના એ દિવસે કોને નહોતા રડાવ્યા? એ અભાગી દિવસે કોની આંખો આંસુભીની નહોતી થઈ?

અયોધ્યાનાં લાખો સ્ત્રી-પુરુષો રાજમહેલની સમક્ષ લક્ષ્મણજીનાં અંતિમ દર્શન કરવા ભેગાં થયાં હતાં. વિમાનોમાં હજારો-લાખો વિદ્યાધરો અયોધ્યામાં આવી રહ્યા હતા. આકાશ વિમાનોથી છવાઈ ગયું હતું. વિદ્યાધર રાજાઓ લક્ષ્મણજીના મહેલમાં આવી ચૂપચાપ બેસી જતા હતા.

સહુને ખ્યાલ આવી ગયો કે શ્રીરામ હજુ લક્ષ્મણજીને મૃત્યુ પામેલા માનતા નથી.'

દેશ-વિદેશમાં, માનવો ને વિદ્યાધરોની દુનિયામાં લક્ષ્મણજીના મૃત્યુના સમાચારે હાહાકાર વર્તાવી દીધો....

શ્રીરામ લક્ષ્મણજીના સિંહાસન પર જ બેસી ગયા હતા. લક્ષ્મણજીને માથે હાથ ફેરવતા બોલતા હતા : 'વત્સ! તને શું થઇ ગયું ? આ કેવો વ્યાધિ આવી ગયો? તું બોલી પણ શકતો નથી?' મહામંત્રી સામે જોઈ શ્રીરામ તીવ્ર સ્વરથી બોલી ઉઠ્યા :

'હજુ વૈદ્યો કેમ ન આવ્યા ?'

'મહારાજા, તેઓ ત્વરિત ગતિએ ઔષધો લઇને આવી રહ્યા છે.' મહામંત્રી જવાબ આપે છે તે સાથે જ વૈદ્યોએ મહેલમાં પ્રવેશ કર્યો. મહેલમાં આવીને શ્રીરામને પ્રણામ કર્યાં. શ્રીરામ સિંહાસન પરથી ઊભા થઈ ગયા અને વૈદ્યોના હાથ પકડીને બોલ્યા :

હે વૈદ્યરાજો, તમે જુઓ, આ મારા અનુજને શું થઈ ગયું છે? એ બોલતો નથી,ચાલતો નથી. તમે જલ્દી ઉપચારો કરો.

વૈદ્યોએ લક્ષ્મણજીના દેહને જોયો, મુખને જોયું....તુર્ત એમના મનમાં નિર્ણય થઈ ગયો કે 'લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે,' પરંતુ એ નિર્ણય તુર્ત જાહેર કરવામાં મોટું જોખમ હતું. તેમણે લક્ષ્મણજીની નાડી તપાસવા માંડી, આંખો તપાસી, પેટ તપાસ્યું અને ઔષધિ કાઢીને એમને મસ્તકે પગે અને છાતી પર ઘસવા માંડી.

'મહારાજા, અમે અમારાથી બધા જ ઉપાયો શરૂ કરીએ છીએ.' વૈદ્યોએ શ્રીરામને આશ્વાસન આપ્યું. ઉપચારોની પ્રક્રિયા ચાર ઘડી સુધી ચાલુ રહી, પરંતુ નિષ્ફળ ....જો કોઈ ઔષધિ મૃત્યુ પામેલાને પણ જીવિત કરતી હોય તો તો કોણ મૃત્યુ પામે ? વૈદ્યોના મુખ પર નિરાશા તરવરી ઉઠી. શ્રીરામ સામે દીન મુખે જોઇ વૈદ્ય બોલ્યા : મહારાજા, છેલ્લામાં છેલ્લા ઉપચારો પણ નિષ્ફળ નિવડ્યા છે.'

શ્રીરામે મહામંત્રી સામે જોયું ને બોલ્યા :

'મહામંત્રી, નગર શ્રેષ્ઠ માંત્રિકો, તાંત્રિકો અને જ્યોતિષીઓને બોલવો.' તુર્ત જ મહામંત્રી ઉભા થયા અને સેવકોને મોકલી માંત્રિકો, તાંત્રિકો અને જ્યોતિષીઓને બોલાવી તેડાવ્યા. માંત્રિકો આવતાં જ પોતાના મૃત્યુંજયી મંત્રોના પ્રયોગ આરંભી દીધા. ખ્યાતિપ્રાપ્ત માંત્રિકોએ વિશ્વાસ સાથે પ્રયોગ કરવા માંડ્યા. એક ઘડી, બે ઘડી, ત્રણ ઘડી, સમય વીતતો જાય છે, પરન્તુ મંત્રોની કોઈ જ અસર લક્ષ્મણજીના દેહ પર જણાઈ નહિ. માંત્રિકોએ હાથ ધોઇ નાંખ્યા. તાંત્રિકોએ પોતાના પ્રયોગ શરૂ કર્યા. શ્રીરામનું ધૈર્ય ઘટતું જતું હતું. તાંત્રિકોને તેમણે કહ્યું:

'જોજો, પ્રયોગ બરાબર કરજો....પ્રયોગ નિષ્ફળ ન જાય....જો તમે સફળ થશો તો તમને એક રાજ્ય બક્ષિસ આપીશ.'

કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભા પણ આવી પહોંચ્યાં હતાં. સહુના મનમાં એમ હતું કે 'જો કોઈ પ્રયોગ સફળ

થઈ જાય તો....' અદ્ધર શ્વાસે સહુ તાંત્રિક પ્રયોગોને જોઈ રહ્યા હતા....પરંતુ બે ઘડીને અંતે તાંત્રિકો પણ દૂર ખસી ગયા, શ્રીરામ ચીસ પાડી ઉઠયા.

'રે તાંત્રિકો. શું તમે પણ ભ્રાતા લક્ષ્મણજીના વ્યાધિને દૂર ન કરી શકયા? કયાં ગઈ તમારી તંત્રવિદ્યા? કયાં ગઈ તમારી કુશળતા?' શ્રીરામે જ્યોતિષીઓ તરફ જોયું ને બોલી ઊઠયા :

'રે જ્યોતિષીઓ, તમે કહો. ભ્રાતા લક્ષ્મણને શું થઈ ગયું છે?' જ્યોતિષીઓ મૌન રહ્યા. શ્રીરામની સામે પણ જોવાનું તેમનામાં સામર્થ્ય ન હતું.

મહામંત્રીએ શ્રીરામને ચરણવંદના કરી અને બોલ્યા :

'હે કૃપાવંત, સર્વ માંત્રિકો, તાંત્રિકો અને જ્યોતિષીઓ નિષ્ફળ ગયા છે મહારાજા લક્ષ્મણજીના વ્યાધિને કોઈ મીટાવી શકે એમ નથી.'

શ્રીરામ મૂર્ચ્છિત થઈ ગયા. કૌશલ્યા સુમિત્રા અને સુપ્રભા પણ 'હે વત્સ....હે પુત્ર....' કરતી કરૂણ રૂદન કરવા લાગી. અંતેપુરના આક્રંદની કોઈ સીમા ન રહી. બિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્ન આંખમાંથી આંસુ વહાવતાં શ્રીરામની મૂર્ચ્છા દૂર કરવાના ઉપાયો કરવા લાગ્યા.

શ્રીરામની મૂર્ચ્છા દૂર થઇ. તેમણે લક્ષ્મણજીના દેહને જોયો. લક્ષ્મણજીના વક્ષઃસ્થલ પર મસ્તક મૂકી શ્રીરામ મોટા સ્વરે રડી પડયા. શ્રીરામના રૂદને રાજમહેલના પથ્થરોને પણ રડાવી મૂકયા. શ્રીરામને કોણ શાન્ત રાખે? કોઇની પાસે બોલવાની શક્તિ ન હતી, શબ્દ ન હતા. કોણ કોને શાન્ત રાખે?

બહાર ગયેલા લવ અને કુશ પણ અયોધ્યામાં આવી ગયા હતા. તેઓ દોડતા લક્ષ્મણજીના મહેલમાં પહોંચ્યા ....પહોંચતા જ બંને ભાઈઓ સ્તબ્ધ થઈ ગયા. રૂદન.... રૂદન....ને રૂદન....શ્રીરામ રડે, કૌશલ્યાને સુમિત્રા-સુપ્રભા રડે, બિભીષણ ને સુગ્રીવ રડે, આવેલા સેંકડો....હજારો રાજા–મહારાજાઓ રડે.

લવ–કુશે લક્ષ્મણજીના નિશ્ચેષ્ટ દેહને જોયો. તેઓ પણ ધ્રુસકે ધ્રુસકે રડી પડયા. લક્ષ્મણજીના દેહને આલિંગન આપતા 'હે તાત....અમને મૂકીને કયાં ચાલ્યા ગયા? અમે નિરાધાર બની ગયા. આપના વિના અમારું જીવન શૂન્ય થઈ ગયું.' આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા.

મહેલો રડતા હતા, રસ્તાઓ રડતા હતા....એકએક ઘર રડતું હતું. સમગ્ર બ્રહ્માંડ જાણે શોકાદ્વૈતમય બની ગયું હતું. શોકમાં બધું જ શૂન્ય ભાસતું હતું.

મોહનાં કેવાં કારમાં બંધન છે!

મોહનો જીવો પર કેવો ગજબ પ્રભાવ છે!

લક્ષ્મણજી સાચે જ મૃત્યુ પામેલા હોવા છતાં શ્રીરામચન્દ્રજી એમને મૃત્યુ પામેલા માનવ તૈયાર નથી! 'લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે.' એમ બોલનારા એમને ગમતા નથી. 'લક્ષ્મણજી મરે જ નહીં!' આ જ કલ્પનામાં શ્રીરામ રમ્યા કરે છે. ભ્રાતૃસ્નેહના ગાઢ મોહનાં ઘનઘોર વાદળો છવાઇ ગયાં છે...સમગ્ર અયોધ્યા પર શોકની મેઘશ્યામલ છાયા છવાઈ ગઇ છે. ભારતવર્ષના જુદા જુદા ભાગોમાંથી આવેલા રાજા-મહારાજાઓ અને વિદ્યાધર દુનિયાના સમ્રાટો શ્રી લક્ષ્મણજીના અકાળ મૃત્યુથી તો દુઃખી હતા, શ્રીરામની મતિ-વિહ્વળતાથી તેઓ અત્યંત અસ્વસ્થ બની ગયા હતા. શ્રી લક્ષ્મણજીનો અગ્નિસંસ્કાર પણ થઇ શકે એમ ન હતો. શ્રીરામ એક ક્ષણ પણ લક્ષ્મણજીના દેહથી

અળગા જ થતા નથી. 'મારો લક્ષ્મણ જીવે છે....એ મરે જ નહીં.' આ નિશ્ચય સાથે શ્રીરામ સહુની સાથે વર્તી રહ્યા છે.

એક દિવસ વીત્યો....

બે દિવસ વીત્યા....

નથી કોઈ સ્નાન કરતું કે નથી કોઈ ભોજન કરતું.... નથી કોઈ પૂજાપાઠ કરતું નથી કોઈ દુકાન ખોલતું....અયોધ્યાની શેરીઓ અને રાજમાર્ગો નિસ્તેજ... નીરવ બની ગયા છે. શેરીનાં કૂતરાંઓ પણ ભૂખ્યા પેટે ટૂંટિયા વાળીને પડી રહ્યાં છે.

શત્રુઘ્ન અને લવ-કુશ ચિંતિત છે. બિભીષણ અને સુગ્રીવ વ્યગ્ર છે. કૌશલ્યા સુમિત્રા અને સુપ્રભા ચિંતિત છે....શ્રીરામ ક્યાં સુધી લક્ષ્મણજીના મૃત દેહને પકડી રાખશે? ક્યારે માનશે કે 'લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે?' એમને કોણ સમજાવે? અત્યારે એ કોઈનું પણ સાંભળવા તૈયાર નથી! લક્ષ્મણજી કરતાં વિશ્વમાં કોઈ વધુ પ્રિય હોય તો એનું માને ને? એમને મન વિશ્વમાં લક્ષ્મણજીથી કોઈ અધિક પ્રિય ન હતું! પછી આ કોનું સાંભળે? હા, માતા સુમિત્રાનું પણ શ્રીરામ અત્યારે કંઈ સાંભળવા તૈયાર નથી.

લક્ષ્મણજીના મૃતદેહને પકડીને બેઠેલા શ્રીરામની આસપાસ બિભીષણ વગેરે રાજાઓ શૂન્યમનસ્ક થઈને, નીચી દૃષ્ટિએ બેઠા છે....શ્રીરામ લક્ષ્મણજીના દેહને વારંવાર આલિંગન આપતા એની સાથે વાતો કરે છે!

*

એક મનુષ્યનો મોહ બીજા મનુષ્યને નિર્મોહી બનાવે છે!

એક મનુષ્યનો રાગ બીજા મનુષ્યને વૈરાગી બનાવે છે!

જોઈએ વિશ્વને....વિશ્વની ઘટનાઓને જોવાની જ્ઞાન-દૃષ્ટિ! જોઈએ સંસારમાં બનતી ચિત્રવિચિત્ર ઘટનાઓને મૂલવવાની તત્ત્વદૃષ્ટિ!

શ્રીરામની મોહદશા લવ અને કુશને વિચાર કરતા કરી દે છે! શ્રીરામની રાગદશા એમના લાડકવાયાઓને વિરાગી બનાવે છે!

લક્ષ્મણજીનું મૃત્યુ અને શ્રીરામનો વ્યામોહ લવ-કુશના હૃદય પર ચોટ કરી ગયાં. બંને ભાઈઓ પોતાના મહેલમાં આવ્યા. બંનેના મુખ પર ઘેરો વિષાદ છવાયો હતો.... રાજમહેલો રાણીઓ કે વૈભવ....એમના મન પરથી ઉતરી ગયાં હતાં. સંસારનાં સુખોનું રંચમાત્ર આકર્ષણ રહ્યું ન હતું. લવ કુશની સામે જુએ છે. કુશ વિચારોમાં ગરકાવ થઈ ગયો છે. લવ કુશના ખભા પર હાથ મૂકીને બોલ્યા :

'કુશ, આ સંસારની કેવી કરૂણતા છે? સાચે જ માતાજીએ સંસારનો ત્યાગ કર્યો ને ચારિત્રના માર્ગે ચાલ્યાં ગયાં....તે યોગ્ય જ કર્યું....વ્યાધિ અને મૃત્યુને રોકી શકવા સમર્થ નથી....તાત લક્ષ્મણજી ચાલ્યા ગયા....અકસ્માત ચાલ્યા ગયા....કોઈ રોગ નહિ....કોઈ વ્યાધિ નહિ....ક્ષણ વારમાં પ્રાણપંખેરૂં ઊડી ગયું....મહેલો....અંતેપુર અને રાજ્ય અહીં પડયાં રહ્યાં....ને એનું સર્જન કરનાર ચાલ્યો ગયો....પિતાજી.. અત્યંત સ્નેહાળ પિતાજીને પણ એ છોડી ગયા...એમના વિનાના મહેલો....એમની વિનાની અયોધ્યા ....કેવી સૂની સૂની અને નીરસ ભાસે છે.'

લવની આંખો આંસુભીની બની ગઈ....કુશ રડી પડયો.

'કુશ, રડ નહિ. રૂદન કરવાથી હવે શું ! ભગવાન મુનિસુવ્રતે સંસારના સ્વરૂપને યથાર્થ બતાવેલું છે. જન્મ પછી મૃત્યુ હોય જ ! જન્મેલા માટે મૃત્યુ સ્વભાવિક છે. પણ આપણે રાગદશામાં આ તત્ત્વ સમજતા નથી.... મૃત્યુ દુઃખી નથી કરતું.... રાગ દુઃખી કરે છે.... પિતાજી કેટલા વ્યાકુળ છે ! કેટલા દુઃખી છે ! કોણ દુઃખી કરે છે ? રાગ !

'કુશ ! પિતાજીને આજે દુનિયા ભગવાન સમાન માને જ છે. એ પિતાજી પણ ભ્રાતૃવિરહનું ઘોર દુઃખ અનુભવી રહ્યા છે. કર્મોની કેવી ઘોર વિટંબણા છે ?'

લવ કુશની સામે જોઈ રહ્યો. કુશ લવની દૃષ્ટિમાં દૃષ્ટિ મીલાવીને લવના હૃદયગત ભાવોને વાંચી રહ્યો હતો.

કુશે લવની વાત એકાગ્રતાથી સાંભળી; એણે કહ્યું :

'મોટાભાઈ, આપની વાત સાચી છે.... જેમ મૃત્યુ અનિવાર્ય છે; તેમ મૃત્યુ પછી જન્મવાનું પણ ખરૂં ને ? આ પુનઃ પુનઃ જન્મ અને પુનઃ પુનઃ મરણ ક્યાં સુધી ? ફરીથી જન્મ જ ન લેવો પડે તેવો મહાન પુરૂષાર્થ આ જીવનમાં કરી લેવો જોઈએ. મૃત્યુ ક્યારે આવી જાય, કોણ જાણે છે ? અને આત્માને વિશુદ્ધિ કર્યા વિના મૃત્યુ આવી ગયું તો ?'

કુશના મુખ પર ગંભીરતા છવાયેલી હતી. રુદનથી તેની આંખો સૂજી ગઇ હતી. એક એક શબ્દ એના નાભિ-પ્રદેશથી ઉઠતો હતો. લવ કુશની આંખોમાં ભવનિર્વેદ જુએ છે. કુશના શબ્દોમાં ધર્મપુરૂષાર્થની હાક સાંભળે છે.

જયારે ચારે બાજુ લક્ષ્મણજીના મૃત્યુનો વિષાદ છવાયેલો છે, શોક, આક્રંદ અને વિલાપના ધ્વનિથી અયોધ્યાનું વાયુમંડલ પણ આર્દ્ર બની ગયેલું છે; ત્યારે શ્રીરામના બે કુમારો લવ અને કુશ જન્મ, જીવન અને મૃત્યુના હૃદયસ્પર્શી ચિંતનમાં ડૂબી ગયા છે. 'જેમ અચાનક મૃત્યુ લક્ષ્મણજીને ભરખી ગયું, તેમ અમને પણ કેમ ન ભરખી જાય? ને પરલોકની કોઈ જ તૈયારી વિના પરલોકમાં ક્યાં જવાનું થાય? પુનઃ ગર્ભાવાસમાં પુરાવાનું? પુનઃ જન્મ અને પુનઃ મૃત્યુ! કોઇ સમયે મૃત્યુ આવી શકે છે તો સતત જાગ્રત રહી ધર્મપુરુષાર્થ કરી લેવો જોઈએ.'

નિદ્રા ચાલી ગઇ હતી એ દિવસોમાં. કોણ અયોધ્યાવાસી સૂતો જ હતો? કોણ નિદ્રાધીન થયો હતો? લવ અને કુશે સતત ત્રણ રાત જાગીને વિતાવી હતી. આજે ત્રીજી રાત હતી. બંને રાજકુમારોનું અંતેપુર માતા સુમિત્રાની સેવામાં ઉપસ્થિત હતું; એટલે કુમારો મહેલમાં એકલા જ હતા. એમના આત્મચિંતનમાં એ એકાંત સહાયક બન્યું હતું.

'કુશ, મને તો એક ક્ષણનો પણ વિલંબ કરવો રુચતો નથી. સંસારનો ત્યાગ કરી ચારિત્રનો સ્વીકાર કરી આત્માની વિશુદ્ધિ માટે પુરુષાર્થ આરંભી દઇએ.'

'સત્ય છે, મારું મન પણ આ સંસારથી ઉદ્વિગ્ન બની ગયું છે. માતાજીના માર્ગે ચાલ્યા જઇએ. આત્માની પૂર્ણતા પ્રાપ્ત કરી જન્મ મરણને મીટાવી દઇએ.' કુશે પોતાના

હૃદયગત ભાવો વ્યક્ત કરી દીધા. પરંતુ એના મુખ પર ચિંતાની રેખાઓ ઉપસી આવી.

'મોટાભાઈ, શું આપણને તાતપાદ અનુમતિ આપશે આ સંયોગોમાં ?'

'અનુમતિ ? આ સંયોગોમાં તાતપાદ અનુમતિ ન જ આપે. પરંતુ એની ખાતર સંસારમાં રહેવાય પણ નહીં.'

લવના પ્રત્યુત્તરથી કુશ વિચારમાં પડી ગયો. લવે કુશનું સમાધાન કરવા પુનઃ કહ્યું :

મોક્ષમાર્ગની આરાધના કરવી છે....આત્માનું કલ્યાણ કરવું છે....સમય કટોકટીનો છે. એ વખતે બીજો વિચાર ન જ કરાય. સ્નેહાધીન પિતાજી આપણને અનુમતિ ન જ આપે. અરે, જયારે ભ્રાતૃવિરહનું દુઃખ શમી જશે....પિતાજી સ્વસ્થ બનશે ત્યારે તેઓ સ્વયં પણ સંસારમાં નહીં રહે ! લક્ષ્મણજી વિનાનો સંસાર તેમને અકારો લાગશે !'

લવે શ્રીરામચંદ્રજીના ભાવિ તરફ નિર્દેશ કર્યો; એનું અનુમાન હતું, અનુમાનમાં સત્ય છુપાયેલું હતું. લક્ષ્મણજીનો સંયોગ જ ચારિત્રમાં બાધક હતો. લક્ષ્મણજીના મૃતદેહ પરથી રાગ દૂર થતાં શ્રીરામ સંસારત્યાગ કરે તો નવાઇ નહીં. લક્ષ્મણજી વિનાના મહેલો એમને જરાય ગમે નહીં; આ વાત લવ સારી રીતે સમજતો હતો. એના મનમાં એક નવો વિચાર આવ્યો.

'અને કુશ, માની લે કે પિતાજીએ અનુમતિ ન આપી, તો શું આપણે સંસારમાં રહેવાનું ? રહી શકીશું ? તું

વિચાર કર. આપણે પિતાજીનો અનાદર કરી નથી રહ્યા. અનાદર થાય જ કેવી રીતે? તેમના જેવા મહાપુરૂષ પ્રત્યે અનાદર થઈ જ ન શકે. અત્યારે તેમના હૃદયની જે સ્થિતિ છે, એ સ્થિતિમાં એમની પાસેથી અનુમતિ મેળવવી અશક્ય છે, માટે માત્ર નિવેદન કરીને, જાણ કરીને આપણે નીકળી જઇએ....'

કુશ પલંગમાંથી ઉઠીને મહેલના ઝરૂખામાં ગયો. લવ પણ એની પાછળ જ ઝરૂખામાં ગયો. હંમેશાં આ ઝરૂખો અયોધ્યાની રમણીયતા, મોહકતા અને માદકતા બતાવતો હતો. આજે એ જ ઝરૂખો અયોધ્યા પર છવાયેલા શોકના ઘેરા અંધકારને બતાવે છે! ઉદાસીનતા બતાવે છે અને સંસારની નિર્ગુણતા બતાવે છે. લવ અને કુશ મૌન છે. પણ મન મૌન નથી. બંનેની દૃષ્ટિ અયોધ્યા પર મંડાણી છે....પરંતુ તેઓ સ્થૂલ નથી જોતા....તેઓ સૂક્ષ્મને શોધે છે....થોડોક સમય વીત્યો. લવે કુશના ખભે હાથ દીધો ને બોલ્યો :

'આ અંધકાર કરતાં પણ ઘેરો અંધકાર અંતરાત્મામાં છવાયેલો છે! અજ્ઞાનનો અંધકાર! અજ્ઞાનના અંધકારમાં જીવ આ વિશ્વની યથાર્થ સ્થિતિને જોઈ શકતો નથી... ત્યાજ્ય પર રાગ કરે છે ને ઉપાદેય તરફ દ્વેષ કરે છે! આપણે આત્મામાં જ્ઞાનનો પ્રકાશ પાથરીએ.'

કુશ સાંભળી રહ્યો. આજે એને લવની વાણી ખૂબ પ્રિય લાગી રહી હતી. લવ હૃદય ખોલીને બોલી રહ્યો.

હતો...જનમજનમની ત્યાગ–વૈરાગ્યની ભાવના જાગી ઉઠી હતી. સંસારનું કોઈ તત્ત્વ એ બે ભાઈઓને અવરોધક બની શકે એમ ન હતું. અલબત્, એમને પણ રાણીઓ હતી. બધું 'સ્વપ્નવત્' સમજી લીધુ હતું. એ બધું બંધનરૂપ ન હતું અવરોધરૂપ ન હતું.

ત્રીજી રાત વીતી ગઈ.

શ્રીરામ ખાતા નથી, પીતા નથી, સ્નાન નથી કરતા ....લક્ષ્મણજીના મૃતદેહને છોડીને જરાપણ દૂર નથી જતા ....કૌશલ્યા વગેરે રાજમાતાઓ ચિંતાતુર બની ગઇ. બિભીષણ વગેરે રાજાઓ ચિંતામગ્ન થઇ ગયા. 'શું કરશું? શ્રીરામને કેવી રીતે સમજાવવા?' એ એક કોયડો બની ગયો. કોઈને કંઈ સૂઝતું નથી.

બિભીષણ અને સુગ્રીવ અતિ વ્યગ્ર બન્યા હતા. એમના શિરે મોટી જવાબદારી હતી. શ્રીરામને તેઓ ખૂબ જ ચાહતા હતા. જન્મજન્માંતરના સંબંધો હતા ને! વળી એ બંનેને ધ્યાન છે કે લંકાના યુદ્ધમાં જયારે રાવણની 'અમોઘવિજયા'ના આઘાતથી લક્ષ્મણજી બેભાન બની ઢળી પડ્યા હતા....તે રાતે શ્રીરામે કેવો કલ્પાંત કર્યો હતો? અને એ તો સારૂં થયું કે વિશલ્યા ત્યાં આવી પહોંચી ને લક્ષ્મણજીને નવજીવન મળી ગયું નહીતર શ્રીરામે તો લક્ષ્મણજીની સાથે બળી મરવાનું જ નક્કી કર્યું હતું. બિભીષણ અને સુગ્રીવને એ ચિંતા થઈ ગઈ કે શ્રીરામ કંઈ અઘટિત તો નહીં કરી બેસે ને? રાગથી વ્યાકુળ મનુષ્ય શું નથી કરી બેસતો?

સહુ રાજા-મહારાજાઓ શ્રીરામને વીંટળાઈ બેઠા હતા. શ્રીરામ લક્ષ્મણજીના મૃતદેહને લઈને બેઠા હતા... ત્યાં લવ અને કુશે પ્રવેશ કર્યો. શ્રીરામ પાસે આવીને ચરણોમાં નમસ્કાર કરી સામે બેસી ગયા. લવે ખૂબ જ વિનમ્ર શબ્દોમાં કહ્યું:

'હે તાતપાદ, અમે એક પ્રાર્થના કરવા આવ્યા છીએ. લઘુ તાતના આકસ્મિક મૃત્યુથી અમારા હૃદય પર અતિ ઉગ્ર આઘાત થયો છે....અમે આ સંસારવાસથી અત્યંત ભયભીત બન્યા છીએ. મૃત્યુ અકસ્માત આવી પડે છે.... માટે દરેક મનુષ્યે પરલોક માટે જ જાગ્રત બનીને જીવવું જોઈએ.' લવના બોલ્યા પછી કુશ બોલ્યો :

'તાતપાદ અમને અનુમતિ આપો, અમે સંસારનો ત્યાગ કરી માતાજીના માર્ગે....ચારિત્રના માર્ગે જઈશું.... લઘુતાતના વિરહમાં એક ક્ષણ પણ હવે આ સંસારમાં અમે રહી શકીએ એમ નથી....અમારું મન અત્યંત ઉદ્વિગ્ન બની ગયેલું છે.

બંને ઊભા થયા.

શ્રીરામને નમન કર્યું....

અને મહેલ છોડી, અયોધ્યા છોડી...એ બાંધવબેલડી દૂર દૂર ચાલી ગઈ....નિર્મમ બનીને....નિર્મોહી બનીને.... એક વન વન-ઉદ્યાનમાં અમૃતઘોષ મુનીશ્વર મળી ગયા.... ચારિત્ર લીધું....અંતરાત્મા બનીને સાધના કરી કાળક્રમે કર્મક્ષય કરી નિર્વાણ પામ્યા.

## ૧૧૭ : સ્નેહ–ઉન્માદ

શ્રીરામ મૂર્છિત થઇ ગયા,

બિભીષણ વગેરે રાજાઓ સ્તબ્ધ થઈ ગયા.

કૌશલ્યા, સુમિત્રા વગેરે રાજમાતાઓ બેબાકળી થઇ ગઇ. લવણ ને અંકુશનું અંતેપુર અને પુત્રો આશ્ચર્યમાં પડી ગયા : 'આ શું ? અચાનક ચારિત્રનો નિર્ણય ?' આંખોમાં આંસુ અને હૃદયમાં વેદના સાથે....વિવશ બની સહુ બેસી રહ્યા.

કોઈએ આ પ્રમાણે વિચાર્યું : 'આવા શોકમય વાતાવરણમાં શ્રીરામની અતિવ્યગ્ર સ્થિતિમાં....પિતાનો ત્યાગ કરીને દીક્ષા લેવાય ? લવ–કુશે આમ નહોતું કરવું જોઈતું.'

કોઇએ આ પ્રમાણે વિચાર્યું : 'હજુ તો લક્ષ્મણજીનો મૃત દેહ મહેલમાં છે....કોઇની આંખોનાં આંસુ સુકાયાં નથી...એ વખતે ચારિત્ર લેવાય ? આ રીતે સહુને તરછોડીને ચાલ્યા જવાય ? લવ–કુશે ઉચિત ન કર્યું.'

કોઈએ આ પ્રમાણે વિચાર્યું : 'કેવો અદ્ભુત ત્યાગ! આનું નામ સાચો વૈરાગ્ય....લક્ષ્મણજીના મૃત્યુને એ બે કુમારોએ જ્ઞાનદૃષ્ટિથી જોયું....જીવનની ક્ષણભંગુરતાને જાણી ....ક્ષણ વારમાં સંસારને ત્યજીને ચાલી નીકળ્યા! ધન્ય હો સીતાજીના સુપુત્રોને! કેવા નિર્મમ અને કેવા વિરક્ત!'

લક્ષ્મણજીનું અકાળ મૃત્યુ... અને તૂર્ત લવ-કુશ રાજકુમારોની દીક્ષા....અયોધ્યાની પ્રજા 'આ શું બની રહ્યું છે?' એ સમજી શકતી નથી...શ્રીરામના વ્યામોહથી પ્રજા અસ્વસ્થ બની ગઈ છે. મંત્રીમંડળ હતપ્રભ બનીને એક પછી એક બનતા પ્રસંગોને જોઈ રહ્યું છે. કોણ કોને આશ્વાસન આપે? કોણ કોની પાસે હૃદયનાં દુઃખ ઠાલવે? સર્વે દુઃખી હતાં. અયોધ્યાના રાજપરિવારની બદલાતી પરિસ્થિતિમાં સહુ ચિંતિત હતા.

કેવો છે આ સંસાર! વિશ્વવંદનીય શ્રીરામના પરિવારના દિવસો પણ એકસરખા પસાર નથી થયા! જરા સ્થિર બનીને શ્રીરામના જીવનના એક એક પ્રસંગ પર દૃષ્ટિપાત તો કરો....સુખ અને દુઃખનાં દ્વંદ્વ એમના જીવન પર કેવા વીંટળાઈ વળ્યાં હતાં!

શ્રીરામની મૂર્ચ્છા દૂર થઈને વિલાપ ચાલુ થયો :

'હે બંધુ, આજે શું મેં તારું અપમાન કર્યું છે? તેં અકસ્માત્ આવું મૌન કેમ ધારણ કર્યું છે? તું બોલતો નથી. આવી રીતે સર્વથા મૌન ધાર્યું છે, માટે પુત્રો લવ અને કુશ પણ મને ત્યજીને ચાલ્યા ગયા...જ્યારે તું હજું પણ બોલતો નથી. હું બધાથી તરછોડાયો છું, તું પણ મને કેમ તરછોડી રહ્યો છે?'

એક ઉન્મત્ત મનુષ્યની જેમ શ્રીરામ પ્રલાપ કરવા લાગ્યા. સહુને ચિંતા વધી ગઇ. 'શ્રીરામનું શું થશે ? તેઓ શું કરી બેસશે ? બિભીષણ, શત્રુઘ્ન, સુગ્રીવ વગેરે રાજમાતા કૌશલ્યા પાસે ભેગા થયા. કૌશલ્યા વૃદ્ધાવસ્થાથી ઘેરાઈ ગયાં હતાં. એક વખતની એ અયોધ્યાની મહારાણીએ એના જીવનમાં હૃદયને આંચકા આપે તેવા કેટલા પ્રસંગો જોયા હતા ? શ્રીરામ, લક્ષ્મણ અને સીતા વનવાસમાં ગયાં. મહારાજા દશરથે ચારિત્ર લીધું, ત્યાર પછી ભરતે ચારિત્ર લીધું. સીતાજીનો શ્રીરામે જંગલમાં ત્યાગ કરાવી દીધો. સીતાજી સંસાર ત્યજીને સંયમમાર્ગે ચાલ્યા ગયાં. લક્ષ્મણજીનું અકસ્માત મૃત્યુ ને લવ-કુશ ઘરવાસ ત્યજી અણગાર બની ગયા. અને શ્રીરામ ઉન્મત્ત જેવા અસ્વસ્થ બની ગયા....

કહેવાય એ રાજરાણી ! રાજમાતા ! પરંતુ સુખ કેટલું ? શાન્તિ કેટલી ? ચિત્તની પ્રસન્નતા કેટલી ? દુનિયા એને સુખી સમજે ! પુણ્યશાલિની માને ! પરંતુ એના હૃદયની સ્થિતિ કેવી ? એક પછી એક સ્વજનોના વિરહની વેદના સહી સહીને કૌશલ્યા જલ્દી વૃદ્ધા બની ગયાં હતાં.

બિભીષણ વગેરેએ આજે કૌશલ્યાના વૃદ્ધત્વને જોયું. તેમની આંખો સજલ બની ગઈ. થોડો સમય સહુ મૌન રહ્યા. હૃદયને કંઈક સ્વસ્થ બનાવીને બિભીષણ બોલ્યા.

'માતાજી, શ્રીરામચંદ્રજીને સમજાવવા જોઇએ. એમની સ્થિતિ દિનપ્રતિદિન બગડતી જાય છે. લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે. આ વાત એમના ગળે ઉતારવાની જ જોઇએ.'

કૌશલ્યાએ બિભીષણના વિષાદભર્યાં મુખ સામે જોયું. શ્રીરામ પ્રત્યેનો અપાર સ્નેહ બિભીષણને દુઃખી કરી રહ્યો હતો. કૌશલ્યા ક્ષીણ સ્વરે બોલ્યાં :

'વત્સ, તારી વાત સાચી છે. રામની વિકલતા મને ચિંતા કરાવે છે. એને કોણ સમજાવે ? અસ્વસ્થ રામને સમજાવવો કઠિન છે છતાં તમે જ ભેગા થઈને સમજાવો. ભાગ્ય હોય તો સમજી જશે.' કૌશલ્યાએ વસ્ત્રના અંચલથી આંખો લૂછી.

'માતાજી, આપ ન સમજાવો ?' સુગ્રીવ બોલ્યા.

'હું ? બેટા, મારા મુખમાંથી તો શબ્દો જ સુકાઈ ગયા છે....હું વત્સ રામ પાસે જાઉં છું, એને જોઉં છું, વત્સ લક્ષ્મણના મૃતદેહને જોઉં છું, મારું હૈયું ભાંગી પડે છે.' કૌશલ્યાનો સ્વર ગદ્ગદ થઈ ગયો.

બિભીષણે સુગ્રીવ અને શત્રુઘ્ન સામે જોયું....કંઈક વિચાર્યું ને બોલ્યા.

'આપણે જ ભેગા મળીને શ્રીરામને પ્રાર્થના કરીએ.... એમને સમજાવવાં પ્રયત્ન કરીએ....' સુગ્રીવ અને શત્રુઘ્ને માથુ હલાવી સંમતિ આપી; પરંતુ પરિણામ વિશે એમના મનમાં વિશેષ આશા ન હતી. રાગની વિહ્વળતા ને દ્વેષની પ્રબળતામાં કોઈને સમજાવી શકાતા નથી. એ સમયે મનુષ્ય સમજવાની સ્થિતિમાં જ હોતો નથી.

તે છતાં બિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્ને પ્રયત્ન કરવાનો નિર્ણય કર્યો. આ પણ જાણે મનુષ્યનો સ્વભાવ છે ! જાણવા છતાં કે 'આ સમજાવ્યો સમજે એમ નથી'

છતાં એને સમજાવવાના પ્રયત્ન મનુષ્ય કરે છે! આ એક રાગની વિવશતા નથી શું?

ત્રિપુટી શ્રીરામ પાસે આવી. શ્રીરામ લક્ષ્મણજીના મૃતદેહને પોતાના બે હાથથી પંપાળી રહ્યા હતા. તેમણે બિભીષણ વગેરેની સામે જોયું....શ્રીરામની આંખોમાં નરી કરુણતા ભરી હતી; દીનતા ને વિવશતા ભરી હતી.... તેઓ યુદ્ધના મેદાન પર રાવણ જેવા શત્રુને યમલોક પહોંચાડી શકતા, ભાઈ જેવા ભાઇ લક્ષ્મણને જીવાડી શકતા નથી! આ શું વિવશતા નથી?

મહારાજા, આપ ધૈર્ય ધારણ કરો. આપ ધીર પુરુષોમાં પણ ધીર છો....આપ વીરપુરુષોમાં પણ વીર છો.... પ્રભો, અમને લજ્જા આવે છે....આપની આ અધીરતા જોઈને....હે મહાપુરુષ, હવે લક્ષ્મણજીના મૃતદેહનો આપ ત્યાગ કરો...એની ઉત્તરક્રિયા કરવી જોઈએ. આપ સમજો કે લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે.'

બિભીષણે ગદ્‌ગદ સ્વરે...આંખોમાં આંસુ સાથે શ્રીરામને પ્રાર્થના કરી...પરંતુ લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે', આ શબ્દો સાંભળીને શ્રીરામ રોષથી ધમધમી ઊઠ્યા. તેમના હોઠ કંપી ઊઠ્યા....આંખો લાલ થઇ ગઇ:

'મારો ભ્રાતા જીવે છે....આ તમે શું બોલો છો? અરે દુષ્ટો, મારો આ ભ્રાતા તો દીર્ઘાયુ છે....મૃતકાર્ય જો કરવું હોય તમે બધા તમારા ભાઈઓ....સ્નેહીઓ સાથે બળી મરો....મારો ભાઈ મૃત્યુ નથી પામ્યો....' લક્ષ્મણજી તરફ ફરીને શ્રીરામ બોલ્યા:

'હે ભ્રાતા! હે ભાઈ! વત્સ લક્ષ્મણ, તું જલ્દી બોલ. તું મને કેમ કકળાવે છે? જો આ બધા દુર્જનો આવી પહોંચ્યાં છે....અથવા શું તું આ દુષ્ટોની સમક્ષ બોલવા નથી ચાહતો? ખલપુરુષો પર શાને રોષ કરવો?'

બિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્ન જમીન પર દૃષ્ટિ સ્થાપીને..,શ્રીરામની અસંગત વાતો સાંભળી રહ્યા...તેમના હૃદયમાં અપાર દુઃખ થયું...શ્રીરામચંદ્રજી તો લક્ષ્મણજીના મૃતદેહને ખભે ઉપાડી બીજા મહેલમાં ચાલ્યા ગયા.

બિભીષણ, સુગ્રીવ, અને શત્રુઘ્ન નિરાશ થઈ ગયા. પ્રયત્ન સફળ ન થયો. ત્રણે શત્રુઘ્નના મહેલમાં આવ્યા. મંત્રીમંડળને પણ ત્યાં બોલાવ્યું. નગરના અગ્રગણ્ય નાગરિકોને પણ બોલાવ્યા.

સહુ આવ્યા. સહુના મુખ પર ઉદ્વેગ... ગ્લાનિ અને સંતાપ છવાયાં હતાં લક્ષ્મણજીના મૃત્યુના દુઃખનો આઘાત તો હતો જ. શ્રીરામના વ્યામોહનો આઘાત એમાં ઉમેરાયો હતો. રાજ્યવ્યવસ્થા પણ શિથિલ પડતી જતી હતી. દિવસો પર દિવસો વીતતા જતા હતા. કોઇનું મન રાજકાજમાં લાગતું ન હતું. મંત્રીમંડળ અને નાગરિકોને ઉદ્દેશીને શત્રુઘ્ન બોલ્યા.

'આર્યપુત્રને સમજાવવા અમે ઘણા પ્રયત્ન કર્યા પરંતુ તેઓ 'સૌમિત્રી મૃત્યુ પામ્યા છે,' આ વાત માનતા જ નથી. કંઈ સૂઝ પડતી નથી...કોઈ જ માર્ગ દેખાતો નથી.... શું કરવું? જ્યાં સુધી આર્યપુત્ર સૌમિત્રીના મૃતદેહને સોંપે નહીં ત્યાં સુધી ઉત્તરક્રિયા પણ કેવી રીતે કરવી?'

'આપની વાત સત્ય છે. શ્રીરામચંદ્રજીનો સૌમિત્રી પ્રત્યેનો અવિહડ રાગ દુર્નિવાર્ય છે....તેઓ એક ક્ષણ પણ સૌમિત્રી વિના રહી શકતા નથી....' મહામંત્રીએ શત્રુઘ્નની વાતમાં સંમતિ બતાવતા કહ્યું.

'સમગ્ર નગરમાં શોકમય વાતાવરણ છવાયું છે.... સહુના હૃદયમાં શ્રીરામચન્દ્રજી પ્રત્યે, સમગ્ર રાજપરિવાર પ્રત્યે સહાનુભૂતિ છે...,આપના દુઃખે પ્રજા દુઃખી છે...' નગરશ્રેષ્ઠિએ સહાનુભૂતિ વ્યક્ત કરી.

'હવે શ્રીરામચન્દ્રજીને સમજાવવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. હવે તો સ્વાભાવિક રીતે જ તેઓ સમજે અને લક્ષ્મણજીના મૃત્યુનો સ્વીકાર કરે, એ જ બરાબર છે. ત્યાં સુધી આપણે ધૈર્ય ધારણ કરવું જોઈએ....' બિભીષણે મહામંત્રી સામે જોઇને કહ્યું.

'એ સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.' સુગ્રીવે પોતાનો મત દર્શાવ્યો.

શું કરી શકાય ? મનુષ્યનો પ્રયત્ન ક્યાં સુધી ચાલે ? છેવટે તો દરેક જીવનાં પોતાનાં જ કર્મ નિર્ણાયક બનતા હોય છે....તેમાં કોઇ પરિવર્તન કરી શકતું જ નથી. સર્વે પ્રયત્ન કરી લીધા પછી જીવની ભવિતવ્યતાના ભરોસે છોડી દેવું જોઇએ, તો જ મનનું સમાધાન થાય. બિભિષણ અને સુગ્રીવ....શત્રુઘ્ન જેવા મહારથી સમ્રાટો શ્રીરામના વિષયમાં નિષ્ક્રિય અને કિંકર્તવ્યમૂઢ થઈને બેસી રહ્યા....ને શ્રીરામ લક્ષ્મણજીના મૃતદેહને ઉપાડીને બીજા મહેલમાં ચાલ્યા ગયા....તેઓ લક્ષ્મણજીને જીવંત જ માની રહ્યા.

છે....ને એવો જ વ્યવહાર લક્ષ્મણજીના મૃતદેહ સાથે કરી રહ્યા છે.

સ્નેહનો ઉન્માદ!

શ્રીરામનો સ્નેહ-ઉન્માદ હતો. લક્ષ્મણજીના મૃતદેહને શ્રીરામ સ્નાનગૃહમાં લઈ જાય છે ને સ્નાન કરાવે છે.... ત્યાર પછી પોતાને હાથે વિવિધ સુગંધી વિલેપનોથી વિલેપન કરે છે... દિવ્ય રસભરપૂર ભોજનના થાળ મંગાવીને એની સમક્ષ મૂકે છે!

કયારેક એ પ્રિય દેહને પોતાના ઉત્સંગમાં લઈ એના મસ્તકે વારંવાર આલિંગન આપે છે....પલંગમાં એને સુવાડીને એને સુંદર વસ્ત્ર ઓઢાડે છે...કયારેક એની સાથે વાર્તાલાપ કરે છે....પ્રશ્ન પોતે પૂછે છે અને ઉત્તર પણ પોતે જ આપે છે! કયારેક એ દેહનું સ્વયં મર્દન કરે છે....

દૂર રહીને બિભીષણ, સુગ્રીવ, શત્રુઘ્ન વગેરે શ્રીરામની આ ઉન્માદભરી ક્રિયાઓ જુએ છે....કયારેક આંખો આંસુઓથી છલકાઇ જાય છે....કયારેક અદ્‌ભુત ભ્રાતૃસ્નેહ જોઇ હર્ષથી મલકાઈ જાય છે....કયારેક ચિંતાઓથી વ્યાકુળ બની જાય છે. 'કયાં સુધી શ્રીરામ આમ કરશે?' આ વિચારથી અસ્વસ્થ બની જાય છે. આવી સ્થિતિમાં મૂકીને કોઇ રાજા અયોધ્યાથી પોતાના દેશમાં જવા રાજી નથી. બિભીષણ અયોધ્યામાં રોકાયા છે. સુગ્રીવ અયોધ્યામાં રોકાયા છે....શત્રુઘ્ન મથુરા ગયા નથી, જયારે શ્રીરામના અનન્ય ભક્ત હનુમાનજી તો ચારિત્રને પંથે વિચરી

રહ્યા છે....ભામંડલનું અકસ્માત્ મૃત્યુ થઈ ગયું છે.

દિવસો વીત્યા.

મહિનાઓ વીત્યા.

છ છ મહિના વીતી ગયા. ભારતને ખૂણે ખૂણે શ્રીરામના સ્નેહોન્માદની વાત ફેલાઈ ગઇ. વિદ્યાધરોની દુનિયામાં પણ વાત પહોંચી ગઇ. જેને જેને સમાચાર મળ્યા, તુર્ત અયોધ્યા આવવા લાગ્યા.

ચરમ શરીરી શ્રીરામ! તેમનો સ્નેહોન્માદ જોઈને કોને આશ્ચર્ય ન થાય! પરંતુ દુનિયા કયાં જાણતી હતી કે બળદેવ અને વાસુદેવનો સ્નેહ આવો જ ગાઢ હોય છે. એ ગાઢ સ્નેહ મૃત્યુ પછી પણ છ મહિના સુધી ચાલતો હોય છે! ચરમ શરીરી એવા આત્માને પણ મોહ કેવો નચાવી જાય છે! પરંતુ તેટલા માત્રથી તેઓનું નિર્વાણ અટકી જતું નથી....

આ પણ શ્રીરામના જીવનની એક કરુણ ઘટના હતી.... એ સ્થિતિ ભોગવવાનું નિર્માણ જ હતું!

સંસાર ! !

'સંસાર અસાર છે.' તે સાચું જ છે. એકની વિવશતાનો લાભ બીજો ઉઠાવે ! એકની વિકલતાનો લાભ બીજો ઉઠાવે ! શ્રીરામની વિવશતા અને વિકલતાનો લાભ ઉઠાવી લેવા રાક્ષસવંશના કેટલાક રાજાઓ સળવળી ઉઠયા ! કેટલાક વિદ્યાધર રાજાઓ એમને મળી ગયા....'અત્યારે અયોધ્યા અનાથ જેવી છે ! લક્ષ્મણનું મૃત્યું થયું છે....લવ કુશ ચારિત્રને માર્ગે છે અને શ્રીરામ ઉન્મત્ત બની ગયા છે.... આવી સ્થિતિમાં અયોધ્યા પર આક્રમણ કરી અયોધ્યાનું રાજ્ય પ્રાપ્ત કરી લેવું.'

અજાતશત્રુ બનેલા શ્રીરામના શત્રુઓ ફૂટી નીકળ્યા ! સંસારમાં કોણ કાયમ માટે અજાતશત્રુ રહી શકે ? જ્યાં સુધી મનુષ્ય બળવાન હોય ત્યાં સુધી શત્રુઓ શત્રુતા વ્યક્ત ન કરે એટલું જ ! જ્યાં મનુષ્ય નિર્બળ બન્યો, મિત્રતાનો દેખાવ કરનારાઓ શત્રુ બનીને સામે આવી જાય.

રાવણપુત્ર ઈન્દ્રજીત્‌ના પુત્રો અને સુંદરાક્ષસના પુત્રોએ શ્રીરામનો વધ કરવા ને અયોધ્યાનું રાજ્ય મેળવવા સૈન્ય તૈયાર કર્યું. બીજા પણ વિદ્યાધર રાજાઓ ભેગા ભળ્યા.

વિદ્યાધરોને અયોધ્યા પહોંચવામાં કેટલી વાર ! જોત-જોતામાં જ અયોધ્યા ઘેરાઈ ગઈ....કોઈ અયોધ્યાવાસીને કલ્પના ન હતી કે 'આવા સમયે અયોધ્યા પર આક્રમણ થાય !' પરંતુ સંસાર નામ જ એનું કે જ્યાં કલ્પનાતીત બન્યા કરે.

અચાનક શત્રુસૈન્યનાં ધાડાં ઉતરી પડેલાં જોઈ, દ્વાર-રક્ષકોએ અયોધ્યાના દરવાજા બંધ કરી દીધા અને કિલ્લા પર અયોધ્યાનું સૈન્ય ગોઠવાઈ ગયું.

નગરરક્ષકો દોડતા મહેલમાં આવ્યા. શત્રુઘ્ન નિત્યકર્મથી પરવારીને બેઠા હતા. બિભીષણ અને સુગ્રીવ પણ પહોંચ્યા હતા. નગરરક્ષકોએ પ્રવેશ કરીને ત્રણે રાજાઓને પ્રણામ કર્યાં....અને નિવેદન કર્યું :

'મહારાજા, આજે રાત્રીના છેલ્લા પ્રહરમાં શત્રુસૈન્ય ઊતરી પડ્યું છે ને અયોધ્યા ઘેરાઈ ગઈ છે....અમે નગરના દરવાજા બંધ કરી દીધા છે ને કિલ્લા પર સૈનિકો ગોઠવી દીધા છે. એ સમાચાર હજુ મેળવી શકાયા નથી કે શત્રુઓ કોણ છે ?'

ત્રણે રાજાઓ સ્તબ્ધ થઈ ગયા. શત્રુઘ્ન બોલી ઉઠ્યા :

'અત્યારે આક્રમણ ? અજાતશત્રુ શ્રીરામના દુશ્મનો કોણ પાક્યા ? જાઓ સૈન્ય તૈયાર કરો....શત્રુઓની ભાળ મેળવો.'

નગરરક્ષકો પુનઃ પ્રણામ કરી વિદાય થયા. શત્રુઘ્ને બિભીષણ અને સુગ્રીવ સામે જોયું. બંને રાજાઓ વ્યગ્ર હતા.

'કોણ હશે શત્રુઓ ? અયોધ્યાના રાજપરિવારની દુઃખદ પરિસ્થિતિનો લાભ ઉઠાવવા સારો અવસર શોધ્યો ! પણ એમને ધ્યાન નથી કે અયોધ્યા હજુ અનાથ નથી બન્યું....' શત્રુઘ્ન રોષથી ધમધમી ઊઠયા.

'એ જાણતા નહીં હોય કે મહારાજા બિભીષણ અયોધ્યામાં છે ! અને સુગ્રીવ શ્રીરામની ચરણસેવામાં છે. વિચાર્યા વિનાનું સાહસ કર્યું છે....' સુગ્રીવ બોલી ઉઠ્યા. બિભીષણ કંઈક વિચારમાં પડી ગયા.. શત્રુઘ્ને પૂછ્યુ.

'લંકાપતિ, આપ શા વિચારમાં પડી ગયા ?'

રાજન્, આ એક એવો પ્રસંગ ઊભો થયો છે ...જેનો આપણે લાભ ઉઠાવી લઈએ !'

'શું ?'

શ્રીરામચંદ્રજીને સ્વસ્થ કરવાનો ! મને એમ સમજાય છે કે આપણે તેઓને આક્રમણની વાત કરીએ... તેઓનું સ્નેહનું બંધન તૂટી જશે. યુદ્ધ માટે સજ્જ બની શત્રુઓ પર તૂટી પડશે.' બિભીષણે સચોટ ઉપાય સૂચવ્યો,

'લંકાપતિ, આપની યોજના યથાર્થ છે. આપણે તેમની પાસે જઈએ અને નિવેદન કરીએ.' શત્રુઘ્ને બિભીષણની
૫૨ યોજના વધાવી લીધી. ત્રણે રાજાઓ ઊભા થયા. ત્યાં જ ત્વરિત ગતિએ મહામંત્રી આવી પહોંચ્યા. તેઓ હાંફી રહ્યા

હતા. રાજાઓ પુનઃ બેસી ગયા, મહામંત્રી પણ બેઠા. શ્રમ દૂર કરીને બોલ્યા :

'હે નરેશ્વરો, અયોધ્યાનું શું થવા બેઠું છે? શત્રુઓએ અયોધ્યા ઘેરી લીધી છે....પ્રજામાં ભયનું વાતાવરણ છવાઈ ગયું છે... કંઈ સમજાતું નથી....' ભય, ચિંતા અને વ્યથાથી મહામંત્રીનો વૃદ્ધ દેહ ધ્રુજી રહ્યો હતો.

'મહામંત્રીજી, અમને સમચાર મળ્યા છે. તમે ચિંતા ન કરો. અમે ત્રણ ત્રણ રાજાઓ અયોધ્યામાં છીએ પછી પ્રજાને ભય શાનો? તમારે ચિંતા શાની? અમે હમણાં જ ઉપાય કરીએ છીએ. તમે પ્રજાને નિર્ભય કરો.' શત્રુઘ્ને મહામંત્રીને હિંમત આપી વિદાય કર્યા અને ત્રણ નરેશ્વરો શ્રીરામના મહેલમાં પહોંચ્યા. શ્રીરામ તો સ્નેહોન્માદમાં ઉન્મત્ત હતા.

રાજાઓએ જઈને શ્રીરામને પ્રણામ કર્યાં અને વિનયપૂર્વક બેઠા. શત્રુઘ્ને નમ્રતાપૂર્વક વાત મૂકી :

'હે તાતતુલ્ય આર્યપુત્ર, અમે એક ગંભીર વાત કરવા આવ્યા છીએ.'

'કહો શી વાત છે? મારા આ બંધુ લક્ષ્મણનો વ્યાધિ નિવારનાર કોઈ વૈદ્ય આવ્યો છે?'

'હે મહાપુરૂષ, વૈદ્ય નથી આવ્યા, શત્રુઓ ચઢી આવ્યા છે....અયોધ્યા ચારેબાજુથી ઘેરાઈ ગઈ છે....નગરના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા છે....પ્રજા ભયથી વ્યાકુળ છે....'

શત્રુઘ્ને ચિંતાતુર મુખે....ગંભીર સ્વરે વાત કરી. શ્રીરામ બોલી ઊઠ્યા :

'અરે એ દુષ્ટોને ખબર નથી કે રામ અયોધ્યામાં

છે ? ભલે ભ્રાતા લક્ષ્મણ વ્યાધિથી મૂર્છિત છે પરંતુ આ રામ તો જાગ્રત છે. મારો રથ તૈયાર કરો. મારું વજ્રવર્ત ધનુષ્ય રથમાં મૂકો....હું યુદ્ધના મેદાનમાં જઈશ. ને શત્રુઓનો સંહાર કરીશ....'

શ્રીરામ ઊભા થઈ ગયા...

લક્ષ્મણજીના મૃતદેહ સામે જોઈ બોલ્યા :

'વત્સ લક્ષ્મણ, તું હવે તો બોલ .. જો આ ક્ષુદ્ર દુશ્મનો છિદ્ર જોઈને ચઢી આવ્યા....તું હજુ મૌન નહીં છોડે ? ભલે, હું તને યુદ્ધના મેદાન પર લઈ જઈશ !' ત્યાં ભીષણ યુદ્ધના ટંકાર થશે એટલે તું જાગી ઉઠશે !' શ્રીરામે લક્ષ્મણજીને ખભે ઉપાડી લીધા અને મહેલની નીચે ઉતરી ગયા.

શ્રીરામનો રથ તૈયાર જ હતો. રામચંદ્રજી રથમાં બેઠા અને લક્ષ્મણજીના મૃતદેહને પોતાના ખોળામાં લીધો.... વજ્રાવર્ત ધનુષ્ય એમના રથમાં મૂકવામાં આવ્યું અને સુગ્રીવે રથનું સારથિપણું લીધું.

શ્રીરામના રથની એક બાજુ શત્રુઘ્નનો રથ ચાલ્યો અને બીજી બાજુ બિભીષણનો રથ ચાલ્યો. પાછળ હજારો અશ્વરોહી સૈનિકોએ પ્રયાણ કર્યું.

અયોધ્યાવાસીઓએ મહેલમાંથી મકાનોમાંથી શ્રીરામ પર પુષ્પવૃષ્ટિ કરવા માંડી... શ્રીરામના ઉત્સંગમાં લક્ષ્મણજીના મૃતદેહને જોઈ... પ્રજાની આંખો સજલ બની ગઈ....

રથ નગરના મુખ્ય દ્વારે આવી પહોંચ્યા....દ્વારરક્ષકોને શ્રીરામે આજ્ઞા કરી :

'દરવાજા ખોલી નાંખો....' દ્વારો ખૂલી ગયાં. રથ તીવ્ર ગતિથી નગરની બહાર નીકળી ગયા અને પાછળ હજારો અશ્વરોહી સૈનિકો પણ યુદ્ધના મેદાન તરફ ધસી ગયા.

શત્રુ રાજાઓએ શ્રીરામ વગેરેના રથ જોયા. તેઓ યુદ્ધસજ્જ થઈને જ ઊભા હતા. ત્યાં શ્રીરામે 'વજ્રાવર્ત' ધનુષ્યનો ટંકાર કરી બ્રહ્માંડને સ્તબ્ધ કરી દીધું....

'માહેન્દ્ર' દેવલોકમાં દેવ થયેલા જટાયુએ 'અવધિજ્ઞાન' થી જોયું કે 'શ્રીરામ શું કરી રહ્યા છે?' અને એણે શ્રીરામને યુદ્ધના મેદાન પર જોયા... લક્ષ્મણજીના મૃતદેહને ખોળામાં લઈ વજ્રાવર્ત ધનુષ્યને ટંકાર કરતા રામને જોયા!

તૂર્ત જ દેવોની સાથે જટાયુદેવ પૃથ્વી પર ઊતરી આવ્યો. અને દેવો પૃથ્વી પર આવે એટલે? એમના દિવ્ય દેહોની અપૂર્વ પ્રભા અને અદ્‌ભુત પ્રતાપ! શત્રુરાજાઓ ચકિત થઈ ગયા.

દેવોએ જઈને શ્રીરામને પ્રણામ કર્યા અને કહ્યું :

'હે દશરથનંદન! આપ નગરમાં પધારો. દુશ્મન રાજાઓનો અમે વધ કરીશું....' ત્યાં બિભીષણ અને શત્રુઘ્ન પણ રથમાંથી ઉતરીને શ્રીરામ પાસે આવી પહોંચ્યા. શત્રુ-રાજાઓએ બિભીષણને જોયા....ને લજ્જાથી શરમાઈ ગયા! ઇન્દ્રજીતના પુત્રોએ કાકા બિભીષણને જોતાં જ પોતાનાં મુખ સંતાડવા માંડયા.

એમને ખબર ન હતી કે 'હજુ દેવલોકના દેવો શ્રીરામનું સાન્નિધ્ય કરે છે!' એ પણ નહોતા જાણતા કે 'કાકા

બિભીષણ શ્રીરામની સેવામાં છે! ને સુગ્રીવ શ્રીરામના સારથિ બનીને સામે આવશે!'

શત્રુરાજાઓએ સૈન્યને યુદ્ધનું મેદાન ત્યજી જવાની આજ્ઞા કરી અને રાજાઓ પણ વિમાનમાં બેસીને ત્યાંથી ચાલ્યા ગયા....પરંતુ એમનાં મન વિચારશીલ બની ગયાં; આત્મનિરીક્ષણ કરતાં થઈ ગયાં.

'આ અમે શું કર્યું ? કોની સામે યુદ્ધ? શા માટે યુદ્ધ? અમે વિચાર જ ન કર્યો કે હજુ લક્ષ્મણજીનાં મૃત-દેહની ઉત્તરક્રિયા પણ નથી થઇ....ને આક્રમણ ! શ્રીરામની ઉન્મદત્તદશાનો લાભ ઉઠાવી લેવાની હીન ભાવના? કેવી અમારી અધમતા? અરે. કાકા બિભીષણનો પણ વિચાર ન કર્યો ? શ્રીરામની આવી સ્થિતિમાં કાકા એમને ક્ષણ વાર પણ છોડે નહીં....તેઓ અયોધ્યામાં જ હોય....પરંતુ એ વિચાર જ ન કર્યો....અહો....આ સંસાર જ આવો છે... તૃષ્ણાઓ અને વાસનાઓ જ્યાં જીવને નિરંતર સતાવ્યા કરે....રાગ અને દ્વેષની હોળીઓ હૃદયમાં સળગ્યા કરે.... અને આપણે માટે કાકા બિભીષણે કેવો અભિપ્રાય બાંધ્યો હશે ? એમને હવે આપણે આપણું મુખ બતાવી નહીં શકીએ....અહો કેવું હીનકૃત્ય કરી બેઠા?'

ઇંદ્રજીતના પુત્રો અને સુંદના પુત્રો ઘેર ન ગયા. તેમણે માર્ગમાં જ એક મહામુનિને જોયા. 'અતિવેગ' નામના એ મહામુનિ પાસે જઈને ચારિત્ર સ્વીકારી લીધું....શ્રમણ બની ગયા.

કેવું આશ્ચર્યકારી પરિવર્તન !

કેવો પશ્ચાત્તાપ અને કેવું પાપ-પ્રાયશ્ચિત્ત!

ગયા હતા અયોધ્યા પર વિજય મેળવવા ને શ્રીરામનો વધ કરવા! દેવોનું આગમન જોયું ને કાકા બિભીષણને જોયા....બસ, યુદ્ધ યુદ્ધને ઠેકાણે રહ્યું અને પાછા વળી ગયા! ઘેર પણ ન પહોંચ્યા....ને ચારિત્રી બની ગયા!

*

શ્રીરામે રથ પાછો વાળ્યો....પરંતુ તેઓ મહેલમાં ન ગયા, નગરના બાહ્ય ઉદ્યાનમાં તેઓ પહોંચ્યા. તેમને ઉદ્યાન ગમી ગયું. ઉદ્યાનમાં પણ મહેલ હતો તેઓ ત્યાં રોકાઈ ગયા.

જટાયુદેવે લક્ષ્મણજીના મૃતદેહને જોયો....શ્રીરામનો સ્નેહોન્માદ જોયો...દેવે શ્રીરામને પ્રતિબોધવાનો નિર્ણય કર્યો. પૂર્વભવનો સ્નેહ હતો ને! શ્રીરામનું માનસિક દુઃખ જોઈ જટાયુદેવને પણ દુઃખ થયું. બિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્ને પણ પ્રાર્થના કરી કે ગમે તેમ કરીને પણ શ્રીરામનો મોહોન્માદ દૂર કરો.

જટાયુદેવે સહુને આશ્વાસન આપ્યું અને પોતાના પ્રયત્ન આરંભી દીધા.

એક દિવસ શ્રીરામ ઉદ્યાનમાં આવેલા જલકૂંડ પાસે બેસી, લક્ષ્મણજીના મૃતદેહને સ્નાન કરાવતા હતા, ત્યાં જટાયુએ એક મોટાપથ્થર પર ખાતર નાંખ્યું અને એમાં પદ્મિની વાવી! શ્રીરામે આ દૃશ્ય જોયું ને બોલ્યા :

'અરે મૂર્ખ! આ શું કરે છે! પથ્થર પર તે પંકજ ઊગે ખરાં? શા માટે પ્રયત્ન કરે છે!'

જટાયુએ એ કામ છોડી બીજું કામ શરૂ કર્યું ! યંત્રમાં રેતી નાખી પીસવા માંડી! શ્રીરામ ચીડાયા ને બોલ્યા :

'તું તો મૂર્ખાઓનો સરદાર લાગે છે! રેતી પીસીને તે તેલ કાઢી શકાય ખરું ? તારો પ્રયત્ન નિષ્ફળ છે.'

જટાયુએ એ કામ પડતું મૂક્યું ને ત્રીજું કામ શરૂ કર્યું ! સુકાયેલા વૃક્ષ ઉપર પાણી સીંચવા માંડયું....શ્રીરામને ગુસ્સો આવ્યો ને બોલી ઊઠયા :

'તને શું કહેવું ? તારામાં બુદ્ધિ નથી. સુકાયેલા વૃક્ષ પર પાણી સિંચવાથી તને ફળ નહીં મળે! સાંબેલું વાવવાથી એના પર ફળ આવે મૂર્ખ ?'

જટાયુએ એ કામ પણ છોડી દીધું ! અને શ્રીરામ પાસે જઇને સ્મિત કરીને કહ્યું :

'તમે આટલું બધું જાણો છો તો આ મૃતદેહને ખભે ઉપાડીને કેમ ફરો છો ? આ અજ્ઞાનતા નથી ? ત્યજી દો આ મૃતદેહને....'

જટાયુની વાત સાંભળતાં જ શ્રીરામે આંખો ફાડી અને લક્ષ્મણજીના દેહને પોતાના બાહુપાશમાં જકડી લઇ પુનઃ પુનઃ આલિંગન આપી, જટાયુને ધધડાવ્યો : 'અરે દુષ્ટ, આ શું અપમંગલ બોલે છે ? મારી સામેથી ચાલ્યો જા.... દૂર....'

જટાયુદેવ નિરાશ થયો....પરંતુ દેવની સહાયે દેવ આવ્યો !

કૃતાન્તવદન ચારિત્ર પાળીને દેવલોકમાં દેવ થયો હતો.

તેણે અવધિજ્ઞાનથી શ્રીરામને જોયા....જટાયુએ કરેલા પ્રતિબોધના ઉપાયો જોયા....કૃતાન્તવદનદેવ જરાય વિલંબ કર્યા વિના ત્યાં આવી ગયો. જટાયુને મળીને પરામર્શ કર્યો.

કૃતાન્તવદને મનુષ્યરૂપ ધારણ કર્યું....ખભા પર મરી ગયેલી સ્રીના મૃતદેહને નાંખી રોતો કકળતો બગીચામાં ભટકવા લાગ્યો....શ્રીરામ પણ લક્ષ્મણજીના મૃતદેહને ખભે લઈ બગીચામાં ફરી રહ્યા હતા! એકને ખભે ભાઈનો મૃતદેહ હતો....બીજાને ખભે સ્રીનો મૃતદેહ હતો! શ્રીરામે એને જોયો ને બોલ્યા :

'અરે યાત્રિક, શું તું ઉન્મત્ત બની ગયો? મરી ગયેલી સ્રીને ખભે લઈને ફરે છે? જો જો, તારી સ્રી જીવંત નથી, મરી ગયેલી છે.'

'રે, તું શું અપમંગલ બોલે છે? આ તો મારી પ્રાણપ્રિય પ્રેયસી છે....તું શા માટે આ મૃતદેહને ખભે લઈને ફરે છે? તું મારી પત્નીને મરેલી જાણી શકે છે, તો તું તારા ખભે રહેલા મૃતદેહને જાણી શકતો નથી?'

'શું મારા ખભે મૃતદેહ છે?'

'હા જો તારા ખભે મૃતદેહ છે....!' દેવે પોતાના ખભેથી સ્રીનો મૃતદેહ ઉતારીને નીચે મૂક્યો અને શ્રીરામની સમક્ષ આવી પોતાનું સ્વરૂપ પ્રગટ કરી કહ્યું :

'હું કૃતાન્તવદન, સંયમ આરાધીને દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો છું....ને આ છે જટાયુદેવ!'

'તો શું તમે કહો છો તે સત્ય છે ? મારો ભ્રાતા નથી જીવતો ?'

'હા જી, લક્ષ્મણજી મૃત્યુ પામ્યા છે....!'

શ્રીરામે લક્ષ્મણજીના દેહને નીચે મૂકી દીધો....બિભીષણ, સુગ્રીવ, શત્રુઘ્ન વગેરે આવી પહોંચ્યા....લક્ષ્મણજીના દેહનો બહુમાનપૂર્વક અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો....દેવો દેવલોકમાં ચાલ્યા ગયા.



શ્રીરામનો સ્નેહોન્માદ શમી ગયો. લક્ષ્મણજીના મૃત-દેહનો અગ્નિસંસ્કાર થઈ ગયો. સહુના મન શાન્ત થયાં. ઉદ્વેગ શમી ગયો. બિભીષણ વગેરેએ નિરાંતનો શ્વાસ લીધો.

પરંતુ શ્રીરામના અંતઃકરણની સ્થિતિ જુદી જ બની. તેમનો સ્નેહોન્માદ તો શમી ગયો, સ્નેહ પણ શમી ગયો! સમગ્ર સંસાર પરથી સ્નેહ ઓસરી ગયો....સંસાર એમને શૂન્ય ભાસ્યો. તેમનું મન અંતર્મુખ બની ગયું. જ્ઞાનદૃષ્ટિ ખૂલી ગઈ...તેમણે પોતાના આત્મા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું....જાણે તેમણે આત્માનો પોકાર સાંભળ્યો : 'મને કર્મના બંધનોથી મુક્ત કર! મને શુદ્ધ કર....'

જ્યાં સુધી આત્મા કર્મોનાં બંધનોમાં બંધાયેલો છે ત્યાં સુધી જ અજ્ઞાન, મોહ, સુખ, દુઃખ....વગેરે જંજાળ છે. કર્મો એ કોઈ કલ્પના નથી પરંતુ પુદ્ગલ-પરમાણુઓ છે. જીવની મન-વચન-કાયાની પ્રવૃત્તિથી એ કર્મપરમા-

ણુઓ આત્મા સાથે જોડાય છે. મુખ્યત્વે એ કર્મોના આઠ પ્રકાર છે : (૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) મોહનીય (૪) અંતરાય (૫) નામ (૬) ગોત્ર (૭) આયુષ્ય (૮) વેદનીય ! આ કર્મ જીવ પાસે ક્રોધ–માન–માયા–લોભ કરાવે છે. મિથ્યા માન્યતાઓ કરાવે છે ! હસાવે છે ને રડાવે છે. ખુશી અનુભવાવરાવે છે ને નાખુશી કરાવે છે ! ભય પેદા કરે છે ને જુગુપ્સા કરાવે છે. કામવાસનાઓ પણ આ કર્મને આભારી છે. એટલે કર્મોનાં બંધનો તોડવાનો પુરુષાર્થ મોહનીય કર્મને તોડવાથી શરૂ કરવો પડે. એ કર્મ ઢીલું પડયું એટલે બીજાં કર્મો તો ઢીલાં પડયાં જ સમજો !

મોહનીય કર્મ તોડી શકાય છે. નાશ કરી શકાય છે. એના માટે સમ્યગ્જ્ઞાનનો, સમ્યગ્દર્શનનો સમ્યક્ચારિત્રનો પુરૂષાર્થ કરવો પડે. એ પુરૂષાર્થ કરવા માટે સાનુકૂળ વાતાવરણ જોઇએ. તે માટે સંસારવાસને ત્યાગ કરી ચારિત્રનો માર્ગ સ્વીકારવો અનિવાર્ય હોય છે. ચારિત્રીજીવનમાં કર્મબંધનો તોડવાનો ધરખમ પુરુષાર્થ આદરી શકાય છે. શ્રીરામે ચારિત્રજીવન જીવવાનો સંકલ્પ કર્યો. સંસારના સર્વસુખોની કામનાઓ વિરામ પામી જાય એટલે આ પવિત્ર ભાવના સહજ રીતે જ જાગી જાય.

શ્રીરામે શત્રુઘ્નને બોલાવ્યો. શત્રુઘ્ને આવીને શ્રીરામનાં ચરણે પ્રણામ કર્યા. શ્રીરામે શત્રુઘ્નને પોતાની પાસે બેસાડી, એના માથે હાથ ફેરવી પ્રેમભર્યા શબ્દોમાં કહ્યું :

'વત્સ, હું સંસારવાસથી નિવૃત્ત થવા ચાહું છું માટે

અયોધ્યાના રાજસિંહાસને હું તારો રાજ્યાભિષેક કરવા ચાહું છું.'

શત્રુઘ્ન શ્રીરામની વાત સાંભળીને સ્તબ્ધ બની ગયા. વિચારમાં પડી ગયા.

'શત્રુઘ્ન, શા વિચારમાં પડી ગયો? મહામંત્રીને બોલાવીને તારા રાજ્યાભિષેકની વાત કરૂં છું....ને તારે મારી વાત સ્વીકારવી જોઇએ ' શ્રીરામે શત્રુઘ્ન સામે જોઇને કહ્યું. શત્રુઘ્નની આંખો આંસુભીની થઈ ગઈ હતી. તેણે નીચી દષ્ટિ રાખીને કહ્યું :

'હે તાત, હું પણ આપનાં ચરણોમાં જ રહીશ.... આપની સાથે જ ચારિત્ર લઇશ. મને પણ આ સંસાર પ્રત્યે ઉદ્વેગ થયો છે....'

શ્રીરામ શત્રુઘ્નનો સામો પ્રસ્તાવ સાંભળી વિચારમાં પડી ગયા....'સાચી વાત છે શત્રુઘ્નની....ભરતે ચારિત્ર લીધું, લક્ષ્મણનું મૃત્યુ થયું....હું ચારિત્ર લઇશ....પછી શત્રુઘ્નને આ મહેલો સ્મશાન જેવા જ લાગે. એનું મન માને જ નહીં....વળી, એના આત્માના કલ્યાણ-માર્ગે હું શા માટે આડો આવું?' શ્રીરામ ખૂબ જ સહાનુભૂતિથી વિચારવા લાગ્યા.

'વત્સ, તારો સંકલ્પ શ્રેષ્ઠ છે....પરંતુ રાજ્યસિંહાસનનો પણ વિચાર કરવો જોઇએ ને?'

'હે તાત! રાજ્યસિંહાસને લવણના પુત્ર અનંગદેવનો અભિષેક કરવો જોઇએ. એ સુયોગ્ય રાજકુમાર છે. પ્રજાનો પ્રીતિપાત્ર છે....મને તો આપનાં ચરણોમાં જ ચારિત્રની આરાધના કરી લેવા દો.'

બંને ભાઈઓનો વાર્તાલાપ ચાલતો હતો ત્યાં બિભીષણ અને સુગ્રીવે પ્રવેશ કર્યો. શ્રીરામે બંનેને આવકાર આપ્યો. બંને રાજાઓ શ્રીરામની સામે ભૂમિ પર બેસી ગયાં. રામચરણે પ્રણામ કર્યા.

'આપને કુશળ છે ને?' બિભીષણે શ્રીરામને કુશળતા પૂછી.

'લંકાપતિ, આ સંસારમાં કયાં કોઈની કુશળતા સ્થાયી છે? ક્ષણમાં સુખ ને ક્ષણમાં દુઃખ... ક્ષણમાં આનંદ ને ક્ષણમાં વિષાદ...આ દ્વન્દ્વોમાં જ અથડાવાનું....જયાં સુધી કર્મોનાં બંધન છે ત્યાં સુધી કુશળતા કેવી? માટે મેં ચારિત્રને માર્ગે જવાનો સંકલ્પ કર્યો છે....'

બિભીષણ અને સુગ્રીવ શ્રીરામની વાત સાંભળી સ્તબ્ધ બની ગયા. લક્ષ્મણજીના દેહનો અગ્નિસંસ્કાર થયા પછી તેઓ પ્રથમ વાર શ્રીરામનાં દર્શન કરી રહ્યા હતા...ને તેમણે શ્રી રામનો ચારિત્ર સ્વીકારવાનો સાંભળ્યો....બંને રાજાઓ વિચારમાં પડી ગયા.

'હું પણ તાતની સાથે ચારિત્ર લઈશ....' શત્રુઘ્ન લંકાપતિ સામે જોઈ બોલ્યા.

'હેં ! આપ પણ...'

'હા, તાતપદનાં ચરણોમાં ચારિત્રની આરાધના કરીશ. તાતપાદની આજ્ઞા મને મળી ગઇ છે.'

શત્રુઘ્ને હૃદયના ઉમળકાથી વાત કરી દીધી....બિભીષણે સુગ્રીવ સામે જોયું. સુગ્રીવની આંખોમાં વેદના હતી,

વિચારો હતા....તેણે શ્રીરામ સામે જોયું, અંજલિ જોડી બોલ્યો :

'હે કૃપાનાથ, હું આપના પવિત્ર સંકલ્પને વધાવું છું.... પરંતુ મારૂ મન અસ્વસ્થ બની ગયું છે....'

'શાથી ?'

'અયોધ્યાની પ્રજાનો વિચાર મારા મનને વિહ્વળ બનાવી દે છે....અલ્પ સમયમાં એ પ્રજાએ કેટલા આઘાત સહન કર્યા છે ? અયોધ્યાના વિશાળ રાજ્યની પ્રજા આપને માત્ર રાજા તરીકે નથી ચાહતી. એમના હૃદય તરીકે આપને ચાહે છે...લક્ષ્મણજી પ્રત્યે એમનો સ્નેહ કેવો હતો ? એમનું મૃત્યુ થયું...લવ અને કુશે આત્મહિત સાધ્યું... આપ અને શત્રુઘ્ન ચારિત્રના માર્ગે જશો....એ પ્રજાનો કલ્પાંત...' સુગ્રીવની આંખો ભીની થઈ ગઇ. એનો સ્વર ગદ્ગદ થઈ ગયો.

'સુગ્રીવ, આ સંસારનો સ્વભાવ છે....સંયોગ અને વિયોગ! સંયોગમાં જે સુખ અનુભવે તે વિયોગમાં દુ:ખી થાય જ. લક્ષ્મણના વિયોગમાં હુ કેવો દુ:ખી થયો ? સીતાના વિયોગમાં મેં કેવો કલ્પાંત કર્યો હતો ? પ્રજાને દુ:ખ થશે પરંતુ ત્યાગપ્રધાન સંસ્કૃતિને વરેલી પ્રજા મારા નિર્ણયને હૃદયથી વધાવશે...એમને અનંગદેવ રાજા મળશે.'

સુગ્રીવે આંખનાં આંસુ લૂંછયાં. શ્રીરામની ચંદનથી પણ શીતલ વાણી સાંભળીને એના હૃદયને શાંતિ થઇ. શ્રી રામનું અંત:કરણ પુન: બોલી ઊઠયું :

'સુગ્રીવ, જયારે અનંત કાળ તરફ જોઉં છું ત્યારે

જ આ સંસારના પરિવર્તનના સ્વભાવને સમજી શકાય છે....કંઈ જ સ્થિર નહિ....બધું જ પરિવર્તનશીલ! રૂપ અને રંગ, વૈભવ ને સંપત્તિ, ક્ષેત્ર અને કાળ ..સુખ ને દુઃખ.. બધું જ પરિવર્તનશીલ...રાજાઓ બદલાઈ જાય છે. પ્રજા બદલાઈ જાય છે. નગર બદલાઇ જાય છે ને જંગલો બદલાઈ જાય છે! આ વિશ્વ જ પરિવર્તનશીલ...કોના પર રાગ કરવા ને કોના પર દ્વેષ કરવા?'

શ્રીરામની તત્ત્વવાણીએ બિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્નને રસતરબોળ કરી દીધા. તેમનો અંતરાત્મા જાગી ઊઠ્યો.

'આપની વાણી સત્ય છે. પરિવર્તનશીલ પદાર્થો પર જ રાગ–દ્વેષ ચાલે છે....જીવ એથી જ સુખ અને દુઃખ અનુભવે છે....' બિભીષણે શ્રીરામના કથનને બિરદાવ્યું. શ્રીરામે બિભીષણના મુખ સામે જોયું. બિભીષણના મુખ પર નવી જ ચમક આવી હતી. શ્રીરામ બોલ્યા:

'લંકાપતિ, જ્યારે એ રાગદ્વેષની મંદતા થાય ત્યારે જ આત્મભાન થાય. આત્માનું ભાન થયા પછી સંસાર ગમે જ નહીં. સંસારનાં સુખો ગમે જ નહીં....પછી શા માટે સંસારમાં રહેવું? સુખોનો ત્યાગ કરીને .. આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવાનો જ પુરૂષાર્થ કરી લેવો જોઇએ. પ્રજા તરફનાં...કર્તવ્યો બજાવી લીધાં...હવે મોક્ષપુરૂષાર્થ આદરવો જોઇએ. એક વખત આત્માને કર્મોના બંધનોથી મુક્ત કરી દીધો...એટલે બસ. પછી પુનઃ બંધાવાનું નહીં...દ્વન્દ્વોમાં ફસાવાનું નહિ અને જન્મ મૃત્યુના ચક્રમાં પીસાવાનું નહીં.

આજે મને સમજાય છે કે સીતાએ, ભરતે અને હનુમાને...કૃતાંતવદને અને બીજા રાજાઓએ મોક્ષપુરૂષાર્થ આરંભ્યો, તે ઉચિત જ કર્યું છે. માનવજીવનને સફળ બનાવ્યું...હા, માનવજીવન વિના કોઈ એવું જીવન નથી કે જે જીવનમાં મોક્ષપુરુષાર્થ કરી શકાય.'

શ્રીરામનાં આ વચનોથી શત્રુઘ્નનો વૈરાગ્યભાવ વધુ પુષ્ટ થયો. સાથે સાથે બિભીષણ અને સુગ્રીવનાં અંતઃકરણ પણ વિરક્ત બન્યાં....બિભીષણે કહ્યું :

'હે મહાપુરુષ, હું પણ આપની સાથે જ ચારિત્ર લઈશ આપનાં ચરણોમાં મોક્ષપુરૂષાર્થ આરંભીશ.'

'હું પણ એજ નિર્ણય કરું છું....આપની સાથે જ ચારિત્ર લઈશ.' સુગ્રીવ બોલી ઊઠ્યા.

શ્રીરામના મુખ પર પ્રસન્નતા છવાઈ ગઈ; તેઓ બોલ્યો :

'તમે બંને નરેશ્વરોએ યોગ્ય નિર્ણય કર્યો છે.'

'હે તાતપાદ! અનંગદેવના રાજ્યાભિષેક માટે...' શત્રુઘ્ને યાદ કરાવ્યું.

'હા મહામંત્રીજીને બોલાવો, એમને આવશ્યક સૂચનાઓ આપી દઉં, રાજ્યાભિષેકનો દિવસ નક્કી કરી દે.... એટલે પછી આપણો માર્ગ સરળ થઈ જાય.'

શત્રુઘ્ને તૂર્ત જ મહામંત્રીને બોલાવી લાવવા પ્રતિહારીને મોકલ્યો; બીજી બાજુ પાતાલલંકાથી વિરાધ પણ આવી પહોંચ્યો! વિરાધે આવીને શ્રીરામને પ્રણામ કર્યા. બિભીષણ, સુગ્રીવ, અને શત્રુઘ્નનો પણ વિનય કર્યો અને

યથોચિત આસને બેસી ગયો. વિરાધે શ્રીરામની કુશળતા ચાહી. શ્રીરામે વિરાધનાં સુખદુઃખ પૂછ્યાં. ત્યાં મહામંત્રી આવી ગયા.

મહામંત્રીના વૃદ્ધ દેહે શ્રીરામને પ્રણામ કર્યા. શ્રીરામે મહામંત્રીને પોતાની પાસે બેસાડ્યા. મહામંત્રીનો શ્રમ દૂર થયો; તેઓ બોલ્યા :

'કૃપાનાથ! હું આપના દર્શને આવતો જ હતો ત્યાં આપે મારી સ્મૃતિ કરી....'

'મહામંત્રીજી, મેં સંસારત્યાગ કરી ચારિત્ર લેવાનો સંકલ્પ કર્યો છે....મેં મારો સંકલ્પ શત્રુઘ્નને જણાવ્યો.... તો એ પણ મારી સાથે ચારિત્ર લેવા તત્પર થયો છે, સાથે લંકાપતિ બિભીષણ અને સુગ્રીવ પણ ચારિત્ર લેવાની દૃઢ ભાવનાવાળા બન્યા છે....એટલે અયોધ્યાના રાજસિંહાસને અનંગદેવનો રાજ્યાભિષેક કરવાનો મેં નિર્ણય કર્યો છે. તે માટે યોગ્ય દિવસ....મૂહૂર્ત વગેરે નક્કી કરી લેવા તમને બોલાવ્યા છે.'

મહામંત્રી શ્રીરામ સામે જોઈ રહ્યા....તેમનો વૃદ્ધ દેહ ધ્રુજી ઉઠ્યો.

'હે કૃપાનાથ! આપ શું કહો છો! લક્ષ્મણજી ચાલ્યા ગયા. લવ–કુશ ચાલ્યા ગયા....આપ પણ શું અમને અનાથ મૂકીને ચાલ્યા જશો!' મહામંત્રીની આંખો આંસુથી છલકાઈ ગઈ.

'મહારાજા, મહારાજા દશરથના સમયથી હું અયોધ્યાના રાજપરિવારના સુખદુઃખનો સાક્ષી છું....મેં આ રાજપ-

રિવારની ભવ્ય ઉન્નત સ્થિતિ જોઈ છે....અને આજે ! આપ અને શત્રુઘ્ન બંને ચારિત્રના પંથે સિધાવો....પછી ? હું અયોધ્યામાં નહીં રહી શકું....ને આ વૃદ્ધદેહે ચારિત્ર પણ કેવી રીતે ગ્રહણ કરું ? ચાલ્યો જઈશ કોઈ ગ્રામપ્રદેશમાં.' મહામંત્રીનો સ્વર ગદ્‌ગદ્ થઈ ગયો, તેઓ રડી પડયા. થોડી ક્ષણો માટે મૌન પથરાયું. શ્રીરામ ધીર–ગંભીર વાણીમાં બોલ્યા :

'મહામંત્રીજી ! આપના હૃદયની વેદના હું સમજું છું ....પરંતુ અયોધ્યાના રાજપરિવારની વંશ–પરંપરા આપ જાણો છો....મોક્ષપુરુષાર્થ માટે અયોધ્યાના રાજાઓએ ગૃહવાસનો ત્યાગ કર્યો છે. માનવજીવનના મહાન્ કર્તવ્ય તરીકે પણ ગૃહવાસ ત્યજી ચારિત્રમાર્ગે જવું ઉચિત છે.... બાકી સંયોગ પછી વિયોગનું દુઃખ તો છે જ મારું મન હવે મોક્ષપુરુષાર્થને જ ઝંખે છે....એ સિવાય હવે કોઇ પુરુષાર્થની કામના નથી....સંસારવાસમાં ઘણો કાળ વીત્યો. અરે, અનંત ભવો થઈ ગયા....હવે કયાં સુધી ચાર ગતિમાં ભટકવાનું ? હવે તો નિર્વાણ જ પ્રાપ્ત કરવું છે. ....જન્મ અને મૃત્યુની ઘટમાળને મીટાવી દેવી છે....અયોધ્યાની પ્રજાને અનંગદેવ જેવો સુશીલ અને પરાક્રમી રાજા મળશે....પ્રજા દુઃખી નહીં થાય....માટે એના રાજ્યાભિષેકની તૈયારી કરો....જેથી અમારો માર્ગ સરળ બને અને જલદીથી જલદી ચારિત્ર સ્વીકારીએ ...'

મહામંત્રીએ શ્રીરામની આજ્ઞા નતમસ્તક બની સ્વીકારી. તેઓ શ્રીરામના મહેલમાંથી નીકળી રથમાં બેઠા ને પોતાના

મહેલે જવા રવાના થયા. મહામંત્રી સંસારની અપરંપાર લીલાનો વિચાર કરી રહ્યા. ગઈ કાલ સુધી જેમના રાગની કોઈ સીમા હતી...લક્ષ્મણજીના મૃતદેહને છ-છ મહિના સુધી ન છોડનારા શ્રીરામ આજે વૈરાગ્યથી ભરપૂર બની સંસારત્યાગની વાત કરે છે! હનુમાનજીની દીક્ષા પર હસનારા રામ આજે સ્વયં દીક્ષા લેવા તત્પર થયા છે!

અલબત્ , અયોધ્યાના રાજસિંહાસને આવનારા તમામ રાજાઓએ ચારિત્ર સ્વીકાર્યું છે....એ પરંપરા લક્ષ્મણજી ન નિભાવી શકયા. પરંતુ શ્રીરામ એ પરંપરા નિભાવવા જ નહીં પરંતુ આત્મલક્ષી બનીને, મોક્ષસુખની તીવ્ર કામનાથી ચારિત્ર લેવા તત્પર બન્યા છે....

મહામંત્રીએ રાજપુરોહિતને બોલાવી રાજ્યાભિષેકનો શુભ દિવસ નકકી કર્યો.

બીજી બાજુ બિભીષણ, સુગ્રીવ અને વિરાધે શ્રીરામને પ્રણામ કરી નિવેદન કર્યું :

'હે ઉપકારી મહાપુરુષ! અમે અમારી રાજધાનીઓમાં જઈને પુત્રોના રાજ્યભિષેક કરી આવીએ અને અમારા સંકલ્પની પણ જાણ કરી અવીએ જેથી જેમને ચારિત્રના માર્ગે ચાલવું હોય તેઓ તત્પર બની શકે.'

'તમારી વાત સાચી છે; તમે જાઓ અને તમારાં રાજ્યોમાં સર્વત્ર જાણ કરો કે રામ ચારિત્રને માર્ગે જાય છે, જેમને ચારિત્ર લેવું હોય તેઓ અયોધ્યા ચાલે!' આવી ઉદ્‌ઘોષણા કરાવી દો. શત્રુઘ્ન, તું પણ અયોધ્યાના અને મથુરાના વિશાળ રાજ્યમાં આ પ્રમાણે ઘોષણા કરાવી દે.

'આપની આજ્ઞા શિરોધાર્ય કરીએ છીએ,' મસ્તક નમાવી બિભીષણ વગેરે રાજાઓએ અનુજ્ઞા લીધી અને પોતપોતાનાં વિમાનોમાં બેસી રાજધાનીઓમાં પહોંચી ગયા.

શત્રુઘ્ને અયોધ્યા અને મથુરાનાં રાજ્યોમાં ઉદ્ઘોષણા કરવા રાજપુરુષોને રવાના કરી દીધા. અયોધ્યામાં તો બીજે જ દિવસે પ્રજાને સમાચાર મળી ગયા કે શ્રીરામ અને શત્રુઘ્ન, બિભીષણ, સુગ્રીવ, વિરાધ વગેરે નરેશ્વરોની સાથે ચારિત્રને માર્ગે જવાના છે.' નગરનું મહાજન તુર્ત જ શ્રીરામનાં ચરણે ઉપસ્થિત થયું. શ્રીરામે નગરના મહાજનને આવકાર્યું. નગરશ્રેષ્ઠિએ વિનયપૂર્વક મસ્તકે અંજલિ જોડી કહ્યું :

'મહારાજા, અમે સાંભળ્યું છે કે આપ અને શ્રી શત્રુઘ્ન ચારિત્રને માર્ગે જવા ઉજમાળ બન્યા છો ?'

'સત્ય છે શ્રેષ્ઠિ ! હવે એ જ એક શ્રેષ્ઠ પુરૂષાર્થ બાકી રહ્યો છે....એ કરીને આ જીવન સફળ કરીએ. રાજસિંહાસને અનંગદેવનો અભિષેક કરવાનો છે.'

'પરંતુ પ્રજા પર કૃપા કરીને થોડો વિલંબ કરો.... હજુ તો ગઇ કાલે જ પ્રજા એક મોટા દુ:ખમાંથી મુક્ત થઈ છે....ને આજે....?'

'વિલંબ કેવી રીતે કરૂં ? હવે એક ક્ષણ પણ સંસારવાસમાં ગમતું નથી....આત્માનો પ્રબળ પોકાર શરૂ થયો છે....આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવાની તીવ્ર ઈચ્છા જાગી ગઈ છે....ત્યાગને માર્ગે જતાં અમને પ્રજાહૃદયનાં

અભિનંદન આપો...સંયોગવિયોગ એ તો આ સંસારની સ્વાભાવિક સ્થિતિ છે... સંસારમાં પ્રિયજનના સંયોગ થાય છે....સ્નેહ બંધાય છે....રાગ થઈ જાય છે....એ સંયોગ કદાપિ ન તૂટે તેવી ઈચ્છાઓ કરાય છે. પરંતુ સંયોગ પર મનુષ્યનું આધિપત્ય નથી, મનુષ્યની ઈચ્છાનુસાર સંયોગવિયોગ થતા નથી....એની પાછળ સંચાલક તત્ત્વ છે કર્મ! જેણે સંયોગમાં સ્નેહ અને રાગ કર્યા તેને વિયોગમાં દુઃખ અનુભવવું જ પડે!'

શ્રીરામ નગરશ્રેષ્ઠિઓને પ્રત્યુત્તર આપી રહ્યા હતા. નગરશ્રેષ્ઠિઓ આજે પ્રથમવાર જ શ્રીરામને મુખે વૈરાગ્યવાણી સાંભળી રહ્યા હતા. શ્રેષ્ઠિઓના હૃદયમાં અજવાળું પથરાયું. પરમપ્રિય શ્રીરામનાં વચનો ખૂબ પ્રિય લાગ્યાં.

'લંકાપતિ બિભીષણ, વાનરેશ્વર સુગ્રીવ વગેરે અનેક રાજાઓ મારી સાથે ચારિત્રનો માર્ગ અંગીકાર કરશે.'

'પ્રભો! મારી એક નમ્ર વિનંતી છે.' શ્રાવક અર્હદ્દાસે કહ્યું.

'કહો.'

'ભગવંત મુનિસુવ્રતસ્વામીના શાસનની પરંપરામાં અત્યારે શ્રી 'સુવ્રત' નામના મહામુનિ અયોધ્યાનાં ઉપનગરોમાં વિચરે છે. તેઓ મહાન સંયમી, વિશિષ્ટ જ્ઞાની અને અપૂર્વ કરુણાને ધરાવનારા મુનીશ્વરની પાસે ચારિત્ર અંગીકાર કરો તો આપને અતિ પ્રસન્નતા થશે.'

'હે અર્હદ્દાસ! તમે શુભ સમાચાર આપ્યા. તમે

જાઓ અને મુનીશ્વરને પ્રાર્થના કરી હમણાં અહીં જ સ્થિરતા કરાવો. હું પણ બિભીષણ વગેરે આવી જતાં, મુનિશ્વરનાં દર્શન કરીશ.'

નગરશ્રેષ્ઠિઓએ શ્રીરામના ચરણે પુનઃ વંદના કરી, અનુજ્ઞા લીધી અને વિદાય થયા. શ્રીરામ પોતાના નિત્યકર્મથી પરવાર્યા; દીર્ઘ સમયની શારીરિક અસ્વસ્થતાને કારણે તેઓ શયનકક્ષામાં જઈને એક પ્રહર સૂઈ ગયા.

અયોધ્યાનું અને અયોધ્યાના રાજમહેલોનું વાતાવરણ બદલાઈ ગયું હતું.

લવણપુત્ર અનંગદેવને સમાચાર મળી ગયા હતા, તેના રાજ્યાભિષેકના અને શ્રીરામ શત્રુઘ્નની દીક્ષાના. અનંગદેવ શ્રીરામને મહેલે આવ્યો. શ્રીરામ હજુ નિદ્રામાં હતા એટલે તે મહેલની અટ્ટલિકામાં જઇ ઉભો.

અનંગદેવે તરૂણઅવસ્થામાંથી યુવાવસ્થામાં તાજો જ પ્રવેશ કર્યો હતો. તે ઓછા-બોલો છતાં પ્રસન્નમુખ યુવાન હતો. તેનામાં લવનું લાવણ્ય હતું અને અનેક લાક્ષાણિકતાઓ હતી. તેણે લક્ષ્મણજીને મુખે લંકાના યુદ્ધની પરાક્રમગાથાઓ સાંભળી હતી....લવને મુખે, લવ-કુશે શ્રીરામ-લક્ષ્મણ સામે કરેલા યુદ્ધની વીરતાભરી વાતો સાંભળી હતી. સીતાજીની અગ્નિપરીક્ષાનો પ્રસંગ સાંભળ્યો હતો. ત્યાર પછી લક્ષ્મણજીનું મૃત્યુ તેણે પ્રત્યક્ષ જોયું હતુ....એ જ પ્રસંગથી વૈરાગી બનીને ચારિત્રને માર્ગે ચાલ્યા ગયેલા લવ અને કુશને જોયા હતા. એના ચિત્તમાં ચારિત્રમાર્ગનું ઉચ્ચ મૂલ્યાંકન

થયેલું હતું. મહારાજા દશરથના રાજપરિવારમાં એણે લાડભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

શ્રીરામે નિદ્રાત્યાગ કર્યો. અનંગદેવે શ્રીરામનાં ચરણોમાં વંદના કરી. શ્રીરામે અનંગદેવને પોતાની પાસે બેસાડી આશીર્વાદ આપ્યા. શ્રીરામે જલપાન કર્યું, સ્વસ્થ થયા.

'વત્સ! તું કુશળ છે ને?'

'આપની પરમ કૃપાથી, તાતપાદ!'

'તને મહામંત્રીએ કહ્યું હશે....તારો રાજ્યાભિષેક કરવાનો છે.'

'અને આપ લઘુભ્રાતાની સાથે અમારો ત્યાગ કરી ચારિત્રપંથે જવાના છો...' અનંગદેવે શ્રીરામની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવીને કહ્યું.

'અનંગ! તું જાણે છે ને કે વત્સ લક્ષ્મણ વિના મારો સંસાર શૂન્ય છે. મારા આત્માની પરમ શાન્તિ માટે ચારિત્ર વિના બીજો કોઈ માર્ગ નથી. મને હવે મહેલો કરતાં જંગલોમાં વધુ શાન્તિ મળશે. મધુર ભોજન કરતાં કઠોર તપશ્ચર્યામાં વધુ શાન્તિ મળશે....હવે ઇન્દ્રિયોનાં વિષયસુખ નથી જોઈતાં. હવે જોઈએ છે આત્માની અનંત શાંતિ! વત્સ, હવે અયોધ્યાની પ્રજાનું તારે જતન કરવાનું છે. પ્રજાનાં દુઃખ દૂર કરવા સતત તારે જાગ્રત રહેવાનું છે.'

અનંગદેવ શ્રીરામની વાણી સાંભળી રહ્યો. શ્રીરામનો ચારિત્રનિર્ણય એને ઉચિત લાગ્યો. અયોધ્યાનું રાજસિંહાસન....અને એની જવાબદારીઓ કઠિન લાગી, છતાં રાજ્યાભિષેક નિશ્ચિત હતો, એ અનંગદેવ જાણતો હતો.

મહામંત્રીએ રાજ્યાભિષેકની સંપૂર્ણ તૈયારીઓ કરી દીધી અને શ્રીરામને નિવેદન પણ કરી દીધું. બીજી બાજુ લંકાથી બિભીષણ પરિવાર સાથે અયોધ્યા આવી ગયા. સુગ્રીવ પણ રાજ્યવ્યવસ્થા ગોઠવીને અંતેપુર સાથે આવી પહોંચ્યા. વિરાધ અને બીજા અનેક રાજાઓ શ્રીરામ સાથે ચારિત્ર લેવા અયોધ્યામાં આવી ગયા. અયોધ્યાના વિશાળ રાજ્યમાં અનેક આજ્ઞાંકિત રાજાઓ હતા. તેઓ, મિત્રરાજાઓ અને વિદ્યાધર રાજાઓથી અયોધ્યાના મહેલો ભરાઈ ગયા. અયોધ્યાના બાહ્યપ્રદેશમાં પણ એક વિશાળ નગર ઉભું કરવામાં આવ્યું.

શુભ દિવસે, પ્રશસ્ત મુહૂર્તે ખૂબ ભવ્યતાથી અનંગદેવનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. મહારાજા અનંગદેવની આજ્ઞા સમગ્ર દેશમાં પ્રવર્તાવવામાં આવી.

*

અયોધ્યાના બાહ્ય ઉદ્યાનમાં મુનીશ્વર સુવ્રત પધારી ગયા હતા.

અયોધ્યામાં દીક્ષામહોત્સવ મંડાઈ ગયો હતો....ત્યાં દૂર દૂરથી હજારો સ્ત્રીપુરુષોનો પ્રવાહ અયોધ્યામાં વહી રહ્યો હતો. દેશવ્યાપી પ્રવાસે ગયેલા રાજપુરૂષોએ શ્રીરામનાં ચરણોમાં આવીને નિવેદન કર્યું :

'હે શ્રેષ્ઠ પુરુષ! આકાશયાનમાં અમે લગભગ એક હજાર નગરોમાં જઈ આવ્યા. અમે તે તે નગરોના રાજાઓને આપનો સંદેશ આપ્યો....જ્યાં જ્યાં આ સંદેશ

આપ્યો, સહુ આશ્ચર્યચકિત થઈ ગયા....'શ્રીરામ ચારિત્રને માર્ગે જાય છે!' શું રાજાઓ અને શું રાજકુમારો ....અરે, અંતેપુરની રાણીઓ પણ આશ્ચર્ય પામી ગઈ... એટલું જ નહિ પરંતુ તેઓ બોલવા લાગ્યાં : 'રામ જેવા રામ જો સંસારનો ત્યાગ કરી ચારિત્રને માર્ગે જતા હોય તો પછી આપણે પણ શા માટે સંસારમાં રહેવું? સંસારનાં ઘણાં સુખ ભોગવ્યાં....એમાં ક્યાંય તૃપ્તિ થાય જ નહિ. અંતરાત્માના સુખમાં જ સાચી તૃપ્તિ મળે.' તેમણે પણ ચારિત્ર લેવાનો નિર્ણય કર્યો છે....તેમની રાણીઓએ પણ ચારિત્ર લેવાનો સંકલ્પ જાહેર કર્યો છે. તેઓ સર્વે આજ-કાલમાં અયોધ્યા આવી જશે....અને આપની સાથે ચારિત્રનો સ્વીકાર કરશે. તે રાજાઓએ પોતપોતાના સ્નેહી ...મિત્ર રાજાઓને સંદેશા મોકલીને ત્યાગમાર્ગે ચાલવાનો પોતાનો સંકલ્પ જણાવ્યો છે; એટલે અમને લાગે છે કે હજારો રાજાઓ ને રાણીઓ આપની સાથે જ સંસારનો ત્યાગ કરશે....!'

શ્રીરામ દૂતોની વાત સાંભળી હર્ષવિભોર બની ગયા. તેઓ બોલ્યા :

'તમે અદ્ભુત સમાચાર લાવ્યા છો...' પ્રીતિદાન આપીને તેઓને વિદાય કર્યા.

મહામંત્રીએ શ્રીરામચંદ્રજી પાસે આવી નિવેદન કર્યું :

'મહારાજાનો જય હો, ખૂબ જ હર્ષ થાય તેવા સમા-
૫૫ ચાર છે. 'શ્રીમતિ' નામનાં તપસ્વિની સાધ્વી અનેક સાધ્વીઓ સાથે પરિવરેલાં, અયોધ્યામાં પધાર્યાં છે...જાણે સર્વવિરતિ

જ મૂર્તિમંત બનીને આવી છે!'

'ઘણું જ સરસ! મહામંત્રીજી, તે આર્યાઓને રહેવા વગેરેની વ્યવસ્થા થઈ ગઈ હશે?'

'હા જી; તેઓ સર્વે કુશળ છે.'

સમગ્ર ભારતવર્ષ એ દિવસોમાં કેવી અપૂર્વ ત્યાગ-ભાવનાથી ધબકતું હશે? જ્યાં રાજાઓ અને રાણીઓ જ સંસારના સુખ-વૈભવોનો ત્યાગ કરી જતાં હોય, જીવનની ઉત્તરાવસ્થા ચારિત્રજીવનમાં વીતાવીને, તપોમય જીવન જીવતાં હોય, ત્યાં પ્રજાની ત્યાગભાવના કેવી ઝળહળતી હશે!

શ્રીરામ, શત્રુઘ્ન, બિભીષણ, સુગ્રીવ, વિરાધ વગેરે હજારો રાજાઓએ અને રાણીઓએ વર્ષીદાન આપ્યાં.... જીવોની દરિદ્રતા દૂર કરી....ધનધાન્યાદિથી પરિપૂર્ણ કર્યા.

સોળ હજાર રાજાઓ!

સાડત્રીસ હજાર રાણીઓ અને શ્રેષ્ઠ સ્ત્રીઓ!

દીક્ષાનો મહોત્સવ કેવો મંડાયો હશે!! દેવલોકનાં દેવોએ સતત પુષ્પવૃષ્ટિ કરી અને એ હજારો રાજાઓ ને હજારો રાણીઓનો દીક્ષાનો વરઘોડો નીકળ્યો....બીજા પણ પ્રજાજનો ચારિત્ર લેવા ઉજમાળ બન્યા.

પ્રશસ્ત મુહૂર્તે સુવ્રત મુનીશ્વરે શ્રીરામચન્દ્રજી આદિ સોળ હજાર રાજાઓને ચારિત્ર આપ્યું. સાડત્રીસ હજાર સ્ત્રીઓને ચારિત્ર આપ્યું આર્યા 'શ્રીમતિ'એ. સાડત્રીસ હજાર નૂતન આર્યાઓને પોતાના શ્રમણસંઘમાં પ્રવેશ આપ્યો.

દીક્ષામહોત્સવ ઉજવાઈ ગયો....

અયોધ્યાપતિ રાજા અનંગદેવે આંસુભરી આંખે.... મહામુનિ રામભદ્રજી આદિને વિદાય આપી.

મહામુનિ શ્રી સુવ્રતે અયોધ્યાથી વિહાર કર્યો.

સાધ્વીજી શ્રીમતિજીએ પણ અયોધ્યાથી વિહાર કર્યો.

અયોધ્યા જાણે ખાલી ખાલી થઈ ગઈ....અયોધ્યાના રાજમહેલોમાં જાણે સૂનકાર વ્યાપી ગયો....વાર્તા-વિનોદ, ગીત-નૃત્ય, આનંદ-ઉત્સવ...બધું સ્થગિત થઈ ગયું...રામ વિનાની અયોધ્યાની કલ્પના થઈ શકે ખરી?

## ૧૨૦ : રાજા પ્રતિનન્દિને પ્રતિબોધ

જીવન-પરિવર્તન!

અંતરાત્માના સુખની પરિશોધનું જીવન!

બાહ્ય જગતનાં સુખોનો ત્યાગ કરી આત્માના અનંત આંતરસુખને મેળવવાનો પુરુષાર્થ કરવાનું જીવન. શ્રીરામે આવું જીવન સ્વીકાર્યું.

કોઈ જીવની હિંસા કરવાની નહિ, અસત્ય બોલવાનું નહિ, ચોરી કરવાની નહિ, અબ્રહ્મનું સેવન કરવાનું નહિ, પરિગ્રહ રાખવાનો નહિ! મન, વચન, કાયાથી આ કરવાનું નહિ, કરાવવાનું નહિ કે અનુમોદવાનું નહિ! પછી અશાન્તિ ક્યાંથી થાય? સંતાપ ક્યાંથી હોય? પ્રમાદ ક્યાંથી થાય?

કેવું સ્વસ્થ ને અપ્રમત્ત જીવન! નીચી દૃષ્ટિએ ચાલવાનું...વિચારીને બોલવાનું....ભિક્ષાવૃત્તિથી જીવનનિર્વાહ કરવાનો, દરેક પ્રવૃત્તિમાં જીવરક્ષાનું ધ્યાન રાખવાનું...આ

બધું સહજ ને સ્વભાવિક થાય. કોઇ ભાર નહિ, દબાણ નહિ કે કંટાળો નહિ. શ્રીરામચન્દ્રજીએ ગુરૂચરણે જીવન સમર્પણ કર્યું.

દેહનાં મમત્વ ઉતાર્યાં અને તપશ્ચર્યા આદરી. મનને જ્ઞાનોપાસનામાં પરોવ્યું અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માંડયું. તીવ્ર બુદ્ધિથી શ્રુતજ્ઞાન ગ્રહણ કરવા માંડયું.

બુદ્ધિ પર જે આવરણ હોય તેનો જેમ જેમ નાશ થતો જાય તેમ તેમ બુદ્ધિ વિકસતી જાય. વિકસેલી બુદ્ધિ જ્ઞાનાર્જનમાં સહાયક બને. સાઠ વર્ષ સુધી ગુરૂદેવનાં ચરણોમાં રહી રામભદ્ર મુનીશ્વરે વિશિષ્ટ જ્ઞાન સંપાદન કર્યું.

જ્ઞાન અને તપથી તેમણે અદ્ભુત આત્મશક્તિ પ્રાપ્ત કરી. બાહ્ય ભયો, ઉપદ્રવો અને કષ્ટો સામે નિર્ભય બન્યા.

દિવસોના દિવસો સુધી ઉપવાસ કરીને તેમણે ભૂખ પર વિજય મેળવ્યો....તૃષા પર વિજય મેળવ્યો. કડકડતી ઠંડીમાં ધ્યાનસ્થ રહીને તેમણે શરીરને કસ્યું. ધોમધખતા તાપમાં વિહાર કરીને શરીરને સહનશીલ બનાવ્યું. વન્યપશુઓથી નિર્ભય બન્યા. ઉચ્ચકોટિની આત્મસાધના કરવા માટે તન અને મનને આ રીતે તૈયાર કરવાં જ પડે.

એક દિવસ રામભદ્ર મહામુનિએ ગુરૂદેવનાં ચરણોમાં વંદના કરી નિવેદન કર્યું :

'હે કૃપાવંત! જો આપની આજ્ઞા હોય તો હું એકાકીપણે જંગલોમાં....પહાડોમાં વિચરૂં અને આત્માની પૂર્ણતા મેળવવા પુરુષાર્થ કરૂં.'

'હે મુનિવર! તમારા માટે તે અશક્ય છે. તમે એ પુરુષાર્થ માટે ઉજમાળ બનો....'ગુરુદેવે આશીર્વાદ આપ્યા. શ્રી રામભદ્ર મુનિએ પુનઃ પુનઃ ગુરુચરણોમાં વંદના કરી. સર્વે મુનિવરો સાથે ક્ષમાપના કરી....અને એ મહાપુરુષ અરણ્યની વાટે નીકળી પડયા.

ઘોર અટવી....

કાંટા અને કાંકરાનો પંથ!

રામભદ્ર મહામુનિ નિર્ભયતાથી ચાલ્યા જાય છે.... આત્માની જ પૂર્ણતાના એક લક્ષથી ચાલ્યા જાય છે.... બીજી કોઈ કામનાઓ નથી, ઈચ્છાઓ નથી, અભિલાષાઓ નથી....એક પર્વતની તળેટીમાં પહોંચ્યા. પર્વતની એક ગુફામાં પ્રવેશ કર્યો. એક સ્વચ્છ પાષાણશિલા પર ધ્યાનસ્થ બનીને ઊભા.

એ ધ્યાન હતું ધર્મધ્યાન!

જિનેશ્વરની આજ્ઞાઓનો વિચાર, રાગ-દ્વેષથી બંધાતાં કર્મોના ઉદયનો વિચાર, સકલ વિશ્વની રચનાનો વિચાર અને મિથ્યાત્વ....અવિરતિ....કષાય વગેરેનાં કટુ પરિણામોનો વિચાર....

પ્રહર પછી પ્રહર વીતતા હતા....રાત જામતી જતી હતી. શ્રીરામભદ્ર મહામુનિનું ધ્યાન પણ જામતું જતું હતું. મધ્યરાત્રિને સમયે મહામુનિને 'અવધિજ્ઞાન' પ્રગટી ગયું. એ 'અવધિજ્ઞાન'ના પ્રકાશમાં સકલ વિશ્વને....'ચૌદ રાજલોક'ને પ્રત્યક્ષ નિહાળ્યું! અવધિજ્ઞાન!

કોઇ ઇન્દ્રિયની સહાય નહીં કે મનની સહાય નહિ! આત્મા જ સ્વયં સકલ વિશ્વને જુએ! પ્રત્યક્ષ જુએ!

ધ્યાનના પ્રબળ અગ્નિમાં, 'અવધિજ્ઞાન' ઉપરનું એ આવરણ બળી ગયું....અને જ્ઞાનનો પ્રકાશ ઝળહળી ઉઠયો! શ્રીરામભદ્ર મહામુનિ અવધિજ્ઞાની મહર્ષિ બની ગયા.... જ્ઞાનના પ્રકાશમાં એ મહામુનિએ લક્ષ્મણજીના જીવને જોયો....પરંતુ ક્યાં? નરકમાં!! ત્યાં તો શ્રીરામે પોતાના અને લક્ષ્મણજીના પૂર્વભવોની હારમાળા જોઈ! અવધિજ્ઞાનના પ્રકાશમાં ભૂતકાળના ભવો અને ભવિષ્યકાળના ભવો જોઈ શકાય. શ્રીરામભદ્ર મુનિ વિચારે છે :

'પૂર્વેના એક ભવમાં હું ધનદત્ત હતો અને લક્ષ્મણ મારો નાનો ભાઈ વસુદત્ત હતો...ત્યાં...એ ભવમાં પણ એનું મૃત્યુ એવી જ રીતે થયું હતું....કોઈ ધર્મ વિના જ જીવન પૂર્ણ થયું હતું. આ ભવમાં પણ એ કંઈ જ આત્મસાધના કર્યા વિના....ગયો....કુમાર અવસ્થામાં, ત્યાર પછી કલાધ્યાનમાં, દિગ્વિજયમાં, રાજ્યવ્યવસ્થામાં એમ બાર હજાર વર્ષનું એનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું ...બિચારા દેવોનો શો દોષ?

સંસારી જીવોને આવાં જ કર્મવિપાક ભોગવવાના હોય છે....દેવો તો સ્નેહની પરીક્ષા કરવા આવ્યા હતા...ને લક્ષ્મણનું મૃત્યુ થઈ ગયું....નરકમાં ચાલ્યો ગયો....'

શ્રીરામભદ્ર મહામુનિનો વૈરાગ્ય તીવ્ર થયો.

જ્ઞાનદૃષ્ટિ ખુલી ગયા પછી સંસારની ઘટનાઓનું અવલોકન થાય તે વૈરાગ્યને વધારનારું થાય છે. કર્મોના

દારુણ વિપાકો જોઈને હૃદય સંસાર પ્રત્યે તીવ્ર નિર્મમ થઈ જાય છે.

'અહો, આ સંસારનું આવું દારુણ સ્વરૂપ છે! વાસુદેવ જેવાને પણ નરકમાં પછાડી દે? તો પછી આ સંસારનાં સુખોથી શું? સંસારના વૈભવ અને વિલાસોથી શું? સર્યું આવા સંસારથી. સંસારથી મુક્ત થવાનો જ પુરુષાર્થ કરું....'

મહામુનિનો અંતરાત્મા આત્માની મુક્તિ માટે દૃઢ સંકલ્પવાળો બની ગયો. તપ અને સમાધિમાં લીન બની ગયો.

જંગલોમાં....ગિરિ-ગુફામાં તેમણે તપ આદર્યો બે-બે ઉપવાસના પારણે તપ શરુ કર્યો. દિનરાત સમાધિમાં રહેવા માંડયું. પારણાના દિવસે ભિક્ષા માટે નગરમાં જવા લાગ્યા.

છઠતપ (બે ઉપવાસ)ના પારણે ભિક્ષા માટે રામભદ્ર મહામુનિ 'સ્યન્દનસ્થલ' નગરમાં આવ્યા.

શ્રીરામભદ્ર મહામુનિ!

જાણે ચન્દ્ર પૃથ્વી પર ઉતરી આવ્યો!

અદ્‌ભુત રૂપ અને અપાર સૌમ્યતા! અદ્વિતીય આકર્ષણ અને ગજબ પુણ્યપ્રકર્ષ! શ્રીરામભદ્ર મહામુનિને નગરમાં પધારેલા જોઈ નગરવાસીઓ હર્ષથી નાચી ઊઠયા. હજારો સ્ત્રી પુરુષો સામે આવ્યાં..મહામુનિની સ્તુતિ-પ્રાર્થના કરીને આનંદોત્સવ મનાવવા લાગ્યાં. પોતપોતાના ઘરના દ્વારે, ભિન્નભિન્ન વાનગીઓથી ભરપૂર ભોજનના થાળ લઇ, નગરજનો ઊભા રહ્યા.

નગરજનોનો હર્ષોન્માદ એવો હતો કે હાથીઓએ આલાનસ્તંભ ઉખેડી નાખીને નાચવા માંડયું! અશ્વોએ ઊંચા કાન કરીને હણહણાટ કરવા માંડયો. સ્યન્દનસ્થલ નગરની ગલીગલીમાં હર્ષ રમણે ચઢ્યો.

શ્રીરામભદ્ર મહામુનિને આવી ભિક્ષા કયાં જોઈતી હતી? તેઓ તો દરેક ઘરના દ્વારેથી પાછા વળે છે, ભિક્ષા લેતા નથી. આગળ ને આગળ વધતા જાય છે.

તેમને તો વધેલી....ઘટેલી....ને ફેંકી દેવા જેવી ભિક્ષા જોઈતી હતી....આવી ભિક્ષા કોણ આપે? મહામુનિ ભિક્ષા લેતા નથી.

મુનીશ્વર રાજમહેલના દ્વારે જઇ ઊભા.

રાજા પ્રતિનન્દિએ હર્ષથી મુનીશ્વરને વંદના કરી.

રાજાને ત્યાં ભોજનસમય વ્યતીત થઇ ગયો હતો. વધેલો-ઘટેલો આહાર પડયો હતો. રાજાએ શ્રીરામભદ્ર મહામુનિને આહાર વ્હોરાવ્યો અને મહામુનિએ તે વહોર્યો. દેવો પણ અવધિજ્ઞાનથી, સ્યન્દનસ્થલની આ ઘટના જોઇ રહ્યા હતા. મહામુનિને પારણું થયું કે તેમણે દિવ્ય ધનવૃષ્ટિ કરી.

રાજા પ્રતિનન્દિને ત્યાં મહામુનિનું પારણું થયેલું જાણી પ્રજાને પણ ખૂબ આનંદ થયો. મહામુનિને નગરમાં રોકવા માટે રાજાએ ને પ્રજાએ અતિ આગ્રહ કર્યો પરંતુ મહામુનિ શાના નગરમાં રોકાય? એમનું મન નગરમાં કેમ ઠરે? તેઓ રોકયા ના રોકાય....

તેમણે જંગલની વાટ પકડી. વાટે ચાલતાં તેમને વિચાર આવ્યો : 'મારા નગરમાં જવાથી નગરમાં કેવો કોલાહલ મચી ગયો ! કેટલા સંઘટ્ટા પણ થાય ? લોકોનો કેવો ધસારો!' તેમણે શુદ્ધ બુદ્ધિથી આ પ્રમાણે અભિગ્રહ ધારણ કર્યો, પ્રતિજ્ઞા કરી :

'આ જંગલમાં જ જો ભિક્ષા સમયે ભિક્ષા મળશે તો પારણું કરીશ, નહીંતર તપ ચાલુ રાખીશ....નગરમાં.... ગામમાં નહીં જાઉં.'

શરીર પર કેવો નિરપેક્ષ ભાવ! તીવ્ર વૈરાગ્ય શરીર પ્રત્યે પણ નિરપેક્ષ બનાવે છે. શ્રીરામભદ્ર મહામુનિ નગરના હજારો ભક્તજનોની ભક્તિથી પણ દૂર રહેવાનો સંકલ્પ કરે છે. ભક્તોની ભીડ એમના અંતરાત્માને ડંખે છે....જ્યાં જીવનું લક્ષ 'આત્મા' ઉપર જ કેન્દ્રિત થઈ જાય છે, એને બીજું બધું અસાર ભાસે છે. મહામુનિને તો આત્માને અનંત કર્મોનાં બંધનોમાંથી મુક્ત કરવો છે. અનંત જ્ઞાન અને વીતરાગતા પ્રાપ્ત કરવી છે. જંગલમાં એમણે ધ્યાન લગાવ્યું. સર્વ વિચારોથી મુક્ત બની એક પરબ્રહ્મના ધ્યાનમાં લીન થઈ ગયા. શરીર ઉપરથી પણ મમત્વ ઉતારી નાંખ્યા પછી–ચિત્તમાં કોઈ વિક્ષેપ રહે નહીં.

એક દિવસની વાત છે.

સ્યન્દનસ્થલ નગરનો રાજા પ્રતિનન્દિ સૈન્ય સાથે બહાર નીકળ્યો. રાજા જે અશ્વ પર આરુઢ થયો હતો તે અશ્વ વિપરીત રીતે શિક્ષિત થયેલો હતો. રાજાને એણે બીજા માર્ગે વળ્યો. જેમ જેમ રાજા એને ઊભો રાખવા પ્રયત્ન કરે તેમ તેમ તે તીવ્ર ગતિથી દોડે!

માર્ગમાં 'નન્દનપુણ્ય' નામનું સરોવર આવ્યું. સરોવરને કિનારે દોડતો અશ્વ એક સ્થળે કાદવામાં ખૂંચી ગયો.

રાજા પ્રતિનન્દિ મૂંઝાયો....ત્યાં એની પાછળ સૈન્ય આવી પહોંચ્યું....સૈનિકોએ અશ્વને અને રાજાને કાદવમાંથી ઉગારી લીધા. રાજાએ સૈનિકોને કહ્યું :

'આ સરોવરના કિનારે શિબિર નાંખો અને અહીં જ ભોજન બનાવો. ભોજન કરીને પછી અહીંથી આગળ વધીશું.'

સૈનિકોએ પડાવ નાંખ્યો અને ભોજનની તૈયારીઓ કરવા માંડી. રાજા પ્રતિનન્દિએ સરોવરમાં સ્નાન કર્યું અને વિશ્રામ લીધો. ભોજન તૈયાર થઇ જતાં સપરિવાર રાજાએ ભોજન કર્યું.

રાજાને ક્યાં ખબર હતી કે આ એ જંગલ હતું કે જે જંગલમાં શ્રીરામભદ્ર મહામુનિ રહેલા હતા ! એ મુનીશ્વરની સાધનાથી આ જંગલ પવિત્ર બનેલું હતું !

એ દિવસે મહામુનિને પારણું કરવાનું હતું....જ્ઞાન–દૃષ્ટિથી મહામુનિએ જંગલમાં રાજાના આગમનને જાણ્યું હતું. તેઓ ભિક્ષાર્થે સરોવરકિનારે પધાર્યા. રાજા પ્રતિ–નન્દિએ મહામુનિને જોયા....અંગેઅંગ રોમાંચિત થઇ ગયું. તે ઊભો થયો અને મહામુનિને નમન કરી સ્વાગત કર્યું.

'હે કૃપાવંત, ભિક્ષા ગ્રહણ કરી મને અનુગૃહિત કરો.' રાજાએ મહામુનિને ભિક્ષા માટે વિનંતિ કરી. બધાએ ભોજન કરી લીધું હતું એટલે જે ભોજન વધેલું હતું,

તેમાંથી જ ભિક્ષા આપવાની હતી. મુનિરાજને પણ એવી જ ભિક્ષા ખપતી હતી.

જેવી મુનિવરે ભિક્ષા લીધી તેવી જ આકાશમાંથી દેવોએ રત્નવૃષ્ટિ કરી....રત્નો સરોવરને કિનારે વેરાયેલાં જોઇ સૈનિકો સ્તબ્ધ બની ગયા. રાજા પ્રતિનન્દિએ સૈનિકોને કહ્યું :

'આ શ્રીરામભદ્ર મહામુનિનો પુણ્યપ્રભાવ છે....દેવો પણ એમનાં ચરણકમલની સેવા કરે છે, એમના દર્શન કરી પાવન થાઓ.' સૈનિકોએ મહામુનિનાં ચરણે વંદના કરી. પ્રતિનન્દિએ મહામુનિને પ્રાર્થના કરી :

'હે કૃપાવંત મુનીશ્વર! અમે ધર્મ જાણતા નથી. અમને ધર્મોપદેશ આપવા કૃપા કરો.' સરોવરને કિનારે, એક સ્થળે પડેલી સ્વચ્છ પાષાણશિલા ઉપર શ્રીરામભદ્ર મહામુનિ બિરાજમાન થયા રાજા પ્રતિનન્દિ અને પરિવાર મહામુનિની સામે ભૂમિ–પ્રદેશ પર બેસી ગયો. મહામુનિએ ધીર–ગંભીર ધ્વનિમાં ધર્મોપદેશ આરંભ્યો.

'હે રાજન્! ધર્મનો આરંભ શ્રદ્ધાથી થાય છે. પર–માત્મા ઉપર, સદ્ગુરુઓ ઉપર અને સદ્ધર્મ ઉપર શ્રદ્ધા ધારણ કરવી જોઇએ. રાગ–દ્વેષથી રહિત, સર્વજ્ઞ વીતરાગ આત્મા, એ જ પરમાત્મા કહેવાય. રાગ–દ્વેષ પર વિજય મેળવવા પ્રયત્ન કરનારા, મહાવ્રતધારી અને જિનાજ્ઞા મુજબ જીવન જીવનારા સદ્ગુરુ કહેવાય. જિનભાષિત દયામૂલકધર્મ

કહેવાય. આ ત્રણ તત્ત્વો ઉપર અવિચલ શ્રદ્ધા સ્થાપિત કરવી જોઇએ.

'હે નરેશ ગૃહસ્થજીવનમાં તમે બાર વ્રત ધારણ કરી શકો. (૧) કોઇપણ નિરપરાધી ત્રસ જીવને મારવો નહીં. સ્થાવર જીવોની પણ જેમ બને તેમ વધુ દયા પાળવી. (૨) અસત્ય બોલવું નહીં. (૩) ચોરી કરવી નહીં. (૪) સ્વસ્રીમાં સંતોષ રાખવો, પરસ્રીનો ત્યાગ કરવો. (૫) સ્થાવર-જંગમ પરિગ્રહ (વૈભવ-સંપત્તિ)નું પરિમાણ કરવું (૬) ચાર દિશાઓમાં ને ઉપરનીચે અમુક યોજનથી વધારે દૂર જવું નહીં. (૭) ભોગ-ઉપભોગની વસ્તુઓની મર્યાદા બાંધવી. (૮) અનર્થદંડના ધંધા કરવા નહીં. અર્થાત્ બિનજરૂરી....અનાવશ્યક કાર્ય કરવાં નહીં. (૯) સામાયિક (૪૮ મિનિટ) વ્રત કરવું, (૧૦) લીધેલાં વ્રતોને યાદ કરી જવા માટે મહિને કે વર્ષે એકાદ દિવસ દસ સામાયિક કરીને, સમતાભાવે રહેવું. (૧૧) પૌષધ વ્રત કરવું અર્થાત્ ઉપવાસ કરીને; શરીરની શોભા કર્યા વિના, બ્રહ્મચર્યવ્રત ધારણ કરી, આરંભ-સમારંભનો ત્યાગ કરી, પર્વ દિવસોમાં રહેવું. (૧૨) અતિથિ એવા સાધુપુરુષોને ભિક્ષા આપીને પછી ભોજન કરવું.'

શ્રીરામભદ્ર મહર્ષિએ પ્રતિનન્દિ રાજાને બાર વ્રતો, એના અતિચારો....સાવધાનીઓ વગેરે વિસ્તારથી સમજાવ્યું. રાજાને ખૂબ હર્ષ થયો. રાજાએ મહામુનિ પાસે બાર વ્રત

ધારણ કર્યાં. મહામુનિની મોક્ષમાર્ગની દેશના સાંભળી રાજા અને સૈનિકો આનંદિત થઇ ગયા.

રાજાએ પુનઃ પુનઃ મહામુનિનાં ચરણે વંદના કરી.

રામભદ્ર મહામુનીએ સૌને 'ધર્મલાભ' ના આશીર્વાદ આપ્યા.

મહામુનિ જંગલમાં ચાલ્યા ગયા.

રાજા પોતાના સૈન્ય સાથે ઘર તરફ રવાના થયો.

## ૧૨૧ : : સીતેન્દ્ર

શ્રીરામભદ્ર મહામુનિએ એજ વનમાં સ્થિરતા કરી.

વનમાં પશુઓ મહામુનિની ચારે બાજુ ટોળે મળે છે.... મહામુનિ સામે ટગરટગર જોયા કરે છે....વનની અધિષ્ઠાયિકા દેવીઓ પ્રગટ થાય છે ને મહામુનિની સ્તુતિ-પ્રાર્થના કરે છે. મહામુનિ તો એમની સાધનામાં લીન છે.

ક્યારેક મહિનાના ઉપવાસ...

ક્યારેક બે મહિનાના ઉપવાસ....

ક્યારેક ત્રણ મહિનાના ઉપવાસ તો ક્યારેક ચાર મહિનાના સળંગ ઉપવાસ કરી મહામુનિ ઘોર તપ કરતા હતા. એમને તો જલદીથી જલદી કર્મનાં બંધનો તોડવાં હતાં. તપશ્ચર્યા કરીને તેઓ બેસી રહેતા ન હતા. પરંતુ ભિન્ન-ભિન્ન આસનો લગાવીને ધ્યાનમાં લીન રહેતા હતા.

ક્યારેક 'પર્યંકાસન' કરતા તો ક્યારેક 'ઉત્કટિક' આસને ધ્યાન ધરતા. ક્યારેક એક પગે ઊભા રહી....બંને

હાથ ઊંચા રાખી સૂર્ય સામે દૃષ્ટિ લગાવીને ધ્યાન કરતા. ક્યારેક માત્ર અંગૂઠા પર ઊભા રહે છે....ક્યારેક પગની એડી પર ઉભા રહે છે....

જુદાંજુદાં આસનો દ્વારા એમણે તન-મનની પ્રવૃત્તિ પર વિજય મેળવ્યો. તપ અને ધ્યાન દ્વારા એમણે કર્મનાં કઠોર બંધનો તોડવા માંડયાં.

ઘણો સમય વનમાં વિતાવી તેમણે 'કોટિશિલા' નામની શિલા તરફ વિહાર કર્યો. જે કોટિશિલાને પૂર્વે લક્ષ્મણજીએ ઉપાડીને વિદ્યાધરોને પ્રતીતિ કરાવી હતી કે તેઓ 'વાસુદેવ' છે!

શ્રીરામભદ્ર મહામુનિએ 'કોટિશિલા' પર આસન જમાવ્યું.

નિરપેક્ષ વૃત્તિ! બાહ્ય ભાવો તરફ પૂર્ણ ઉદાસીનતા.... સંસાર ને મોક્ષ....કોઈ ઇચ્છા નહીં. રાગ નહીં ને દ્વેષ નહીં

ધર્મધ્યાનની ઉચ્ચતમ સપાટી પર પહોંચ્યા.

અને 'શુક્લધ્યાન'નો પ્રારંભ થઇ ગયો! પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર' ધ્યાન ચાલુ થઇ ગયું. આત્માથી માંડી પરમાણુ સુધીના પદાર્થોનું ચિંતન, એના વાચક શબ્દોનું ચિંતન અને મન-વચન-કાયાના યોગનું ચિંતન. ચૌદ પૂર્વના શ્રુતજ્ઞાનનું ચિંતન!

સ્વ-શુદ્ધ આત્માનુભૂત ભાવનાના આલંબનથી અન્તર્જલ્પ ચાલુ થયો. એક અર્થ પરથી બીજા અર્થ પર, એક શબ્દ પરથી બીજા શબ્દ પર, અને એક યોગથી બીજા યોગ પર

વિચારણા ચાલુ થઈ. એક દ્રવ્ય પરથી બીજા દ્રવ્ય પર, એક ગુણ ઉપરથી બીજા ગુણ ઉપર અને એક પર્યાય ઉપરથી બીજા પર્યાય પર સંક્રમણ થવા માંડયું.

જ્યારે શ્રીરામભદ્ર મહામુનિ તીવ્ર વેગથી આત્માનાં શુદ્ધ સ્વરૂપ તરફ ધસી રહ્યા હતા ત્યારે બારમા દેવલોકમાં એક અવનવી જ ઘટના બની રહી હતી.

સીતાજી!

સીતાજીએ ચારિત્રજીવનનું વિશુદ્ધ પાલન કર્યું હતું ને આયુષ્ય પૂર્ણ કરી બારમાં દેવલોકમાં દેવેન્દ્ર બન્યાં હતાં! દેવેન્દ્ર સીતેન્દ્ર!

દેવોને 'અવધિજ્ઞાન' હોય.

'અવધિજ્ઞાન' થી દેવો દેવલોકમાં બેઠાં બેઠાં પણ આ મનુષ્યલોકને જોઈ શકે....એ માટે એમને જ્ઞાનનો ઉપયોગ કરવો પડે. સીતેન્દ્રને અચાનક રામ સ્મૃતિમાં આવ્યા. 'રામ શું કરતા હશે ? કયી સ્થિતિમાં હશે ?' જિજ્ઞાસા પ્રગટી....તુર્ત જ અવધિજ્ઞાનનો ઉપયોગ કર્યો....સીતેન્દ્રે પ્રત્યક્ષ શ્રીરામને જોયા....પરંતુ?

અયોધ્યાના મહેલમાં નહીં, જંગલમાં કોટિશિલા પર આરૂઢ થયેલા! ધ્યાનસ્થ દશામાં અપૂર્વ આત્માનન્દના રસાસ્વાદ કરતા! સીતેન્દ્ર ચોંકી ઉઠ્યા: સ્વગત બોલી ઊઠ્યાં: 'મારા રામ! તેમણે પણ ચારિત્ર લીધું ....ઓહો લક્ષ્મણજીનું મૃત્યુ થઈ ગયું છે. પ્યારા લવકુશ ચારિત્રને માર્ગે ચાલ્યા ગયા. શ્રીરામે શત્રુઘ્ન સાથે ચારિત્ર લીધું. બહુ સરસ. જીવન ધન્ય બની ગયું!'

સીતેન્દ્રે અયોધ્યામાં બની ગયેલી ઘટનાઓ જોઈ. ત્યારે પછી શ્રીરામ ઉપર દૃષ્ટિ કેન્દ્રિત કરી. શ્રીરામ ઉપરનો રાગ સળવળી ઊઠ્યો. એ રાગના પડેલા સંસ્કારો નાબૂદ થયા ન હતા; રામને જોતાં જ એ સંસ્કારો જાગ્રત થયા. સીતેન્દ્ર વિચારે છે :

'શ્રીરામે ધર્મધ્યાનમાંથી શુક્લધ્યાનમાં પ્રવેશ કર્યો છે. જો એમાં આગળ વધી જાય તો કેવળજ્ઞાની બની જાય. વીતરાગ બનીને મોક્ષમાં ચાલ્યા જાય. પછી એમનો સંયોગ ન મળે.' શ્રીરામના કથમી વિયોગની કલ્પનાથી સીતેન્દ્ર ધ્રુજી ગયાં.

'શ્રીરામ અહીં આવે. મારા મિત્ર દેવ બને. એમનો ચિરસહવાસ મળે. પણ એ માટે મારે એમના શુક્લધ્યાનનો ભંગ કરવો જોઈએ. શુક્લધ્યાન અટકાવવું જોઈએ.'

કેવી છે રાગદશા!!

કેવી છે મોહદશા!

સીતાજીએ ચારિત્ર લીધું હતું, ચારિત્રજીવનનું પાલન કર્યું હતું, સંસારની માયામમતાનો ત્યાગ કર્યો હતો. જ્ઞાન–ધ્યાન અને તપની આરાધના કરી હતી. પરંતુ શ્રીરામ પ્રત્યેનો રાગ યથાવત્ રહ્યો હતો! એમની ચારિત્રની ઉપાસના રામ–રાગને મીટાવી શકી ન હતી. જીવનનું ને દેહનું પરિવર્તન થયા પછી પણ એ રાગ આત્માને વળગી રહ્યો હતો.

આનું નામ રાગની પ્રબળતા! આનું નામ મોહની વિટંબણા!

સીતેન્દ્ર શ્રીરામભદ્ર મહામુનિને ધ્યાનભ્રષ્ટ કરવાનો નિર્ણય કરે છે. અનુકૂળ ઉપસર્ગો કરીને મહામુનિને વિચલિત કરવાનો નિર્ધાર કરે છે.

અનેક દેવો સાથે સીતેન્દ્ર 'કોટિશિલા' પાસે આવે છે. શ્રીરામચન્દ્રજીને ધ્યાનમગ્ન દશામાં જુએ છે. ચારે બાજુ વેરાન ઉજ્જડ પ્રદેશને જુએ છે. એને પ્રદેશ ન ગમ્યો.

દેવેન્દ્ર છે! એની પાસે અદ્ભુત શક્તિઓ છે.

માઘ માસ હતો. સીતેન્દ્રે 'કોટિશિલા'ના જંગલને ક્ષણોમાં ઉદ્યાન બનાવી દીધું! નંદનવન સર્જી દીધું. વસંતઋતુની માદકતા ભરી દીધી.

કોયલોનાં વૃન્દ કૂજન કરવા લાગ્યાં. વિવિધરંગી ભ્રમરો મધુર ગુંજારવ કરવા લાગ્યા. જૂઈ, બકુલ અને ચંપકનાં પુષ્પો ખીલી ઊઠ્યાં. મલયાચલનો સુગંધી વાયુ વાવા લાગ્યો.

કામદેવ જાણે પૃથ્વી પર ઊતરી આવ્યો! સીતેન્દ્રે રૂપપરિવર્તન કર્યું. સોળ શૃંગાર સજેલી નવયૌવના સીતાનું રૂપ ધારણ કર્યું. આબેહૂબ સીતા! જાણે મિથિલાના સ્વયંવર-મંડપમાં ઊભેલી સીતા ન હોય! બીજા દેવોએ પણ માનવ-કન્યાનાં રૂપ ધારણ કર્યાં.

એ કન્યાઓ સાથે રૂમઝુમ કરતી સીતા કોટિશિલા પર આવી. ધ્યાનસ્થ રામને નમન કરી, તેણે પ્રાર્થના કરી:

'હે પ્રાણનાથ! પ્રિયતમ! નયન ખોલો. જુઓ તમારી હૃદયેશ્વરી સીતા તમારી સામે ઊભી છે. સ્વામીનાથ! જુઓ,

તમારા વિરહથી વ્યાકુળ....વિહ્વળ આ સીતાનો સ્વીકાર કરો.

'ત્યારે મેં ભૂલ કરી હતી. આપનો ત્યાગ કરી અભિમાનમાં આપને અવગણી મેં ચારિત્ર લીધું હતું. પાછળથી મને ઘણો પશ્ચાત્તાપ થયો હતો. આપની સ્મૃતિમાં હું ઝૂરતી હતી. આંખોમાંથી આંસુ વહાવતી હતી. આજે હું આપની પાસે આવી છું. જુઓ આ અનેક વિદ્યાધરકન્યાઓ સાથે આપને વીનવું છું. હે નાથ! કૃપા કરો. અમારો સ્વીકાર કરી અમને સનાથ કરો.

આ વિદ્યાધર કન્યાઓએ મને કહ્યું: 'તું દીક્ષા ત્યજી દે અને રામની રાણી બની જા. અમે તારા આદેશથી રામની પત્નીઓ બનીશું.' હે સ્વામીનાથ મેં આ કન્યાઓના કહેવાથી દીક્ષા ત્યજી દીધી અને હું આપનાં ચરણોમાં આવી છું. હે પ્રાણેશ્વર, અમારી સામે જુઓ. આપની આ સીતા પૂર્વવત્ આપના બાહુપાશમાં સમાઈ જવા તલસે છે. ભૂલી જાઓ સ્વામી મારો એ અપરાધ, આપનું કરેલું અપમાન. અને આ દાસીને આપની ચરણસેવામાં સ્વીકારી લો....'

શ્રીરામભદ્ર મહામુનિ પર સીતેન્દ્રનાં વચનોની કોઈ અસર ન થઇ. એ તો શુક્લધ્યાનની ધારામાં વહી રહ્યાં હતાં. ક્ષણે ક્ષણે અનંત કર્મોનો ક્ષય કરી રહ્યા હતાં. ધ્યાનનો અગ્નિ પ્રગટે પછી શું બાકી રહે?

સીતેન્દ્રે વિદ્યાધર કન્યાઓ (બનાવટી) સાથે એ કોટિ-

શિલા પર નૃત્ય આરંભ્યું. દેવલોકના દેવોનું (બનાવટી દેવીઓનું) નૃત્ય એટલે પૂછવું જ શું! નૃત્યુ સાથે ગીત અને સંગીતની રમઝટ જામી ગઈ.

એ ગીત–સંગીત અને નૃત્યની અસર જંગલના પશુઓ પક્ષીઓ પર થઈ...ટોળે મળ્યાં તેઓ એકીટસે એ નાટારંભ જોઇ રહ્યાં....ડોલી ઊઠ્યાં.

પરંતુ શ્રીરામભદ્ર મહામુનિ પર નથી એ નૃત્યની અસર કે નથી એ ગીત–સંગીતની અસર! અસર ક્યાંથી થાય? એ નૃત્યને આંખો જુએ ને મન વિચારે તો ને? એ ગીત–સંગીતને કાન સાંભળે અને મન વિચાર કરે તો ને? મહામુનિની ઈન્દ્રિયો અને મન તો ધ્યાનમાં જોડાઈ ગયા હતાં....

ઈન્દ્રિયો ને મનને ધ્યાનમાં જોડી દેવામાં આવે તો બાહ્ય દુનિયાના પ્રસંગો કોઈ અસર ન કરી શકે. મહામુનિએ ઈન્દ્રિયો ને મનના સહારે ધર્મધ્યાન કરીને, આત્માથીજ આત્માનું ધ્યાન આરંભ્યું. શુક્લધ્યાનમાં આત્મા જ આત્માને ધ્યાવે છે! મન ને ઈન્દ્રિયો ત્યાં નિષ્ક્રિય બની જાય છે.

સીતેન્દ્ર તો પોતાની તમામ શક્તિ અજમાવીને ગીત–નૃત્ય કર્યે જાય છે. દિવસ પૂર્ણ થાય છે ને રાત્રિનો પ્રારંભ થાય છે...પ્રથમ પ્રહર....દ્વિતીય પ્રહર....જેમ જેમ રાત જામતી જાય છે તેમ તેમ નૃત્ય જામતું જાય છે...ગીત–સંગીત તીવ્ર બનતાં જાય છે.

ત્રીજા પ્રહરનો પ્રારંભ થઈ ગયો...ને પૂર્ણ થઈ ગયો...

ચોથા પ્રહરનો પ્રારંભ થયો. શ્રીરામભદ્ર મહામુનિએ 'શુક્લધ્યાન'ના બીજા પ્રકારમાં પ્રવેશ કરી ધ્યાનાનલમાં ઘાતીકર્મોને ક્ષય કરી નાખ્યો.

રામભદ્ર મહામુનિને કેવળજ્ઞાન પ્રગટી ગયું.

શ્રીરામ વીતરાગ બન્યા.

ન રાગ, ન દ્વેષ, ન મોહ.

શ્રીરામ સર્વજ્ઞ બન્યા.

કોઈ પણ જાતનું અજ્ઞાન નહીં.

એમને સકલ વિશ્વ પ્રત્યક્ષ! ભૂતકાળ પ્રત્યક્ષ, ભવિષ્યકાળ પ્રત્યક્ષ અને વર્તમાન પ્રત્યક્ષ! સર્વ દ્રવ્યના સર્વ પર્યાયો પ્રત્યક્ષ! સર્વકાળના પર્યાયો પ્રત્યક્ષ! આત્માના જ્ઞાનનો પ્રકાશ પ્રગટી ગયો. સર્વજ્ઞતા આવે એટલે વીતરાગતા સહજ બની જાય. અજ્ઞાનતા છે ત્યાં સુધીજ રાગ ને દ્વેષનાં દ્વન્દ્વ હોય છે.

આત્મા સર્વજ્ઞ બન્યો. વીતરાગ બન્યો. એટલે જન્મ મટયો! ફરીથી જન્મવાનું નહીં, દેહ ધારણજ નહીં કરવાનો. સર્વજ્ઞ આત્માનું નિર્વાણ થાય. નિર્વાણ થયા પછી જન્મ ન થાય. આત્મા જન્મ-મૃત્યુમાંથી પૂર્ણતયા

મુક્ત થાય. એનું જ નામ મોક્ષ. માઘ માસ. શુક્લ બારસની એ રાત્રિ હતી.

રાત્રિના અંતિમ પ્રહરમાં શ્રીરામભદ્ર મહામુનિ સર્વજ્ઞ વીતરાગ બન્યા.

સીતેન્દ્રે અવધિજ્ઞાનથી જોઇ લીધું, 'શ્રીરામ કેવળજ્ઞાની બની ગયા. શુક્લધ્યાનની સિદ્ધિ થઈ ગઈ.' તુર્ત જ બધી માયાજાળ સંકેલી લીધી. સ્વયં સીતાનું રૂપ સંહરી લઇ ઇન્દ્રરૂપે પ્રગટ થયા.

દેવલોકથી બીજા દેવો પણ ઉતરી આવ્યા.

સીતેન્દ્રનો મોહ ઉતરી ગયો. ભક્તિભાવ જાગ્રત થયો. સીતેન્દ્રે દેવોની સાથે ત્યાં વિધિપૂર્વક મહોત્સવ કર્યો. દેવોએ નૃત્ય કર્યાં. ગીતગાન કર્યાં; શ્રીરામભદ્ર મહામુનિની સ્તુતિ કરી.

સુવર્ણનું દિવ્ય કમલ બનાવ્યું. અત્યંત મુલાયમ અને મનોહર. કેવળજ્ઞાની એના પર આરુઢ થયા. બે બાજુ દેવોએ ઊભા રહીને ચામર ઢાળવા માંડયા. દિવ્ય છત્ર ધારણ કરીને દેવો ઊભા રહ્યા.

કોટિશિલાનો પ્રદેશ દેવોની પર્ષદાથી શોભી ઉઠયો.

કેવળજ્ઞાની ભગવંત શ્રીરામચન્દ્રે ચંદનથી પણ શીતલ વાણી વહાવી. દેશનાનો પ્રારંભ કર્યો :

પર્ષદા હતી માત્ર દેવોની! ત્યાં માનવ સ્ત્રી-પુરૂષો ન હતાં. હા, એ જંગલનાં પશુઓ અને પક્ષીઓ જરૂર ત્યાં હતાં. એ કેવળજ્ઞાની ભગવંતને ચાહતાં હતાં. હિંસક પશુઓ પણ હિંસાવૃત્તિ ત્યજીને એકઠાં થયાં હતાં.

સર્વજ્ઞ વીતરાગ શ્રીરામનો ઉપદેશ સાંભળી દેવોનાં મન ઉલ્લસિત થયાં. તેમનાં સમ્યગ્દર્શન વિશેષ નિર્મળ થયાં.

ઉપદેશ પૂર્ણ થયો.

સીતેન્દ્ર ઊભા થયા અને ગદ્ગદ્ સ્વરે ક્ષમાયાચના કરતા બોલ્યા :

'પ્રભો, મને ક્ષમા કરો. આપના પ્રત્યેના રાગથી.... સ્નેહથી પ્રેરાઈને મેં ધ્યાનભંગ કરવા આપના ઉપર ઉપદ્રવ કર્યો. આપ દેવલોકમાં મારા મિત્ર દેવ બનો એ માટે વિચલિત કરવા પ્રયત્ન કર્યાં. મારો અપરાધ માફ કરો.'

'હે સીતેન્દ્ર! મોહવશ જીવ શું નથી કરતો? તમે મોહવશ બનીને ઉપદ્રવ કર્યાં. પણ તે મારા માટે ઉપકારી બન્યા!!'

'પ્રભો! હવે કૃપા કરીને બતાવો કે લક્ષ્મણ મૃત્યુ પામીને કઈ ગતિમાં ગયા છે અને રાવણ મરીને કઈ ગતિમાં ગયો છે?'

'હે સીતેન્દ્ર, જીવોની ગતિ કર્માધીન હોય છે. લક્ષ્મણ અને રાવણ બંને ચોથી નરકમાં છે.' કેવળજ્ઞાની ભગવંતે કહ્યું, સીતેન્દ્રના મુખ પર ગ્લાનિ છવાઈ ગઈ.

'પ્રભો, નરકમાંથી નીકળ્યા પછી એમનું ભાવિ શું છે?' સીતેન્દ્રે બીજો પ્રશ્ન પૂછયો.

'સીતેન્દ્ર, નરકનું આયુષ્ય પૂર્ણ કરીને લક્ષ્મણ અને રાવણ પૂર્વ-મહાવિદેહ ક્ષેત્રમાં વિજયાવતી નગરમાં જન્મશે.

સુનન્દ અને રોહિણીના તેઓ પુત્ર થશે. લક્ષ્મણનું નામ સુદર્શન અને રાવણનું નામ જિનદાસ હશે. ત્યાં બંને અર્હત ધર્મની આરાધના કરશે અને સૌધર્મ દેવલોકમાં જશે.

દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી વિજયાપુરીમાં તે બંને જન્મશે, શ્રાવક બનશે, શ્રાવક જીવન જીવીને હરિવર્ષ ક્ષેત્રમાં મનુષ્ય બનશે. ત્યાંનું આયુષ્યપૂર્ણ કરીને તે બંને દેવલોકમાં જશે.

દેવલોકનું પણ આયુષ્ય પૂર્ણ થશે ને વિજયાપુરીમાં 'જયકાન્ત' અને 'જયપ્રભ' નામના કુમારો થશે. જ્યારે તે કુમારો યૌવનમાં આવશે, જિનોક્ત સંયમધર્મનું પાલન કરશે, ચારિત્ર પાળી, મૃત્યુ પામી 'લાન્તક' નામના દેવ-લોકમાં ઉત્પન્ન થશે.

'હે સીતેન્દ્ર! એ સમયે તું બારમા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી.. અને આ જ ભરતમાં 'સર્વરત્નમતિ' નામનો ચક્રવર્તી બનીશ! અને એ રાવણ અને લક્ષ્મણના જીવ લાન્તકદેવલોકમાંથી ચ્યવીને તારા પુત્રો બનશે !'

'પ્રભો....આપ શું કહો છો ? લક્ષ્મણ અને રાવણ મારા પુત્ર થશે ?'

'હા, સીતેન્દ્ર ! આ સંસારમાં બધા જ સંબંધો પરિ-વર્તનશીલ છે. કોઇ સંબંધ કાયમી ટકે નહીં. રાવણના જીવનું નામ તું ઈન્દ્રાયુધ રાખીશ અને લક્ષ્મણના જીવનું નામ 'મેઘરથ' રાખીશ !

સીતેન્દ્ર તારા એ બંને પુત્રો જ્યારે યૌવનમાં આવશે,

ત્યારે ભોગસુખોથી વિરક્ત બનશે. ચક્રવર્તી પિતાના સુખ-વૈભવોનો ત્યાગ કરી એ બંને કુમારો ચારિત્ર લેશે! તું પણ ચારિત્ર લઈને ચારિત્રનું ઉત્કૃષ્ટ પાલન કરી, અનુત્તર દેવલોકમાં 'વૈજયન્ત' વિમાનમાં ઉત્પન્ન થઈશ!

રાવણનો જીવ ઈન્દ્રાયુધ સારા પવિત્ર ત્રણ ભવ કરશે અને એ ભવોમાં 'તીર્થંકર' નામકર્મ બાંધશે!. જ્યારે એ છેલ્લા ભવમાં 'તીર્થંકર' બનશે ત્યારે તું 'વૈજયન્ત' દેવ-લોકમાંથી ચ્યવીને, મનુષ્યભવ પ્રાપ્ત કરીશ....અને એજ તીર્થંકર (રાવણનો જીવ)નાં ચરણોમાં ચારિત્ર લઈશ! એમનો 'ગણધર' બનીશ! આયુષ્યનું બંધન તૂટી જશે. અને તમે બંને મોક્ષમાં જશો!'

'પ્રભો, લક્ષ્મણનું શું થશે?' સીતેન્દ્રની ઉત્કંઠા ખૂબ વધી ગઈ હતી.

'સીતેન્દ્ર! લક્ષ્મણનો જીવ મેઘરથ સારા ભવો કરતો પૂર્વ-મહાવિદેહમાં 'રત્નચિત્રા' નામની નગરીમાં ચક્રવર્તી બનશે.

ચક્રવર્તીના ભોગો ભોગવશે. અંતે ચારિત્ર લેશે.' 'તીર્થંકર' નામકર્મ ઉપાર્જન કરશે અને એ પણ તીર્થંકર બનીને મોક્ષમાં જશે!'

'પ્રભો! રાવણ અને લક્ષ્મણનું ભવિષ્ય તો ઉજ્જવલ છે. તેઓ ઉત્તમ આત્માઓ છે, પરંતુ અત્યારે તો તેઓ નરકની ઘોર વેદનાઓ સહે છે ને?'

સીતેન્દ્ર! એ ભોગવ્યા વિનાં છૂટકો જ નથી. તીવ્ર રાગદ્વેષથી બાંધેલાં કર્મ ભોગવ્યા વિના ચાલે જ નહી.'

સીતેન્દ્ર વિચારમાં પડી ગયા. તેઓ પોતાના મનમાં વિચારે છે : 'હું નરકાવાસમાં જાઉં અને એમને દુઃખથી ઉગારી લઉં. એમને નરકમાંથી ઉપાડીને કોઇ સારા સ્થળે મૂકી દઉં!'. કરૂણાથી આર્દ્ર બનેલા સીતેન્દ્રે શ્રીરામભદ્ર મહામુનિનાં ચરણોમાં વંદના કરી અને વિદાય લીધી. બીજા દેવોએ પણ શ્રીરામનાં ચરણોમાં વંદના કરી અને સ્વસ્થાને ચાલ્યા ગયા. શ્રીરામભદ્ર મહામુનિએ ત્યાંથી વિહાર કર્યો.



સીતેન્દ્ર!

તેના હૃદયમાં લક્ષ્મણને નરકનાં દુઃખોથી બચાવવાની કરૂણા તો જાગી પરંતુ સાથે સાથે રાવણને પણ બચાવી લેવાની દયા જાગી! સીતેન્દ્ર રાવણના ભૂતકાળને ભૂલી જાય છે ને શ્રીરામભદ્ર મહામુનિએ બતાવેલા એના ઉજ્જવલ ભવિષ્યને જુએ છે! 'ભવિષ્યમાં રાવણ તીર્થંકર બનનાર છે. અરે! ભાવિનો મારો પુત્ર પણ એ બનનાર છે!'

સીતેન્દ્ર! બારમા દેવલોકનો ઈન્દ્ર છે! એની પાસે અદ્‌ભુત દૈવી શક્તિઓ છે. એને મનુષ્યલોક, મધ્યલોકની નીચે અધોલોકમાં જવામાં વાર કેટલી!

સીતેન્દ્ર ચોથી નરકમાં જઇને ઊભા!

પહેલી નરકની નીચે બીજી નરક, બીજી નરકની નીચે ત્રીજી નરક અને ત્રીજી નરકની નીચે ચોથી નરક! કેવી ભયંકર વિકરાળ એ ભૂમિ? કાપાકાપી અને મારામારી સિવાય કંઇ નહી!

કપાઈ જાય છતાં મરે નહીં! પુનઃ સંધાઈ જાય!

બળી જાય છતાં મરે નહીં. પુનઃ આંગોપાંગ જોડાઈ જાય! છેદાય....ભેદાય....છતાં મરે નહીં. મૃત્યુને ચાહે છતાં મૃત્યુ મળે નહીં! ત્યાં તો જેટલો કાળ આયુષ્યનો બાંધીને આવ્યો હોય, તેટલો કાળ વિતાવવો જ પડે! નરક એટલે નરક. એ કોઈ કલ્પના નથી. 'નરક' એક ચોક્કસ સ્થાન છે. જયાં એવા જીવોને જવું પડે છે કે જેઓ ઘોર પાપ આચરે છે, જે પાપોની સજા કરવાની દેવ કે માનવની શક્તિ નથી. એ સજા એને નરકમાં ભોગવવીજ પડે છે.

સીતેન્દ્રે ચોથી નરકમાં રાવણને જોયો. શંબૂકને જોયો અને લક્ષ્મણને પણ જોયા! રાવણ અને શંબૂક બંને લક્ષ્મણની સાથે લડી રહ્યા હતા. ઘોર યુદ્ધ જામેલું સીતેન્દ્રે જોયું. સિંહ વગેરેનાં વિવિધ રૂપ કરીને એ યુદ્ધ કરી રહ્યા હતા. ત્યાં 'પરમાધાર્મિક'ના ક્રૂર અસુરો એમને કહી રહ્યા હતા :

'રે, આ રીતે લડવામાં તમને જોઇએ તેવું દુઃખ નહીં મળે.' પરમાધામીકોઓ કહ્યું. રાવણ-શંબૂક અને લક્ષ્મણના મુખમાંથી તીવ્ર ચીસ નીકળી પડી. બળવા માંડયા. અંગો બળી-ઝળી ગયાં. ત્યાંથી તેમને કાઢીનેએ વિકૃત આકૃતિ-

વાળા અસુરોએ ત્રણેને ગરમ-ગરમ તેલમાં ફેંકી દીધા.અને દુઃખો આપવાની પરંપરા ચાલી. ભયંકર દુઃખ, ઘોર વેદના ને દર્દભરી ચીસો...સીતેન્દ્ર જોઇ ન શકયા...કમકમી ઊઠયા...તુર્ત જ તેમણે એ અસુરોને કહ્યું :

'અરે અસુરદેવો, શું તમે આ શ્રેષ્ઠ પુરૂષોને ઓળખતા નથી? દૂર હટો. છોડી દો આ મહાપુરૂષોને....'

ઝળહળ જયોતિથી દેદીપ્યમાન સીતેન્દ્રના પુણ્યપ્રતાપથી પરમાધામી અસુરો અંજાઇ ગયા...રાવણ, શંબૂક અને લક્ષ્મણ સીતેન્દ્રની સામે જોઈ રહ્યા....'કોણ આ ઉપકારી દેવ હશે?' તર્ક-વિતર્કમાં પડી ગયા. ત્યાં જ સીતેન્દ્ર રાવણ અને શંબૂકને ઉદ્દેશીને કહ્યું :

'તમે હવે તો સમજો? હે રાવણ, હે શંબૂક! તમે પૂર્વભવમાં....રાવણ અને શંબૂકના ભવમાં ઘોર પાપ કર્યા માટે તો અહીં જન્મ્યા....અહીં પણ પૂર્વભવનું વૈર યાદ કરીને લડો છો?' સીતેન્દ્રે, પરસ્પર લડતા રાવણ-લક્ષ્મણને યુદ્ધથી વાર્યા. તેમનું યુદ્ધ સ્થગિત થઇ ગયું....સીતેન્દ્રે રાવણ ને લક્ષ્મણ સામે જોયું અને એમને પ્રતિબોધ કરવા, પરસ્પરના વૈરનો અંત લાવવા માટે જે પ્રમાણે કેવળજ્ઞાની શ્રીરામભદ્ર મહામુનિએ ભવિષ્યના ભવો બતાવ્યા હતા, તે બધો જ વૃત્તાંત એ ત્રણેને કહી સાંભળાવ્યો.

'રાવણ અને લક્ષ્મણ સીતેન્દ્રનો ઉપદેશ સાંભળીને બોલી ઉઠ્યા.

'હે કૃપાનિધિ! આપે ઘણું સારૂં કર્યું. આપ અહીં આવ્યા. અમને ઉપદેશ આપ્યો. આપના ઉપદેશથી અમારા

સર્વ દુઃખો ભુલાઈ ગયાં....પરંતુ પૂર્વભવોમાં ક્રૂર કર્મો કરીને આવેલા એવા અમારા દીર્ઘકાળના નરકાવાસને કોણ મીટાવી શકે? એ તો અમારે ભોગવવાનું જ રહ્યું.' આ સાંભળીને કરુણાપૂર્ણ સીતેન્દ્ર બોલી ઊઠયા :

'હું તમને ત્રણેને અહીંથી ઉઠાવીને દેવલોકમાં લઈ જઈશ.... એમ કહીને સીતેન્દ્રે એ ત્રણેને પોતાના હાથમાં ઉપાડયા....

પરંતુ આ તો નરકના જીવોનાં શરીર! જેવાં શરીર હાથમાં પકડયાં....પારાની જેમ કણ-કણ થઈને હાથમાંથી સરકી પડયાં ! પુનઃ અંગોપાંગ જોડાઈ ગયા....સીતેન્દ્રે ફરીથી એ શરીરને ઉઠાવ્યાં....પણ એ જ સ્થિતિ....કણ-કણ થઈને જમીન પર સરકી પડયાં....

સીતેન્દ્રે વારંવાર ઉપાડવા પ્રયત્ન કર્યો....પણ નિષ્ફળ! ત્યાં લક્ષ્મણજીના જીવે કહ્યું ;

'હે કૃપાળુ, તમે અમને જેમ જેમ ઉપાડવા પ્રયત્ન કરો છો, અમને ખૂબ જ દુઃખ થાય છે....માટે અમને છોડી દો અને દેવલોકમાં ચાલ્યા જાઓ....'

સીતેન્દ્રે વિચાર્યું : 'આમને નરકનાં દુઃખોથી બચાવવા કોઈ સમર્થ નથી....એ બાંધેલાં કર્મ ભોગવ્યા વિના છૂટકો જ નથી.'

દુઃખી હૃદયે સીતેન્દ્ર ત્યાંથી નીકળીને જયા શ્રીરામ હતા ત્યાં આવ્યા. શ્રીરામભદ્ર મહામુનિને વંદના કરી સીતેન્દ્ર નન્દીશ્વરદ્વીપ પર ચાલ્યા ગયા.

રસ્તામાં 'દેવકુરૂ' પ્રદેશ આવ્યો! સીતેન્દ્રને યાદ

આવ્યું : 'ભાઈ ભામંડલનો જીવ અહીં ઉત્પન્ન થયો છે.' તુર્ત જ સીતેન્દ્રે ભામંડલના જીવને મળી, એને ધર્મોપદેશ આપી પ્રતિબોધ કર્યો. પૂર્વભવનો સ્નેહ હતો ને!

નન્દીશ્વરદ્વીપ પર રહેલી શાશ્વત જિન પ્રતિમાઓનાં દર્શન–પૂજન કરી સીતેન્દ્ર અચ્યુત દેવલોકમાં ચાલ્યા ગયા.

શ્રીરામભદ્ર મહામુનિ કેવળજ્ઞાની બનીને આ પૃથ્વી પર પચીસ વર્ષ વિચર્યા. અનેક જીવોને મોક્ષમાર્ગનો ઉપદેશ આપીને, શેષ કર્મોનો ક્ષય કરી મોક્ષમાં પધાર્યા....

અજર, અમર, અવિચલ અને શાશ્વત આત્મસુખ પ્રાપ્ત કરી લીધું. * * *

## રામાયણ સંપૂર્ણ

| લેખન પ્રારંભ : | લેખન સંપૂર્ણ : |
|---|---|
| વિ. સ. ૨૦૧૭, જ્ઞાનપંચમી | વિ. સં. ૨૦૨૭, કૃષ્ણાષ્ટમી |
| સ્થળ : ચાણસ્મા, (ગુજરાત) | સ્થળ : સાયન, મુંબઈ : ૨૨ |